



સળંગ અંક

૫૫-૫૬

કિં. ૦-૧૦-૦

પ્યારા બાપુ






આ અંકના વાર્તા-લેખ- અનુવાદક

ગોપાળરાવ ન. વિદ્વાંસ, ધનસુખલાલ મહેતા, મયૂર,
મણિલાલ અવગારી, માધવજી પટેલ, રસનિધિ,
વિજયગુપ્ત મૌર્ય, ગ[illegible]નમપુરી

લ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિ

દરેક જાતના ફેન્સી ચામડાંઓ
તથા પ્લાસ્ટિકની ચંપલોના

## સ્પેશ્યાલિસ્ટ





નવીનવી
ડિઝાઇનો
માટે
એ
ક
મુલાકાત
લો

## સુરતવાલા ફૂટવેર

પ્રો. શ્રી જે. એન્ડ સન્સ
ભુલેશ્વર કુંભારટુકડા કોર્નર મુંબઈ નં. ૪

---

દરેક જાતની પ્લાસ્ટીકની
ચીજો

||

બનાવનારા

||

## પલ્લવી પ્લાસ્ટીક પ્રોડકટસ

૩૭, મારવાડી બજાર
મુંબઈ, ૨

---

  



સોનું ચાંદી અને
ઝવેરાતના દાગીના

સારી કીમતે ખરીદીશું અથવા
નક્કી કીમત આંકી આપીશું

સોનાની ઉંચા ટચની લગડીઓ મળશે

જે. ચંદુલાલની કું.

  

સંપાદક
રમણીકલાલ વી.
મહેતા
સંચાલક
શાંતિલાલ છો.
પારેખ

# કહાની

જુલાઈ : ઓગસ્ટ ૧૯૪૯

રસસામગ્રી



કહાની
કેકાણું
૨૭, મારવાડી બજાર
મુંબઈ
|
તથા
|
સરસ્વતી પ્રેસ
દક્ષાપીઠ
ભાવનગર
(સૌરાષ્ટ્ર)

લવાજમ
વાર્ષિક રૂ. ૧॥।
છુટક પ્રત ૦॥=

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા ખાસ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને પ્રસિદ્ધ કરવાના હક લેખકના પોતાના રહે છે મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. પણ રદ કરવામાં આવે છે સ્વીકૃત વાર્તાના ખબર લેખકને આપવા પ્રયાસ થાય છે. — સંપાદક

૧૫ મી ઓગસ્ટ
સ્વાતંત્ર્યનો પ્રથમ દિવસ

પં. જવાહરલાલ નેહરુ
સ્વતંત્ર હિંદનો પ્રથમ સૂત્રધાર

સ્વાતંત્ર્યનું સ્મિત



કહાની
આ સ્વાતંત્ર્ય-દિને સૌ વાંચકોને 'જયહિંદ' પાઠવે છે.

વાર્તાઓનું અનોખું માસિક
★
વર્ષ ૫ અંક ૭-૮
જુલાઈ-ઓગસ્ટ ૧૯૪૯



काव्येषु रम्या कथा

# ગેંડાનો સામનો

વિજયગુપ્ત મૌર્ય

માણસ શિક્ષણ કરતા અનુભવથી જે ડહાપણ મેળવે છે તે બરોબર કે છે જુવાનીનું લોહી ઘણીવાર આંધળા સાહસ કરાવી નાંખે છે. અલબત્ત, ભરજુવાનીમાં જેને જડતા અને નિર્માલ્યતા આવી ગઈ હોય તેવા અકાળે વૃદ્ધ થયેલા જુવાનો કરતા એવા આંધળા સાહસ કરનાર જુવાનને હુ વધારે પસંદ કરું છુ. અત્યારે તો દોઢ સૈકાની ગુલામીએ આપણે ત્યાં જુવાનીને સાહસથી છૂટાછેડા કરાવી નાખ્યા છે. તેમ છતાં જેની જુવાની સાહસ અને રોમાંચ માટે થનગનતી હોય છે તેણે પણ અવિચારી સાહસથી તો દૂર રહેવુ જોઈએ, કારણકે ગમે તેવા સાહસમાં પણ આત્મરક્ષણ પ્રત્યે તદ્દન બેદરકારી ન હોવી જોઈએ સાહસની વૃત્તિ અજાણપણે પણ આત્મઘાતને રસ્તે ન હોવી જોઈએ જેઓ ડગલે ને પગલે મોતથી ડરે છે, જેઓ જુવાનીને નિર્માલ્યતામાં લપેટીને જીવે છે તેમના માટે તો કઈ કહેવાનું જ નથી

પગપાળા ચાની બીચ જગલમા સામી બાતીએ ગેડાનો શિકાર કરવા જતા મને બહુ કડવો અનુભવ થઈ ગયો હતો. મૃત્યુની હાથ વેંતમા આવીને હું બચી ગયો હતો એમ કહુ તો તે છેક ખોટુ નથી ખરુ કહુ તો હું મૃત્યુના બાહુપાશમા લપેટાઈને, ખુદ યમ રાજાના દ્વારેથી છટકી આવ્યો હતો. છતાં તેને માટે હું ગર્વ નથી કરતો હું મારી બહાદુરી કે ચપળતાથી બચી ગયો હતો એવો મિથ્યાભિમાની દાવો હુ નથી કરતો. જે અદ્ભુત શક્તિ, જેને તમે ઈશ્વરના કે બીજા ગમે તે નામે પૂજો છો અને જે મહાન બ્રહ્માંડનું સચાલન કરે છે, પ્રાણીમાત્ર જેની અકળ રમતના પ્યાદાં છે, તેણે મારો અદ્ભુત બચાવ નિર્માણ કર્યો હતો એમ જ હું માનું છું. બાકી માનવી શુ કરી શકે? માનવી તો પ્રકૃતિનુ એક પામર પ્રાણી છે.

એ વાતને લગભગ બાર મહિના થઈ ગયા હતા. જ્યારે ગેંડીએ મને અદ્ધર ઉછાળી પગ નીચે કચરીને મારી ૭ પાસળી અને બે હાડકાં ભાંગી નાખ્યા હતા અને છતાં હું બચી ગયો હતો, એટલુ જ નહિ પણ હું જ્યારે નિરાધાર અને લાચાર બનીને જમીન પર પડ્યો હતો ત્યારે ક્રોધથી ગાંડો બનેલો ગેંડો મને છૂંદી નાખવા માટે શોધી શક્યો ન હતો. પાછી વસંત ઋતુ આવી અને બધા આસામમાં આવેલા ઉત્તર કાચારની પહાડી કુંવારી ભૂમિ હરિયાળી સાડી પહેરીને પ્રફુલ્લ વદને હસવા લાગી, પવનમાં લહેરાતાં અગણિત જગલી સુગંધી ફૂલો, રંગબેરંગી પતંગિયાં અને કલ્લોલ કરતાં ઊડતા જતાં રૂપાળાં પક્ષીઓની હારો જાણે આ નિર્દોષ કુમારીના હાસ્યની લહેરો હતી

અમારી છાવણી જગલમાં જ હતી. આ વખતે પણ મારા એક જુવાન મિત્ર શિકારની મોજ માણવા મારા મહેમાન બન્યા હતા અમે આખો દિવસ શિકારની મજા માણીને રાત્રે છાવણીમાં આવ્યા ત્યારે અમને ખબર

મળી કે એક કિસાન આજે એક ખેતરમાંથી બીજા ખેતરમાં જતો હતો ત્યારે ગેંડાએ તેને મારી નાખ્યો આ ગેંડા વિષે અમે હમણાં હમણાં ઘણું સાંભળતા હતા તેનો ત્રાસ ખૂબ વધી ગયો હતો ગરીબ બિચારા કિસાનો ઉપર પણ કઈ ઓછી આફત છે ! ગામમાં સરકારી માણસો રોજ રોજ એમનું લોહી પીતા હોય અને સીમમાં ગેંડા વાઘ હાથી પાડા, વગેરે જંગલી પશુઓની હડફેટમાં હાતાં તેઓ આવી જતા હોય કિસાનને ન સરકારી પશુઓ સામે રક્ષણ કે ન મળે જંગલના પશુઓ સામે રક્ષણ આ ગેંડો આડે વગડે ખૂબ રખડતો હતો ઠીક થયું કે તે આ જગતમાં આવ્યો અમે નક્કી કરી નાખ્યું કે આવતી કાલે તેને શોધી કાઢી તેના દુષ્કર્મોની યોગ્ય સજા તેને કરી દેવી આવા ગુના માટે તેને જંગલના ઈન્સાફમાં મોત [illegible]ય બીજી શી સજા હોઈ શકે ?

ગયા વરસના કડવા અનુભવ પછી મારામાં ડહાપણ આવ્યું હતું કે આવા ગાઢ જંગલમા ગેંડા જેવા ભયંકર પ્રાણીના શિકાર પગપાળા ન થઈ શકે આથી મે બે હાથી મંગાવ્યા એક મારા માટે અને એક મારા મિત્ર માટે હાથી પર બેસીને શિકાર કરવાનું હું પસંદ નથી કરતો પગપાળા શિકાર કરવામાં જે બહાદુરી, ચપળતા અને કડી હિમ્મત જોઈએ છે અને તેમાં જે રોમાંચ છે તે હાથી ઉપર બેસીને શિકાર કરવામા નથી પરંતુ જ્યાં માથાથી પણ ઊંચું ઘાસ છવાયેલું હોય જ્યાં વાંસના ઘેરા જંગલ તમને ચાલવા માટે રસ્તો પણ ન આપતા હોય અને જ્યાં તમારાથી પાંચ હાથ છેટે શું છે તે પણ તમે જોઈ શકતા ન હો તેવા આસામના ઘણા ખરા જંગલોમાં તો હાથીના હોદાનો આશરો લીધા વિના છૂટકો જ નથી. મે જે બે હાથી મંગાવ્યા હતા તેમના વિષે મને કોઈ અંગત અનુભવ નહતો, પણ મને કહેવામાં આવ્યું હતું કે તેમાંથી મોટા દંતૂશળવાળો હાથી વાઘના શિકારમાં સારી રીતે પળોટાયેલ છે તમને માત્ર ગાડી હાંકતાં આવડતું હોય તો તેનો અર્થ એ નથી કે તમે વહાણ પણ હાંકી શકો છો જે હાથીને વાઘના શિકારનો અનુભવ હોય તે ગેંડાની સામે કેવી રીતે વરતશે તેની શું ખબર ! પણ આ વિચારો મને તે વખતે ન આવ્યા તે વખતે તો મે મન વાળ્યું કે આ હાથી વાઘના શિકારનો અનુભવી છે એટલે તેની ઉપર ભરોસો રાખવામા વાંધો નથી બીજા હાથી વિષે તો કઇ જાણવામાં ન હતું પરંતુ નિશાળના સરવાળા બાદબાકી અને ત્રિરાશી જિંદગીના સરવાળા બાદબાકી અને ત્રિરાશીથી નિરાળાં જ હોય છે જે હાથી વાઘના શિકારમા પીઢ ગણાતો હતો તે ગેંડાના શિકારમાં ટેક નહિ નીવડે તેની કઈ ખાતરી ખરી ? પણ એ વિચાર મને તે વખતે ન આવ્યો.

બીજા દિવસના પ્રભાતની ટશરો ફૂટી અને અમારી સવારી રવાના થઈ અમારી પાસે હોદો તો એક જ હતો એટલે તે મોટા હાથી ઉપર માંડીને મારા મિત્રને તેમાં બેસાડ્યા, અને બીજા હાથી ઉપર વગર હોદે હું બેઠો આવા વિશાળ પ્રદેશ અને ગાઢ જંગલ તથા બીડમા કઈ ગેંડો શોધ્યો ન મળે. તેના પગલા શોધી કાઢવાં જોઈએ અને એ પગને પગને રખડીને ગેંડાને પકડી પાડવો જોઈએ અમે ઘણું રખડ્યા પણ ક્યાય ગેંડાના તાજા સગડ ન મળ્યા છેવટે અમે ફરતાં ફરતાં એ તળાવડી તરફ ગયા કે જ્યા અમને ગયે વરસે ગેંડાનો ભેટો થયો હતો અરધે રસ્તે પહોંચ્યા ત્યાં ગેંડાના તાજા પગલાં ઊડી આવેલા નજરે પડ્યા પણ તે તળાવડીથી વિરુદ્ધ દિશામા જતા હતાં. તેને પગલે પગલે ચાલતા અમે ઊંચા બીડમાંથી એવા ટેકરા ઘસ ! ચારવાણમાં આવી પહોંચ્યા કે જ્યાંથી ગેંડો હાથી ઉપરથી તો બહુ સહેલાઈથી દેખી શકાય, પણ હજી ક્યાંય ગેંડાનો ભેટો થાય એવાં ચિહ્ન ન લાગ્યાં વાઘ દીપડાને

શોધવાની તો ઘણી સહેલી રીતો છે. અને તેમને તો સામાં લલચાવીને તમારી બંદૂક સામે બોલાવી શકાય, પરંતુ ગેંડાને શોધવા માટે તો બીજો કોઈ સહેલો રસ્તો જ નથી. તમારે તેનાં તાજાં પગલાં શોધી કાઢી તેને પગલે પગલે રખડીને જ તેને ઢુંઢવો જોઈએ. હા, ગેંડાને બપોરે કોઈ કાદવવાળા ઝીલમાં પડ્યા રહેવાની ટેવ ખરી, પણ ત્યાંયે તે કંઈ લાંબો વખત નથી પડી રહેતો. તેની ફરવાની ટેવ પણ વિચિત્ર હોય છે: દિશાની તો તેને કંઈ દરકાર જ નહિ; એક ઠેકાણે ઊભીને ચરવાની તો તેને ટેવ જ નહિ; ચાલતો જાય અને મોંમાં આવે તે કૂણું ઘાસ, કુંપળ કે પાંદડાનું બાચકું ભરતો જાય. એમ ચરતાં ચરતાં તે આડોઅવળો ક્યાંનો ક્યાં નીકળે. એક વખત મેં પગપાળા ચાલી એક ગેંડાને પગલે પગલે તેનો પીછો લીધો હતો; એ પ્રસંગની વાત વચમાં હું તમને કહી દઉં. હું અને મારો પગી બે જ જણ હતા. સવારથી રાત સુધી તેને પગલે પગલે ચાલવામાં બે દિવસ નીકળી ગયા, પણ ગેંડાનો તો ભેટો ન જ થયો! ઉત્તર કાચારના ગેંડાનો મને જે અનુભવ છે તે ઉપરથી હું કહી શકું છું કે આ પ્રદેશના ગેંડા સ્વભાવે ભારે હિમ્મતવાન, દુષ્ટ આક્રમણકારી છે. પરંતુ જે રખડુ ગેંડાની પાછળ હું અને મારો પગી બે દિવસ સુધી રખડ્યા હતા તે અપવાદરૂપ હતો; એટલે ગેંડાના સ્વભાવની ઢબની બીજી બાજુ પણ અહીં જણાવી દઉં. પહેલે દિવસે આખો દિવસ રખડ્યા છતાં ગેંડો એવો વર્તુલમાં ફર્યો હતો કે સાંજે અમે અમારી છાવણીથી માત્ર એક માઈલ છેટે હતા! બીજે દિવસે અમે પાછો કેડો લીધો. ગેંડો ચરતો જતો હતો અને વચ્ચે વચ્ચે વિસામો પણ લેતો જતો હતો, એમ તેની નિશાની ઉપરથી જણાતું હતું, પણ બીજા દિવસની સાંજ સુધી પણ તે નજરે તો ન જ પડ્યો. અમે કંટાળીને પાછા ફરવાની તૈયારીમાં હતા, કારણ કે હવે અંધારું થવા આવવાનું હતું ત્યારે આ શોધખોળ છોડીને અમારે છાવણીમાં પહોંચી જવાની જરૂર હતી, પણ ત્યાં તો મારા પગીએ અરધો માઈલ છેટેથી તેને અમારા તરફ જ આવતો જોયો. પવન પણ તેની બાજુથી આવતો હતો એટલે તેને અમારી ગંધ પહોંચે તેવી બીક ન હતી. મેં અટકળ કરી કે તે બરાબર આ રસ્તેથી જ નીકળવો જોઈએ, એટલે હું પાસેના ઝાડ ઉપર ચડવા લાગ્યો, પરંતુ ભારે રાઈફલ સાથે તેનાં ઊભા થડ ઉપર હું ચડી ન શક્યો. નીચે ઊભીને તો ગેંડાનો સામનો થાય તેવી સ્થિતિ ન હતી, કારણ કે વાંસના સાંઠા એવા આડા ને અવળા હતા કે ગેંડો મારા ઉપર ધસારો કરે તો મારે કૂદકો મારીને ખસી જવાની પણ મોકળાશ ન હતી. છેવટે મેં એક બીજી યોજના ઘડી કાઢી. મેં પગીની પોતડીમાં થોડાક પાણા બંધાવીને તેને ઝાડ ઉપર ચડાવ્યો અને મેં તેને સમજણ આપી કે જ્યારે ગેંડો અહીંથી પસાર થાય ત્યારે તું તેની પાસે પાણો ફેંકજે અને જેવું તેનું ધ્યાન ઝાડ તરફ જશે કે તરત હું વાંસના ઝાડા પાછળથી બહાર નીકળી બરાબર નિશાન લઈને ગોળી છોડીશ. પગી પોતડીમાં પાણા બાંધીને ઝાડ ઉપર ચડી ગયો અને ગેંડાના આવવાની રાહ જોતો બેઠો પરંતુ ગેંડાને કંઈ આવો સીધો ચારો છોડીને ગોળી ખાવાની ઉતાવળ ન હતી કે તે અહીં દોડ્યો આવે! ઘાસ પણ ખાસ્સું ચૌદ ફૂટ ઊંચું હતું! છતાં ગેંડાની હીલચાલ તેમાં ઢંકાતી ન હતી. જેમ વખત જતો હતો તેમ આજે પણ નિષ્ફળતા મળવાની ચિંતા વધતી જતી હતી. સંભવ હતો કે ગેંડો પાછો વળી જાય, અથવા અહીં આવે ત્યાં સુધીમાં અંધારું થઈ જાય. પણ વાદળ ચીરીને જેમ એકાએક સૂર્ય પ્રકાશી ઊઠે તેમ મારી ચિંતાને વિખેરી ગેંડો પગદંડી વાટે અમારી પાસે આવી પહોંચ્યો. તેનું વિશાળ કદ, હૃષ્ટપુષ્ટ શરીર, લાંબી શિંગડી અને મસ્ત ચાલ જોઈને હું ખુશ થઈ ગયો. પણ ગેંડાએ તો પોતાનું શરીર વળાવ્યું,

જેવો મારા પગીએ તેને પાણો માર્યો કે તરત, કૂતરું જેમ પાણો લાગતાં ભડકારા કરે તેમ, ગેંડો બીકનો માર્યો ગાંગરતો ગાંગરતો જીવ લઈને ભાગ્યો! કેમ જાણે પગીના કાંકરાએ તેના પોલાદી બખ્તરને ભાંગી નાખ્યું હોય ને! તેના આ કરપીકપણાથી તાજ્જુબ થઈને હું દોડ્યો અને ઉતાવળે ઉતાવળે તેના ખભા ઉપર ગોળી છોડી દીધી. મેં જાણ્યું કે ઘવાયેલા ગેંડાને મારી ઉપર હુમલો કરવાનો પાનો ચડશે, પણ એ તો રાડો નાખતો ભાગ્યો. મેં દોડીને બીજી ગોળી મારી એટલે તેણે ફરીને મારી સામે જોયું અને હું તો જાણે તેના કરતાં કયાંય વધારે કદાવર, બળવાન અને ભયંકર હોઉં તેમ મને જોઈને પાછો તે નાઠો! અમે એક ઊંચા-ટીંબા ઉપર હતા અને મેં તેને નીચે તળેટીમાં ઊતરી જતો જોયો; પરંતુ હવે હું તેનો કેડો કેમ છોડું? હું પણ તેની પાછળ દોડ્યો અને જોયું તો ઘાસ ઉપર ફીણથી ખદબદતું લોહી પડ્યું હતું. હું સમજી ગયો કે મારી ગોળી તેનું ફેફસું વીંધી ગઈ છે. હવે હું તેને જતો કરું તો પણ તે બચવાનો તો ન જ હતો. પરંતુ શિકારીઓમાં પણ માણસાઈ અને દયા હોવી જોઈએ. તમે કદાચ કહેશો કે જે શિકારી પ્રાણીઓને મારી નાખવા નીકળ્યો છે તેના મોંએ વળી દયાની વાત કેવી? દયા એટલા પૂરતી કે જે પ્રાણીનો તમે શિકાર કરો તે ઓછામાં ઓછી વેદના અને વ્યાધિ સહન કરીને તત્કાળ મરે એ જોવાની પ્રત્યેક શિકારીની ફરજ છે. એમાં માણસાઈ છે. તમે ઘાયલ કરેલા શિકારને જવા દો અને પછી તે કલાકો, દિવસો કે પછી મહિનાઓ સુધી મૂંગી યાતના ભોગવ્યા કરે તેમાં તમારી માણસાઈ નથી. કદાચ એવું પ્રાણી આખરે ઊગરી આવે તો પણ તે સ્વભાવે ચીડિયું, મનુષ્યો પ્રત્યે વેર રાખનાર અને દુષ્ટ બની જાય છે. શિકારીએ ઘવાયેલા શિકારને ઓછામાં ઓછું દુઃખ આપીને તેને વહેલી તકે ઠાર કરવો જોઈએ. શિકાર ઉપર વગર નેમે આંધળિયા કરીને ગોળી છોડી તેને વ્યર્થ ઘાયલ કરવો કે કરતાં તો તેને છટકી જવા દેવો એ વધારે સારું છે. એટલા માટે શિકારને ભેજા, ખભા કે ડોક ઉપર ગોળી મારીને ત્યાં જ ઉપસાવી દેવો તેમાં શિકારને વધુ વેદના આપ્યા વિના ત્યાં જ ઠાર કરવાની તક મળે છે અને શિકારીની સલામતી જોખમમાં ઓછી મુકાય છે. આ વિચારોથી મેં મોડું થતું હતું છતાં ગેંડાનો પીછો પકડ્યો પણ નસીબજોગે આ રાક્ષસી કદનો ગેંડો એવો બીકણ નીકળ્યો કે ગોળીના જખમ પણ તેનું લોહી તપાવી શકતા ન હતા. તળેટીમા ઊંચું ઘાસ હતું અને તેમાં હું ગેંડાની પાછળ ઘૂસ્યો મેં તેને પાછો જોયો મને હવે ખાતરી હતી કે તે મારી ઉપર આક્રમણ કરશે, પણ એ તો પાછો હુંકાડો મારીને ભાગ્યો. હું પણ તેની પાછળ ઝાડીમાં ઘૂસ્યો. ત્યાંથી મેં તેને બીજી ટેકરી ચડતાં જોયો, પણ મેં જોઈ લીધું કે ટેકરી ચડવામાં હવે તેના પગ ઢીલા થઈ ગયા હતા. મેં તેને શરાતન ચડાવવા પડકારો કર્યો, પણ તેને તો પાણી ચડ્યું જ નહિ. મેં દોડીને તેની પાંસળીમાં ગોળી ધુસાવી દીધી, આ વખતે તેણે પાછા ફરીને મારી સામે જોયું. મને થયું કે હવે તો તે મરણિયો બનીને મારી ઉપર આક્રમણ કરશે, પરંતુ મને જોઈને તેની હિંમત ઓસરી ગઈ! કોણ જાણે મને તેણે કેવા ભયંકર સ્વરૂપમાં જોયો હશે! પરંતુ જેવો તે પાછો ફરીને ભાગવા ગયો તેવો જ મેં તેની ડોક ઉપર ગોળી છોડી ને પાડી નાખ્યો. આવો ડરપોક ગેંડો મેં કદી જોયો નથી. પડછંદ કાયા, લોખંડી સ્નાયુ, પોલાદી બખ્તર અસીમ બળ, પણ તે બધાની વચ્ચે બીકણ હૃદય!

આ દાખલો હું એટલા માટે આપું છું કે પ્રાણીઓમાં વ્યક્તિગત સ્વભાવ કેવો પરસ્પર વિરોધી હોઈ શકે છે તેથી તમને ખાતરી

થાય સામાન્ય રીતે તો મે કાચારના ગેડા ભારે હિમ્મતવાન અને હુમલાખોર જોયા છે અને વર્ષે વરસે એવા ગેડાના સપાટામાં આવી ગયા પછી આવા જંગલમાં ગેડાનો શિકાર કરવા પગપાળા જવાનું છોડી દીધું હતુ. પરંતુ આજે જ્યારે અમે હાથી ઉપર સવાર થઈને ગેડાના શિકારે નીકળ્યા ત્યારે હાથીની પસંદગીના અનુભવના અભાવે અમારી ઉપર શું વીતશે તેની અમને કલ્પના પણ ન હતી.

આસપાસ નજર પહોંચે ત્યાં સુધી ઘાસનું બીડ પવનમાં લહેરાતું હતું અને અમે તેની વચ્ચે ગેડાની હીલચાલ પકડી પાડવા બરાબર નજર રાખતા હતા. બન્ને હાથી પોતાની સામાન્ય ગતિમાં ચાલ્યા જતા હતા. અચાનક મારા મિત્રનો હાથી ભડક્યો જાણે તેને કોઈએ ડંખ માર્યો હોય તેમ તેણે સૂંઢ ઊંચી કરી અને ડોક ઉપર પથરાયેલા કાન ઊંચા થઈ ગયા તે બાપની ચિચિયારી પાડીને ભાગ્યો અને તેના અચાનક આંચકાથી મારા મિત્રના હાથમાંથી રાઈફલ છૂટીને ધરતી પર જઈ પડી! બીજી જ ક્ષણે બીડમાં સંતાયેલા ગેડાએ ધસારો કર્યો પણ મારે ગેડાને મારવો કયા? ઘોડાને અને તેની ઉપર બેઠેલા સવારને પણ ઢાંકી દે એવા ઊંચા ઘાસના બીડમાં મે શેરડો પડી જતો જોયો, પણ તેમાં ગેડો ક્યાંથી દેખાય! એ શેરડો એમ બતાવતો હતો કે ગેડાએ હુમલો શરૂ કર્યો છે, તેના ધસારાથી દબાઈ જતા ઘાસમાં કેડી પડતી જતી હતી! ઊંચા ઘાસ વચ્ચે નાસી જતા મારા મિત્રના હાથીની ગાત્ર પીઠ દેખાતી હતી! અને ઘૂઘરામાં કાંકરા ખખડે તેમ મારા મિત્ર હોદામાં અફળાતા હતા! ગેડો થોડેક સુધી તેની પાછળ દોડીને પાછો ફર્યો અને મારા હાથીની આડે ઊતર્યો, પણ મારાથી ઘણો દૂર હતો મારો હાથી નાનો હતો છતાં તે ડર્યો નહિ અને મારા મહાવતે તેને સીધો ગેડા ઉપર હાંક્યો, જવાબમાં ગેડો વામન જંગલમાં નાસી ગયો ત્યાં સુધીમાં મારા મિત્રનો હાથી પણ કાબૂમાં આવી ગયો અને તે પાછો આવ્યો

હવે અમે બીજા દાવની તૈયારી કરી. પગીને તો અમે સાથે જ લીધા હતા એટલે ગેડાનાં પગલાં શોધવા તેમને ગોઠવી આપ્યા. એ કામ જરા મુશ્કેલ હતું. કારણકે ઘણા દિવસો થયા વરસાદ પડ્યો ન હતો એટલે જમીન કઠણ થઈ ગઈ હતી. પગી બીડમાં પગલાં શોધતા હતા ત્યાં તેમાં ખખડાટ થયો મે તરત બંદૂક સંભાળી મારા ઉપર પગીની સલામતીની પણ જવાબદારી હતી, પણ એ તો ગેડાને બદલે કાંકર (હરણ) નીકળ્યું મારા મિત્રનો હાથી મારી આજ્ઞામાં જ હતો મારા મિત્રને જે કોઈ લાગમાં આવે તેનો શિકાર કરવાની ટેવ હતી એટલે કાંકરને જોઈને એમના હાથમાં ચળ ઉપડી

'કાંકરને મારું?' મારા મિત્રે મને પૂછ્યું

'ભલે' મે જવાબ દીધો.

'ગોળીબારના અવાજથી ડરીને ગેડો ભાગી નહિ જાય?'

'અહીંના ગેડા એવા બીકણ નથી,' મે તેમને ખાતરી આપી, 'તેમાં પણ આ ગેડો તો ડરપોક નહિ જ નીવડે ઊલટું, બંદૂકનો ધડાકો થશે એટલે એ બહાદૂરને શૂરાતન ચડશે'

થયું પણ એમ જ

કાંકર એક ઝાડીમાં ભરાઈ બેઠું હતું. પગીએ તેમાં પાણા ફેંક્યા એટલે તે બહાર નીકળીને ભાગ્યું, તરત જ મારા મિત્રે ગોળી છોડીને તેને પાડી નાખ્યું. પરંતુ મારા મિત્રને તો કાંકરની ઉજાણી કરવી હતી એટલે તેઓ માત્ર શિકાર કરીને કેમ સંતોષ પામે? તેઓ તો હાથી ઉપરથી હેઠે ઊતર્યા અને જેવા કાંકર પાસે પહોંચ્યા કે તરત જ પાસેના વાંસના ઝૂંડનાં કડાકા થયા અને આંખના પલકારામાં તો ગેડો મારા મિત્ર ઉપર ધસ્યો મને થયું કે મારા મિત્રનું આવી બન્યું, કારણ કે હાથી બહુ ઊંચો હતો અને તેની

ઉપર ચઢી જવું સહેલું ન હતું. અરે, ચઢવાની વાત તો એક બાજુ રહી, પણ એ હાથી તો ગેંડાની ગંધ માત્રથી વાસેનાજ ભાગતો હતો. જો આ વખતે પણ હાથી એ રીતે ભાગે તો મધદરિયે માણસ કોઈ જાતના આધાર વિના પડ્યો હોય અને મધરો તેની પાછળ પડે એવી મારા મિત્રની સ્થિતિ થાય પણ મે જ્યારે હાથીને મક્કમ ઉભેલો જોયો ત્યારે મેં છુટકારાનો દમ ખેંચ્યો. મારા અંદર રહી ગયેલો શ્વાસ હેઠો બેઠો. બીજી મિનિટે મેં ભારે અજાયબી વચ્ચે જોયું કે મારા મિત્ર હાથી ઉપર ચઢીને તેમના હોદ્દામાં સહીસલામત બેસી ગયા છે! આટલે ઊંચે અને આટલી ઝડપથી ચઢી જવાનું અસાધારણ કામ તેમનાથી કેમ બન્યું તે હું નથી જાણતો. ભયને વખતે માણસમાં ઘણીવાર એવી સ્ફૂર્તિ આવી જાય છે કે બીજે વખત હોય તો તેને પણ નવાઈ લાગે કે તેણે આવું અસાધારણ કામ કેમ કરી નાખ્યું! હું તો એમ માનું છું કે આયુષ્યનો છેડો જ્યાં સુધી નથી આવતો ત્યાં સુધી જીવાદોરી નથી તુટાવી શકાતી. મારી આ માન્યતાને ટેકો આપે એવો તાજુબીનો

મારી ગોળી તેના ખભામાં જ લાગી. જેવો તે પાછો ફરવા ગયો કે તરત જ મેં બીજી ગોળી છોડી. જ્યારે તે પાછો વળતો હતો ત્યારે જ મેં બીજી નાળ ખાલી કરી હતી, કારણ કે આવા ભયંકર અને બળવાન પ્રાણીનો હુમલો ખાળવો એ કંઈ સહેલું કામ નથી. જો વગર વિચાર્યે તમે એક સાથે બંને ગોળી છોડી દો અને ગેંડો પાસે આવી ગયો હોય તો બનવા જોગ છે કે બંદૂક ફરી ભરવા માટે તમને વખત પણ ન મળે. એટલે જો પહેલી ગોળીથી તેનો હુમલો ખાળી ન શકાય તો બીજી ગોળી અધીરાઈ કરીને ફોડવાને બદલે તે નજીક આવે ત્યારે બરાબર ધાર્યું નિશાન લઈને તેને ઉથલાવી નાખવો. જોઈએ જોટાળી બંદૂક વાપરનારે પણ આટલી સાવચેતી રાખવી જરૂરી છે. મેં જ્યારે ગેંડાને પહેલી ચોટ ખાઈને પાછો વળી જતો જોયો ત્યારે જ બીજી ગોળી છોડી. ગેંડો પાછો ઝાડીમાં ઘુસી ગયો, પણ જેવો મારો હાથી આગળ વધ્યો કે ફરીથી તેનો હુમલો કર્યો. આ વખતે મારૂં નિશાન એવું સરસ આવ્યું કે ગેંડાની દોક અટકી પડી, પરંતુ એક આંચકો ખાઈને

# અગ્નિ સાથેના ખેલ

ગોપાળરાવ ગ. વિદ્વાંસ

કાકડીની સ્વાદિષ્ટ કચુંબરનો આસ્વાદ લેતાં લેતાં મેં નિર્મળાને કહ્યું: 'આવો ગુણ તો ફડકેની નવલકથાની નાયિકાઓમાં પણ ભાગ્યે જ હોય.'

'શાનો ગુણ?' લોઢી પરની રોટલી અંગારા પર ધરતાં ધરતાં નિર્મળાએ પૂછ્યું:

'આ બનાવનાર હાથની આવી ચાલાકી—'

'મને કાંઈ ચોરબોર ઠરાવવા ધારી?' માથાના સહેજ લટકાભર્યા મરોડ સાથે મારા તરફ તાકી રહેતાં તેણે કહ્યું.

અંગારા પર ફૂલીને દડો થતી રોટલી જેવો જ એનો રોષ પોકળ છે એ હું બરાબર જાણતો હતો, અને તેથી તો તેને ચીડવવામાં મને ઓર મજા આવતી.

'તું ચોર છે એનો નિર્ણય કરવા કોઈ સાક્ષીની જરૂર છે ખરી?'

'મેં ક્યારે ચોરી કરી છે, કહેશો?' ફૂલેલી રોટલીને મારા ભાણામાં ફેંકતાં તેણે સવાલ કર્યો.

'સંભારી દઉં?'

'સંભારો જોઈએ!'

'ચાર વરસ પહેલાં.'

'પછી એ ચોરી પકડાઈ ખરી?'

'ચોરને સજા પણ થઈ ચૂકી છે!'

'શી?'

'જન્મટીપની!'

'કે આંદામાન મોકલી દેવાની?'

'એમ જ; મુંબઈને હિસાબે કોંકણનું ગામડું આંદામાન નહિ તો બીજું શું કહેવાય?'

તે હસી પડી.

'ચોરીનો ચોક્કસ દિવસ પણ કહી દઉં?' મેં કહ્યું.

'યાદદાસ્ત બારે તીન વાગે છે!'

'ચાર વરસ પહેલાંની એક સાંજની વાત છે. સાંભરે છે? મારા જેવો જ એક અજાણ્યો યુવક મુંબઈની ચાલીમાં એક ઓરડીએ પહોંચ્યો. ત્યાં તારા જેવી જ એક અઢાર ઓગણીશ વરસની યુવતીએ ચાના કપ આગળ આણી મૂક્યા. ચા પીને પેલો યુવક ખોલી બહાર જાય ત્યાં તો—'

'તેને જણાયું કે કશુંક ચોરાયું છે, ખરું?'

'પાકા ભામટાઓ માટે મુંબઈ જગજાહેર છે જ ના?'

'કોઈ જાતના પુરાવા વિના કોઈ વ્યક્તિને ભામટાનું વિશેષણ આપી દો છો, પણ'

'પુરાવો પણ હાજર છે. સુધા! ઓ સુધા!—'

'જો પાછી આદરી! તમે પણ એવા છો કાંઈ!'

'આ તો સાક્ષીને હાજર કરું છું! તારે પુરાવો જ જોઈતો હતો પછી હું શું કરું?'

એટલામાં ત્રણ વરસની નાનકડી સુધા ઓશરીમાંથી દોડતી, દોડતી અંદર આવી પહોંચી.

'મોટાભાઈ! સિપાઈ આવ્યો છે.'

'સિપાઈ?' સુધા સામે તાકીને જોઈ રહેતાં નિર્મળાએ પૂછ્યું. એના અવાજમાં ભયનો થડકાર હતો.

'પેલી રોટલી મૂકી છે તે દાઝી ન જાય, હો!' મેં એના બીકણ સ્વભાવની મશ્કરી કરવા કહ્યું. નકારાર્થે સહેજ માથું હલાવી તે ઉતાવળે બહાર ગઈ.

વાત આમ છે. ૭ મહિના પહેલાં સત્યાગ્રહની ચળવળ ફરી ઊપડી હતી તે વેળા સરકારે ઉપરાઉપરી બારે કડક ઑર્ડિનન્સો કાઢ્યા હતા. 'કોઈએ સત્યાગ્રહીઓને કશી મદદ કરવી નહિ; કરશે તો તેને—' વગેરે. મૂળે નિર્મળા સ્વભાવે બીકણ; એમાં આ ઑર્ડિ-

જનોની કરામત! પણ એટલાથી વાત પૂરી એમ નહોતી એ દિવસોમાં એક દહાડો મધ-રાતે એક ખાદીની કફની પહેરેલો દાઢીવાળો એક આદમી મારે ત્યાં આવેલો; અમે બંનેએ ઠેઠ મળસકા સુધી સાથે બેસી છાનીમાની વાતો કરેલી. એ વેળા નિર્મળા એવી તો ડઘાઈ ગયેલી! સત્યાગ્રહીઓ પ્રત્યેના આવા કોઈ પક્ષ-પાતને લીધે હાઈસ્કૂલના હેડમાસ્તરની અત્યારની ટાઢા રોટલાની નોકરી છોડવી પડવાની બીતિ એને ડગલે ને પગલે સતાવ્યા કરતી હતી. આથી 'સિપાઈ' શબ્દ કાને પડતાં જ તે હાંફળીફાંફળી બની જતી.

પણ હું રોટલી પૂરી ખલાસ કરું તે પહેલાં જ તે હસતી હસતી અંદર આવી. કહે 'અરે રામ! છોકરીએ મને ફોગટની ગભરાવી મારી! એ તો ટપાલી છે.'

સ્કૂલમાં ખાલી પડેલી જગ્યા માટે કોઈએ તારથી તો અરજી નહિ મોકલી હોય, એવો વિચાર મને થઈ આવ્યો. છતાં નિર્મળાની વધારે મજાક ઉડાવવાના હેતુથી મેં પૂછ્યું. 'શાનું લાવ્યો છે!'

'બે રૂપિયા સાત આનાનું!'

કશું સમજી ન શકવાથી હું તેની સામે તાકી રહ્યો.

'વી. પી. આવી છે' તેણે ખુલાસો ઉમેર્યો.

'શાની?'

'નવલકથાની!'

'ફડકેની કોઈ નવી નવલકથા પ્રગટ થઈ લાગે છે!'

હકારમાં તેણે માથું હલાવ્યું.

'શું નામ?'

'નિરંજન—'

'ગજબ ન મારે. અલખનિરંજન સાથે ફડકેના પાત્રોને કશી લેવા દેવા ખરી?'

પણ જવાબ ન આપતાં 'પાકીટમાંથી પૈસા આપું છું' એમ કહેતાં ઉતાવળે હાથ ધોઈ તે બહાર ચાલી ગઈ.

નિર્મળાને મારે જો ઉપમા આપવી હોય તો હું તેને પતંગિયું કહું. ફડકેની નવી નવલ-કથાએ એને મન તાજું ખીલેલું ફૂલ હતું. અર્થાત્ તે એના પ્રત્યે આકર્ષાય એમાં શી નવાઈ? પણ બીજી ક્ષણે મારા મનમાં વિચાર થઈ આવ્યો, આવું પતંગિયાનું જીવન સારું કહેવાય ખરું? દુનિયામાં ચારે બાજુ ફૂલો જ પથરાયાં હોત તો વાત જુદી હતી. પણ આપણો રોજનો અનુભવ શો છે? જીવનપ્રવાસમાં રોજ-બ-રોજ ફૂલો કરતાં કાંટાઓ જ વધારે અથ-ડાય છે.

એ વિચાર સાથે હું મનમાં મનમાં હસી પડ્યો જીવનમાં સહુને કાંટાઓ ભલે વધારે સાંપડતા હોય પરંતુ મારા જીવનપથ પર તો ફૂલો જ ખીલેલાં નજર આવતાં હતાં! નિર્મળા-સુધા—આવી ટાઢા રોટલાની નોકરી—

લગ્નમંડપમાં બેસતી વેળા સ્મશાન-વૈરાગ્ય-ના વિચારો સૂઝે ખરા?

કપડાં પહેરતાં પહેરતાં આ વિચિત્ર વિચા-રોનો ઉગમ શાથી થયો તે મને જડી આવ્યું. સ્કૂલની ખાલી પડેલી જગ્યા માટે આવેલી પચાસ ઉપરાંત અરજીઓ મે આજે જ સવારે વાંચી હતી. પચીસ રૂપિયાની જગ્યા હતી, અને જાહેરખબરમાં મેટ્રિક પાસ જોઈએ છીએ એટલું જ લખ્યું હતું, છતાં આવેલી અરજીઓ-

---

પાન ૧૩નું સાંધણ]

શિકાર કર્યો હતો. તેની ઉંચાઈ ખભા આગળ ૭ ફૂટ કરતાં વધારે હતી અને તેની શિંગડી દોઢ ફૂટ કરતાં પણ લાંબી હતી! વનરાજની શોભારૂપ આવા ભવ્ય અને ઉમદા પ્રાણીને મારીને મને એટલો જ દિલાસો મળ્યો કે તેના પંજામાંથી મેં અનેક ગરીબ ગામડિયાની જિંદગી બચાવી લીધી હતી જે બહાદુરી, જે હિમ્મત, જે ખડતલપણાથી તેણે અમારો સામનો કર્યો હતો તે માટે એ દિલેર દુશ્મન માટે અમારા પાસે મુક્ત પ્રશંસા જ હતી.

અંગ્રેજી પરથી સત્ય
ઘટનાના આધારે

માં પાંચસાત તો ગ્રેજ્યુએટોની અરજીઓ પણ હતી ! અને અરજી કરવામાં એ સાચા નહોતા એમ તો કેમ કહેવાય ? ગ્રેજ્યુએટ થનારે મૅટ્રિક પાસ તો થવું જ પડે છે. એ અરજીઓમાં લખાયેલી કાકલૂદીભરી ભાષા વાંચતાં મારું દિલ અતિશય ખિન્ન બની ગયું હતું.

હું વિચારે ચડ્યો: આ બધા હજી પહેલી પચીસીના જુવાનો છે. ઉંમર, કેળવણી, વગેરે દૃષ્ટિથી જોઈએ તો ફડકેની નવલકથાના નાયકોમાં અને આમનામાં કયો તફાવત છે ? આ પચાસસાઠ જણામાં કોઈ નહિ. તો પાંચ-સાત જણા તો બુદ્ધિશાળી હશે જ. પાટુ મારીને પાણી કાઢું એમ કહી શકે એવી એમની આ વય છે. છતાં શા માટે તેઓ આમ હાથપગ વિનાના ઢીલાપોચા થઈ જાય છે ? પચીસ રૂપરડીની નોકરી માટે આટલી બધી પડાપડી શા સારુ જોઈએ ? ટેબલ પર પાથરેલી એ પચાસસાઠ અરજીઓનું દૃશ્ય નજરે ઊભું થતાં જ—કોઈ ને મારી ઉપમા ગમે યા ન ગમે, પણ એ દૃશ્યે મને ઉમરામાં ઉકરડા પર ફેંકેલી પતરાવળીઓ ચૂંથતા ભિખારીઓનું દૃશ્ય યાદ આપ્યું !

તુરત જ બીજો વિચાર સ્ફુર્યો: નવલકથામાં ચીતરેલું જીવન જો અમૃત ગણીએ તો સત્ય સૃષ્ટિ માંહેના પ્રત્યક્ષ જીવનને ઝેર ગણી શકીએ. અમૃત ચાખીને અમરત્વ પામેલા દેવો સાથે ઝેર પીને તરફડતા ક્ષુદ્ર માનવીઓની સરખા-મણી શા કામની ?

એટલામાં નિર્મલાએ આવી મારા હાથમાં પાનનું બીડું આપ્યું. પાન મોંમાં મૂકતાં મેં સવાલ કર્યો : 'નવલકથા કેવડીક છે ?'

'ત્રણસો પાનાંની.'

'ઓહ ! ત્યારે તો સાંજની ચા પહેલાં પૂરી થઈ જ જશે !'

'વાર્તા પાછળ હું ઘેલી તો ખરી જ જાણે !'

'આમાં ઘેલાપણું નથી.'

'ત્યારે શું ભૂખાળવાપણું કહેવું છે ?'

'ના રે ! હું તો પતંગિયાના સ્વભાવની વાત કરું છું. પતંગિયું મધ: ચૂસતું જેમ એક ફૂલેથી બીજે ફૂલે ઊડાઊડ કરે, તેમ તું પણ આ પાનેથી બીજે પાને—'

'પતંગિયા કરતાં મારો સ્વભાવ મધમાખી જેવો વધારે છે.'

'કઈ રીતે ?'

'વાંચતી વેળા સારા લાગતા ફકરાઓ ઉપર હું નિશાની કરતી જાઉં છું, ને એ રીતે સંગ્રહેલું તૈયાર મધ તમે આરોગો છો !'

હું હસી પડ્યો. સાયકલ તરફ આગળ વધતાં મેં કહ્યું: 'પણ હું તને મધમાખીની ઉપમા નહિ આપું. એકેય વખત તું કોઈને ડંખી છો ખરી ?'

શરીરથી હું સાઈકલ પર બેસી શાળા તરફ જઈ રહ્યો હતો, પરંતુ મન વિમાનમાં ક્યાંનું ક્યાં ભટકી રહ્યું હતું. સાયકલ કરતાં પણ વધારે વળાંકો એ વિમાન વારેવારે લેતું હતું. ફડકેની લાલિત્યભરી નવલકથાઓ—ટેની-સની રમત સાથે એની સરખામણી કરી શકાય. પણ જીવન એ ટેનિસની રમત નથી; એ તો ક્રિકેટના—

શાળામાં ચાલતી પ્રાર્થનાનું મહારાષ્ટ્રગીત કાને અથડાયું.—

"અટકેવરિ જેથીલ તુરંગિં જલ પિતી ।
તેથ અડે કાય જલાશય નદાંવિણ ॥"

સાયકલ પર લટકાવેલી થેલી માંહેની અરજીઓનો થોકડો મારી નજર સામે ખડો થયો ! એક કાળ એવો હતો જે વખતે અમારા મરાઠા લશ્કરનાં ઘોડાં અટક એટલે સિંધુનાં પાણી પીતાં હતાં. પણ આજે ! આજે તો ઘેર બેઠાં બેઠાં જ ચંદી ખાય છે—અરે, ચંદી પણ ક્યાં ખાવા પામે છે !

પટાવાળાના હાથમાં સાયકલ સોંપી હું મારી ઑફિસ તરફ વળ્યો.

'તેથ અડે કાય જલાશય—' વાળું ચરણ મનમાં ગણગણતો ગણગણતો હું અંદર પેઠો.

અંદર એક પચીસછવ્વીસ વર્ષનો જુવાન મારી રાહ જોતો બેઠો હતો. સહેજ મેલાં કપડાં, જરા અસ્તવ્યસ્ત દેખાતાં વાળનાં ઝુલફાં, ઉદાસ ચહેરો, શૂન્ય દૃષ્ટિ-પહેલી નજરે અને એમ જ લાગ્યું કે બારણું દેખીને રખે કોઈ ગાંડો અંદર પેસી ગયો હશે! પણ મારી શંકા લાંબો વખત ટકી નહિ. અંદર પેસતાં જ પેલા જુવાને ઊભા થઈ મને નમસ્કાર કર્યાં.

'કેમ, શા કામે આવ્યા છો?' ખુરશી સહેજ આગળ ખેસવી તે પર બેસતાં બેસતાં મેં પૂછ્યું.

'મોટર સ્ટેન્ડ પરથી ઊતરી સીધો હું અહીં જ આવું છું. આપની શાળામાં શિક્ષકની એક જગ્યા ખાલી પડી છે—'

'હા; આજે જ એ જગ્યા પૂરી દેવી છે. પણ અમારે મેટ્રિક પાસ થયેલ ઉમેદવાર જોઈએ છે.'

'હું અંડર ગ્રેજ્યુએટ છું.'

નવાઈ પામી મેં સામો સવાલ કર્યો: 'કોલેજમાં કેટલાં વર્ષો ભણ્યા છો?'

'ડોક્ટરી લાઈનના પાંચમા વર્ષમાં હતો.'

'એમ. બી. બી. એસ. ના?'

'હા.'

મારી નવાઈનો પાર ન રહ્યો કોઈ ચમત્કાર સાંભળતો હોઉં એમ મને લાગ્યું. ડોક્ટરી લાઈનમાં પાંચમા વર્ષનો અભ્યાસ કરતો જુવાન એક નિશાળમાં સાદી શિક્ષકની નોકરી શોધવા નીકળે છે? એના મગજના ચક્રમપણા વિષે ફરી મનમાં સંદેહ પેદા થયો. મેં વધારે દીર્ઘદૃષ્ટિ વાપરી વળી કહ્યું: 'પણ અમારે જરૂર છે તે કાયમી શિક્ષકની છે.'

'હું પણ કાયમ રહેવાને ઈરાદે જ આવ્યો છું.'

'પણ અહીં રહી તમે એમ બી. બી. એસ. શી રીતે થવાના?'

'એ ધ્યેય મેં ક્યારનું કાઢી નાખ્યું છે!' એમ. બી. બી. એસ. ની પરીક્ષા પસાર કરવી એ શું ધ્યેય કહેવાય? મજાનો બંગલો બાંધવાના ઈરાદે ચણતર પૂરું કરી પછી છાપરા વખતે કામ અટકાવી દેવા જેવો આ દાખલો હતો. મારી નવાઈનો પાર ન રહ્યો.

'એ ધ્યેય શા માટે કાઢી નાખ્યું?' મેં એની જ ભાષામાં પૂછ્યું. પણ એ બોલતી વેળા આ માણસને ખરેખર ધ્યેય તો નથી લાગ્યું એ વિચાર વળી પાછો મનમાં તાજો થયો.

'કેમ કે મારી સઘળી ઉમેદ જલીને ખાખ થઈ ગઈ છે!'

મારું મન વિચારે ચડ્યું, નક્કી, આ માણસ ભણતો હશે ત્યારે કોઈ સુંદર યુવતી સાથે સ્નેહ થયું હશે, પણ પછીથી એ ગુજરી ગઈ હશે. મને મારો નિર્મળ પ્રત્યેનો પ્રેમ પ્રત્યક્ષ દેખાતો હતો. મેં સહાનુભૂતિપૂર્વક માત્ર ઉચ્ચાર કર્યો: 'અરેરે!'

'સાહેબ! એમાં ભૂલ તો જાણે મારી જ હતી. પણ ભૂલથી પણ માણસ મોટર તળે આવી જાય તેથી કાંઈ મરતો બચી જતો નથી! કેમ ખોટું છે, સાહેબ!'

તે સહેજ હસ્યો પણ પથરાને અમે તેટલો ઘસીએ તેથી કાંઈ એમાંથી ઝરણું થોડું જ નીકળે છે! એ હાસ્યયુક્ત ચહેરો પણ મને તો છેક લાવણ્યહીન લાગ્યો.

'તમારી શી ભૂલ હતી?' કાંઈક બોલવું જોઈએ એ હિસાબે મેં પૂછ્યું.

'હું અગ્નિ સાથે ખેલતો હતો!'

'એટલે?'

'એ સઘળી કથની સાંભળવાની આપને શા માટે તસ્દી આપવી?-અગ્નિ વિના દુનિયામાં કોઈનું ચાલતું નથી એ વાત સાચી હોવા છતાં એની સાથે ખેલ કરવા જતાં માણસ એવો તો દાઝી જાય છે!' અને જરા વાર તેણે તુરત ઉમેર્યું: 'એ સઘળું યાદ આવતાં હૈયું એવો દાહ થાય છે કે વાત નહિ!' કહેતાં કહેતાં તેણે પોતાના બંને હાથ જોરથી છાતી પર ભીંસ્યા; આંખોના ખૂણા સહેજ ભીના

થયા હોય એમ પણ દેખાયું. હું એના સામું જોઈ ન શક્યો. એને રાખી લેવો કે ના પાડવી એનો નિર્ણય પણ હું કરી ન શક્યો છતાં એના પ્રત્યે કશીક સહાનુભૂતિ તો વાપરવી જ જોઈએ એ વિચાર હું જતો કરી ન શક્યો.

'સાંજે તમે મને મારે ઘેર મળવા આવશો ? આપણે ત્યાં નિરાંતે—'

'ભલે સાહેબ !' અને એટલું બોલતાં જ ઊભો થઈ નમસ્કાર કરી એ રવાના થયો.

મેટ્રિકના વર્ગના અંગ્રેજીનો સમય લેવા હું વર્ગમાં પહોંચ્યો. આજનો પાઠ હતો: 'વ્હોટ મેન હેઝ મેઈડ ઓફ મેન !'* મને મનમાં થઈ આવ્યું, માનવી માનવીનો સર્વનાશ જ કરે છે ! અને ઘડી પહેલાં પેલો જુવાન પણ શું બોલી ગયો હતો ! 'હું અગ્નિ સાથે ખેલતો હતો.' માનવી શું ખરેખર અગ્નિ સરખાં જ હશે ! કદાચ હોયે પણ ખરાં. પણ હું તો નિર્મલા જેવા પતંગિયા સાથે મોજ માણી રહ્યો હતો; મારે એ અગ્નિની સાથે શી નિસબત હતી ?

*

પ્રાઈમસનો જોરજોર થતો અવાજ બહાર સંભળાતો હતો. કપડાં ઉતારીને 'કેમ સુધા ?' કહી તેના ખોળામાં બોલના ચાળા પાડતાં પાડતાં રસોડામાં દાખલ થવાનો મારો રોજનો ક્રમ હતો. પરંતુ ઓરડામાં બહાર, સાહડી પર પડેલી ચોપડી તરફ નજર જતાં જ મને સવારની નવલકથા યાદ આવી. મેં માની લીધું કે ઘણું કરીને તો રાણીસાહેબે આખું રાજ સર કર્યું હશે ! ઉત્સુક બની મેં ચોપડી હાથમાં લીધી, ને પાનાં ફેરવવા માંડ્યાં. નિર્મલાએ શણગારીને તૈયાર કરેલી સુધાનું દર્શન મને જેટલો આનંદ આપતું તેટલો જ આનંદ એણે નિશાનીઓથી ચીતરેલી ચોપડી જોઈને મને થતો. પાનાં ઊથલાવતાં પાંત્રીસમે પાને ભૂરી પેન્સીલથી બાજુમાં લીટી કરેલું વાક્ય મારી નજરે ચડ્યું:

'માનવીનું મન કોઈ રાસાયનિક દ્રવ્ય તો નહિ હોય, જેના પર અનુભવોરૂપી તરેહ-તરેહના સૂક્ષ્મ વાયુઓની રાસાયનિક પ્રતિક્રિયા થતી હોય છતાં એમાંની કોઈ આપણી નજરે પણ ન ચડે ?'

'નવા નવા સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવામાં આ લેખક ભારે કાબેલ જણાય છે !' નિર્મલાના નિર્મલ મનને યાદ આણતાં હું મનમાં જ બબડ્યો. વળી પાનાં ફેરવવા માંડ્યાં. પંચાવનમે પાને એક લાલ પેન્સીલની નિશાની આવી, પણ એ વાક્ય વાંચવા ન રોકાતાં મેં આગળનાં પાનાં ફેરવવા માંડ્યાં. મને નવાઈ થઈ કે તે પછી ક્યાંયે કેમ કશી નિશાની નથી ! ત્યારે શું નિર્મલાએ અત્યાર સુધીમાં ફક્ત પંચાવન પાનાં જ વાંચ્યાં હશે ? ફૂદકે સરખો પોતાના ગમતા લેખકની નવલકથાનું આટલું જ વાંચન ? પૂર્ણિમાનો ચંદ્ર રાતના દસ વાગે જ આથમી ગયાનું કોઈ કહે તો તે હું માની લઉં, પણ—

પાછું પંચાવનમું પાનું ખોલ્યું તો રાતી નિશાની સાથે રાતી શીતનો દોરો પણ ત્યાં જ હતો. ત્યારે તો ચોક્કસ નિર્મલાએ પંચાવન કરતાં વધારે પાનાં વાંચ્યાં જ નથી ! મેં જોયું કે એ પાના પર માત્ર રાતી પેન્સીલની સાદી લીટી નહોતી, પણ બાજુ પર મોટું પ્રશ્નાર્થ ચિહ્ન પણ કરેલ હતું. નવાઈ પામી, મેં એ વાક્યાંશ વાંચવા માંડ્યું.

'પોતાની વાણી અને વર્તન વડે એ તેમની પ્રણયોત્સુકતાને વધારે ઉત્તેજિત કરતો હતો એ ખરું; છતાં એ બધું કરતી વેળા ઓહદયને પોતે કેટલું આકર્ષી રાખી શકે છે એની ખાતરી કરવા સિવાય એનો આની પાછળ બીજો કશો હેતુ નહોતો. આવો અનુભવ મેળવવાની મોજ એ તરુણાવસ્થાની મસ્ત ફીલસૂફીનું જ એક અંગ છે. જેણે એનો અનુભવ લીધો ન હોય એને અભાગિયો જ ગણવો જોઈએ.'

વળી એક નવો સિદ્ધાંત ! હું ફરીને

---

* 'માનુષે માનવીની શી દશા કરી છે !'

ખાળી ન શક્યો. પણ દરમિયાન જોસભર અવાજ કરતા પ્રાયમસનો ભડભડાટ છેક ધીમો પડી ગયો ચાનું આધણ કીટલીમાં રેડાયાની એ સૂચના હતી. મેં રસોડામાં પગ દીધો પ્રાયમસ પાસે બેસી સુધા પંપ કરવાની બડ-મથલ કરતી હતી. તેને બાજુ પર હડસેલતાં જરા ચિડાયેલા સ્વરે નિર્મલા બોલી: 'શી પણ ઉતાવળ આવી છે!'

'આ કેમ બનાવવી એ અત્યારથી જ શીખે છે! ઉત્તમ ગૃહિણી બનવાના એને કોડ લાગે છે!'

'પહેલાં હજુ કો'ક એને શોધતો આવશે ત્યારે ગૃહિણી બનશે ને?'

'તે સુધાને ક્યાં કશી હરકત આવે એવું છે? આબાદ એની મા જેવી તો છે! માને પસંદ થતાં હરકત આવી હતી?'

આ રૂપમાં રેડતાં રેડતાં નિર્મલા બોલી: 'પણ એમ અગ્નિ સાથે રમત કાંઈ સારી ગણાય? વખત છે ને—'

હું ચમકી ઊઠ્યો. બપોરે શાળામાં મળવા આવેલ પેલા જુવાનના શબ્દો મને સાંભરી આવ્યા. એની મૂર્તિ મારી કલ્પનાચક્ષુ સામે ખડી થઈ.

પ્રાયમસ બતાવી મેં સુધાને કહ્યું. 'એ મોટો હાઉ છે, હો બ્હેન! આપણે તેનાથી દૂર રહીએ.'

'ત્યારે બા કેમ—' નાનાં બાળકને જવાબ આપી બોલતાં બંધ કરવા કરતાં તેનું મોં ભરીને તે બંધ કરવું વધારે સ્હેલું હોય છે. રકાબીમાંથી એક શકરપારો તેના હાથમાં પકડાવી મેં તેને સવાલ પૂછતી અટકાવી

ચા પીતાં પીતાં મેં નિર્મલા તરફ નજર ફેંકી. એ ચહેરા પર ઉદાસીનતાની ઘેરી છાયા પથરાયેલી હતી

'કશું કઈ થાય છે?' મેં પૂછ્યું.

'એવું શું પૂછતા હશો?'

'ના ના, કશુંક થાય છે એ તો નક્કી'

'તમે નિશાળમાં જાઓ છો કે દવાખાનામાં!'

'એમ વાત ઉડાવવાથી સાચી હકીકત છુપાવી નથી શકાતી, કલાકે પચાસસાઠ પાનાં વાંચનારી તું, આજે તેં નવી નવલકથાનાં પંચાવન પાનાં પણ—'

શરીરની આછી કંપારી સાથે—તેણે જવાબ આપ્યો: 'સાચી વાત છે; મને આજે ઠીક નથી.'

'તાવ આવ્યો હોય એમ તો નથી લાગતું!' શરીરમાંથી પસાર થએલ આછી કંપારી પરથી મેં કલ્પના દોડાવી. પછી ઉમેર્યું. 'તું એમ કર; જરા આડે પડખે થા. સુધા પાછળ ફળીમાં રમ્યા કરશે, ને બાઈ એનું ધ્યાન રાખશે.' મેં ડૉકટરી સલાહ આપી.

એમ સહેજે નિર્મલા પથારીમાં સૂઈ જાય એવી નહોતી. પણ આજે આટલું સૂચન કરતાં જ ચટ કરતી તે ઊભી થઈને અંદર બિછાનામાં જઈને સૂતી. મને પણ નવાઈ લાગી પાછલા ફળીમાં રમતાં રમતાં સુધાએ કેરીનો એક ગોટલો શોધી કાઢ્યો હતો. મને બતાવી કહે: 'મોટાભાઈ! આનું મોટું ઝાડ થાય?'

'હા થાય.' કહી હું ઓરડામાં ગયો જરા નિર્મલાનું માથું દાબવું અને તાવ છે કે કેમ તે થર્મોમીટરથી માપી જોવું એવો મારો ઇરાદો હતો. પણ રસોડામાંથી આગલા ખંડમાં આવું ત્યાં તો પેલા ભાઈને ઓશરીના પગથિયાં ચડતો જોયો. મનમાં વિચાર થઈ આવ્યો કે એક વાર તો સંભળાવી દેવું કે 'કાલે સવારે મળવા આવજો.' પણ વળી થયું કે શા સારુ બિચારાને ફોગટનો બીજો ધક્કો ખવરાવવો! સૂતાના ખંડમાં જઈ મેં નિર્મલાના શરીરને હાથ લગાડી જોયો. કપાળ ખૂબ ઊનું હતું. પરંતુ શરીર તો—

તાવ માપવા આપેલું થર્મોમીટર નિર્મલા પાસેથી લઈ-હાથમાં રાખીને જ હું ઓશરીમાં આવ્યો. પેલા ભાઈ ખુરશી પર બેઠા બેઠા પેલી નવલકથાનાં પાનાં ઉથલાવતા હતા. મારા હાથમાં થર્મોમીટર દેખી તેમણે પૂછ્યું: 'કેમ કાંઈ શરીર ગરમ થયું છે!'

'ના રે, મને કશું નથી. પણ ઘરમાંથી જરા—'

નવલકથાનાં પાનાં ઉથલાવતા એ ભાઇ સહેજ મરક્યા. એ હાસ્યમાં તિરસ્કાર હતો. વળી મારા મગજમાં સવારનો વિચાર ચમકી ગયો: 'આ આદમી ઘેલો તો નહિ હોય ?'

સામેની ખુરશી પર બેઠક લેતા મેં એને પૂછ્યુ કેમ હસ્યા ?'

'આ લેખકો પણ લખે છે ને કાંઈ! કાલે ઊઠી એમ પણ લખી મારશે કે અગ્નિ બરફથી પણ ઠંડો હોય છે!' એમ કહી તેણે પેલી નવલકથા મારા હાથમાં સેરવી. જોયુ તો પચાવનમું પાનું જ હતું ! નિર્મલાએ હાંસિયામાં બાજુ પર પ્રશ્નાર્થની નિશાની કરેલુ એ વાક્ય મે ફરી વાંચ્યુ: 'આવો અનુભવ મેળવવાની મોજ એ તરુણાવસ્થાની મસ્ત કીમતુ જ એક અગ છે જેણે એનો અનુભવ લીધો ન હોય એને અભાગિયો જ ગણવો જોઈએ.'

મેં તેના તરફ સહાનુભૂતિ બતાવતાં કહ્યું 'શિક્ષકની ખાલી પડેલી જગ્યા તમને જ આપવાનો મારો વિચાર છે.'

'આપનો ભારે આભારી છું.'

'પરંતુ—'

દરમિયાન કાદવવાળા ગોટલા સાથે દોડતી દોડતી સુધા મારી પાસે આવી 'પણ હજી ઝાડ કેમ નથી ઊગતુ, મોટાભાઈ?' એણે તકરાર શરૂ કરી ઘડીમાં ગોટલામાંથી ઝાડ ન ઊગવા માટે તકરાર કરનાર બાળકીને શો જવાબ આપુ ? અમે બને જણા એના સવાલથી હસી પડ્યા પણ જરા ઊંડા ઊતરી વિચારીએ તો જણાશે કે બુદ્ધિના પ્રદર્શનમાં બાળકો અને મોટેરાંઓ વચ્ચે શું ખરેખર બહુ જબરો ફરક હોય છે ? બાળક ગોટલામાંથી ક્ષણવારમાં ઝાડ ઊગવાની માગણી કરે છે; આપણુ મોટેરાંઓ એ જ પ્રમાણે આપણી સઘળી આશાઓ—

'આ આપની પુત્રી છે ? પેલા ભાઇના સવાલે મારી વિચારમાળા તેડી. સુધા તરફ તે તાકીને જોઈ રહ્યો હતો. નજર લાગવા બાબતના કે કોઈ વહેમમાં હું માનતો નથી જ; પણ એ ભાઇની નજર-એને ક્રૂર કહી શકાય એવી જ એ તીવ્ર અને ભેદક હતી. એની એ નજર જોતાં જ એક વાર તો હું પણ શેહ ખાઈ ગયો.

'આ આપની જ પુત્રી છે ?'

'હા. અસલ એની મા પર જ ઊતરી છે!' મારા અને સુધાના ચહેરામાં કોઇ જાતનું સરખાપણું ન જણાયાથી એણે સવાલ પૂછ્યો હશે એમ માની મેં ખુલાસો આપ્યો

તે મારા તરફ ભાવહીન નજરે-શૂન્ય દૃષ્ટિએ તાકી રહ્યો હતો મને વિચાર આવ્યો એ અર્થહીન જણાતી દૃષ્ટિની પાછળ કેટલુ અગાધ ઊંડાણુ સમાયુ હશે !

તેણે થોડી વારે પૂછ્યુ: 'તમે ઘડી પહેલાં કહેતા હતા કે તમારાં પત્નીની તબિયત બરાબર નથી, ખરું ?'

મે ધાર્યું કે એ ભાઇ આ બહાને અત્યારે પાછા જવા ધારતા હશે, એટલે મેં કહ્યુ 'હા.'

'તમને હરકત ન હોય તો હુ તબિયત તપાસું !'

હું મૂંઝવણમાં પડ્યો.

'હજુ હું વિદ્યા ભૂલ્યો નથી;' તાજી જ છે. કહો તો આખી 'મટીરિયા' કડકડાટ બોલી જાઉ !'

નાઇલાજે હું ઊભો થયો મારી પાછળ તે ભાઈ પણ સૂવાના ખંડમાં દાખલ થયા. તેના તરફ નિર્મલાનું ધ્યાન જતાં જ—મેં જોયું કે કોઇ અગમ્ય ભયની લાગણી ભારે શ્રમપૂર્વક તેણે દબાવી દીધી હતી ! ને એ ભાઈએ નાડી જોવા માંડી ત્યારે તો નિર્મલાનો હાથ થરથર ધ્રૂજતો હતો.

'જરા આંખો જોવા દેશો ?' આંખનાં પોપચાં ખોલતાં ખોલતાં તેણે નિર્મલાને પૂછ્યું.

'આંખો અત્યારનાર બહુ બળ્યા કરે છે, ખરું ?' તેણે બીજો સવાલ પૂછ્યો

'હા,' નિર્મલાએ ટૂંકો જવાબ આપ્યો.

ખંડમાંથી બહાર નીકળતાં મેં પૂછ્યું 'આ આંખો બળતી અટકે તે માટે શા ઇલાજ લેવા જોઈએ ?'

'અગ્નિ પાસે બેસવું જ નહિ, અને બેસવું પડે તોપણ એની સાથે ખેલ—' ધીમરા અવાજે એટલું બોલીને એણે નમસ્કાર અર્થે બે હાથ જોડ્યા, અને ઉમેર્યું 'વારુ ત્યારે, હું રજા લઈશ '

'ત્યારે આવતી કાલથી નોકરી પર હાજર થઈ જજો ?'

'અરે ભૂલ્યો ! તમને એ વાત તો કહેવાની જ રહી જતી હતી માફ કરજો, આપની સ્કૂલમાં નોકરી કરવાની મારી મરજી નથી !'

×

રાત્રે પથારીમાં ઊંઘમાં મેં પડખું ફેરવ્યું મને લાગ્યું કે દીવો વધારે મોટો થઈ ગયો છે દિવસે અગ્નિ સાથે ખેલ ન કરવાની વાતોનો ઉલ્લેખ અનેક વાર થઈ ગયો હતો તે સાંભરી આવતાં જ ઊઠવાની આળસ આવતી હતી છતાં દીવાની વાટ ઝીણી કરવા માટે હું પથારીમાં બેઠો થયો આંખો ચોળી જોયું તો ખરેખર દીવો મોટો તો થયો જ હતો પણ નિર્મલાએ જ તે કર્યો હતો ? ટેબલ પર હાથની અદબ વાળી તે પર માથું ટેકવી તે બેઠેલી જણાતી હતી આસ્તેથી હું તેની પાછળ ઊભો રહ્યો તેણે પાછળ ફરીને જોયું નહિ ઘણે ભાગે ઝોકું આવ્યું હશે.

તેના જમણા હાથ પાસે એક પત્ર પડ્યો હતો એ અક્ષર નિર્મલાના જ હતા ! આટલી મોડી રાતે જાગીને એ કોને કાગળ લખતી હશે ! મેં વાંચવા માંડ્યું—

'આજે 'નિરંજન' હાથમાં લીધી ત્યારે હું કેવા ઉત્સાહમાં હતી ! પરંતુ પંચાવનમા પાના પરનું પેલું વાક્ય—ઝાંઝરું કરડે છે ત્યારે તો ફક્ત કીડીએ ચટકો ભર્યા જેવું જ લાગે છે પણ મેં કનાકે પગે સોજો ચડે છે ત્યારે ?—

'પેલા વાક્યે પણ મારા દિલ પર એવી જ અસર કરી, પહેલાં તે મને ખાસ કંઈ ન લાગ્યું, પણ બે કલાક પછી માથું ઓછું તો ભમવા માંડ્યું કે ન પૂછો વાત ! કેટલું રડી ને કેટલા નિસાસા નાખ્યા પણ લોહીના ડાઘ આંસુથી નથી ધોવાતા એમ કહેવાય છે, તેમાં ઘણું સત્ય લાગે છે

'બા ! કેમ રડે છે ?' એમ સુધાએ પૂછ્યું ત્રણ વરસની ગભરુ બાળકી ! તને શું સમજાવું ? પણ બેટા ! સત્તર અઢાર વર્ષની તું થઈશ, નાટકો નવલકથાઓ વાંચતી થઈશ 'પ્રેમ' વિષે જરા જાણતાં શીખીશ, એ પરત્વે જરા ખેલ કરતાં શીખીશ—કહો કે નિયતિ એવા ખેલ માંડવાનો અવસર તને સાંપડશે, તો જ બેટા સુધા ! આજે તારી બા શા માટે રડતી હતી તેનો અર્થ તું સમજી શકીશ ! પણ ઈશ્વર કરે, તું એ બધું ન જાણે તો જ ઘણું સારું ! પ્રેમ એ માત્ર ખેલ નથી, એ ખેલમાં શિકારની બીષણતા છે પ્રેમ એ કેવળ પુષ્પ નથી પ્રજાળે એવો એ અગ્નિ છે !'

અટકી જઈ મેં નિર્મલા તરફ નજર ફેંકી બાળક રડી રડીને થાકી જઈ આખરે ઊંઘી જાય એવો તેનો દેખાવ હતો અમારાં લગ્નનો આખો ઇતિહાસ મને સાંભરી આવ્યો નિર્મલાના પિતા મુંબઈની એક ચાલીમાં રહેતા હતા છોકરીઓને મેટ્રિક સુધી ભણાવી હોય તો પૂરતું છે એમ તેઓ માનતા હતા ! પરિણામે મેટ્રિક પાસ થયા પછી લગ્ન થતાં સુધીનો વર્ષ દોઢ વર્ષનો ગાળો નિર્મલા ઘેર જ રહેલી આ સમય દરમિયાન એણે કોઈ બેસુમાર નવલકથાઓ વાંચી કાઢેલી કન્યાને જોવા માટે હું તેને ત્યાં પહેલી વાર ગયો હતો ત્યારે એના પિતાએ ગમ્મતમાં કહેલું પણ ખરું કે 'અમારી નિર્મલાબેનને બે દાગીના ઓછા હશે તો ચાલશે, પણ એક બાબતમાં તો—

'કઈ બાબત ?' મેં સવાલ કરેલો

'નવલકથાઓ !'

'વાંચવા આપશો હું મંત્રી જ થઈશ એટલે પછી કશી હરકત નહિ આવે ! મેં તરત કહેલું

સત્તર અઢાર વરસની એ મુગ્ધત્વ-પુષ્ટળ નવરાશ-શૃંગારિક નવલકથાઓનું વિપુલ વાચન -મુંબઈની રહેણી—

મૂંઝાતે હૈયે મેં લખાણનો આગળનો ભાગ વાંચવો માંડ્યો—

'ચાલીમાં અમારી પછીની રૂમમાં જ આનંદ રહેતો હતો! એનું કુટુંબ તો ગરીબ હતું; છતાં આનંદની હોશિયારીને લીધે એણે મેડિકલ કોર્સ લીધો હતો. જાણે કઈ-અભાગી પળે મને એની જોડે પ્રેમના ખેલ ખેલવાની મતિ સૂઝી! ફડકે 'નિરંજન'માં લખે છે; 'એ ક્રીડાનો જેણે અનુભવ લીધો ન હોય એને અભાગિયો જ ગણવો જોઈએ' હું કહું છું જેમણે એવા ખેલ માંડ્યા હોય તે જ વધારે અભાગ્યા ગણાગિરાં જોઈએ. ફડકે-વાળા શાતાનું કહ્યું માનીને મેં આનંદના જવાઆવવાને રસ્તે ઊભા રહેવા માંડ્યું! શરૂઆતમાં તો તે ઊંચી આંખ પણ કરતો નહિ પણ પછી—

'પરંતુ એમાં વાંક તો મારો જ હતો ને! 'તમારી ચોપડીઓમાં તો ગંધાતી દવાઓ જ ભરી હોય! એમાં સુગંધી ફૂલો શાનાં સાંપડે?' આવાં વાક્યો તો મેં તેને વારે વારે સંભળાવેલાં પરિણામે એક દહાડો એણે ખરેખર બાગમાંથી ચંપાનાં ફૂલો મને આણી આપ્યાં. કહો જોઈએ, એમાં એનો શો વાંક? મેં તેની સાથે શાતાની શીખવણીથી પ્રેમની ચેષ્ટાઓ આરંભી. તેની સાથે ફરવા જવું, છૂટથી હસવું, વગેરે ખેલો મેં શરૂ કર્યા. પણ એ ખેલ ખરેખાત જીવલેણ હતા! શિકારમાં માણસને મોજ આવે છે, પણ સસલાં અને હરણિયાં તો જીવનાં જ જાય છે!—

'આજ સાંજે એકાએક એણે ઓરડામાં આવી મને તપાસી! મારી છાતીના ધબકારા કેટલા વધી ગયા હતા તે તો એક હું જ જાણું છું! મેં એના ભણી નજર કરી—વીજળી પડીને બળી ગયેલા કોઈ આંબા સરખો એ દેખાતો હતો—એ હાસ્ય; એ તેજસ્વી આંખો બધું કોણ જાણે ક્યાં, સંતાઈ ગયું હતું! મેં પાપણીએ જ એ બધું જલાવી દીધું હતું! એના પ્રત્યે કોઈ જાતની પ્રેમભાવના ન હોવા છતાં હું એની સાથે પ્રેમ દાખવવાનો ખેલ ખેલતી હતી. જુવાનના દિલને આકર્ષવામાં હું સફળ થાઉં છું કે નહિ એનો મેં અનુભવ મેળવ્યો. પ્રેમ દર્શાવવાનો મારો ખેલ-મેં ભજવેલું નાટક સફળતાથી પાર પડ્યું-પણ એના સમસ્ત જીવતરને મેં જલાવી દીધું!

'સાચી વાત છે કે મેં જ એનું જીવતર નષ્ટ કર્યું—આંબાને ખાખ બનાવી દીધું! કેવો હોશિયાર જુવાન હતો? પણ મારાં લગ્ન અન્ય સ્થળે થવાનાં છે એમ જાણતાં જ એ અદૃશ્ય થયો! એના વૃદ્ધ પિતા તપાસ કરવા મારે ઘેર આવેલા ત્યારે આંખ ઊંચી કરી તેમના તરફ જોવાની તો મારી હિંમત જ ચાલી નહિ! ડૉક્ટર બનીને કંઈ નહિ તો મહિને ચારસો-પાંચસો રૂપિયા જે જુવાન કમાતો હોત, તે આજે પચીસ રૂપરડીની માસ્તરની જગ્યા ભીખવા અહીં આવ્યો હતો! ને-મેં અભાગણીએ એને એ જગ્યા પણ મળવા ન દીધી! એની વાત કરતી વખતે પોતે મને કહેતા હતા: 'ઘેલો લાગે છે!'-પણ એને ઘેલો કરી મૂકનારી તો હું જ હતી, નહિ? એણે લખેલા છેલ્લા પત્રની ચાર લીટીઓ તો—!

અહીં નિર્મલાનો પત્ર પૂરો થતો હતો. જિજ્ઞાસા થવાથી મેં જરા દૂર પડેલ એક ભીંજેલ નોટપેપર હાથમાં લીધો. એમાં મરોડદાર અક્ષરોમાં લખ્યું હતું—

"વહાલી......

"તારા બધા કાગળો આ સાથે પાછા બીડું છું. એ સાચવી રાખીને ભવિષ્યમાં તારા પતિને બતાવું એવો સિનેમા-નાટક માંહેનો હું ખલપુરુષ નથી. પણ ભવિષ્યમાં પસ્તાવાનો વખત આવે તે પહેલાં એક વાત કદી ન ભૂલજે કે છરીકાતર નાનાં બાળકોનાં

[ અનુસંધાન ૧૮મે પાને



**ARUN**
**HOSIERY**
**FOR**
*Comfort & Style*

ARUN HOSIERY MILLS LTD
BHAVNAGAR

NO.
**222**



ચો
મા
સું

# આવ્યું અને અરૂણ હોઝિયરી

## ———— ની યાદ લાવ્યું

દરેક વર્ગને પોષાય તેવી દરેક પ્રકારની દરેક ઋતુને અનુકૂળ
સસ્તી, ટકાઉ અને સુંદર

'અરૂણ હોઝિયરી'

સૌરાષ્ટ્ર, ગુજરાત
અને મુંબઈના
દરેક વર્ગોમાં તેના
અજોડપણા માટે
પ્રિય થઈ પડી છે

ગરમ તથા સુતરાઉ

- મોજાં
- ગંજી ફરાક
- સેન્ડો ગંજી ફરાક
- જાંઘિયા
- ચડ્ડી
- મફલર

વેપારી ભાવતાલ માટે મળો અથવા લખો

# અરૂણ હોઝિયરી મિલ્સ લિ.

મેનેજીંગ ડાયરેક્ટર
**વી. સી. દેસાઈ**



રૂવાપરી રોડ
**ભાવનગર**

# જમીનને કારણે

રસનિધિ

'સાહેબ, મારો બીડો આવ્યો છે ને?'

મેં કામમાંથી ઊંચું માથું કરીને જોયું તો સામે લગભગ બાવીશ વર્ષની ઉમરની યુવતી, જેની જુવાની છલકાઈ જતી હોય તેવા ભરાવદાર અંગવાળી, ઊભી હતી. તેની પાછળ એક જુવાન, ઘડીકમાં મારી તરફ, ઘડીમાં ઑફિસમાં ચારે તરફ જોતો ઊભો હતો!

મેં પૂછ્યું: 'શેનો બીડો?'

'અમારી જમીનનો.'

'ક્યાં ના છો?'

'જગલાણાના.'

મેં ટપાલમાં આવેલ કાગળો જોયાં તો તે ગામનો એક તુમાર આવેલો જોયો. વિશેષ ખાતરી કરવા મેં પૂછ્યું: 'તમારું નામ શું?'

'હતી.'

'શું: હતી?'

'મારું નામ હતી.'

આવું વિચિત્ર નામ પહેલવહેલું સાંભળ્યું. મેં શેરો વાંચવા માંડ્યો:

'મહેરબાન સાહેબની હજૂરમાં,

'અત્ર તરફે ઉપલા વહીવટદારની નમ્રતાપૂર્વક વિનંતી કરવાની કે ગામ મોજે જગલાણાના ગામે ફા. નં. ૧૫ના ખાતાની જમીન(વટ. ૧૭૫) ખાતાના રૂ. ૨૦૧–૦–૦ વાળી ખરક ચીથર પુંજાની દીકરી હતી પરણીને સાસરે જતાં સુધી સગીરના વાલી ગીલા દેવાના નામે ખાતું છે. ખરક ચીથર પુંજા ઈ. સ. ૧૯૨૭માં ગુજરી જતાં અને તેની વિધવા હળવી રામપર ગામે ઘરઘી જતાં ચીથરની એટની એક દીકરી હતી તેના બાપની મા સાથે રહેતી હતી; તેથી ચીથર પુંજાની જમીન (વીઘા ૧૭૫) હતી પરણીને સાસરે જતાં સુધીને માટે રહેવા દેવામાં આવી હતી.

દરમિયાનમાં ચીથરની મા ગુજરી જતાં હતી તેના ફૂવા ગીલા દેવા સાથે રહેતી હોવાથી વાલી તરીકે તેનું નામ ખાતામાં યોગ્ય મંજૂરીથી લખાય છે.

'હવે ખરક ગીલા દેવાએ તેની તા. ૧૪–૪–૩૫ની અરજીમાં પોતે બાઈ હતી સાથે લગ્ન કરેલ હોઈ સદરહુ જમીન તેને નામે ચડાવી આપવા અરજ કરે છે.

'દીકરીનું નામ દાખલ કરવાના વારસા હક આપવામાં આવ્યા છે એટલે હવે આ બાબતમાં શી રીતે કરવું તેનો મરજી મુનાસબ હુકમ ફરમાવવા મહેરબાની કરશોજી.'

'હવે તમારે શું કહેવું છે?' મેં પૂછ્યું. અને જિજ્ઞાસાથી હકીકતની તપાસ માટે આગળ કહ્યું: "તમે તમારા ફૂવા સાથે લગ્ન ક્યારે કર્યાં?'

'મારા ફૂવા સાથે?! તેણે આશ્ચર્યસહ કહ્યું: 'મેં તો લગ્ન આની સાથે કર્યું છે.' તે જુવાન તરફ જોઈ તેણે કહ્યું, 'બોલતા કેમ નથી!'

'હા, સાહેબ, એણે મારી સાથે લગ્ન કર્યું છે. એના ફૂવાએ કરાવ્યું છે અને હવે ફરી જાય છે, હું તો કહું છું. આપી દેને જમીન, ખટખટ આળસે.'

'શરમાતા નથી? શેની જમીન દઈ દઉં? મારા બાપની છે.'

આ સંવાદમાં રસ પડવાથી મેં વચમાં પૂછ્યું: 'ગીલાએ અરજી આપી છે તેનું શું?'

'સા'બ, ૪ નરાતાળ ખોટું. મારાં લગ્ન બે વરસ પહેલાં છાનામાનાં આની સાથે મારા ફૂવાએ કરી દીધાં હતાં. મેં પૂછ્યું આમ કેમ? વાગતા ગાજતા છડેચોક કેમ નથી કરતા? તો કે ખબર પડે તો જમીન જાય. મેં કીધું ઠીક હવે મને ચડતા દી થયા છે. અને ખબર પડે તેવું થયું એટલે આને કે કે તું અરજી

આપ કે મારે જમીન જોતી નથી. ઈ તો આપવા તૈયાર થયા. અરજી લખાવી. મને ખબર પડી. મેં ફાડી નાખી. ત્યારે એણે આમ કર્યું. સા'બ, તપાસ કરાવો.'

મેં કહ્યું: 'તપાસ કરાવશું. પુરાવા રજૂ કરજો. તમારે હવે જાવું હોય તો જાવ.' પણ વિચાર આવતા મેં કહ્યું, 'તમે એક અરજી આપો કે તમારાં લગ્ન આની સાથે થયાં છે.'

'ઠીક સાબ.'

થોડીવાર પછી પેલો આદમી આવીને અરજી આપી ગયો.

તુમારમાં શેરો થયો'

'જવાબમાં લખવાનું કે બાઇ હતી તેના લગ્ન ખરક ધુધા સાથે બે વર્ષ પહેલાં થયાનું અમારા રૂબરૂ અરજી આપી જાહેર કરે છે. તે અરજી આ સાથે રાખી છે. તો આ બાબતમાં વિશેષ તજવીજ કરી લખી મોકલાવશો.'

: ૨ :

એક આધેડ બાઇ અને બેચાર માણસો મારા ટેબલ સામે આવીને ઊભાં રહ્યાં બાઇએ પૂછ્યું: 'સાબ' મારે અરજી આપવી છે. અમારું કોઇ સાંભળતું નથી, બાપા, તમે નીયા કરો.'

---

સંધિણુ ૧૫મા પાનાનું]

રમકડાં નથી, એ જેટલુ સાચુ છે તેટલું જ એ પણ સત્ય છે કે જુવાન છોકરા-છોકરીઓનાં હૃદયો પણ ખેલ ખેલવાનાં કેવળ રમકડાં નથી!"

આંખોમાંથી ચોધાર પડતા આંસુએ એ કાગળ હું બીજી રહ્યો હતો જાગી ગોલી નિર્મલાએ પૂછ્યું: 'શું કરો છો?'

'સળગેલા અગ્નિને ઓલવું છું!'

'હવે ઓલવે શો લાભ છે? આખર તો રાખ જ મળવાની છે! ખરું તો એને ફૂંક મારીને ચેતવવાની જ જરૂર નહોતી!' રુદ્ધ કંઠે નિર્મલાએ જવાબ આપ્યો.

મેં અરજી લીધી. તેમાં લખ્યું હતું: 'ખરક બાઇ હળવી મૂળ રેવાશી જગલાણા હાલ—ની અરજ કે મારી આગલા ઘરની દીકરી હતી ઉંમર લાયક થયા છતાં તેને તેના ફૂવા પરણાવતા નોતા તેથી નાતને જાહેર કરી મેં બે મહિના પહેલાં એનું વેવિશાળ કર્યું છે અને તેને તે ઠેકાણે પરણાવવાની તેનો ફૂવો ગલ્લાં દેવા અટકાયત કરે છે. તો તેમ ન કરે તેવો હુકમ ફરમાવવા મહેરબાની કરશો.'

હું વાંચી રહ્યો હતો ત્યાં સાથે આવેલ માણસોમાંથી એકે કહ્યું: 'સાહેબ, હું હંડાનો પટેલ છુ. અમારી નાતમાં ધારો દરબારે પળાવી દેવાનો ઠરાવ છે. અમે બાઈ હતીનો ગોળ બાંધ્યો છે, અને તેનાં લગન નક્કી કર્યાં છે. ત્યાં એને પરણાવવી જોઈએ '

મેં વચમાં કહ્યું: 'પણ હતીનાં લગ્ન તો થઈ ગયાનું જાહેર થાય છે. હવે શું થાય?'

બાઈએ કહ્યું. 'પણ સાબ મારી દીકરીનાં લગ્ન થાય અને મને ખબરે ન પડે?'

'મહેરબાન, અમારી નાતના પંચના ઠરાવ પ્રમાણે ઈ લગન ખોટા ગણાય નાતને જાહેર કરવું જોઈએ.' પટેલે પોતાનો અધિકાર બતાવવા જરા ઊંચા સાદે કહ્યું.

આ ચર્ચામાં વધારે ઊતરવાનું મને યોગ્ય ન લાગ્યુ. મેં કહ્યું, 'ઠીક છે. જોશું. તમારી અરજી તપાસ માટે મોકલશું.'

બધાં ઓફિસના બારણા પાસે પહોંચ્યાં ત્યાં મેં કહ્યું: 'બાઈ, અહીં આવો '

બાઇ મારી નજીક આવી મે ધીમેથી કહ્યું: 'તમને ખબર છે, હતીને ચડના દી છે.'

'હેં.'

: ૩ :

કેટલાક દિવસો પછી તુમાર પાછો આવ્યો. તેમાં લખ્યું હતું: —

'ઉત્તરમાં નમ્રતાપૂર્વક વિનંતી કે આપ સાહેબના હુકમ અનુસાર તજવીજ કરતાં

લગ્નની સાબિતી માટે બાઈ હતીએ રજૂ કરેલ સાક્ષી ભટ મણીશંકર દયાળ તેની જુબાનીમાં એક વખત પોતે ધુધાનું અને બાઈ હતીનું લગ્ન કરાવ્યાનું કબૂલ કરે છે અને બીજે દિવસે પાછળથી આવીને અરજી આપી જણાવે છે કે પોતે આ બાબતમાં કાંઈ જાણતો નથી. બાઈ હતી અને તેનો કહેવાતો ધણી ધુધો બંને લગ્ન થયાનું કબૂલ કરે છે. લગ્ન વખતે તેના ફૂવા, ફૈ તથા ઘરનાં માણસો હાજર હતાં તેમ જણાવે છે પરંતુ કોઈ સ્વતંત્ર પૂરાવાથી તે હકીકત સાબિત થતી નથી.

'જાસ્તી તજવીજ કરતાંના દરમિયાન ખરચ ગીલાને અને બાઈ હતીને બોલાવ્યાથી થયું છે. બાઈ હતી દવાખાનામાં છે. એટલે આ કામમાં કાંઈ જાસ્તી પૂરાવા હાલ તુરત લઈ શકાય તેવી સ્થિતિ નથી. તે વિદિત થતાં હુમાર પરત મોકલાવવા મહેરબાની કરશો.'

બીજું કાંઈ નહિ સૂઝવાથી હકીકત જાહેર થતાં જાસ્તી તજવીજ માટે હુમાર વહીવટદાર સાહેબે પાછો મોકલાવી આપ્યો.

લગભગ એકાદ માસ પછી અમારું એ તરફ ડીસ્ટ્રીકમાં જવાનું થયું. બીજું કામકાજ ક્યારે પતાવી ફારગ થવાય તેની રાહ હું જોઈ રહ્યો હતો. હતીના સંબંધમાં નવું જાણવાની ઘણી ઉત્કંઠા હતી.

બીજા માણસો બહાર ગયા. પટાવાળો ચ્હાના પ્યાલા મૂકી ગયો. હું હતીની હકીકત પૂછવા તલપાપડ થઈ રહ્યો હતો. પરંતુ મારા મોઢામાંથી એ વાત નીકળે ત્યાર પહેલાં વહીવટદાર સાહેબ જાણે મારા મનની વાત જાણતા હોય તેમ બોલ્યાઃ 'સાહેબ, પેલી બાઈ હતીના જમીનના વારસાનો હુમાર તજવીજ માટે મોકલાવ્યો હતો તે બાઈ હતી નોતી થઈ ગઈ.'

મેં આશ્ચર્યથી પૂછ્યું. 'હેં શું થયું?'

'હતીને અને તેના ફૂવાને કાંઈ વાંકું થઈ. હતીને પૂરા દી જતા હતા. આ વાંકામાં એ પડી ગઈ બેભાન થઈ ગઈ. ધુધો એને દવાખાને લઈ ગયો. અને એ ત્યાં ગુજરી ગઈ.'

વૃદ્ધ શિરસ્તેદાર બાજુમાં બેઠા હતા તેમણે વચમાં કહ્યુંઃ 'સાહેબ, આનું નામ દેહની ક્ષણભંગુરતા. કેવી નીરોગી અને હૃષ્ટપુષ્ટ છોકરી હતી!'

'એ નમણી પણ ઘણી હતી. ગામડામાં આવું રૂપ ભાગ્યે જ હોય.' વહીવટદાર સાહેબે કહ્યું.

મેં પૂછ્યું. 'આ કિસ્સો બન્યો કેવી રીતે?'

શિરસ્તદારે કહ્યુંઃ 'પરણીને સાસરે જતા સુધીને માટે આ જમીન રહેવા દેવામાં આવી હતી. વહેલા પરણાવી દેશું તો જમીન ખાલસા થશે એવી બીકે પરણાવી જ નહિ ગામડાની નીરોગી જુવાની. કામકાજમાં પુરુષો સાથે હરવાફરવાનું. ધુધો જરા ચાલાક અને દેખાવડો છે, એ ગીલાનો સાથી હતો. ધીરે ધીરે ખબર ન પડે એમ એકબીજા હળી ગયા. ગીલાને ખબર પડી એટલે ધુધાને દમ માર્યો એટલે ધુધાએ પોતાને જમીન જોઈતી નથી એમ લખી આપ્યું. એટલે ગીલાએ ધુધા સાથે હતીનું લગન કરી દીધું. પણ વાત છાની રાખી. ઘરના ખૂણે બધું પતાવી દીધું. પણ હવે તો એ લગન પણ સાબિત થઈ શકે તેવું નથી.

વાત આટલેથી અટકી ગઈ અને બીજા ચાલે ચડી. પણ મારું ધ્યાન તેમાં નહોતું મારા હૃદયમાં અકથ્ય—ન સમજાય તેવી દિલગીરી છવાઈ હતી.

તે અરજ કરવા આવી હતી તે વખતનું તેનું મુખ નજર સામે તર્યા કરતું હતું.

ઉતારાની પાછળ જોગીવાડમાં ભજન થતા હશે કોઈ ગાતું હતુંઃ

હતી તે તો નોતી, રામ, નોતી તે હતી,
ગોતીને મુંઝાણો આતમ નોતી તે હતી.

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો.

# કાકી

મણીલાલ અણગારી

રાત ને દિવસ અવિરામ વરસાદ વરસી રહ્યો હતો, બપોર વેળાએ ચડીમ ડપમાં માસ્તર પાસે બેસી હું આંક ગોખતો હતો આકાશમાં જો વાદળાં ન હોય તો વિનોદ માસ્તર પાસેથી રજા મળી શકતી પરંતુ મારા દુર્ભાગ્યે આજ ત્રણ દિવસથી ઘનઘોર વાદળાં ઝઝૂમી રહ્યાં હતાં

એવે વખતે મેલાં કપડાં પહેરેલો એક માણસ ચડીમ ડપના આંગણામાં આવી ઊભો રહ્યો ને મારી સામે જોઈ ખડખડાટ હસ્યો મને આજે પણ બરાબર યાદ છે કે તેના શરીર પર એક મેલું ખમીસ હતું, પગમાં જોડા નહોતા, ને માથાના વાળ સુકા હતા એની ઉંમર કળવી મુશ્કેલ હતું.

એને મેં ક્યારેય જોયો નહોતો કારણ કે મારા માબાપ અહીં રહેતા હોવા છતાં મારી માના આગ્રહને લઈને હું મારે મોસાળ રહેતો મારી માને મારા વિના ગમતું નહીં થોડા દિવસથી હું મારે ગામ આવ્યો છું જ્યારે ગયો હતો ત્યારે મારી ઉંમર ફક્ત ૭ વરસની હતી.

વિનોદ માસ્તર બોલ્યા, 'કેમ પરેશ, શું ખબર છે?'

'તેને આંગણામાં ઊભો ઊભો ભીંજાતો જોઈ હું કહેવા ગયો,' ઉપર આવોને.'

પણ વિનોદ માસ્તરે મનાઈ કરતા પૂછ્યું 'શું જોઈએ છે પરેશ?'

જવાબમાં પેલો માણસ અદ્ભુત રીતે હસ્યો. પ્રશ્નના જવાબમાં જે રીતે હસવું જોઈએ તેવું એ હાસ્ય નહોતું. જાણે પોતાની પ્રસંશા સાંભળી વિનય અને શરમથી હસ્યો હોયની! બાળક હતો છતાં પણ હું સમજી શક્યો કે હાસ્ય અસંબદ્ધ હતું તેણે કહ્યું 'ભૂખ લાગી છે'

મારે નિશાળે ભણ્યા શીતલદા ઘરમાંથી બહાર આવ્યા પેલા માણસને આંગણામાં જોતાં જ બોલી ઊઠ્યા, 'પરેશકાકા, તમે ક્યાંથી! આટલા દિવસ ક્યાં હતા?'

જવાબમાં પરેશકાકા માત્ર એટલું જ બોલ્યા, 'ભૂખ લાગી છે.'

શીતલદા એક વાટકો ભરી મમરા લઈ આવ્યા ને પરેશકાકાની થાળમાં ઠલવ્યા. હું આશ્ચર્ય પામી દિગ્મૂઢ થઈ વિચારતો હતો કે આ માણસ કોણ છે અને આને આવું સન્માનસૂચક સંબોધન કરવા છતાં શિતલદા બેસવાનું તો કહેતા નથી. એવામાં પેલા માણસે ધમાલ મચાવી મૂકી મમરાનો એક ખુંફડો ભરી બાકીના ફેરફુદડી ફરતાં ફરતાં આખા આંગણામાં વેરી નાખ્યા સાથે સાથે એક દુર્બોધ્ય જોડકણું ગાવા લાગ્યો.

ગુરુબિ જિનુક લા–
ઓહાર શાલ ગામઠાય બાધી
ગુરુની જિનુક લા

આમ બોલતો બોલતો એ ફેરફુદડી ફરતો હતો તેવામાં મારા ભાઈજી દુર્લભરાય–તેઓ બહુ કડક મિજાજના છે—બહાર આવી તાડુક્યા, 'ખરે બપોરે આ શી ધમાલ મચાવી છે, અલ્યા મમરા આમ ફેંકી કેમ દીધા, તોફાન કરવાની બીજી જગ્યા નથી મળતી?'

એટલું કહેતા નીચે ઊતરી પેલાને મોઢે ધડધડ બેચાર થપાટો ચોડી દીધી ને જોરથી એક ધક્કો મારી બોલ્યા 'નીકળ અહીંથી. જો હવે કોઈ દી અહીં આવ્યો તો હાડકાં જ ખોખરાં કરી નાખીશ'

મારા બળવાન ભાઈજીના ધક્કાથી એ દુબળો ને પાતળો માણસ કાદવવાળા આંગણામાં ઠેકર ખાઈ પડતાં પડતાં માંડ માંડ બચ્યો શરીર સંભાળી લીધા પછી એ થૂંક્યો તો થૂંકમાં લોહી પડ્યું

દરમિયાન છોકરાછોકરીઓ તમાસો જોવા

એકઠાં થઇ ગયાં. ઠોકર વાગવા છતાં એ ખડખડ હસી પડ્યો.

એના પ્રતિ સહાનુભૂતિથી મારું મન ભરી ગયું. પરેશ કાકા સાથે મારો પહેલો પરિચય આ રીતે થયો.

પાછળથી માલૂમ પડ્યું કે પરેશકાકા આ ગામના જ મુખોપાધ્યાય કુટુંબના પુત્ર હતા. પશ્ચિમમાં કોઈ ઠેકાણે નોકરી કરતા હતા હજી પચીસ વરસની જ ઉંમર હતી. એકાએક ગાંડા થઈ જવાથી બે વરસથી રખડતા ફરતા હતા તેમના કુટુંબીઓ બધા વિદેશમાં રહેતા અને ત્યાં જ કામધંધો કરતા. ગાંડાભાઈને ઘરે લઈ જવા જેટલી દયા પણ તેમને ન આવી. પરેશકાકા ઘરે ઘરે ભીખ માગીને ખાતા. ખાવાનું ક્યારેક મળતું અને ક્યારેક માર પણ મળતો.

એક દિવસ નદીકિનારે હું પંખાના બચ્ચાં પકડવા ગયો હતો મને એક જણે કહ્યું હતું કે ગંગાની ઊંચી પાળે બાંશલિકના ઘણા માળા છે. જોકે એની મેં બહુ તપાસ કરી પણ પત્તો ન લાગ્યો

સંધ્યાને બહુ વાર નહોતી. વૃક્ષપટા પાછળ સૂર્ય ડૂબી ગયો હતો. નદીકિનારે બધે ઘેરી છાયા પથરાઈ ગઈ હું ઘરે પાછો ફરતો હતો ત્યાં નદી કાંઠે ચટકતલાના શ્મશાનમાં ગામના પ્રહ્લાદ કલુની વહુએ જે કારૂગેટનું નાનું છાપરું બંધાવી આપ્યું છે તેમાં કોઈને બેઠેલું જોયું.

મને બીક લાગી: 'ભૂત તો નહિ હોય!'

જરા આગળ જઈ બરાબર જોયું તો ભૂતને બદલે પરેશકાકા.

મસાણમાં પડેલું ખાપણ પાથરી તેની ઉપર ચૂપચાપ બેઠા હતા મને જોઈ બોલ્યા, 'પીમો છે?'

પરેશકાકાથી સૌ ડરતા પણ હું હિંમત કરી પાસે ગયો હું જાણતો હતો કે પરેશ કાકાએ આજસુધી માર ખાધો છે, પરંતુ પણ કોઈનેય માર માર્યો નથી પાસે જતા મારા મોંમાથી અરેરાટી નીકળી ગઈ. પરેશકાકાની પીઠ ઉપર લોહી લુહાણ ઘા! ઉપર માખીઓ બણબણતી હતી. પાસે ઠીબડામાં દાળભાત પડ્યા હતા. એની ઉપર પણ માખીઓનો પાર નહોતો. પૂછ્યું, 'કાકા, અહીં મસાણમાં કેમ આવ્યા છો? ચાલો ઘરે...' પરેશકાકાએ કહ્યું: 'જા, જા આ શું મસાણ છે? આ તો મારુ દીવાનખાનું છે. પણે મારુ મકાન—એ માળનું મકાન છે. ને મારા બે હજાર રૂપિયા મોટાભાઈ પાસે જમા છે. વહુની સાથે ઝઘડો થયો છે તે હમણે મને નથી આપતા ઝઘડો પતી જશે કે તરત આપી દેશે. પાંચ વરસ નોકરી કરી શું કંઈ નહીં ભેગું કર્યું—હોય?'

એમને ખૂબ સમજાવ્યા પણ પરેશકાકા મડદાનું ખાપણ છોડી કેમેય ન ઊઠ્યા.

ત્યાર પછી થોડા દિવસે સાંભળ્યું કે પરેશકાકાને તેના મામા હુગલી લઈ ગયા.

બે વરસ પછી, મારી જનોઈના દિવસે પરેશકાકાને સાવસાજા સારાને બ્રાહ્મણોની પંક્તિમાં પીરસતા જોયા તેમનો રોગ તદ્દન જતો રહ્યો હતો. મામાએ બહુ પૈસા ખરચી અનેક દાક્તરો અને વૈદ્યો પાસે દવા કરાવી હતી.

પરેશકાકાનો ચહેરો બહુ સુંદર થઇ ગયો હતો. એમનામાં એટલું બધું પરિવર્તન થઈ ગયું હતું કે પહેલાં તો હું ઓળખી પણ ન શક્યો. મેલા દેહ પર ફાટેલા વસ્ત્રોમાં મેં એમને જોયેલા. આજ નવાં કપડાંમાં એમનું એકવડું શરીર, ઊજળો ગોરો વાન ને રૂપાળું મોઢું જોઇ હું ખુશી થયો.

થોડા દિવસ પછી પરેશકાકાના ધામધૂમથી વિવાહ થયા. નવવધુ કલકત્તાના કોઈ પૈસાદાર ગૃહસ્થની પુત્રી હતી. પરેશકાકા સાંજે પરણીને આવવાના હતા એવું યાદ છે; પણ વાવાઝોડાને લીધે જાન આવતા રાત પડી ગઈ. વીજળી બત્તીના અજવાળે બંનેને પોંખવામાં આવ્યા. વહુનું મોઢું જોઇ બધી વિસ્મિત થઇ ગયા.

બધાએ એકમતે કહ્યું, 'વહુ નથી, પરી છે. પરેશે પૂર્વ જન્મમાં બહુ પૂણ્યો કર્યા હશે'

લગ્ન પછી થોડા દિવસો કાકી પિયર ગયાં. બે માસ પછી પાછા આવ્યાં.

સવારે પરેશકાકાને ત્યાં પહોંચી ગયો. તે દિવસે કોઈ તેમને ઘરે તેમનાં ઘણાં સગાંવહાલાં આવ્યાં હતાં. તેમાંના ઘણા મારી ઉમરના બાળકો પણ હતા.

નવાં કાકી ઓસરીમાં બેઠાં બેઠાં શાક સમારતાં હતાં અને જરીની કિનારવાળી સાડી પહેરેલી. અમારી નિશાળમાં તે વખતે સરસ્વતીની પ્રતિમા ઘડવામાં આવી હતી. બરોબર એ પ્રતિમા જેવું જ સુંદર એમનું મુખ હતું.

અમે સામેના આંગણામાં દોડાદોડ કરી રમતા હતા. કાકી સામે બેઠાં હોવાથી અમારો ઉત્સાહ વધી ગયો. મને એમ થયું કે કાંઈ અસંભવિત પરાક્રમ કરી કાકીને ખુશ કરી દઉં અને તરત જ કૂદાકૂદ, દોડાદોડ ને બૂમાબૂમ શરૂ કરી દીધાં જાણે મારા શરીરમાં દશ જણાનું બળ આવી ગયું !

એ વખતે નેપાલ નામના છોકરાને કાકી પૂછતાં હતાં: પેલો...વાને ઊજળો છોકરો કોનો છે ? રૂપાળી આંખોવાળો...

નેપાલે કહ્યું, 'એ તો પેલી શેરીના ગાંગુલીનો પાણુ છે.'

કાકી બોલ્યાં, 'એને અહીં બોલાવ જોઈએ.'

આનંદથી મારું હૃદય નાચવા લાગ્યું તડકે દોડાદોડ કરવાથી મોઢું લાલ તો થઇ ગયું હતું. પણ હવે શરમને લીધે એમાં વધારો થયો.

પાસે જતાંવેંત પહેલા મેં પ્રણામ કર્યાં, કાકી બોલ્યાં, 'તારુ નામ શુ ? પાણુ ?

'સાચું નામ શું ?'

લજ્જા અને સંકોચપૂર્વક હસીને કહ્યું, વાણીનત... ..'

તેઓ બોલ્યાં: 'વાહ !-સરસ નામ છે. જેમ દેખાવે રૂપાળો છે તેમ નામ પણ રૂપાળું છે. ભણે છે ને ? સારું, સારું. રોજ અહીં રમવા આવજે હો, આવીશને ?'

તે રાતે આનંદને લીધે મને ઊંઘ બરાબર ન આવી. જાણે કોઇ સ્વર્ગની દેવીએ અથવા કોઈ પરિકથાની રાજકુમારીએ મારો સ્નેહ પામી મારા સાથે મૈત્રિ બાંધી છે એમ લાગ્યા કર્યું.

બીજે દિવસથી પરેશકાકાને ત્યાં રોજ જવાનું શરૂ કરી દીધું ન જોઉં સાંજસવાર કે ન જોઉં વેળાકવેળા. કાકીની સાથે ભાવ પણ ખૂબ બંધાઈ ગયો ત્યારે મારી ઉમર બાર વરસની હતી. કાકીની ઉમરની ખબર નહોતી પણ આજે એમ લાગે છે કે તેમની ઉમર અઢાર કે ઓગણીશની હશે

લગ્નને બીજે વરસે ખબર આવ્યા કે પરેશકાકા જ્યાં નોકરી કરતા હતા ત્યાં પાછા ગાંડા થઇ ગયા છે. કાકી ત્યારે પિયર હતાં ખબર મળતા પિતાની સાથે સ્વામી પાસે ગયા; પણ ત્યારે પરેશકાકાને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી દેવામાં આવ્યા હતા. તેથી કાકી સાથે તેમનો મેળાપ થઇ શકયો નહિ. બાપે પણ દીકરીને ગાંડાની ઇસ્પીતાલમાં લઈ જઇ જમાઈ સાથે મેળાપ કરાવવાનો આગ્રહ ન રાખ્યો. એટલે કાકી તેમના પિતા સાથે દેશમાં પાછા આવ્યાં.

પરેશકાકાનાં ભાભી ત્યારે છૈયાંછોકરાં સાથે વતનમાં જ હતાં. તેમણે પત્ર લખી પરેશકાકાની વહુને બે માસ પછી તેડાવ્યાં. કાકી આવ્યાના સમાચાર સાંભળી સવારે ઊઠતાંવેંત તેમને મળવા ગયો. તેમના મોઢા ઉપર દુઃખનું એક પણ ચિહ્ન મેં ન જોયું. હતું તેવું જ હસતું મુખ. મુખની સુકોમળતા પણ તેવી જ. વીજળી જેવો ઊજળો વર્ણ પણ જરા ય ઝાંખો પડ્યો નહતો. એમની દૃષ્ટિમાં સ્નેહ અને આદર પણ કેવા હતા ! મેં એમની ચરણરજ લઈ પ્રણામ કર્યાં કે તેમણે સ્નેહ અને આદરથી મારી હડપચીએ હાથ રાખી હસતાં મુખે કહ્યુ, 'આવ્યો, પાણુ. કેમ છો ચહેરો કેમ લેવાઈ ગયો છે ?'

જવાબમાં હસી કાકી સામે બેસી ગયો બોલ્યો, 'કાકી તમારી તબિયત સારી હતી ને ? કાકી બોલ્યા, મારી તબિયતનું હવે શું પૂછવાનું પાણુ !'

પરેશકાકા ગાંડા થઈ ગયા છે એ વિચાર-

થી કાકી માટે મને ખૂબ દુઃખ થયા કરતું–કાકી!

કાકીએ કહ્યું, 'પાસે આવ જોઈએ પાછું હેં, પાછું હું તને ખૂબ ગમું છું!'

ડોકું ધુણાવી કહ્યું, 'હા, ખૂબ '

'કલકત્તામાં તું મને ખૂબ યાદ આવતો '

લજ્જાસ્પદ હાસ્ય હસી હું ચૂપ થઈ ગયો બાર વરસની નાની ઉંમરે હું વધારે સમજું પણ શું!

'કલકત્તા જોયું છે પાછું'!

'ના, ત્યાં મને કોણ લઈ જાય?'

'વારુ, આ વખતે જઈશ ત્યારે તને સાથે લઈ જઈશ મારે ઘરે રહેવાનું ગમશે ને?'

'ક્યારે જવાના છો કાકી! શ્રાવણ મહિનામાં? ના, ના હમણાં ન જતા હમણાં અહીં જ થોડા દિવસ રહોને '

'કેમ!'

હસી તેમના તરફ જોયા વિના બોલ્યો, 'તમે અહીં રહો છો ત્યારે બહુ સારું લાગે છે '

જનોઈ લીધાને એક વરસ ઉપરાંત થઈ ગયું પણ હજી એકાદશી કરવી છોડી નહોતી પ્રત્યેક એકાદશીએ કાકી મને જમવા નોતરતા પોતાને હાથે મારે માટે ભોજન તૈયાર કરી રાખતા કોઈ દિવસ મોહનભોગ તો કોઈ દિવસ ખીચડી કે કચોરી સાંજે તેમને ત્યાં પહોંચ્યો હોઉં તો પાસે બેસી જતનપૂર્વક ખાવા દેતાં કાકી અનેક પ્રકારનાં વ્રત કરતાં એમના વ્રતનો બ્રાહ્મણ પણ હું જ જનોઈઓ અને પૈસાથી મારી ટીનની નાની પેટી પણ ભરાઈ જતી

હું ય ફુરસદ મળે કે કાકી પાસે દોડયો જતો એમની સાથે પડશાળમાં બેસી અનેક મલકની ઘણી વાતો કરતો, તેમને પુસ્તક વાંચી સંભળાવતો કાકીને લખતા વાંચતા સારુ આવડતું તો પણ કહેતા, 'પાછું તું વાંચ જોઈએ તારે મોઢે સાંભળવું મને બહુ ગમે છે તારો કંઠ બહુ મીઠો છે'

તે વખતે અમારા ગામમાં 'નિમાઇ સન્યાસ'ની ભવાઇ થવાની હતી તેમાં વિષ્ણુપ્રિયા'નું ગાયન મને બહુ ગમી ગયું હતું એટલે મેં શીખી લીધું અને ગાતો પણ સરસ રીતે–

નયને કભુ તો હેરિયો નાથ
દેખા હોય મને મને
આમારા નિશીથ સ્વપ્ને એસો
એસો હૃદ આવાસે

કાકી હમેશ કહેતાં, 'પાછું પેલું ગાયન ગા તો ' પણ ગામના લોકો મારી કાકીને સહી નહોતા શકતા એકવાર રાયમહાશયની ગૃહીણિને બોલતા સાંભળ્યા, 'કલકત્તાની રહી એટલે એ તો બધું એમ જ નહિ તો જેનો ધણી ગયો એને વળી વાળ ઓળવામાં આટલી બધી ટાપટીપ શાની! પાન ખાઈ હોઠ શાના લાલ થાય! આટલો આનંદવિનોદ પણ શાનો! સાડીનો રંગ પણ જુઓને આ બધા ઢંગ મને તો કંઈ સારા લાગતા નથી'

બીજા ઘણાને મોઢે પણ આ જાતની વાતો સાંભળી છે તે વખતે મને એમ થતું કે તેમના નાક ઉપર ધુસ્તો મારી દઉં, તેમની સાથે બાઝું એમને કહું કે તમે શું જાણો! તમારી વાત તદ્દન ખોટી છે તમારા બધા કરતા મારા કાકી સારાં–ઘણાં સારાં છે

પણ જેઓ એવું બોલતા તેઓ ગામના મોટેરા હતાં એટલે કંઈ બોલી શકતો નહીં

તેમનો ચહેરો આટલાં વર્ષો વીત્યાં પછી આજ પણ મને બહુ સ્પષ્ટ યાદ છે એમ ન કહેવાય માત્ર એક દિવસનું તેમનું અપૂર્વ, કૌતુકોજ્જ્વલ ને હસતું મુખ મારા મનમાં કોરાઇ ગયું છે જ્યારે તે મુખ યાદ આવે છે ત્યારે એક ઓગણીશ વીશ વરસની કૌતુકપ્રિય, હાસ્યમુખી ને સુન્દર તરુણી મારી નજર સમક્ષ સાકાર જોઈ શકું છું

એકવાર અમારા ગામમાં ક્યાંકથી ટીડના ટોળાં આવ્યા ગામ અને સીમના બધા ઝાડ અને છોડવા તથા વાસનું વન અને ઝાડીઓ બધું ય ટીડોથી ઢંકાઈ ગયું કાકી અને હું અગાશીમાં ઊભા રહી આ દૃશ્ય જોતા હતા

અમે કોઈએ કોઈ દી ટીક જોયું નહોતું. એકાએક મારા કાકી વિસ્મય અને કૌતુકથી આંગળી ચીંધી બોલી ઊઠ્યાં, 'જોજો પાણું, રાય મહાશયના ચીમકાનું એક પાંદડું ય બાકી નથી રહ્યું. કેવળ થડને ડાળાં જ બાકી છે. આવો બનાવ તો મેં કદી જોયો નથી. બાપ રે!'

એટલું કહેતાં જ કૌતુક અને આનંદથી બાલિકા માફક ખીલખીલ હસી પડ્યાં. એમનું હસતું મુખ આજે પણ મને યાદ છે.

વર્ષા પછીની એક શરદની શરૂમાં નદીને બન્ને કાંઠે કાશફૂલો શોભી રહ્યાં છે. નીલ આકાશમાં સાપર ઘાટ ઉપર થઈ નાના શુભ્ર વાદળાં બદામના વન તરફથી ઊડ્યાં આવે છે ને ગિરીશબાબુની બાડી આંબરાઈ ઉપર થઈ શુભરત્નપુરના ખેતર ને મેદાનો તરફ ચાલ્યાં જાય છે. સોદાગરોનાં વહાણોની પણ અવરજવર શરૂ થઈ ગઈ છે ને તોળાટો રાતદિવસ માલ જોખવામાં મશગુલ છે.

કાકી સાસરે જ રહી ગયાં–પિયર ન ગયાં. પરેશ કાકા પણ સાજા થઈ પાછા ન આવ્યા. મારાં કાકીની નણંદનો એક દેર પૂજાના દિવસોમાં તેમને ત્યાં આવ્યો. એનું નામ શાંતિરામ. વય ચોવીસ કે પચીસ હશે–ચહેરો રૂપાળો. થોડા દિવસ માટે અહીં ફરવા આવ્યો હતો છતાં કેમેય ઘર છોડી ગામમાંથી ખસતો નહીં. જો જતો તો થોડા દિવસમાં જ પાછો આવી થોડો વખત ગાળી જતો. એનું કારણ શું તે હું નહીં કહી શકું; કેવળ એટલું જાણું છું કે તેના નામ સાથે મારી કાકીનું નામ જોડી લોકો નિંદા કરતા હતા. એકવાર બપોરે કાકીને ઘેર ગયો હતો. પાછળના ભાગમાં બારીમાં મારી કાકી બેઠાં હતાં અને બારીના ચોકઠાને પકડી શાંતિરામ ઊભો હતો. કાકી સાથે એકચિત્તે કંઈ વાત કરી રહ્યો હતો. મને જોઈ અણગમાભેર બોલ્યો, 'કેમ પાણું લેસનબેસન કરતો નથી કે? બપોર વેળાનો રખડે છે! જા અત્યારે જતો રહે.'

હું શાંતિરામ પાસે નહોતો ગયો–ગયો હતો કાકી પાસે. પણ કાકી એના વિરોધમાં એક પણ શબ્દ ન બોલ્યાં તેથી મને દુઃખ થયું. તરત જ હું ત્યાંથી આવતો રહ્યો. કાકી ઉપર ભારે રીસ ચઢી. મારી સાથે એકાદ શબ્દ બોલવાનું પણ શું ઉચિત નહોતું?

ત્યાર પછી કાકીને ત્યાં જવાનું જો કે તદ્દન બંધ ન કર્યું તોપણ બહુ ઓછું કરી નાખ્યું. મારી ઉપર કાકીનો પહેલાના જેવો ભાવ નહોતો જોતો. શાંતિરામ ત્યારે વેળાકવેળાએ અગાસીમાં કે ઓરડામાં બેસી કાકી સાથે વાતો કર્યા કરતો. મારું જવું તેને પસંદ નહોતું. કાકી ય શાંતિરામની ઉપરવટ કંઈ બોલી શકતાં નહોતાં.

કાકીને નામે ફળીએ ફળીએ જે ફજેતી થતી હતી તે દરરોજ મારે કાને પડતી. એને માટે કાકી ઉપર મને જરાય ગુસ્સો નહોતો આવતો, મારો બધો ગુસ્સો શાંતિરામ ઉપર હતો. તે દેખાવડો હતો શહેરની ચાપચીપવાળી બોલી બોલતો હતો. કપડાંલત્તાનો પણ પૂરો શોખીન હતો. પણ તેના તે વરણાગીઆ પહેરવેશને લીધે હો કે તેની શહેરી ઢબની વાતચીતને લીધે હો કે વારંવાર ખાતો એ કારણે હો પણ તે માણસ મને પહેલેથી જ ગમ્યો ન હતો. મનમાં એમ થતું હતું કે આ માણસ સારો નથી. બાળક મનના ગમા–અણગમાના મૂળમાં ઘણી વાર કોઈ યુક્તિ કદાચ ન પણ હોય તેમ છતાં મનુષ્ય ચરિત્ર સંબંધી ઘણી બાબતોમાં બાળકની ધારણા મોટે ભાગે ખોટી હોતી નથી.

એક દિવસ ચૌધરીના પુકુર ઘાટે બાંધેલા પગથિયા પર સર્વ ચૌધરી અને ક્ષતીમય બાંકુજ્જે કંઈ વાત કરી રહ્યા હતા. હું હાથમાં આંકડો લઈ માછલીઓ પકડવા જઈ રહ્યો હતો. મને જોઈ તેઓ વાત કરતા બંધ થઈ ગયા. બાંધેલા ઘાટનાં પગથિયાં ઊતરી હું માછલી પકડવા બેઠો. સર્વ ચૌધરી બોલ્યા, 'આ છોકરો અહીં અત્યારે ક્યાંથી ટપક્યો!'

બાબુજાયે બોલ્યા, 'કહો તમે તમારે—એ તો છોકરુ છે, શુ સમજે?'

ચોધરી બોલ્યા, 'હવે કંઈક ઉપાય કરવો જોઈએ ગામમાં આમ ન ચાલવા દેવાય એક સભા બોલાવીએ પરેશની વહુ સબધી એવી એવી વાતો થાય છે કે સાભળી જતી નથી જ્યાં નોકરી કરે છે ત્યા નરેશને એક પત્ર પણ લખીએ અને પેલા શાતિરામને ખબર પાડીએ '

બાબુજાયે બોલ્યા, 'ખબર ફખર જવા દો એને ગામ છોડી ચાલ્યા જવાનુ જ કહી દઈએ ન જાય તો પછી હાથ દેખાડશુ નરેશ શુ અત્યાર નોકરી છોડી કુટુબની સભાળ લેવા આવે એમ છે? એ ઘરે ન હોય ત્યારે આપણે એના હિતચિંતક જ છીએ '

ચોધરી બોલ્યા 'રડિ પણ હદ કરી છે એમ સાભળ્યુ છે '

બાબુજાયે બોલ્યા, 'એ તો સાભળીએ જ છીએ એક તો આ વય જ ખરાબ ને અધૂરામાં પૂરુ ઘણી ગાંડી '

કાલીમયે મને ભલે ગમે તેવો ઝોટ ધાર્યો હોય પણ હુ બધુ સમજી ગયો. કાકી ઉપરથી મારી રીસ ઊતરી ગઈ મને થયુ કે આ લોકો કદાચ કાકીને સખત વેણો સભ ળાવશે અપમાન ફજેત કરશે કાકીને અગાઉથી સાવધાન કર્યાં હોય તો સારુ સાથે એમ પણ લાગ્યુ કે એ વાત હું કેમે ય કાકીને કહી નહીં શકુ

મારો ક્રોધ બધો શાતિરામ ઉપર ઊતર્યો. બીજાના સસારની શાતિ નષ્ટ કરવા એ અહીં ક્યાંથી ટપ્યો? પોતાને વતન કેમ ચાલ્યો જતો નથી! આટલા દિવસ પારકા ઘરે પડ્યા રહેવામાં એને શરમ પણ આવતી નથી?

ત્યાર પછી કેટલેક દિવસે મારે કાકાને ત્યાં રહી ભણવાનુ નક્કી થયુ તેથી ગામ છોડી હુ જતો રહ્યો જવા પહેલાં કાકીને મળવા ગયો બાને છોડી જતાં જેટલુ દુખ થતુ હતુ તેટલુ જ દુખ કાકીને છોડી જતાં થતુ હતુ.

કાકી લાડ લડાવી બોલ્યાં 'પાછુ ભણી-ગણીને તુ મોટો વિદ્વાન થઈશ, મોટી નોકરી મળશે પછી કાકીને તો નહિ ભૂલી જા ને?'

સહજ જ મુખે કહ્યું, 'નહીં ભૂલુ, કાકી'

કાકી ઉતાવળે થોડાં પગલાં આગળ આવી બોલ્યા, 'સાચુ કહે છે,? પાછુ કપારેય નહિ ભૂલ?'

જોરદાર કંઠે કહ્યુ, 'ના ક્યારેય નહીં ભૂલુ '

એટલુ બોલી તેમના મોં સામુ જોયુ તેમની પાપણો ભીજાઈ ગઈ હતી પણ હસતા મુખે એ મારી સામે જોઈ રહ્યા હતાં

સાચે જ કહુ છુ—પિતાના સખત હુકમને લીધે જ મે ગામ પરાણે છોડ્યુ મારુ મન મને કહી રહ્યુ હતુ, 'કાકીને તુ કેવી ભયાનક આફતમાં મૂકી જાય છે!'

રહ્યો હોત તો પણ હું-છોકરુ શુ કરી શકત? ઉનાળાની રજામાં આવ્યો ત્યારે ખબર પડી કે શાતિરામ કાકીને લઈ ક્યાંક જતો રહ્યો હતો કોઈએ એની તપાસ ન કરી. કોઈને જરૂર પણ ન લાગી

મારા કાકીનો ઇતિહાસ અહીં પૂરો થાય છે ત્યાર પછી તેમના ખબર બિલકુલ નથી મળ્યા એમ નહીં એકવાર જ્યારે હું અગ્રેજી ત્રીજા ધોરણમાં હતો ત્યારે સાભળ્યુ હતુ કે અમારા ગામનું કોઈ ચાકદાહે ગગાસ્નાન માટે ગયુ હતુ ત્યારે કાકીને તેણે જોયા હતા સરસ કપડાં પહેર્યાં હતાં ને શરીર પર ઘરેણાંનો પાર નહોતો વગેરે

બીજી એકવાર જ્યાર એફ એ.માં ભણતો હતો ત્યારે ગામમાં વાત ફેલાઈ હતી કે કાંચરાપાડાની બજારમાં કાકી સાથે અમારા ગામના અમુલ્ય બાછીની માનો મેળાપ થયો હતો. પણ કાકીનુ પહેલાનુ રૂપ રહ્યુ નહોતું શાતિરામ પણ એમને છોડી જતો રહ્યો હતો વગેરે.

કાકી શાતિરામ સાથે જતા રહ્યાને છસાત વરસ થયા પછીની આ વાતો છે, પણ એ વાતોની કેટલી કિંમત છે તે હુ નથી જાણતો મને તો એમ લાગે છે કે મારાં કાકી ગામ છોડી જતાં રહ્યાં પછી કોઈએ તેમને ક્યાંય જોયાં નથી.

જવા દો, એ. ઘણી મામૂલી વાત છે. બધી જગ્યાએ હરહમેશ બનતું આવે છે. એમાં કંઈ નવું નથી. પણ મારા મનની સાથે કાકીના આ ઇતિહાસનો સંબંધ કંઈ સાધારણ નથી. મૂળ મુદ્દાની વાત એ જ છે.

મોટો થયો. કૉલેજમાં ભણ્યો. કલકત્તે આવ્યો. બાળપણની ભાઈબંધીના મુગ્ધ ભાવો નવા ભાઈબંધોની ભરતીમાં ક્યાંય તણાઈ ગયા. પણ કાકીને નથી ભૂલ્યો. આ વાત કોઈ જાણતું નથી. કે રજાના દિવસોમાં ઘેરે પાછા ફરતા નૈહાટી કે કાંચારપાડાના સ્ટેશને ગાડી આવતાં જ મને કેટલીયે વાર એમ થયું છે કે કદાચ અહીં ક્યાંક મારાં કાકી હશે. નીચે ઊતરી તપાસ કરી નથી પણ અત્યંત વ્યાકુળ થઈ તેમની વાત વિચારી છે. કલકત્તાની કોઈ ગલી સાથે તેમના કોઈપણ પ્રકારના સંબંધને મારા મનમાં મેં કદી પણ સ્થાન નથી આપ્યું. શા માટે તે હું જાણું છું: નાનપણમાં કાંચારપાડા કે ચાકદહે તેમને જોયાં છે એવી જે અફવા ફેલાઈ હતી તે ઉપરથી જ આ પ્રદેશની સાથે તેમનો સંબંધ મનમાં ઘર કરી બેઠો હતો.

પણ નીચે ઊતરી હું ક્યારેય શોધવા નથી નીકળ્યો તેનું એક કારણ છે. મારા મનમાં કોઈ જાણે કહેતું હતું, ' કાકી જીવતાં નથી.' નાની વયમાં અણસમજમાં જે ભૂલ તેઓ કરી બેઠાં હતાં તે ભૂલનો બોજો શું ભગવાન તેમને ચિરકાળ વહેવા દે ? સંસારની બિન-અનુભવી તરુણી-કાકીના માથેથી એ બોજો ભગવાને જરૂર ઉતારી લીધો હોવો જોઈએ.

કૉલેજનો યુગ પણ વીતી ગયો, સંસારી થયો. કેટલાય નવા નવા સ્નેહપ્રીત, અને નવા નવા પરિચયોમાંથી જીવન વહેવા માંડ્યું. પુરાણા દિવસોની કેટલીય અતિ મધુર સ્મૃતિઓ ઝાંખી પડવા માંડી. કેટલાય નવા પરિચિતોના હાસ્યવિનોદથી મારા દિવસ રાત આનંદમય બની ગયા.

જીવનમાં એમ જ બને છે. એક દિવસ જેના વિના નહીં જિવાય એમ લાગે છે તે ધીરે ધીરે અતલમાં ક્યાંય ડૂબી જાય છે. અને એક દિવસ ઓચિંતા ખ્યાલ આવે છે કે એ કેવું ભુલાય ગયું છે.

પણ મારા મનના ઇતિહાસની આ ઉથલ-પાથલમાં પણ મારા કાકી હજી ટકી રહ્યાં છે. નાનપણમાં એમની પાસેથી વિદાય લેતી વખતે ક્યારેય ભૂલીશ નહીં એવું મેં તેમને વચન આપ્યું હતું. બાળહૃદયની એ સરળ સત્ય વાણીનું માન આજ સુધી ભગવાને જ રાખ્યું છે.

આનું મને કેવી રીતે ભાન થયું તે કહું. અમારા ગામમાંથી ઘણા વખત થયા કાકી ચાલ્યાં ગયાં હતાં. ઠીક પણ ત્યાર પછી ક્યા-રેય આવ્યા નથી; પણ રાયના ઘરનો તે લીમડો હજી મોજુદ છે. બહુ દિવસોની વાત નથી. બનતાં સુધી ગયા માગશર મહિનામાં રાય મહાશયને ત્યાં જઈ સીતાનાથ રાયની સાથે એક જરૂરી ખત સંબંધી ચર્ચા કરતો હતો. એવામાં લીમડા પર અચાનક નજર પડતાં મન ઉદાસ થઈ ગયું. ઘણા દિવસોથી આ તરફ હું આવ્યો નહોતો. બાલ્યકાળનો એ લીમડો જોતાં જ બે અદ્ભુત વ્યાપાર બન્યા. છવ્વીશ વરસ પહેલાની એક હાસ્યમુખી તરુણીનું કૌતુક ને આનંદથી ઊભરાતું મુખ યાદ આવ્યું અને અજ્ઞાત રીતે મારું અંતર અવ્યક્ત દુઃખ અને વિષાદથી એવું તો ભરાઈ આવ્યું કે પછી ખત સંબંધી ચર્ચા કરવાની જરાય સ્ફૂર્તિ ન રહી. તે દી મેં જાણ્યું કે કાકીને હજી ભૂલ્યો નથી.

આજ હું મોટો થયો છું. હવે સમજાય છે કે અઢાર ઓગણીશ વરસનાં કાકી બાળક જેમ કેવાં ભોળાં હતાં !

મનુષ્યના મનમાં મનુષ્ય આ રીતે જીવે છે. ગયા છવ્વીશ વરસમાં કેટલીય નવવધુ ગામમાં આવી અને ગઈ; પણ છવ્વીસ વરસ પહેલાંની અમારા ગામની પેલી વિરહિણી, હતભાગી તરુણી વધૂ આજે પણ આ ગામમાં જીવતી છે.

[ વિભૂતિભૂષણ બંદોપાધ્યાયની બંગાળી નવલિકાનો અનુવાદ ]

# અમે બે (એક જીવનચિત્ર)

ધનસુખલાલ કૃ. મહેતા

સાંજના સાત સાડાસાત થયા હશે. સાંતાક્રુઝના મોજીલા પરાએ મધ્યાહ્નની શાંતિ ખસેડી નાખી, સાંજનો સળવળાટ અપનાવ્યો હતો. સવારના આઠ સાડાઆઠથી લગભગ બાર સુધી નોકરિયાત વર્ગ, વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનિઓ વગેરે સાંતાક્રુઝનો ત્યાગ કરી મોહમયી મુંબઈના વિશાળ ઉદરમાં છૂપાઈ જતાં હતાં પણ સાંજના પાંચ સાડાપાંચથી એ જ મનુષ્યો મુંબઈનો મોહ છોડી સંતકુંજની શાંતિમાં ભળવા આતુર થતાં હતાં. આને પરિણામે મધ્યાહ્ને એ પરામાં લગભગ પૂર્ણ શાંતિનું સામ્રાજ્ય સ્થપાતું અને સાયંકાળે તેમાં વિઘ્ન પડતું.

જુહુને માર્ગે એક નાના કંપાઉન્ડમાં એક નાનો બંગલો. બંગલામાં ભાડે રહેનાર કુટુંબે પરાંવાસીઓમાં સ્વાભાવિક ગણાતી ઊર્મિથી પ્રેરાઈ, તૂટું તૂટું થઈ રહેલ દરવાજાના થાંભલા ઉપર એક સીધું પાટિયું લટકાવ્યું હતું તેના ઉપર

કમળકાંત પોપટલાલ દેસાઈ,
એમ. એ.
સુધા સદન

લખેલું જણાતું હતું. પરાંવાસીઓ આથી ભ્રમમાં પડે જ નહિ. એઓ તો તરત જ સમજી જાય કે જે જે સ્થાને કં. પો. દે. રહે તે સ્થાન તેટલો તેટલો સમય 'સુધા સદન' તરીકે ઓળખાય. ટપાલવાળાને દિવાળીની બહોણીનું આકર્ષણ હોય એટલે એ પણ આવી યોજના વાંધા વિના સ્વીકારતા. કંપાઉન્ડમાં ચોમાસામાં લીલોતરી જણાતી; બાકીના આઠ માસ ખાસ કશું જણાતું નહિ. માત્ર કંપાઉન્ડને એક ખૂણે મોટું લીમડાનું ઝાડ હતું અને તેની આસપાસ બાંધેલો ઓટલો હતો.

બંગલામાં આગળ નાની ગેલેરી, પાછળ હૉલ, એની પાછળ અરધા અરધા બે ગાળાના ઓરડા અને તેની પાછળ નાનો ચોક. તેની પાસે રસોડું, કોઠાર, નાવાની ઓરડી અને સહેજ છેટે સંડાસ. પશ્ચિમના સાહિત્યમાં જેમ દરેક ખંડના ફરનીચરનું બારિકાઈથી વર્ણન થાય છે અને એ ફરનીચર લુઈ ૧૪મા ના વખતનું કે શીપેનડેલનું કે એલીઝાબેથના વખતનું હતું એ પ્રમાણે સાફ કહેવામાં આવે છે તે પ્રમાણે આ સુધા સદનના ઓરડાઓમાં રહેલ ફરનીચર માટે થઈ શકે તેમ નથી. છતાં એ દિશામાં પ્રયત્ન કર્યો છે.

આગલી ગેલેરી—કહો કે છજું, કહો એમાં બેત્રણ જીર્ણાવસ્થામાં આવેલ, નેતરની કહેવામાં આવતી પણ સાચું કહીએ તો વાંસની ખુરશીઓ હતી જેમને મુડા તરીકે પણ ઓળખાવવામાં આવે છે. એવી જ સ્થિતિનો એક નાનો લોઢાની ફ્રેમવાળો અને લાકડાની પટીવાળો બાંક પણ ત્યાં હતો. ભીંત ઉપર મહાત્માજીની છબી-ઘણી વાંકી દશામાં એક બાજુ લટકતી હતી. એક તરફ અંગ્રેજી–ગુજરાતી તારીખીયું લટકતું હતું અને એક બાજુ ટપાલ પેટી ટીંગાડેલી હતી. એ પેટીમાં ટપાલી કાગળો ક્વચિત જ નાખતો. એમાં ઘણું ખરું ઘાટી રામાની ટોપી, થોડાં કરોળીઆનાં જાળાં વગેરે રહેતાં. અંદરના હૉલમાં લાકડાંની બેત્રણ ખુરશીઓ ઉપરાંત, ચેસ્ટરફીલ્ડનો સેટ હતો, એક બાજુ જાજમ અને બે તકિયા હતાં. ખૂણામાં, ગોકળ આઠમને દિવસે વાપરવામાં આવતાં રમકડાંથી ભરેલું ખૂણિયું હતું.

કમળકાંતના સૂવાના ઓરડામાં એક સરસ ડબલબેડનો મચ્છરદાનીવાળો પલંગ, એક આરસીનું કબાટ, ટેબલ, એકાદ ખુરશી, ચોપડીઓનું બુકકેસ, પેટી, તાની સાદડી વગેરે હતાં. એક ખૂણામાં કબાટ તેમજ તેની પત્ની

સુધાના બુટ અને ચંપલો, છત્રીઓ અને લાકડી હતા. કમળની વિધવા મા અંબાગૌરી અને બહેન લતાના ભેગા ઓરડામાં લતાનું ટેબલ, ખુરશી, એક ખાટલો, બે કબાટ પેટી વગેરે હતાં. રસોડું, કોઠાર વગેરેનું વર્ણન કરવાની આવશ્યકતા નથી. સાધારણ મધ્યમ વર્ગના કુટુંબોનાં જેવાં રસોડાં, કોઠાર હોય તેવાં આ પણ હતાં.

રસોઈ લગભગ તૈયાર થઈ ગઈ હતી. સુધા બહાર ગેલેરીમાં કઠેરાને ટેકવીને ઊભી હતી. બ્હાંય વગરનું બ્લાઉઝ, લાલ કિનારીનું ધોળું ગવન, કાનમાં આધુનિક ફેશનને અનુસરતાં લટકતાં ઝુમ્મર અને હાથમાં પણ તે જ પ્રમાણે બહુ જ પહોળી બંગડી પહેરીને ઉભેલી સુધા રસ્તા ઉપર નજર નાખ્યા કરતી હતી. માર્ગમાં અંધારું થઈ ગયું હતું અને વીજળીની રોશની ચાલુ થઈ ગઈ હતી. જેમ જેમ લોકલ ટ્રેનો આવતી જતી તેમ તેમ તેમાંથી ઊતરેલા ઉતારુઓ ઝડપભેર પોતાપોતાના ગૃહ તરફ જતા માર્ગ ઉપર પ્રયાણ કરતાં દ્રષ્ટિગોચર થતા હતા. અને વચમાં વચમાં માર્ગ ઉપર પાછી શાંતિ જામી જતી હતી.

સુધાનું વય બાવીસેકનું હતું. કોલેજમાં એકાદ વર્ષ જઈ આવી હતી પણ લગ્ન પછી સાસરિયાંની ઇચ્છા જણાઈ નહિ એટલે ભણતર પડતું મેલાયું સાસરામાં પતિ કમળકાંત મુંબઈની એક સ્કૂલમાં માસ્તર હતો. તે એમ. એ. હતો. તે સિવાય ઘરમાં વિધવા સાસુ અંબાગવરી પચાસેક વર્ષનાં હતાં પણ હજી બીજાં વીસ વર્ષ સુધી એમની હયાતીની ગેરંટી હતી. નણંદ લતા પંદરેક વર્ષની હતી અને અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતી હતી. આ ઉપરાંત ઘરમાં જૂનો ઘાંટી રામો હતો.

સવારે ૭-સવા છએ ઊઠવું, સગડી સળગાવવી અને ચાહ પાણી કરવાં. તે પછી એક બાજુ રસોઈ થતી જાય અને બીજી બાજુ રોટલા આદલા, નાવા ધોવાનું અને સાસુ પૂજામાં બેઠાં હોય તેમની થોડી થોડી વારે છૂટતી જતી આજ્ઞાઓનું પાલન કરવાનું. આ ઉપરાંત નણંદને સંસ્કૃત, અંગ્રેજી, ગણિત વગેરે વિષયોમાં મુશ્કેલીઓ ઊભી થાય તેનો ઉકેલ લાવવામાં મદદ કરવી. આ બધાંમાંથી સમય બચે તો અને કમળકાંત પોતાની જંજાળોમાંથી તે સમયે મુક્ત હોય તો પાંચ દસ મિનિટ પતિપત્નીની અલપઝલપ મળે! રવિવાર અને રજાના દિવસો સિવાય સુધાનો સવારનો કાર્યક્રમ આ પ્રમાણેનો હતો.

બરાબર નવ વાગ્યે કમળકાંત જમવા બેસે એટલે સુધાને બદલે અંબાગવરી રસોડાનો કબજો લે. પુત્રને જમાડવાનો ફરજ, હક્ક તેમ જ લહાવો માનો જ હોય—એમાં પુત્રપત્ની ચિત્રમાં હોવી જ જોઈએ નહિ, એ રિવાજ ગુજરાતમાં લગભગ સર્વત્ર જ હોય છે. એટલે એ વિશે વધુ ઉહાપોહ નકામો છે. કમળકાંત જમ્યા પછી ટ્રેન પકડવા ત્વરિત ગતિએ જાય તે વખતે તક મળે તો બારીના સળિયામાંથી કે ગેલેરીમાંથી આછું સ્મિત ફરકે અને ટ્રેન ખોવાનો બહુ ભય ન હોય તો એ સ્મિતનો જવાબ હાથના રુમાલથી મળે.

પતિના ગયા પછી નણંદ જમીને સ્કૂલ જાય. પછી સાસુ વહુ જમે. ઠીકઠીક ઠામણું કૂંબણું થઈ રહે અને ધારીને જમાડી લેવાય એટલે રસોડાને થોડા કલાકની વિશ્રાંતિ. તે પછીનો સમય જેની જેની મોસમ હોય તે તે કઠોળ અને અનાજની સાફસૂફ કરવામાં, ઘરની વ્યવસ્થામાં, પોતાનું કબાટ ગોઠવવામાં, કોઈ મળવા આવ્યું હોય તેની સરભરામાં, બપોરના ચાહખાવાનાં તૈયાર કરવામાં, પોણો કલાક–કલાકની નિદ્રામાં અને તેમ કરતાં પણ વખત ફાજલ પડે તો કોઈ પુસ્તક વાંચવામાં ગાળવામાં આવે; આમ સાંજ પડી રહે એટલે પાછી રસોઈની તૈયારી, સાસુ શાક લેવા બજાર નહિ ગયાં હોય તો પોતે શાક લેવા જાય અને એ બહાને ચેર બહેનપણીઓને મળતી આવે. કોઈક

દિવસ બપોરે જમીને મુંબઇ જવાનું હોય તો તે તો તહેવારનો દિવસ જ લાગે!

વર્ષમાં ત્રણેક સિનેમા, એકાદ નાટક બેએક કોન્સર્ટો જોવાના મળે. લમસરામાં સુરત જવાનુ અને ત્યાં પિયરમાં થોડો વખત રહેવાનું મળે. સાસરામાં પાંજરામાં પુરાયેલ પક્ષી પિયરમાં સ્વચ્છંદે ઊડે અને પાછુ સાસરામાં આવતાં પાંજરામાં પુરાઈ જાય! સુધાના જીવનની ટૂંકમાં આ કહાણી. કમળકાંત પાસે પિતાનો પૈસો ઠીક ઠીક હતો એટલે માત્ર પગાર ઉપર જ એમનો આધાર ન હતો. કમળ નરમ, ભલો, ભોળો હતો. મા, બહેન, પત્ની સૌને બહુ સ્નેહથી ચાહતો અને દુનિયામાં બધાં જ મનુષ્યો એ જ પ્રમાણે એકેક પ્રત્યે સ્નેહ બતાવતાં હશે એવી માન્યતામાં એ સુખી અને સંતોષી હતો.

સુધા રસ્તા ઉપર જોતી ઊભી હતી એટલામાં સાસુ અને નણંદ આવ્યાં. તેમને જોઈને સુધા અંદર જવાનું કરતી હતી એટલે તો અંબાગવરી ઓટલે ચડતાં ચડતાં બોલી: 'ઓટલે ક્યારનાં ઊભાં છો?'

'નાઅં, આ હમણાં જ આવી.' તતપપ થઈ જતાં સુધા બોલી.

'તમારો જવાબ તો હું પહેલેથી જ જાણતી'તી,' સાસુએ કહ્યું. 'તમે આખો વખત ઓટલે ઊભાં રહો તોય મારે વાંધો નથી, પણ આ તો પછી ત્રીજે દિવસે શાક બળી જાય છે કે સગડી હોલવાઈ જાય છે એટલે કહેવુ પડે છે.

'હું હમણાં જ જોઈ આવી હતી,' ગભરાઈને ઉત્તર આપતાં સુધાએ છબરડો વાળ્યો અને વળી ઉમેર્યું: 'બાકી અહીં ઓટલા ઉપર શું જોવાનું હોય?'

'તે તો હું જાણું છું,' સાસુએ જવાબ દીધો. 'બાકી હું કાંઈ નાની કીકી નથી કે કોઈ પટાવે તો સમજી જાઉં! પતિજી આવે ત્યારે સામસામા રૂમાલ ફરફરાવવાના હોય ને!'

'બા, હવે એવી વાત મૂકી દોને,' ન(?) ભાભીનો બચાવ કરતાં કહ્યું. 'હવેના જમાનામાં કઈ વૈરી એમ નહિ કરતી હોય?'

'શું? બધી નાચેણ થઈ જાય તેથી આપણ પણ થવું?' અંબાગવરી બોલી.

'હાસ્તો, તેમાં કઈ છૂટકો છે! જમાના પ્રમાણે બધું જ થાય,' લતા પોતાના બેડમીંનના રૅકેટને ખીટી ઉપર ભેરવતી બોલ(ી) 'ભાભી તો હજી નાહકના ગભરાયા કરે છે. તો પરણીને બધું છડેચોક જ કરવાની.'

એટલામાં સુધા રસોડામાં ચાલી ગઇ. તે ગયા પછી આ ચર્ચા ઝીલી લેતી હોય તે અંબાગવરીએ કહ્યું. 'ખુશામત કર ભાઈ-ભા(ભી)ની, ગાંસડો બધાવી દેવાની હતી તે! જ(ર) કહીએ એટલામાં માને જ હલકી પાડે છે!

'ભાભી! કઈ ખાવાનું છે?' આમ બોલ(તી) લતા ઠેકડા મારતી રસોડા ભણી ગઈ એટ(લે) અંબાગવરી બોલતી અટકી ગઈ પણ એ(ને) મનમાં તો વિચાર થયો જ કે આ વહુએ (જ) આ છોકરીને બગાડી છે.

પા અરધો કલાક થયો એટલામા કમ(ળ) આવી પહોચ્યો. 'કેમ બા! રસોઈને કેટ(લી) વાર છે? આજ તો ભૂખ બહુ લાગી છે. તે બોલ્યો; અને બોલીને લુગડાં બદલવા પોતાન(ા) રૂમમાં ગયો.

બાએ રસોડામાં જઈને વહુને કહ્યુઃ 'લો હવે જવાબ આપો. એને તો ભૂખ બહુ લાગ(ી) છે અને અહીં તો રસોઈના ઠેકાણાં પણ નથી ક્યાંથી હોય! સાંજના બે કલાક ઓટલે ઊભ(ા) રહીએ તો રસોઈ થાય ક્યાંથી!" એટલામ(ાં) કમળ જ રસોડા તરફ આવ્યો એટલે અંબાગવરી બોલતાં અટકી ગઇ.

'કેમ! હજી વાર છે?' કમળે પૂછ્યું.

'નારે, હમણાં થઈ જશે,' અંબાગવરી બહુ જ મીઠું સ્મિત કરીને બોલી. 'અને વળી કોઇવાર મોડું પણ થાય. કેમ કરીએ! સુધા બિચારી નભાવે છે એટલુ કહોને. બાકી પિયરમાં કાંઈ એને આવાં કામની ટેવ હતી જે!

કમળ આ જવાબ સાંભળી બહાર ગયો અને ગેલેરીમાં બેઠો. રામાને પાટલા માંડવાની બુમો પડાઇ. પાટલા મંડાયા પણ ખરા.

'લ્યો, હવે ઊઠો, ભાઇ હમણાં આવશે,' રસોઇનો કબજો લેતાં અંબાગવરી બોલી. 'લતા, જા, ભાઇને કહે અને ભાઈ બહેન જમવા બેસી જાઓ. આ સગડી કેવી ભડ ભડ બળે છે! વહુ! તમને કેટલી વાર કહ્યું કે એમ ઉતાવળે રસોઈ કરવાની લાહ્યમાં રસોઈ બગડે છે અને કોલસાનો ઘાણ નીકળી જાય છે. પણ સાંભળે છે કોણ મારી બલા!' એટલામાં કમળભાઈ જમવા આવ્યો એટલે અંબાગવરી પાછી બોલતાં અટકી ગઈ. ભાઈ અને બહેન જમવા બેઠાં અને માએ ઊની ઊની ઊતરતી રોટલી પીરસવા માંડી

'સુધાને કેટલીવાર કહ્યું છું કે પીરસવા પણ તું જ બેસને; પણ હજી શરમ છૂટતી નથી, હા હા હા!' અંબાગવરીએ પીરસતાં પીરસતાં આ પણ પીરસ્યું. દર ટંકે, જમતી વેળા આવી ગીકી વાનીઓ પીરસવાની એને ટેવ હતી. એનાથી કમળને બહુ શાંતિ અને સંતોષ થતાં.

જમી રહ્યા પછી અને સાસુએ વહુને જમવાની બૂમ પાડી તે પહેલાં જે સમય મળ્યો તેમાં સુધાએ પાનની બીડી, સોપારી અને એલચી કમળને આપી દીધાં. તે ખાઇને સ્કૂલમાંથી લઈ આવેલ જવાબપત્રો તપાસવા કમળ પોતાના ખંડમાં પેઠો અને સુધા જમવા ગઈ.

જમી રહ્યા એટલે ઢાંકણ ઢુંબણમાં થોડો વખત ગયો. ત્યારે કેડે સાસુ ભાગવત લઈને બેઠાં, લતા ભણવા બેઠી અને સુધા નણંદના ઘાઘરાની કોર ભરવાની હતી તે ભરતાં ભરતાં અવારનવાર ચોરી છૂપીથી ઘડિયાળ સામું જોયા કરતી હતી. એમ કરતાં દસ થયા એટલે જે જે બારીબારણાં દેવાં હતાં તે દઇને, સવારે કેટલું દૂધ લેવાનું છે તે સાસુને પૂછી, રામાને કહી, સુધા પતિના ખંડમાં ગઈ.

સુધા અંદર ગઈ ત્યારે કમળ પોતાનું શાળાનું કામ પૂરું કરી રહ્યો હતો અને એક અંગ્રેજી માસિક વાંચતો હતો. સુધાએ દાખલ થઇને, અવાજ થાય નહિ એ પ્રમાણે બારણાં બંધ કર્યાં એટલે કમળે માસિક મૂકી દીધું અને પોતે જે સોફા ઉપર બેસીને વાંચતો હતો તે સોફા ઉપર સુધાને હાથ ખેંચીને બેસાડી અને પછી પોતે એની સોડમાં બેઠો.

'કેમ, પરવાર્યાં?' કમળે વહાલથી પૂછ્યું.

'હાજી, પરવાર્યાં,' સુધાએ સ્મિતથી જવાબ વાળ્યો અને સામું પૂછ્યું. 'અને તમે?'

'હાજી, અમે પણ પરવાર્યા,' કમળે પણ સ્મિત કરીને જ જવાબ આપ્યો. 'સાળું નોકરિયાતનું તે કાંઈ જીવન છે!'

'તે તમને શા ઘા પડ્યા? શું પ્રિન્સિ પાસે ખસડાં માર્યાં કે પછી છોકરાછોકરીઓએ પજવ્યા?' સુધાએ પૂછ્યું.

'ના રે ના, પ્રિન્સિપાલ તો સારો માણસ છે અને છોકરાછોકરીઓમાં તો હું માનીતો છું.' કમળે કહ્યું.

'ત્યારે પછી આવા નિસાસા શાના નાખો છો?' સુધા બોલી.

'એ તો એમ કે જોની, આ સવારથી ઘાણે ઉપર પલાણ ચઢાવેલું તે બારણે દશ વાગ્યા ત્યારે છૂટ્યું. આ ઊંઘતા પહેલાં જે અરધો પોણો કલાક મળે તેટલામાં હૃદયરાણી સાથે પ્રેમાલાપ કરી લેવાનો.' કમળે કહ્યું.

'તે ત્યારે હૃદયરાણીને તો ચોવીસે કલાક પ્રેમાલાપ કરવાના મળતા હશે જો!' સુધા બોલી. 'અમારે ય આ અરધો પોણો કલાક જ મળે છે ને.'

'તે તો જાણે ખરું, પણ જવાબદારી થોડી તમારે લેવાની છે! આખો દિવસ તમે તમારાં રાજા' કમળ બોલ્યો. 'અમારે તો કાંઈ ને કાંઈ ખાસડાં ખાવાના તો ખરાંજને, અને એક ટ્રેન ચૂકી જઈએ તો બોજ લાગે.'

'અને અમારે તો કોઈના ખાસડાં ખાવા-

નાં જ નથી હોતાં, ખરું ને ?' સુધાએ કહ્યું 'તમને વાત કરતાં નથી એથી એમ ધારતા હશો '

'તને આવો અસંતોષ રહે છે તો તું મરદ બની જાય તો તને ગમે ખરું ? એકવાર એમ થાય તો જ ખબર પડે કે મરદની જિંદગી એ ફૂલદાચ્યા નથી.' કમળે સુધાના ગાલ ઉપર ટાપલી મારતાં કહ્યું

'હા, આજે મને કોઈ મરદ બનાવી દેતું હોય તો હું હા પાડું.' સુધા બોલી

'પણ તું મરદ થાય પછી મારું શું ?' કમળે પૂછ્યું

'તે કેમ ? તમને મરદની જિંદગીમાં કંટાળો આવે છે ને ?' સુધાએ સામું પૂછ્યું તે તમે બૈરી બની જાઓ '

'હાહાહા ! એ વાત ખરી મને મરદની જિંદગીથી તો કંટાળો આવે જ છે એટલે બૈરી બની જવા હું પણ તૈયાર છું અને તેમાં પણ સુધાચંદ્રની બૈરી બનવામાં તો હું ઘણો જ આનંદ માનું અને પછી આખોય દિવસ ચોપડીઓ વાંચ્યા કરું અને ઊંઘ્યા કરું અને મારા પતિ સુધાચંદ્ર આખો દિવસ નિશાળોમાં ટીચાતા હોય તેના વિચાર કર્યા કરું.' કમળ બોલ્યો,

'એ પછી બધી ય ખબર પડશે કે આખો દિવસ કેમ વચાય છે અને ઉંઘાય છે ?' સુધા બોલી 'બાકી આપણે તો નિશાળમાં મોજ કરીએ કોઈ ટુંકારો કહેનાર નહિ નોકરીએથી છૂટીને ઘેર આવીને મા ઉપર, બહેન ઉપર અને અમારા કમળ વહુ ઉપર ખાસ્સો રોફ બજાવીએ '

'આવી આવી વાતો કરવાથી આપણાં બંનેનાં ભેજાં ખસી જશે, જો અગિયાર થવા આવ્યા ' વાર્તાલાપનો અંત લાવવા કમળે સહસા સુધાને ચુંબન આપ્યું, અને ઊઠીને વીજળીની બત્તી હોલવી નાખી.

સુધા સદનમાં રાત્રિએ સામ્રાજ્ય સ્થાપ્યું

છ બાળકોનો પિતા જેટલો સંતોષી હોય છે તેટલો છ લાખ રૂપિયાનો ધણી સંતોષી હોતો નથી, કારણકે છ લાખવાળાને સાત લાખ પેદા કરવાની તીવ્ર ઇચ્છા રહે છે.

# સંસ્મરણિકા સગરામપુરીકા

સગરામપુરી

[ એટલે તાજેતરમાં વિલીન થયેલ સગરામપુર સ્ટેટના રાજવીનાં થોડાંક સંસ્મરણો. ]

હજુ હમણાં જ હિંદના ૭૦૦ જેટલાં નાનાં મોટાં રજવાડાંનો મહાવિલય થયો. સગરામપુર સ્ટેટ તેમાંનુ એક નાનકડું રજવાડું. રાજનો ઇતિહાસ અને ભૂગોળ લખવા જવાની વિચારણા ચાલતી હતી ત્યાં તો ૧૯૪૮નો મહાવિલય આવ્યો અને શરીરના તત્ત્વો વિલય પામે, પંચ મહાભૂતમાં ભળી જાય તેમ સગરામપુરનાં ઇતિહાસ ભૂગોળ હિંદના ઇતિહાસભૂગોળમાં ભળી ગયાં આ કારણે સગરામપુર નામ શી રીતે પડ્યું તેનો આધારભૂત ઉલ્લેખ ક્યાંયે મળતો નથી. વિદ્વાનોએ મૂળ શબ્દ તરીકે અનેક શબ્દો કલ્પ્યા છે સંગ્રામપુર, સિંહગ્રામ, સંઘગ્રામ, શંખગ્રામ વગેરે આમ મત છેલ્લા શબ્દની તરફેણમાં છે. પણ અમને પોતાને લોકવાણીમાં વધારે વિશ્વાસ છે. લોકો કહે છે કે, ગામનુ મૂળ નામ કંઇક બીજું હતું। પણ વર્તમાન ઠાકોરથી ત્રીજી પેઢીએ થઈ ગયેલા ઠાકોરે પોતાને માટે વાહન તરીકે કરજે નાખ્યાં લઈ, એક ખિગરામ ખરીદ્યો એ શુભ પ્રસંગની યાદમાં ગામનું નામ બદલી સગરામપુર રાખ્યું હતું. અમને આ હકીકત વધારે વિશ્વસનીય જ લાગે છે.

વર્તમાન ઠાકોરનું નામ સગ્રામસિંહ. નામો મોટે ભાગે અયથાર્થ હોય છે સંગ્રામસિંહનું પણ તેવું જ હતું. સગ્રામ તો ઠાકોરે જન્મારામાં પણ જોયેલા નહીં, એટલે સગ્રામમાં સિંહ થવાપણું તો તેમને કદી પ્રાપ્ત થયું જ નહોતું. હા, રાણીવાસમાં તેમને સગ્રામમાં ઊતરવું પડતું ખરું; પણ ત્યારે તો તેમને બચાવનું યુદ્ધ જ ખેલવાનું રહેતું એટલે એ સંગ્રામમાં તેઓ સિંહ જેવા થઈ શકતા નહીં. પરિણામે સંગ્રામસિંહ નામ કદી યથાર્થતાને પ્રાપ્ત થઈ શક્યુ જ નહોતું પણ ઠાકોર જો "સગ્રામસિંહ નહોતા તો "ગ્રામસિંહ" તો હતા જ—કારણ ગામની અંદર (અને રાજમહાલની બહાર) તેમની હૂં ફાટતી

નામદાર સગ્રામસિંહના પિતાના અવસાન પછી રાજ્ય લગામ તેમના હાથમાં આવી, તેમની પોતાની લગામ તો પહેલેથી જ કારભારીના હાથમાં હતી

બાપુનો અભ્યાસ છેક ઊંડા સુધીનો; ઉપરાંત કામદાર પણ બાપુને અવારનવાર એનુ પુનરાવર્તન કરાવ્યે રાખતા પણ બાપુ તદ્દન નિરક્ષર હતા એમ નહીં; પોતાના નામની પંચાક્ષરી તેમણે શીખી લીધેલી, જેથી તેઓ કાગળો, તુમારો પર સહી કરી શકતા કાગળોમાં સહી હંમેશાં નીચે જ થાય એ વાત પણ નામદાર જાણતા પણ કાગળ સવળો છે કે અવળો તેની ખબર પડતી ન હોવાથી ત્રણચાર વાર, કામદારનું ધ્યાન બીજે હતું ત્યારે, તેઓ નામદારે અવળે કાગળે સહી કરી નાખેલી, પરિણામે તુમારને મથાળે બાપુની સહી અવળી આવી ગયેલી અને તુમાર રદ કરવા પડેલા.

સ્મૃતિઓ જેને 'અનુલોમ કહે છે તેવા વિવાહ બાપુએ કરેલા. પોતે એક ખવાસણને રાજરાણી પદે સ્થાપેલ. અત્યાધાતીઓનું કહેવું એમ હતું કે બાપુનાં લગ્ન આંતરજાતિય કે અનુલોમ લગ્ન હતાં જ નહીં, કારણ બાપુ પોતે મૂળ ક્ષત્રિ હતા જ નહીં. રાણીમા સવર્ણ હતાં. પણ આપણે એ વાત જવા દઇએ—પ્રાચીનોની સલાહ છે કે ઋષિઓ અને રાજવીઓનું કુળ શોધવું નહીં. અમે પોતે તો સગરામપુરના રાજપંડિત તારાચંદ શર્માં સાથે સંમત છીએ.

જેમણે એમ પ્રતિપાદન કરેલું કે, ખવાસણ એટલે 'ખ વાસિની'–આકાશની રહેનારી અપ્સરા. ક્ષત્રિય અને અપ્સરાનાં આ લગ્ન પુરુરવા અને ઉર્વશીનાં લગ્નની પુનરાવૃત્તિ સમાં હતાં.

બાપુનો રાજમહેલ ઘણો પુરાતન હતો. હવે જર્જરિત થઇ ગયો હતો. કર્ઝન સાહેબના ૧૯૦૫ના કાયદા અનુસાર જો પ્રાચીન સ્થાપત્યમાં ગણાયો હોત તો તો તેનું સમારકામ સરકારના ખર્ચે થયા કર્યું હોત; પણ તેમ ન થવાથી ચણાયા પછી તેમ ને તેમજ રહ્યો હતો. એક દિવસ બાપુએ કામદારને કહ્યું :

'હેં, કામદાર, આપણે આ રાજમહેલમાં આથમણી ભીંતમાં બે બારી પડાવી લીધી હોય તો ! માળો ઉનાળામાં ધામ બહુ થાય છે !'

કામદારે કહ્યું: 'બાપુ આપણા બાંધકામ ખાતામાં એટલું બજેટ નથી. વળી બારી માટે ભીંત તોડાવવાનો યે ખરચ લાગે. થોડીક ધીરજ રાખો. તો એ ખર્ચ બચી જશે. આથમણી ભીંત નમી તો પડેલી જ છે; એકાદ સારો વરસાદ થાશે તો એની મેળે બે ને બદલે ચાર બારી જેટલાં ફાંકાં પડી જશે, પછી વળી બેચાર વરસે જોગે જોગે બારીઓ ચણાવી લેશું, અને પછી ધામ નહીં થાય.'

'હા, માળું ઈ ઠીક છે. પણ કામદાર બારી ચણાય ત્યાં લગી ફાંકાં ઉઘાડાં રહે ઈ તો બહારથી ખરાબ લાગે.'

'બાપુ ઈ તો આપણા ગામના વેપારી પાસેથી ગુણપાટ માગી લાવી આડું બાંધી દેશું છેટેથી બારીમાં ખાખી કનાત બાંધ્યા હોય એવું લાગશે.'

'વહ ! કામદાર ! માળી તમારી પણ અક્કલ ભારે હાલે છે હો.'

બાપુને માટે દૂધની જે વ્યવસ્થા કરવામાં આવી હતી તે શ્રમવિભાગના એક નમૂના જેવી હતી. બાપુની 'પ્રિવી પર્સ' તો માંડ પોતા જોગી હતી; એમાં ભેંસનો સમાવેશ થાય તેવું નહોતું. પણ દરબારને કાંઈ દૂધ વિના હાલે ! એટલે ગામના સદર મુખી કેશા પટેલની ભેંસોમાંથી એક ભેંસ બાપુ માટે પસંદ કરવામાં આવી હતી. એમાં એવી ગોઠવણ હતી કે ભેંસની ખાધાખોરાકી બધી કેશા પટેલની અને દૂધ બધું બાપુનું. બાપુને વાહન માટે ઘોડી, બળદગાડાં વગેરેની પણ આ જ રીતે શ્રમવિભાગના પાયા ઉપર ગોઠવણ કરવામાં આવી હતી. ઢોરના માલિકને આના બદલામાં 'રાજરત્ન' નો ખિતાબ મળતો, એમનાં એ ઢોર 'દરબારી ઢોર' કહેવાતાં; અને એ દરબારી ઢોર સાથે એ માલિકો–પણ ફાવે ત્યાં ચરી ખાઈ શકતા.

×

વિશ્વયુદ્ધ શરૂ થયા પછી એક વખત કામદાર કામ પ્રસંગે બહારગામ હતા, પાછળથી સરકારનો કંઈક કાગળ આવ્યો. બાપુએ કાગળ ઊંધોચત્તો કરી જોયો પણ કાંઈ સમ સૂઝી નહીં એટલે પોતે ગામના એક થોડું ભણેલા માણસને કાગળ વાંચવા બોલાવ્યો. મહામહેનતે બાટકું વંચાયું, 'તમારા સ્ટેટમાં હોય તે તમામ જર્મન કબજે કરી અમારા તરફ મોકલી આપો.' બાપુને થયું કે, આજ તો હુયે રાજ હલાવું; કામદાર વિના કાંઈ ન થાય એવું શા માટે ! એકદમ પોતે હુકમ છોડ્યો અને થોડી વારમાં તો દરબારી કચેરીમાં જર્મનસિલ્વરનાં નવાં જૂનાં વાસણો તેમ જ ભંગારના ઢગલા થવા લાગ્યા. એટલામાં સારે નસીબે કામદાર આવી પહોંચ્યા. કામના આ ઢગલાઓ જોઈને પૂછ્યું:

'બાપું ! આ શું ?'

બાપુએ પેલો સરકારી કાગળ આપ્યો. કાગળ વાંચી કામદાર કહે: 'બાપુ ! આમાં કામની વાત જ ક્યાં છે. ! આ તો અંગ્રેજ લોક જેવા બીજા જર્મન લોક છે, તેની સાથે અંગ્રેજને લડાઈ થઇ છે એટલે હુકમ આવ્યો છે કે કોઈ રડ્યો–ખડ્યો જર્મન આંહીં રહેતો હોય તો પકડીને મોકલી દેવો.'

'બાપુ, બત્તર નહીં, સવંડર, બવંડર એટલે તો વટાળિયો.'

'તો ઈ બધાય વટાળિયા જેવા જ છે ને! આવે તઈ માર માર કરતા આવે ને હોય ઈ બધું ય ઉસેડતા જાઈ.'

સ્વરાજ્યની ચળવળ ચાલતી હતી તે વખતમાં એકવાર એક કાર્યકર ગામમાં પ્રચાર કરવા આવ્યો. બાપુને મળવા આવવા પરવાનગી માગી, બાપુએ કામદારને પૂછ્યું: 'હેં કામદાર! આ કાર્યકર તે કોણ છે?'

'બાપુ! હું આપને કોઈવાર જ્યકરની વાત કરું છું તે એવો આ 'કાર્યકર.' એમ એક નવી નાત નીકળી છે. એ નાતવાળા બધા કાર્યકર કહેવાય. પહેલાં તો બધા 'કોંગ્રેસવાદી કાર્યકર' હતા પણ હવે એમાંય તડાં પડ્યાં છે–સમાજવાદી ને સામ્યવાદી ને એવાં એવાં.'

'તઈ આ યે એવો વાદી હશે ને! તો તો આંહીં ખેલ કરવા આવ્યો હશે!'

'ના બાપુ, આ એવા ખેલ કરે એવા વાદી નહીં, આ તો ભાષણ કરે.'

'આ એ આવીને ભાષણ કરશે?'

'હા, બાપુ, ભલેને આવે, બોલીને હાલ્યો જાશે. આપણે કરતા હશું તેમ કરશું.'

કાર્યકર આવ્યો. એ પણ બાપડો નાની ઉંમરનો, ઓછી સમજ, કંઈક ભાવના અને ઝાઝી ચબાવલીના ભાષણના ફૂલ જેવો હતો. આવું કાંઈક બોલી ગયો:

'રાજ્યના વેપારીઓ 'સુવર્ણ નીતિ' થી પૈસા કમાય છે. રાજાઓ જો પોતાની 'પીયારા લીલા' બંધ નહીં કરે તો પ્રજા જાગશે અને 'રાજ ક્રાન્તિ' થશે વગેરે!

બાપુ કાંઈ સમજતા નહોતા, પણ પેલો ઊકળી ઊકળીને બોલતો હતો એટલે બાપુએ માન્યું કે કાંઈક કડવાં વેણ કહે છે–એટલે થોડું સાંભળ્યા પછી બાપુ કોપ્યા અને એકદમ પાસે પડેલી તરવારની મૂઠ પર હાથ નાખી બોલ્યા, 'એલા, અપલખણા, ભાગ અહીંથી; ઝાઝું બોલીશ તો માથું વાઢી નાખીશ.' એમ બોલી તરવાર ખેંચી ત્યાં તો મૂઠ હાથમાં ખેંચાઈ આવી. કામદાર વચ્ચે પડ્યા અને પેલાને કહ્યું: 'જા, ભાઈ, જા. બાપુ ગુસ્સે થયા છે. હજી તો મૂઠ જ કાઢી છે–જો તરવાર કાઢશે તો ભારે પડી જાશે.' પેલો કાંઈક બોલતો બોલતો ચાલ્યો ગયો.

બાપુને ટાઢા પાડી કામદાર કહે, 'લ્યો, બાપુ, હવે મિયાન ઊંધું કરાવો એટલે તરવાર નીકળે; પછી મૂઠ પાછી જડાવી લેશું.'

બાપુએ મિયાન ઊંધું કરી ઠબકાર્યું તે ભેગો શેર સવાશેર જેટલા કાટનો ઢગલો ભોંય પર થઈ ગયો. આખી તરવારનું કાટમાં રૂપાન્તર થઈ ગયું હતું!

થોડી વાર પછી કામદાર બોલ્યા: 'બાપુ, તરવારનો પણ કાંઈ વાંક છે? મારા બાપા કહેતા હતા કે આપના મરહૂમ દાદાએ સંવત ૧૯૦૦માં ગામને ખર્ચે જાગ કર્યો ત્યારે કોળું વધેરવા આ તરવારને બહાર કાઢી હતી; તે દિ' જ અર્ધી કટાયેલી તો હતી; તે પછી આજ નીકળી, પછી તો કાટ જ હોય ને?'

'તઈ કામદાર હવે આપણે એક નવી તરવાર કરાવીએ.'

'બાપુ, હમણાં નામ લેવાય એવું નથી. લોઢા ઉપર કંટ્રોલ છે ને કાળા બજારના ભાવ આપણને પરવડે નહીં.'

'પણ તો, કામદાર, કાંઈ રાજાને તરવાર વિના હાલે? તરવાર તો જોઈએ ને?'

'હા, બાપુ, તરવાર તો જોઈએ જ. પણ, હવે અંગ્રેજ સરકારના રાજ્યમાં લાકડાની તરવારે પણ આપણું કામ હાલશે. આપણા સુથાર આગળ એક એવી તરવાર કરાવી લેશું; માથે મારશું સફેદો. ડબાના પતરાનું મિયાન કરાવી માથે ડામર લગાડી દેશું એટલે મિયાનને કાટ ખાય નહીં અને તરવારને ઊધઈ ખાય નહીં. મૂઠ તો એવી ને એવી છે એ લાકડાની તરવાર ઉપર જડાવી લેવાશે.'

'હા, માશું ઈ ઠીક હો. લોઢાની તરવાર ને લાકડાના મિયાનને બદલે લાકડાની તરવાર ને લોઢાનું મિયાન!' બાપુ યોજનાથી ખુશ

થયા. રાજવૈદ્ય હરિહરને બોલાવી ઝાટનો કચરો મંદર બનાવવામાં કામ લાગે તે માટે ચેથાનો આપી દેવામાં આવ્યો.

×

સંસ્મરણોનો તો લખતાં પાર આવે તેમ નથી. બધાં રજવાડાની જેમ સગરામપુર પણ કરુણ, શૃંગાર (વિપ્રલંભ પ્રકારનો નહીં) અને હાસ્યરસોની રંગભૂમિનું જેવું હતું. એવા અનેક પ્રસંગોમાંથી આ તો માત્ર થોડી વાનગી:

સગરામપુર તો મહાવિલયમાં નામશેષ થઈ ગયું છે. એના રાજવી દેહાધ્યાસરહિત જીવન્મુક્તોની માફક રાજ્યરહિત રાજવી રહ્યા છે અને ભૂતકાળમાં તેઓ નામદારના પ્રજાજન હતા—એટલે ઉદરનિર્વાહાર્થે લગભગ બહાર જ રહ્યા હોઈએ. સગરામપુર સ્ટેટ ન રહ્યું હોવા છતાં સગરામપુરની અસ્મિતા અમારામાં તો એવી ને એવી છે. અમારી એ અસ્મિતાની સાબિતીરૂપે આ થોડાં સંસ્મરણો રજૂ કર્યાં છે. અમારી મનીષા તો એવાં બધાં જ સંસ્મરણો સંગ્રહિત કરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની છે. પણ આજે એને માટે અવકાશ દેખાતો નથી. ત્યાં સુધી अलम् एतावता.

એક લોકસેવકને તેના એક મિત્રે ટોણો માર્યો કે 'લોકસેવકનું જીવન તો કોરી કિતાબ જેવું હોવું જોઈએ કે જેથી લોકોને તેના વિષે કશું આંગળી ચીંધામણું રહે નહિ.

આથી ફરેફારને પેલા સેવકે પોતાની હમેશની આદતો છોડી દેવાનો વિચાર કર્યો:—

પહેલે દિવસે તેણે તમાકુવાળું પાન ખાવાનું છોડી દીધું. બીજે દિવસે સિગારેટને તિલાંજલિ આપી. ત્રીજે દિવસે સિનેમા, નાટક જોવા જવાનું બંધ કર્યું. ચોથે દિવસે (પીવા માટે) દારૂબંધી કરી. પાંચમે દિવસે બહેનો સાથેનો સંસર્ગ બંધ કર્યો, કહો કે ઓછો કર્યો. (આ વિષે સેનિકોઓમાં મતભેદ પડેલા). છઠ્ઠે દિવસે ઘરમાં હતી તે સ્ત્રીઓની છબીઓ પણ કાઢી નાખી અને સાતમે દિવસે સાંજે સભા ભરી પોતાને મહાત્મા કહેવરાવેલ.

*

પોતે ખરીદ કરે નહિ ત્યાં સુધી જેને ખબર નથી હોતી કે એ વસ્તુની તેને જરૂર નહોતી—તેનું નામ સ્ત્રી.

આ બ્રાહ્મણ તો આવંતિકાને પદ્માવતીને સોંપી કરી ત્યાંથી ચાલ્યો ગયો છે.

આવંતિકા તો રૂપરૂપના ભંડાર સમી છે ને વળી એના ગુણનો અને એની આવડતનો પાર નથી. રાજકુમારીને એ તો ખૂબ જ ગમી ગઈ છે. બંને સાથે રહે છે, ને મોજ કરે છે.

આવંતિકાને કદી ન સુકાઈ જાય એવી માળા ગૂંથતાં આવડે અને અખંડ તિલક કરતાં આવડે. નાગરાજના વરદાને કરીને એ સિદ્ધિ ઉદયનને સાંપડેલી. ઉદયને એ સિદ્ધિ મહારાણીને આપેલી.

એક દિવસ આવંતિકાએ પદ્માવતીને અખંડ તિલક કર્યું છે. ન કરમાય એવી માળાથી એની કાય શણગારી છે. શણગાર જોઈ ને પદ્માવતીની માતાએ પૂછ્યું છે: 'આ શણગાર તને કોણે સજાવ્યાં ?'

ત્યારે કુંવરીએ કહ્યું છે : 'એક બ્રાહ્મણની દીકરી છે. વૃદ્ધ બ્રાહ્મણ એની સુપરત મને કરી ગયો છે. બ્રાહ્મણકન્યા મારી સાથે રહે છે. એણે મને આ શણગાર સજાવ્યાં છે.'

ત્યારે માએ કહ્યું છે: 'આ કોઇ માનવીનું કામ નથી. નક્કી એ કોઈ દેવતા છે, દેવતા અને તપસ્વી કોઇ કોઈ વખત આ રીતે છૂપા વેષે આપણી કસોટી કરે છે. પૂર્વે કુંતીભોજ નામે એક રાજા હતો. તેને કુંતી નામે એક કન્યા હતી. એક દિવસ દુર્વાસા મુનિ દરિદ્ર બ્રાહ્મણને વેશે કુંતીભોજને ત્યાં આવી ચડ્યા. રાજાએ એનો સત્કાર કર્યો અને દીકરીને બ્રાહ્મણની સેવાનું કામ સોંપ્યું.

દુર્વાસાએ એક વખત કુંતીની પરીક્ષા લેવાનું નક્કી કર્યું. એમણે કહ્યું છે : 'મને દૂધપાક ખાવાની ઇચ્છા થઇ છે. જલદી જલદી રાંધી નાખ. એટલી વારમાં હું નાહી આવું.'

નાહી કરીને મુનિ આવ્યા ત્યારે દૂધપાક તૈયાર હતો. પરંતુ પાત્ર ગરમ હતું. એટલે દુર્વાસાએ કહ્યું છે: 'આ પાત્ર તો ખૂબ ગરમ છે. એને હું હાથમાં કેવી રીતે પકડી શકીશ ?'

ત્યારે કુંતીએ કહ્યું છે : 'આપ આજ્ઞા કરો તે મુજબ કરું.'

ત્યારે મુનિએ કહ્યું છે : 'તારી પીઠ ઉપર આ પાત્ર ધરી રાખ. એટલે હું ધીરે ધીરે ખાઇ લઈશ.'

કુંતીએ તો કહ્યું છે તેમ કર્યું છે. ધગધગતું પાત્ર હતું. કુંતીની પીઠ બળી ગઈ છે, પણ તેણે ઉંહકારો કર્યો નથી. કુંતીની આવી ભક્તિથી પ્રસન્ન થઈ દુર્વાસા મુનિ એના ઉપર પ્રસન્ન થયા.

આમ દેવતા અને સાધુપુરુષો કેટલીક વખત આપણી કસોટી કરવા આવે છે. તું એની રૂડી રીતે સેવાચાકરી કરજે.'

ત્યારે દીકરીએ કહ્યું છે : 'એમાં કહેવું નહિ પડે, મા.'

ને આ પ્રમાણે વાસવદત્તા આવંતિકાને વેશે પદ્માવતીની પાસે રહે છે. ને આ તરફ યૌગંધરાયણ, વાસવદત્તા અને વસંતક ચાલી નીકળતાં પાછળથી મહારાણીના શિબિરમાં આગ લાગી છે. ચારેકોરથી ધુમરાણ ઊઠ્યું છે. પણ વનજંગલના દવ કાંઈ શમે નહિ ને થોડી

વાસમાં મહારાણીનો શિબિર બળીને ખાખ થયો છે. લોકો કલ્પાંત કરતા ઊભા છે કે: 'શિબિર બળી ગયો એનું તો કાંઈ નથી, પરંતુ અંદર મહારાણી વાસવદત્તા અને વસંતક હતા. એ બંને પણ સાથે બળી મૂવાં. એ તો ઘણું અઘટિત બન્યું.'

ઉદયન શિકારથી પાછો આવ્યો છે ત્યારે તેને આ દુર્ઘટનાના ખબર પડયા છે. સાંભળીને એને મૂર્છા આવી ગઈ છે. ભાનમાં આવ્યો ત્યારે મંત્રીઓએ કહ્યું છે: 'કાળે કરીને જે બનવાનું હોય છે તે મિથ્યા થતું નથી આવા સમયે ધીરજ રાખવી એ ડાહ્યા માણસોનું કર્તવ્ય છે'

રાજાના દુઃખનો પાર નથી, પરંતુ ડાહ્યા મંત્રીઓની સલાહ માનીને એ ધીરજ રાખી રહ્યો છે.

લાવણકમાં ઉદયન રાજાની છાવણીમાં આગ લાગી મહારાણી વાસવદત્તાનો શિબિર બળી ગયો અને ભેગા મહારાણી યે બળી મૂવાં. એ વાતની ખબર પ્રદ્યોત રાજાને થઈ. પ્રદ્યોત કહે: 'માથેથી ચોકયનું સાલ ગયું છે. હવે જો ઉદયનની ઈચ્છા હોય તો મારી પુત્રી પદ્માવતી એની વેરે પરણાવું'

ઉદયન વાસવદત્તાના વિરહે ઝૂરી રહ્યો છે. એને રંગ નથી, ઉમંગ નથી. મૂઢની જેમ હરેફરે છે ને આખો દિવસ આંસુડાં સારે છે. એણે કહ્યું છે: 'મારું તો બધું વાસવદત્તાની સાથે ગયું. હવે મારે લગન કેવાં ને લગનભોગ કેવાં?'

ત્યારે મંત્રીએ કહ્યું છે: 'રાજા! રાજા તો રાજની સંપત્તિ ગણાય. એ કોઈ દિવસ પોતાની જાતનો માલિક રહ્યો નથી અને રહેશે નહિ. રાજનો વારસ ન હોય તો રાજ્ય છિન્નભિન્ન થઈ જાય બીજા કશાને ખાતર નહિ તો રાજ્યના વારસને ખાતર પણ તમારે આ લગ્ન કરવા પડશે.'

ને નોયસોય રાજાને એ વાત માન્ય રાખવી પડી છે

મગધરાજે દીકરીનાં લગન લીધાં છે માયરામાં ઉદયન નિસ્તેજ વદને બેઠો છે. સામે ચંદ્રની ચંદ્રિકા જેવી પદ્માવતી બેઠી છે. એની ડોકમાં દિવ્યમાળા છે કપાળે સૌભાગ્યનું અખંડ તિલક છે રાજા વિચાર કરે છે અહો આવી દિવ્યમાળા ગૂંથતા અને આવું અખંડ તિલક કરતાં તો એક વાસવદત્તાને આવડે છે ને આ પદ્માવતીએ એ શણગાર સજ્યા છે, તો શું વાસવદત્તાએ સજાવ્યા હશે!

પણ વાસવદત્તા તો આગમાં બળી મૂઈ છે ને હવે વાસવદત્તા કયાંથી હોય! રાજા અન્યમનસ્ક ભાવે પરણી ઊતર્યો છે. ને વરકન્યા કૌશાંબીમાં આવ્યા છે.

સખી આવંતિકા વિના પદ્માવતીને ઘડી યે ન ચાલે. પદ્માવતી આવંતિકાને કૌશાંબી સાથે તેડી લાવી છે.

આવંતિકા પદ્માવતીને મહેલે રહે છે. ને મંત્રી યૌગંધરાયણની વાટ જુએ છે. કામ કરવાનું હતું એ તો થઈ ગયું છે ને હવે કયાં સુધી મંત્રી મને છૂપા વેશે રાખી મૂકશે ને દાસીઓ કરાવશે!

પણ મંત્રી એની તેવડમાં છે એની એને ખબર નથી. એને તો હજુ ઘણું ઘણું કરવાનું છે. રાજાને વાસવદત્તા પાછી મળે ને એ પદ્માવતીને દૂર ન ધકેલી દે એમ એને જોવાનું છે. ને પદ્માવતી અને વાસવદત્તા બન્ને બહેનો બનીને રહે

એમ પણ કરવાનું છે. મંત્રી એની વેતરણમાં પડયો છે.

એક દિવસ મંત્રી યૌગંધરાયણ પદ્માવતીને મહેલ ગયો છે ને મહારાણી સાથે વાત કરવા બેઠા છેઃ 'આ મહેલમાં એક દિવસ મહારાણી વાસવદત્તા બિરાજતાં આજે આપે મહેલને શોભાવ્યો છે.'

ત્યારે પદ્માવતીએ કહ્યું છેઃ 'કહે છે કે મહારાણી વાસવદત્તા ઉપર તો મહારાજને ખૂબ ભાવ હતો.'

ત્યારે મંત્રીએ કહ્યું છે: 'અને આપના ઉપર ક્યાં ઓછી પ્રીત છે?'

ત્યારે રાણીએ કહ્યું છે: 'મહારાણી વાસવદત્તાના લોકો બઉએ મોઢે વખાણ કરે છે.'

ત્યારે મંત્રીએ કહ્યું છેઃ 'અને આપના વખાણ કરતાં તો લોકો ધરાતા જ નથી.'

ત્યારે પદ્માવતીથી બોલાઇ ગયું છે: 'બન્ને સાથે રહેતા હોત તો કેવું રૂડું લાગત'

ત્યારે મંત્રીએ કહ્યું છે:' એ તો બિચારાં લાવાણકમાં બળી મૂવાં'

ત્યારે પદ્માવતીએ કહ્યું છે: 'અરેરે બિચારાં બળી મૂવાં.'

ઉચારતની વાત કરી મંત્રી આલ્યો ગયો છે. એક વાતની ખાતરી થઇ છે કે બન્ને રાણીઓ બહેનો થઈને રહેશે ને એ વાતની ચિંતા કરવાનું કારણ નથી.

મહારાજ ઉદયન અને મહારાણી પદ્માવતી વચ્ચે દિવસે દિવસે પ્રીતનો સુમેળ જામતો જાય છે. મહારાજ વાસવદત્તાને ભૂલ્યા નથી, પરંતુ પદ્માવતી એમને જરાય ઓછું આવવા દેતી નથી અને એ તો એક દિવસ વાસવદત્તાની ખોટ પૂરી પાડશે એમ લાગે છે.

ને એમાં એક દિવસ મંત્રી યૌગંધરાયણે આવીને મહારાજને કહ્યું છે: 'મહારાજ, મહારાણી વાસવદત્તા પ્રત્યેનો લોકોનો ભાવ કેવો છે એ તો જુઓ! લોકો તો એમ જ માને છે કે મહારાણી બળી મૂવાં જ નથી. એ તો મહારાજનું શ્રેય કરવા ક્યાંક સંતાઈ બેઠાં છે.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'પ્રભુ કરે ને એ વાત સાચી પડે.'

ત્યારે મંત્રીએ વાત આગળ ચલાવી છેઃ 'આજે બે ગોવાળિયા અંદર અંદર વાત કરતા હતા ને એમની વાત મેં છાના રહીને સાંભળી, ગોવાળિયા કહે કે મહારાણીએ તો એમણે ગોપાલકને આવાસે દીઠેલા. એટલે તો મેં ગોપાલકને આવાસે તપાસ કરાવી. પણ મહારાણી ત્યાં ક્યાંથી હોય.' એવા આપણા સદ્ભાગ્ય ક્યાંથી!'

ત્યારે રાજાએ કહ્યું છે: 'લોકો કહે છે કે મહારાણી જીવતાં છે ને આજે અહીં જોયાં ને આજે ત્યાં જોયાં. લોકવાણી કદી ખોટી પડતી નથી, મંત્રી. એક દિવસ જરૂર વાસવદત્તા આપણને આવી મળશે. એ દિવસની રાહ જોતો બેઠો છું!'

ત્યારે મંત્રીએ પૂછ્યું છે: 'તે દિવસે પછી આપ મહારાણી પદ્માવતીને વીસરી જશોને?'

ત્યારે રાજાએ કહ્યું છે: 'મંત્રી! જેની સાથે પ્રીત બંધાણી છે એ એમ તાણી નહિ તૂટે. વાસવદત્તા હતી ત્યારે ય બીજી રાણી બંધુમતી હતી અને તો ય એકેય ઉપરથી પ્રીત ઓછી થઈ નથી. એકેયને વહાલી દવલી કરી નથી ને હવે પદ્માવતી મારા હૈયામાં સમાણી છે ત્યારે એ કેવી રીતે અળગી થશે? હાથા જમણી

અને બેસશે ને મારી બે આંખ બની રહેશે '

ત્યારે મંત્રીએ કહ્યું છે : 'પ્રભુ કરે ને એ દિવસ વહેલો આવે ને પંચવાણી ફળે.'

મંત્રી આટલી વાત કરીને ચાલ્યો ગયો છે ને ઓલીકોર વસંતક મહારાણી પદ્માવતી સાથે રમૂજની વાતો કરતો બેઠો છે એવામાં કોઈ કામને બહાને આવંતિકા ત્યાં આવી ચડી છે

આવંતિકાને જોઈને વસંતક એકાએક બોલી ઊઠ્યો છે : 'અહો મહારાણી વાસવદત્તા!'

ત્યારે પદ્માવતીએ કહ્યું છે : 'તું તે બોલે છે કે બકે છે? મહારાણી વાસવદત્તા હવે કેવાં? આ તો બ્રાહ્મણની દીકરી આવંતિકા છે. બ્રાહ્મણ એના પતિની શોધમાં ગયો છે અને મારી પાસે આની થાપણ મૂકતો ગયો છે.'

ત્યારે વસંતકે કહ્યું છે : 'માફ કરજો, મહારાણી! મહારાણી વાસવદત્તા રૂપે રંગે આવંતિકા જેવા જ હતાં એટલે ભ્રમણાથી એમ બોલાઈ ગયું.'

એટલી વાત થાય છે ત્યાં વૃદ્ધ બ્રાહ્મણ લાકડી ઠોકતો ત્યાં આવી ચડ્યો છે 'લાવો મહારાણી! મારી થાપણ, એનો પતિ મળી ગયો છે,'

ત્યારે મહારાણીએ રમૂજમાં પૂછ્યું છે : 'કુછંદે ચડી ગયો હતો તે હવે તો સુધરી ગયો છે ને!'

ત્યારે મંત્રીએ કહ્યું છે : 'કુછંદે ચડેલા વળી સુધરતા હશે ખરા! કુછંદમાં ને કુછંદમાં એ બીજી પત્ની પરણી બેઠો પણ એટલું સારું છે કે આવંતિકાને વેંઢારવાનું એણે કબૂલ્યું છે'

ત્યારે મહારાણીએ કહ્યું છે : 'એટલું તમારી દીકરીનું સદ્ભાગ્ય'

ત્યારે મંત્રીએ કહ્યું છે : 'એટલી પ્રભુની કૃપા'

એટલી વાત થાય છે ત્યાં મહારાજ ઉદયન ત્યાં આવી ચડ્યા છે. એણે આવંતિકાને દીઠી છે આ તે આંખો દગો દઈ રહી છે કે પછી પંચવાણી સાચી પડે છે! મહારાજનું હૈયું શંકા આશંકામાં ધબકી રહ્યું છે એમને મોઢેથી વેણ નીકળી પડ્યા છે : 'મહારાણી વાસવદત્તા!'

આ બધું છે શું! બ્રાહ્મણ કહે છે એની દીકરી છે વસંતક કહે છે વાસવદત્તાને વાને વેશે છે ને મહારાજ પણ એને વાસવદત્તા કહીને બોલાવે છે પદ્માવતી વિમાસણમાં પડી છે એણે ઝટઝટ કહી નાખ્યું છે ભૂદેવ! આપની દીકરીને અહીંથી લઈ જાઓ કે આ ભૂલભૂલામણી બંધ થાય ભગવાન પણ શું કરવા બે સરખા ઘાટ ઘડતો હશે!'

આંખ ઊંચી કરી વૃદ્ધ બ્રાહ્મણની મહારાણી શોધ કરે છે તો બ્રાહ્મણ તો દીઠો નજરે પડતો નથી ને સામે ઊભો ઊભો મંત્રી યૌગંધરાયણ મંદ મંદ હસી રહ્યો છે

પદ્માવતીએ પૂછ્યું છે : 'પેલા ભૂદેવ ક્યાં ગયા?'

ત્યારે મંત્રીએ કહ્યું છે : 'અહીં તો ભૂદેવ કોઈ નથી આપ છો, મહારાણી વાસવદત્તા છે, મહારાજ છે, આ વસંતક છે અને હું છું'

ત્યારે મહારાણીએ કહ્યું છે : 'મંત્રી તમે પણ વળી ભૂલ કરી બેઠા આ તો આવંતિકા છે, બ્રાહ્મણની દીકરી'

ત્યારે મંત્રીએ કહ્યું છે: 'મેં બ્રાહ્મણ રૂપે એને દીકરી કરી રાખી હતી અને આજે તો હવે એ મહારાણી વાસવદત્તા રૂપે પ્રસિદ્ધ પામ્યાં છે.'

ત્યારે પદ્માવતીએ પૂછ્યું છે: 'આ બધું છે શું?'

ત્યારે મંત્રીએ માંડીને બધી વાત કહી છે.

સાંભળીને પદ્માવતીએ વાસવદત્તાને બાથમાં લીધી છે: 'ત્યાં ઊભાં ઊભાં જોયાં શું કરો છો, બહેન? અહીં સિંહાસને બિરાજોને આ સ્થાન તો તમારું છે.'

ને મંત્રીએ કહ્યું છે: 'એ સ્થાન તો સહિયારું છે, મહારાણી.'

એવે ટાણે કંચુકીએ છડી પોકારી છે: 'મહારાજ ઉદયન મહારાણી વાસવદત્તા અને મહારાણી પદ્માવતીને મળવા અંતઃપૂરમાં પ્રવેશ્યા છે. કોઈએ મહારાજની આજ્ઞા સિવાય અંતઃપુરમાં પ્રવેશવું નહિ.'

એ સાંભળીને મંત્રીએ કહ્યું છે: 'મિત્ર વસંતક મહારાજને, જે જોતું હતું તે મળી ગયું છે, આપણી હવે એમને ગરજ નથી. ચાલો બહાર જઈએ.'

મંત્રી વસંતકને લઈ ચાલ્યો ગયો છે.

અને રાજા ઉદયન બંને રાણીઓ વચ્ચે બેઠો છે. જાણે ગંગા જમનાની સ્નેહધારામાં રાજા પાવન થઈ રહ્યો છે.

## ૨ પુરુરવા અને ઉર્વશીની વાત

એક દિવસ ઉદયન બંને રાણીઓ સાથે આનંદપ્રમોદ કરતો બેઠો છે ને સામે બેઠા બેઠા યૌગંધરાયણ રુમણ્વાન વસંતક, ગોપાલન વગેરે રાજકાજની ચર્ચા કરી રહ્યા છે. ત્યારે વાતમાંથી વાત નીકળતાં ઉદયને કહ્યું છે, 'આ તો બધાં સારાં વાનાં થયાં. નહિતર વિરહવેદના કેવી અસહ્ય હોય છે તેના ઉપર હું તમને એક વાત કહું.

પુરુરવા નામે એક રાજા હતો. એક દિવસ નંદનવનમાં ફરતાં ફરતાં તેણે ઉર્વશી નામની અપ્સરાને જોઈ. એ તો જોઈ એ જોઇ. રાજા મૂર્છિત થઈ ધરણીએ ઢળી પડયો અને 'ઉર્વશી! ઉર્વશી!' રટતો દીવાનાની જેમ ફરવા લાગ્યો.

ભગવાને પુરુરવાની વિરહવેદના પિછાની નારદજીને બોલાવ્યા: 'નારદજી! પૃથ્વીનો રાજા પુરુરવા ઉર્વશીમાં ભાન ભૂલી બેઠો છે. રાજકાજ પડતાં મૂકી એ તો ઉર્વશી ઉર્વશી રટતો દીવાના જેમ ફરે છે. તમે ઇંદ્રને સમજાવો. એક અપ્સરા આપી દેવાથી કાંઈ સ્વર્ગની સંપત્તિ ઓછી, નહિ થાય. ને એ રાજાના મૃત્યુથી પૃથ્વી અનાથ બનશે.

ત્યારે નારદજી ઇંદ્ર પાસે ગયા છે અને ભગવાનની આજ્ઞા ઇંદ્રને કહી સંભળાવી છે. ઇંદ્રે તો તરતજ અપ્સરા ઉર્વશી પુરુરવાને સોંપી દીધી છે.

પુરુરવા ઉર્વશી સાથે કિલ્લોલ કરે છે ને એમાં એક દિવસ દેવો અને દાનવો વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. પુરુરવા ઇંદ્રને સહાય કરવા સ્વર્ગે ગયો. માયાસુર રાક્ષસનો નાશ થયો. સ્વર્ગમાં વિજયોત્સવ શરૂ થયો.

અપ્સરા રંભા નાચ કરી રહી છે. એનો ગુરુ તુંબરૂ ગંધર્વ પાસે ઊભો છે ને એમાં રંભા અભિનય કરતાં ચૂકી ગઈ. જોઈને પુરુરવા હસી પડ્યો છે.

ત્યારે રંભાએ રીસે ભરાઈ કહ્યુ છે: ‘તું માણુસ જાત અમારા દેવતાઈ નાચમાં તને શી ખબર પડે?’

ત્યારે પુરુરવાએ કહ્યુ છે: ‘સ્વર્ગના સાર સમી અપ્સરા ઉર્વશીનો હું પતિ હું જેટલુ જાણું છું, એટલે તો તારો ગુરુ તુંબરૂ યે નહિ જાણુતો હોય ’

તુંબરૂનું ભરી સભામાં અપમાન થયું, એટલે એ તો ખૂબ જ ખિજાયો એણે માયાવી ગંધર્વોને મોકલ્યા પુરુરવા અને ઉર્વશી રંગ મહેલમાં પોઢયા છે ગંધર્વો લાગ જોઈને ઉર્વશીને ઉપાડી ગયા અને તેને સંતાડી દીધી

પુરુરવા જાગીને જુએ તો ઉર્વશી નથી એણે તો વન જોયાં, જંગલ જોયાં, નદી જોઈ, સરોવર જોયાં પહાડ પર્વત બધે રાજા ફરી વળ્યો ક્યાંયથી ઉર્વશી-નો પત્તો ન લાગ્યો ઉર્વશી વિના રાજા જીવી શકે તેમ નથી એ તો જાણે આજ મરશે કે કાલ મરશે એવી એની કફોડી સ્થિતિ થઈ પડી છે

ભ્રમણાથી એમ ઉર્વશીની દશા પણ રાજાના

એટલી વાત થાય છે ત્યાં એનાથી સહી લાકડી ઠોકતો ત્યાં આવી ચડ્યો. ચિત્રમાં ‘લાવો મહારાણી! મારી થાપણ, એનો પતિ મળી ગયો છે,’

ત્યારે મહારાણીએ રમૂજમાં પૂછ્યું છે: ‘કુછંદે ચડી ગયો હતો તે હવે તો સુધરી ગયો છે ને!’

ત્યારે મંત્રીએ કહ્યુ છે: ‘કુછંદે ચડેલા વળી સુધરતા હશે ખરા! કુછંદમાં ને કુછંદમાં એ બીજી પત્ની પરણી બેઠો પણ એટલું સારું છે કે આવતિકાને વેંઢારવાનું એણે કબૂલ કર્યું છે.’

સોંપી આવ. નહિતર એ બન્ને ઝૂરીને મરી જશે ને એનું પાતક માથે ચડશે ’

ત્યારે તુંબરુ પુરુરવાને એની પ્રિયતમા પાછી સોંપી આવ્યો છે, ને વિયોગનો અવધ પૂરો થતાં બન્ને પ્રેમીઓએ સંયોગનું સુખ માણ્યું છે.’

વાત પૂરી કરી રાજાએ કહ્યું છે. ‘એ તો સારી વાત છે કે બધું સખી સરાએ પાર ઊતર્યું, નહિતર આમાથી કાંઈ વિપરીત પરિણામ આવ્યું હોત તો મંત્રી! તમે દુનિયાને મોઢું શું બતાવત!’

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: રાજા! રાજકાજની રીત એવી અટપટી હોય છે કેટલીક વખત એમાં સાહસ કરવું પડે છે એક વખતની વાત છે ને તિમિરા નગરીમાં વિદિતસેન નામે રાજા રાજ કરે રાજાને તેજોવતી નામે રાણી બન્ને વચ્ચે એવી પ્રીત કે એ તો જાણે જળ અને મીનનો પ્રીતિ યોગ થયો છે

કોઈ કારણે રાજાને જીર્ણજ્વર લાગુ પડ્યો. અનેક ઉપચાર કર્યા છતાં રાજાનો રોગ મટ્યો નહિ એક દિવસ વૈદ્યોએ કહ્યું કે ‘રોગ અસાધ્ય બનતો જાય છે દવા ...જ આવતી નથી. હવે તો એક માત્ર

-પદ્માવતીએ પચ અને શોકર્તા સમાચારથી ક્યાં ગયા?’ ઉપર આઘાત થાય અને

ત્યારે મંત્રીએ કહ્યું

ભૂદેવ કોઈ નથી આપ ...હ્યું છે ‘એક વખત વાસવદત્તા છે, મહારાજ છોટો સર્પ પડયો હતો, છે અને હું છું.’ ...નો મોટા મોટા

ત્યારે મહારાણીએ કહ્યું હતા, એવી પણ તમે પણ વળી ભૂલ કરી બેઠો ધીર પ્રકૃતિનો આવતિકા છે, પ્રાણુની દીક્ષા હૃદયને આઘાત

# ભીમના ટોડા

માધવજી પટેલ

શંકર ભીમના ભોળપણથી ખુશી થયા અને છેવટનું માગી લેવા કહ્યું

'મહારાજ! જ્યારે જ્યારે હું આપને મારી મૂંઝવણ વખતે સંભારું ત્યારે ત્યારે દર્શન દેજો અને મારી ભીડ ભાંગજો'

'તથાસ્તુ પરંતુ હુ પણ એક વચન તારી પાસેથી લઈ લઉં. આજે તારે નિર્જળા એકાદશી કરવી'

'મહારાજ, તમે પણ મારે માથે ભારે કરી. પેહલા બે દિવસથી માથાકુટ કરીને માંડ અગિયારસનો ઉપવાસ ટાળ્યો ત્યાં આપે મારે કપાળે અગિયારસ ચોટાડી. થોડી ખીચડી ખાઉં તો ન ચાલે? રાંધેલી ખીચડી કાંઈ બગડવા દેવાશે?'

'ખીચડી ગાય, કૂતરાંને આપી દેજે. સાચા દિલથી અગિયારસ કરીશ તો જ વરદાન ફળશે'

ભીમે અગિયારસ કરી તેથી જેઠ શુદને દિવસે 'ભીમ અગિયારસ' કહેવાણી અને શંકરે ખીચડી ખાવાની ના પાડી અને રાંધેલ ખીચડી પડી રહી માટે અગિયારસને દિવસે ખીચડી રાંધવાની અને ખાવાની હિન્દુ ધર્મશાસ્ત્રમાં બધી થઈ.

ભીમસેન નાહીધોઈને ઘેર ગયો અને સાચા દિલથી અપવાસ ખેંચી કાઢ્યો.

પેહલી બેત્રણ તકરારો પછી કૌરવો ભીમસેન તરફ વધારે ને વધારે વેરભાવથી જોવા લાગ્યા, અને ગમે તે ઉપાયે અને જોખમે ભીમનો કાંટો કાઢી નાખવાનો વિચાર કરવા લાગ્યા છેવટે બધાએ મળીને નક્કી કર્યું કે ભીમને ખોરાકમાં ઝેર આપીને મારી નાખવો

દર વરસે જેઠ શુદી અગિયારસને વળતે દિવસે ભીમસેન ધૃતરાષ્ટ્ર કાકાને નમસ્કાર કરવા જતો અને ઘણી વાર અગિયારસનું પારણું પણ કાકાને ત્યાં જ કરતો ધૃતરાષ્ટ્ર કાકા આગ્રહ કરીને ભીમને જમાડતા કૌરવો સાથે ભીમને વારવાર ઝઘડો થતો પરંતુ તેથી ધૃતરાષ્ટ્રને કદી ભીમ તરફ તિરસ્કારની વૃત્તિ ન થતી કારણ કે પોતાના પુત્રો અવળચંડા છે અને ચાલતા બળદને આર ભરાવે તેવા અટકાળા હોઈને પોતાના લખણે માર ખાય તેવા છે એ વાત ધૃતરાષ્ટ્રથી અજાણી ન હતી બધા કજિયામાં કૌરવોનો એટલે કે પોતાના પુત્રોનો વાંક ચોકખો દેખાતો હતો છતાં પુત્ર તરફના વહાલને લીધે તેમને ઠપકો આપવાને બદલે ધૃતરાષ્ટ્ર આંખ આડા કાન કરતા

એ જ પ્રમાણે ભીમને ભાઈઓ અને મામા સાથે વેર હતું પણ ભાભીઓ અને મામી સાથે સારો મેળ હતો ઘણીવાર તેમની પાસે જતો અને એકબીજા સુખદુઃખની વાત કરી આનંદ કરતા

અગાઉથી નક્કી કર્યા પ્રમાણે કૌરવોએ મિષ્ટાન્નમાં હળાહળ ઝેર ભેળવીને એ મિષ્ટાન્ન ધૃતરાષ્ટ્રના યમુનાને કાંઠે આવેલા મહેલમા મૂકાવી રાખ્યું અને પિતાને સમજાવ્યું કે 'અમે અમારા મિત્રોનો

એક મેળાવડો ગોઠવ્યો છે જેમાં ખાવા-પીવા માટે મીઠાઈનો ઉપયોગ કરવો છે માટે અહીં મૂકી રાખી છે.' આથી ધૃતરાષ્ટ્રને કશો વહેમ આવ્યો નહિ.

કૌરવોએ એવી જાળ બીછાવી હતી કે કાં તો શિકાર પોતાની મેળે જાળમાં સપડાશે અને નહિ સપડાય તો નિમંત્રણ આપીને કે બીજી રીતે બોલાવી લેવાશે.

અગિયારસની રાત તો ભીમે ભૂખ્યા ભૂખ્યા માંડ માંડ કાઢી, પરંતુ બીજે દિવસે સવારે કકડીને ભૂખ લાગી. એક તો આગલા દિવસનો નકોરડો અપવાસ અને તેમાં ઉમેરાયું શંકરનું વરદાન, પછી શું બાકી રહે.

ઘરમાં તો માતાજી નિયમ મુજબ નાહ્યા વિના અન્નનો દાણો સરખો મોઢામાં નાખવા દે તેમ ન હતાં અને ભૂખ એટલી બધી લાગી હતી કે નહાવામાં ખોટી થવું ભીમને પાલવે તેમ ન હતું. કારણ કે આવી ભૂખ તો કોઈ દિવસ અનુભવી ન હતી. એટલે ભીમને તો થયું કે તરત જ ખાવાનું નહિ મળે તો ભૂખ્યાં ભૂખ્યાં જ મરી જવાશે. એટલે તેણે તો છાનુંમાનું જે મળ્યું તે ખાઈને પાણી આધાર કરી લીધો. પરંતુ આટલો ખોરાક શો હિસાબમાં ? કોઈપણ ઉપાયે પેટ પૂરતો ખોરાક મેળવવા માટે ભીમે યુક્તિ શોધી કાઢી.

જમનાજીના બહોળે પાણીએ નાહીને શંકરની પૂજા કરવાને બહાને ભીમસેન ઘરની બહાર નીકળી ગયો. પરંતુ જમનાજીનો રસ્તો પડતો મૂકીને સીધો પહોંચ્યો મામા શકુનીને ઘેર. મામાશ્રી બહાર ગયા હતા. અને મામી પુરણ તૈયાર કરીને પુરણપોળી માટે લોટ બાંધતાં હતાં. બરાબર એ વખતે ભીમે ઘરમાં પગ મૂકયો.

'કાં મામી શું થાય છે ?'

'આવો ભાણાભાઈ આવો. અત્યારના પહોરમાં કયાંથી ભૂલા પડ્યા ? અગિયારસનું પારણું કર્યું કે નહિ ?'

'અત્યારમાં માજી પારણું થાના કરાવે. હજુ તો નાવણ ધોવણ અને પૂજા-પાઠ ચાલે છે. બાર વાગ્યા પહેલાં જમીએ તો નસીબદાર. હું તો નદીએ નહાવા જતો હતો, રસ્તે ચાલતા વિચાર થયો કે ચાલને મામી પાસે થતો આવું ! કેમ જમવાને કેટલી વાર છે ?"

"જુઓને પુરણપોળી થાય એટલી જ. આજે તમે પણ અહીં જ પારણું

---

પાના ૪૨નું ચાલુ ]

ત્યારે વૈદ્યે કહ્યું છે: 'રાજાને વહાલી રાણી. રાજાની રાણી મરી ગઈ છે એવા સમાચાર આપીએ તો ?

ને મંત્રીઓએ એ અખતરો અજમાવ્યો છે. વૈદ્યનું નિદાન સાચું પડ્યું છે. હૃદયને આઘાત પહોંચતા રાજાના દેહનો રોગ ગયો છે. ને રાજા સાજો થતાં રાણી હસહસતી એની સામે આવીને ઊભી છે.'

વાત પૂરી કરીને મંત્રીએ કહ્યું છે; 'એમ કોઈક વખત સાહસ પણ કરવું પડે. શુભ કામનાથી કરેલું સાહસ કદિક ને દુઃસાહસ નીવડે તો ય એમાં દોષ ન ગણાય.'

ત્યારે ઉદયને કહ્યું છે: 'ચાલો જે થવાનું હતું તે થઈ ગયું. હવે વસંતક એકાદ વાર્તા કહે'

કરજો અને અગિયારસના પૂન્યનો લાભ અમને આપજો.” મામીએ વિવેક કર્યો.

“ખાવાની બાબતમાં હું તો કોઈને ના પાડતો જ નથી. ચાલો તમારે ત્યાં જમશું. એમાં શું!”

“તમે થોડીવાર દીવાનખાનામાં બેસો તેટલી વારમાં રસોઈ તૈયાર થઈ જાય એટલે જમવા બોલાવું છું.”

“બેસવા કરતા ચાલોને હું તમને રસોઈમાં મદદ કરું. મને રાંધતા કેવું આવડે છે તે તો જુઓ. ચાલો બીજું વેલણ લઈ મને આપો. હું પણ રોટલી વણાવું.’

બીચારાં ભોળાં મામી વેલણ લેવા ગયાં. રસોડાની બહાર પગ મૂકયો કે તરત જ ભીમભાઈ બન્ને હાથે તપેલા-માંથી પુરણ આરોગવા માંડ્યા. પુરણ ખલાસ કરીને કણેકનો પીંડો પણ પેટમાં પધરાવીને મામી વેલણ લઈને આવે તે પહેલાં ઘરની બહાર નીકળી ગયા.

મામી રસોડામાં પાછા આવ્યા. રસો-ડામાં ભીમને ન જોયો અને તપેલામાં પુરણ ન જોયું ત્યારે જ તેમને ભીમની ચાલાકીની ખબર પડી.

અહીંથી ભીમસેન કૌરવોને ત્યાં ગયો. ને ત્યાં પણ ભાભીઓને અટ્‌મ્ પટ્‌મ્ સમ-જાવી છેતરીને તેમની રસોઈ ઉડાવી ગયો.

આટલું આટલું ખાધા છતાં કોણ જાણે કેમ ભીમની ભૂખ જરા પણ શાંત થતી નહતી. જાણે કે ખાધા જ કરવાનું મન થતું હતું. શંકરનું વરદાન ખરેખરું ફળ્યું હતું. કાચું ને પાકું બધું પેટમાં પડતાં જ પચી જતું હતું અથવા કહો ને કે બળીને ભસ્મ થઈ જતું હતું.

હવે ભીમસેન સીધો ધૃતરાષ્ટ્રકાકાને ત્યાં પહોંચ્યો. આંધળા કાકા બેઠા-બેઠા માળા ફેરવતા હતા. ભીમે તેમને નમ-સ્કાર કર્યા અને આડીઅવળી વાતો શરૂ કરી. વાત કરતાં કરતાં એવી યુક્તિ વાપરી કે અંધ કાકાને સ્વમુખે જ કહેવું પડ્યું કે ‘આ બેટા મેડી ઉપર મીઠાઈના થાળ પડ્યા છે તેમાંથી થોડુંક ખાઈ લે અને ખાવાની વાત દુર્યોધન વગેરે ન જાણે તેમ ખાનગી રાખજે અને ખાઈને જલદી ઘરે જજે.’

મીઠાઈનું નામ સાંભળીને ભીમ તો રાજી રાજી થઈ ગયો અને સીધો મેડી ઉપર ચડી ગયો. લચપચતા ઘીવાળી અને મઘાલેદાર મીઠાઈ જોઈને ભીમના મોઢામાં પાણી આવ્યાં. એ તો માંડ્યો આરોગવા. પાંચ પાંચ દશ દશ ચોસલા-નો એક એક કોળિયો. ચાવ્યું ન ચાવ્યું ને ચાલ્યું પેટમાં. અધમણ જેટલી મીઠાઈ પેટમાં પડી હશે ત્યાં તો આંખમાં જરા જરા ઘેન ચડવા માંડ્યું. છતાં ભીમે ખાવાનું તો ચાલુ જ રાખ્યું. તેને તો લાગ્યું કે આગલી રાતનો ઉજાગરો છે અને પેટમાં ભારે અન્ન પડ્યું છે તેથી ઊંઘ આવે છે. ભલે આવે! એક વખત ધરાઈને ખાઈ લેવા દે. આવો લાગ ફરી નહિ આવે. ખાધા પછી ઊંઘવાની કોણ ના પાડવાનું છે. અહીં જ ઊંઘી જઈશું.

પરંતુ આ ઊંઘ જુદી જાતની હતી. થોડીવારમાં એવું ઝોકું આવ્યું કે મોઢામાં કોળિયો અને હાથમાં મીઠાઈનાં બટકાં રહી ગયાં ને ભીમને સમાધિ ચડી ગઈ. બેભાન થઈને ચત્તો પાટ પડી ગયો.

ઘણીવાર થઈ પણ ભીમ નીચે ન આવ્યો એટલે ધૃતરાષ્ટ્રને ચિંતા થઇ. પરંતુ કદાચ નીચે આવીને ગયો હશે અને મારું ધ્યાન ન રહ્યું હોય એમ માનીને મન વાળ્યું.

આ બાજુ ચંડાળ ચોકડીના સભ્યો દુર્યોધન વગેરેએ જોઈ લીધું હતું કે ભીમભાઈની સ્વારી નીકળી ચૂકી છે. અને સાહેબના આજનાં પગરણ એવાં છે કે જરૂર આપણી બાજીમાં સપડાઈ જશે.

થોડીવારે ચારેય જણા ધૃતરાષ્ટ્રના 'જમના મહેલ' તરફ ઊપડ્યા અને ધૃતરાષ્ટ્ર ન જાણે તેમ છૂપે બારણેથી મહેલમાં દાખલ થયા. પરંતુ દાદરા આગળ ા. કારણકે હવે ખરેખરી કસોટીનો હતો. ધારો કે ઉપર ચડયા અને ભીમને ઝેરની અસર જોઇએ તેવી થઇ નહોય અને જાગ્રત હોય તો!

ઉપર જવાની કોઈની હિંમત ચાલતી ન હતી. છેવટે મામાએ તોડ કાઢયો કે સૌએ ઉપર જવું પરંતુ દુર્યોધન અગ્રણી છે માટે તે આગળ ચાલે ત્યાર પછી દુઃશાસન, કર્ણ અને છેવટે હું પોતે ચાલું. દરેક જણ આગળ ચાલનારની કમર પકડી રાખે જેથી આગળ જનારને હિંમત રહે

સૌને આ યુક્તિ ગમી ગઈ. ધીમે ધીમે બધા ઉપર ચડવા લાગ્યા. બરાબર છેલ્લે પગથિયે પહોચ્યા અને સૌથી પહેલાં દુર્યોધનને સૂતેલા ભીમનુ શરીર દેખાયું અને તે જ વખતે પવનના ઝપાટાથી ભીમના માથાના વાળ હલ્યા અને હાથ નીચેથી ટેકો ખસતાં હાથ હલ્યો

પરંતુ દુર્યોધનને લાગ્યું કે ભીમ જાગે છે. બીકના માર્યા તેને તો આંખે લાલ-પીળાં દેખાયાં, ભીમસેન ઊભો થઈને ક્રોધ ભર્યો સામો આવતો દેખાયો, બસ ખલાસ તેનાથી બૂમ પડાઈ ગઈ ઓ બાપરે—એ—એ પગ લપટચો અને શરીર ગબડયું એક ઉપર બીજો અને બીજા ઉપર ત્રીજો એમ ચારેય જણા દાદરેથી દડબડ દડબડ નીચે આવ્યા લાગ્યું, છોલાયું, લોહી નીકળ્યું પણ કોને કહે તેરી બી ચૂપ અને મેરી બી ચુપ

થોડી વાર છુપાઇ ને રાહ જોઈ પરતુ ભીમ નીચે ન આવ્યો ત્યારે અનુમાન કર્યું કે મરી ગયો છે અને ખોટી બીકના માર્યા દુર્યોધન ભાઈએ આપણી આ દશા કરી પછી તો હિંમત રાખીને સૌ ઉપર ગયા જોયું તો ભીમ ખરેખર મરી ગયો હતો. શરીરના અણુએ અણુમાં ઝેર પ્રસરી ગયું હતું

ભીમને ખતમ કરવાનું કામ તો નિર્વિઘ્ને પતી ગયુ પરતુ આવા પહાડ જેવા દેહને કયાં છુપાવવો! અથવા તો કેવી રીતે બાળવો! સૌ મૂંઝાયા. ઘણો વિચાર કરી જોયો પણ કોઇ જ ઉપાય ન જડયો

બીજા બધા મૂંઝાય તે પાલવે પરંતુ મામો મૂંઝાય તે કેમ ચાલે સૌમાં પોતે મોટો એટલે કાવતરું પકડાય તો તેનું તો પહેલું જ આવી બને અને તેથી તે કઠણ થઈને ગભરાયા વિના શાન્ત ચિત્તે વિચાર કરવા લાગ્યો. બહુ વિચાર કરતા ઉપાય મળી આવ્યો મડદાને બારીમાંથી જમના નદીમાં ફેંકી દેવું. સૌને આ ઉપાય ગમી ગયો

કારણકે આમ કરવાથી કાવતરું પકડાવાનો જરાપણ સંભવ ન હતો. મડદું પાણીમાં પડયા પછી જળચર પ્રાણીઓ તેને ફોલી ખાશે તો પતો જ નહિ લાગે અને કદાચ મડદું એમ ને એમ તણાઇને બહાર આવશે તો એવું અનુમાન થશે કે ઊંડા પાણીમાં નહાવાનો શોખીન હતો એટલે પાણીમાં ડૂબી મૂઓ હશે આમ કોઈ પણ રીતે આપણા ઉપર દોષ નહિ જ આવે

આ પ્રમાણે કૌરવો ભીમને મરેલો ગણીને તેના શબને ગુમ કરવાનો વિચાર કરતાં હતા તે જ વખતે શ્રીકૃષ્ણ તેના શરીરને ચડેલું ઝેર ઉતારવાનો અને મૂર્છિત ભીમને બચાવી લેવાનો વિચાર કરતા હતા. કારણકે પાંડવોના રક્ષણની જવાબદારી પોતે ઉપાડી હતી

તેમણે વાયુદેવને બોલાવ્યા અને સઘળી હકીકતથી વાકેફ કર્યા. ભીમસેન પોતાનો જ પુત્ર હતો એટલે વાયુને તેના ઉપર કુદરતી રીતે હેત હોય જ ને! કોઇપણ ઉપાયે પુત્રને બચાવવાનો નિશ્ચય કરી શ્રીકૃષ્ણ પાસે ભીમના બચાવનો ઉપાય માગ્યો

શ્રીકૃષ્ણ પાસે ઉપાય તૈયાર જ હતો: જ્યારે કૌરવો ભીમને બારીમાંથી બહાર ફેંકે ત્યારે તેનુ શરીર ડાબા પડખાભર નીચે પડે તેમ કરજો.

ઉપાય જાણ્યા પછી વાર કેટલી! જ્યારે કૌરવોએ મડદું જાણીને ભીમને બહાર ફેંક્યો કે તરત જ પવનનો પ્રચંડ ઝંઝાવાત થયો અને પવનના જોરથી ભીમ ડાબે પડખે થઇ ગયો અને પાણીમાં પડયો. પડતાં જ જમનાજીનું તળિયું ફાટ્યું અને ભીમ નીચે સરકવા લાગ્યો. કારણકે તેનું ડાબું પડખું વજ્રનું હતું. વજ્રના આઘાતથી પૃથ્વી ફાટી અને પાતાળનો માર્ગ ખુલ્લો થયો.

આકાશમાંથી અંગારો નીચે પડે તેમ ભીમનું શરીર પૃથ્વી ઉપરથી પાતાળમાં જવા લાગ્યું અને વજ્રનાથ મહાદેવના મંદિરના ઓટલા ઉપર પડ્યું. જો મહાદેવનું મંદિર વચ્ચે ન આવ્યું હોત તો ભીમનું શરીર આગળ જાત અને ક્યાં જઇને અટકત તે કેમ કહેવાય, પરંતુ ભીમનું આયુષ બાકી હતું અને તેને હાથે દુનિયાનાં ઘણાં કામ થવાના હશે એટલે બચી ગયો. વજ્રનો ભાર વજ્ર જ અટકાવી શકે એ ન્યાયે મહાદેવના ત્રિશુળના પ્રભાવથી વજ્રકાય ભીમસેન અટકી ગયો કારણ કે મહાદેવનું ત્રિશૂળ, કૃષ્ણનું સુદર્શનચક્ર અને બળરામનું હળમુશળ આ ત્રણ હથિયાર ઇંદ્રના વજ્ર જેવા જ પ્રભાવશાળી ગણાય છે.

ભીમના પડ્યા પછી થોડી વારે વાસુકી નાગની પુત્રી નિયમ મુજબ શંકરની પૂજા કરવા આવી પૂજા કરીને દરરોજની જેમ આજે પણ સુલક્ષણો પતિ માગ્યો. પોતાના ભક્ત કરતાં બીજો સુલક્ષણો પુરુષ કયો હોઇ શકે? મંદિરના ઘુમટમાંથી આકાશવાણી સંભળાણી: 'જા બેટા, તારો પતિ મંદિરની પાછળ ઓટલા ઉપર પડ્યો છે. દેવોમાં પણ દુર્લભ એવો એ જુવાન તારો પતિ થવાને યોગ્ય છે.

નાગકન્યા ખુશી થતી થતી પતિને મળવા માટે બહાર નીકળી હાથમાં ફૂલની વરમાળા લઇને પતિને વરવા આવી

આવીને જુએ તો રંગીલો અને

કૃપાળો રાજકુમાર. મહાદેવે પતિ આપ્યો પરંતુ મુએલો. કન્યાનો ઉમંગ. ઓસરી ગયો, હર્ષ સુકાઈ ગયો અને પતિની છાતી ઉપર માથું મૂકીને ધ્રૂસકે, ધ્રૂસકે રડવા લાગી અને અત્યંત કલ્પાંત કરતી મૂર્છિત થઈને ભીમના શરીર પર ઢળી પડી.

જાગી ત્યારે પિતા 'વાસુકી નાગ' ભીમનું ઝેર ઉતારતા હતા. તેમની પાસે 'ચિંતામણી' નામનું કુબેર પાસેથી ભેટ તરીકે મળેલું દિવ્ય રત્ન હતું આ રત્નના માલિકને ઇચ્છિત ફળ પ્રાપ્તિ થતી. વાસુકીએ ભીમના કપાળ ઉપર મણી મૂકીને ધ્યાન ધર્યું. થોડી વારે ભીમ આળસ મરડીને બેઠો થયો. પરંતુ તે ભૂતકાળ ભૂલી ગયો હતો અને અત્યારે પોતે ક્યાં છે તેનો જ વિચાર કરતો હતો. પોતાની આસપાસના અજાણ્યાં અને વિચિત્ર પ્રાણીઓ જોઇને તે નવાઈ પામ્યો. દરેકનાં મોઢાં માણસ જેવાં પરંતુ કમરથી નીચેનો ભાગ સર્પ જેવો. આ બધાં સંબધે જાણવાનું ઘણું મન, થતું હતું પરંતુ પૂછવું કોને ? તેમની ભાષા સમજાતી ન હતી એટલે વાતચીત પણ થઈ શકે તેમ ન હતું.

દરમિયાન વાસુકી તરફ તેનું ધ્યાન ગયું. બીજાથી જુદા પડતા હતા અને તદ્દન માણસ જેવા લાગતા હતા એટલે ભીમે તેમને આ સ્થળની ઓળખાણ માટે બે ત્રણ પ્રશ્નો પૂછયા. વાસુકીએ બધી વાત વિસ્તારથી કહીને ભીમને આ પ્રદેશની માહિતી આપી.

ત્યાંથી સૌ રાજમહેલમાં ગયા અને ઘડીઆ લગ્નથી ભીમનાં નાગકન્યા સાથે ધામધૂમથી લગ્ન થયાં. ભીમસેન પાતાળના નવાં નવાં સ્થળો નવીન વસ્તુઓ અને જાત જાતના ખાનપાનમાં ગુલતાન થઈ ગયો. ને ઘરને વીસરી ગયો.

હસ્તીનાપુરમાં ભીમના ગયા પછી શું થયું તે જોઇએ.

રસોઈ તૈયાર થઇ પરંતુ ભીમસેન ન દેખાયો એટલે કુન્તાજીને ચિંતા થઈ. કારણ કે પારણું કરવામાં ભૂખાળવો ભીમ રાહ જોવરાવે એ કદી ન બને. રસોઈ તૈયાર થાય તે દરમિયાન પચીસ વખત કાંઈ કાંઇ કામને બહાના આટાં મારી જનાર ભીમ આજે કેમ રોકાયો પણ નહિ.

સૌ ભાઈઓ આવી ગયા. પરંતુ ભીમ ન મળે. આસપાસ તપાસ કરાવી પણ પત્તો ન લાગ્યો છેવટે થાકીને ભીમના બેસવાના અને આવવા જવાના ઠેકાણાં તપાસાવ્યાં, પરંતુ ત્યાં પણ પત્તો ન લાગ્યો. કૌરવોના મહેલમાં ધૃતરાષ્ટ્રને ત્યાં બધે તપાસ કરાવી, જમનાના ઘાટ ઉપર અને તેના નહાવાના ધરા ઉપર પણ જોઈ વળ્યા. પત્તો ન જ લાગ્યો.

પછી સૌનાં મોઢાં વીલાં થયાં. રખે કાંઈક બન્યું હશે ! કુંતાની હવે ધીરજ ખૂટી. તે તો રડવા જ લાગ્યાં. પોતાનો વહાલો, લાડકો પુત્ર જાય ક્યાં ? અરેરે, મારો આખાબોલો પણ બહાદુર બેટડો ક્યાં હશે ? મારો સિંહ અત્યાર સુધી ભૂખ્યો અને તરસ્યો શું કરતો હશે ! આ પ્રમાણે કુંતા વિલાપ કરતાં હતાં અને યુધિષ્ઠિર તેમને શાંત પાડતા હતા

ધીમે ધીમે શહેરમાં જાણ થઈ ગઈ ભીષ્મ આવ્યા તેમની પાછળ વિદુર, દ્રોણુ વગેરે પણ આવી ગયા. દુર્યોધન વગેરેને

પણ ભીષ્મે ખબર આપ્યા. ચારેય જણ આવી પહોંચ્યા. મોઢા ઉપર બનાવટી શોક લાવીને ઊભા રહ્યા. સૌને જોઈને અને કુન્તાને રડતાં સાંભળીને દુર્યોધન તો પોકે પોકે રડી ઊઠ્યો. બીજા ત્રણે તેને શાન્ત પાડ્યો મામાએ ભીમને શોધી કાઢવા માટે શું શું ઉપાય લેવા તેની વિસ્તારથી યોજના કહી દીધી. દુર્યોધને યોજનાને ટેકો આપ્યો કે ગમે તે ખર્ચ થાય અરધું રાજ જાય તો પણ હરકત નહિ. જીવતો કે મૂઓ મારો ભાઈ ભીમ મળવો જ જોઈએ. તેના જીવતાં ભલે અમે લડતા વઢતા પરંતુ ગમે તેમ તો પણ ભાઈ એ ભાઈઃ

"કાપી હોય લીંબડી શીતળ એની છાંય
બંધુ હોય અબોલડે તોય પોતાની બાંય"

આમ યુક્તિથી નિર્દોષ જેવા થઈને કૌરવોએ ભીમની શોધમાં પાંડવોને સરસ સાથ આપ્યો. ચારપાંચ દિવસ સુધી શોધખોળ ચાલી. પરંતુ ભીમનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો. હવે તો સૌને ખાતરી થઈ કે ભીમ ચોક્કસ મરણ પામ્યો છે. પરંતુ શાથી અને ક્યાં તે નક્કી થઇ શક્યું નહિ.

પછી તો શોધખોળ પડતી મૂકીને તેની મરણક્રિયા કરવા માટેની તૈયારીઓ થવા લાગી દેશ પરદેશ અને સગાં-સંબંધીઓમાં મરણના સમાચાર આપવા એપીઆ અને સાંઢણીસ્વારો રવાના થયા.

દ્વારકાથી શ્રીકૃષ્ણ આવી ગયા પછી તેમની સલાહને લઇને કામકાજની વહેંચણી કરવામાં આવી. યુધિષ્ઠિરને હાથે ક્રિયા કરવાનું નક્કી થયું. તેની મદદમાં શ્રીકૃષ્ણ અને સહદેવ રહ્યા. મહેમાનોની સરભરામાં દુર્યોધન અને તેની થંડાળ ચોકડી રહી શહેરમાં ૧૩ દિવસની હડ-તાલ પાડવામાં આવી અને આખા રાજ્યમાં છ માસ સુધી શોક પાળવાનું ફર-માન કાઢવામાં આવ્યું. ક્રિયા માટે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા અને આવનાર રાજાઓ માટે શહેરની બહાર જમનાને કાંઠે મેદાનમાં ડેરા, તંબૂ તાણવામાં આવ્યા, આમ પ્રાથમિક તૈયારીઓ પૂરી થતાં ઉત્તરક્રિયાનું કામ શરૂ થયું.

છેલ્લે દિવસે પિંડદાન આપવાનો વખત થયો ત્યારે યુધિષ્ઠિરે પોતાની પાછળ બેઠેલા સહદેવને પિંડ તૈયાર થયા હોય તો લાવવા કહ્યું. થોડીવાર થઈ છતાં પિંડ ન આવ્યા એટલે જરા ગુસ્સે થઈને પાછળ જોયું તો શ્રીકૃષ્ણ અને સહદેવ બન્ને એકબીજા સામે જોઈ ને હસતા હતા, યુધિષ્ઠિરને આશ્ચર્ય થયું. આવું જુવાન મરણ થયું છે અને શ્રીકૃષ્ણ જેવા જ્ઞાની અને ડાહ્યા પુરુષ કેમ હસ્યા હશે ? સહદેવ જેવો આજ્ઞાંકિત નાનોભાઇ હુકમનો અનાદર કરીને શ્રીકૃષ્ણ સાથે હસવામાં કેમ લાગ્યો હશે ? યુધિષ્ઠિરે વધારે ગુસ્સે થઈ ને સહદેવને તતડાવ્યો પરંતુ જવાબમાં જાણે કે યુધિષ્ઠિરની મશ્કરી કરતો હોય તેમ શ્રીકૃષ્ણ અને સહદેવ બન્ને ખડખડાટ હસવા લાગ્યા હવે યુધિષ્ઠિરને 'દાળમાં કાંઈક કાળું' હોવાનો વહેમ ગયો નહિ-તર સહદેવ અને શ્રીકૃષ્ણ બન્ને આવે ગંભીર પ્રસંગે ઠઠ્ઠા મશ્કરી ન ઉડાવે.

ક્રિયા બંધ કરાવીને યુધિષ્ઠિર ઊભા થયા અને શ્રીકૃષ્ણને હસવાનું કારણ પૂછવા લાગ્યા. બરાબર તે જ વખતે એ

દુર્યોધન ભાઈ રે ઓ–એ એવી પહાડી અવાજથી કોઈએ પોક મૂકી. આસપાસ બેઠેલા સૌનું ધ્યાન ખેંચાયું. બૂમ સાંભળીને નહિ પરંતુ બૂમની સાથે બોલાતું નામ સાંભળીને

સૌને આશ્ચર્યપરંપરામાં ડુબેલા રાખીને પાતાળમાં રહ્યા રહ્યા ભીમભાઈ શું કરે છે તે જોઈએ

ભીમભાઈ તો સ્વભાવથી જ લહેરી લાલા જેવા એટલે જો તેને ખાવાપીવાનું અને બેફીકર થઈને હરવાફરવાનું મળે તો વરસોના વરસો સુધી ઘરબાર કે કુટુંબીઓ સાંભરે નહિ એક તો આવો લહેરી સ્વભાવ અને તેમાં શ્રીકૃષ્ણે પોતાની દિવ્ય શક્તિથી તેના મગજમાં ભૂલભૂલવણી મૂકી એટલે જીવનની આગલી પાછલી વાત તદ્દન ભૂલી ગયો અને સાસરાને ત્યાં લાડુલાપસી ખાઈને લહેરમાં દિવસો ગાળવા લાગ્યો

એક દિવસ વાતમાંથી વાત નીકળતાં વાસુકીએ પોતાની પાસે દિવ્ય પાણીનો એક કુંડ છે. અને એ કુંડમાંથી જેટલા ઘડા પાણી પીએ તેથી દશગણા હાથીનું જોર પીનારામાં આવે એવી વાત કહી ભીમને આ વાત બહુ ગમી ગઈ

બીજે દિવસે વાસુકીએ ભીમને કુંડ બતાવ્યો અને શક્તિ પ્રમાણે પાણી પીવાનું કહ્યું. ભીમે બને તેટલું વધારે પાણી પીવાનો નિશ્ચય કરીને પાણી પીવું શરૂ કર્યું, અને એક ઘડો પાણી એકદમ ગટગટાવી ગયો પણ એક ઘડાથી દશ હાથીનું બળ આવે એ પાણી સામાન્ય તો ન જ હોય! પેટમાં પાણી પડતાં જ ભારે વજનદાર જણાયું. શીખંડનું ભોજન જમ્યા પછી પેટની જે દશા થાય તે દશા આ પાણી પીવાથી થઈ. ભીમને તેની દરકાર ન હતી. તેણે તો એક પછી એક દશ ઘડા પાણી પેટમાં રેડી દીધું. અને એક સો હાથીનું બળ મેળવ્યું

ભીમસેનને પાતાળમાં હવે વધારે વખત રોકવાની જરા પણ જરૂર ન હતી, એટલે શ્રીકૃષ્ણે ભીમના મગજમાં ભૂતકાળ તાજો કર્યો ભીમને પોતાના ભાઈઓ માતા સઘળાં યાદ આવ્યાં. ઝેર ભેળવેલી મીઠાઈ યાદ આવી અને સાથે સાથે અંઢાળ ચોકડી ઉપરનું વેર વાળવાનું પણ યાદ આવ્યું. પરંતુ અહીંથી હસ્તિનાપુર પહોંચવું શી રીતે?

પોતાના મનની વાત સાસરાને કરી. વાસુકી પાસે તો ઉંકેલ તૈયાર જ હતો છતાં ભીમને થોડા દિવસ રોકાઈ જવાનો આગ્રહ કરી જોયો. પરંતુ ભીમને હવે તો કોઈ પણ ઉપાયે જલદી ઘરે પહોંચવું હતું, એટલે આગ્રહ નકામો હતો

બીજે દિવસે સવારમાં ભીમને 'ચિંતામણિ' ની મદદથી વાસુકીએ હસ્તિનાપુરના પાદરમાં પહોંચાડી દીધો

ભીમની નજરે હસ્તિનાપુર જુદા રંગમાં દેખાયું. જ્યાં જુઓ ત્યાં ઉંચા તંબૂ દેખાવા લાગ્યા અને તેમાં અનેક રાજાઓનાં દર્શન થવા લાગ્યાં આ બધી શી ધમાલ છે તે જાણવાના ઈરાદાથી, પાસેના નાના એવા તંબૂમાં દાખલ થયો. પરંતુ રાજા સાહેબ બહાર પધાર્યા હતા. એટલે નોકરની પાસેથી જ બધી વાત જાણી લીધી. અને આગળ ચાલ્યો.

રસ્તામાંથી એક ખાલી શરદી ઉપાડીને માથેથી પગ સુધી લપેટી લીધી.

આંખ અને નાક આગળ હવા અજવાળા માટે કાંણા પાડી દીધાં. અને આવે વિચિત્ર વેશે આગળ ચાલ્યો.

ઉત્તરક્રિયા ક્યાં ચાલે છે.? દુર્યોધન વગેરે ક્યાં હશે? કોણ કોણ ખરખરે આવ્યા છે વગેરે માહિતી તો હતી જ એટલે સીધેસીધો ધારેલે સ્થળે પહોંચી ગયો. અને થોડે દૂરથી આગળ કહ્યું છે તેમ પોક મૂકી: 'ઓ દુર્યોધન ભાઈ રે—એ-એ."

મામાએ અવાજ પારખી લીધો પણ મનમાં સોએ સો ટકા ખાતરી હતી કે ભીમસેન જીવતો છે જ નહિ. એટલે બાકી રાખવાનું કોઈ કારણ ન હતું. દુર્યોધન, કર્ણ પણ ચેતી ગયા. સૌ આવનાર તરફ જોવા લાગ્યા.

ભીમસેને અંદર આવીને તરત જ બારણાને સાંકળ વાસી દીધી અને મોઢા ઉપરથી શાવટી ખસેડી લીધી. બસ થયું! મામા અને તેના સાગરીતો હેબતાઈ ગયા. અને બીકના માર્યા ધોળા પૂણી જેવા થઈ ગયા. ટાંકણી મારો તો લોહી ન નીકળે.

બચવા માટે ફાંફાં મારી જોયાં પણ ઉપાય ન હતો. જે બારણેથી બહાર નીકળાય તેમ હતું ત્યાં તો કાળ સમો ભીમ ઊભો હતો.

હવે ભીમ ગંભીર થઈને ધીમેધીમે આગળ ચાલ્યો. જેનું કામ હતું તે ચારેય જણા ઓરડાના ખૂણામાં ધ્રૂજતા ધ્રૂજતા લપાઈ રહ્યા હતા. સૌથી પહેલાં મામાની ચોટી પકડી ધક્કો મારીને લો ભેળા કર્યા. મામાની આ દશા જોઈને બાકીના છટકવા માટે ઓરડામાં આમથીતેમ દોડવા લાગ્યા. ભીમે એક પછી એકને પકડી પકડીને ખૂબ મેથીપાક આપ્યો. ગડદા, પાટુ અને થપાટોની ત્રમઝુટ બોલાવી અધમૂઆ કરી દીધા.

દરમિયાન શ્રીકૃષ્ણ, ભીષ્મ વગેરે આવી પહોંચ્યા અને ચારેયને બચાવી લીધા.

ભીમસેન ને ભાઇઓ હેતપ્રીતથી મળ્યા. કુંતાને તો સોનાનો સુરજ ઊગ્યો. ભીમે પોતાના વિતકની બધી વાત વિગતથી કહી સંભળાવી

આવી તકરારો વારંવાર થાય છે અને એકબીજા તરફ એટલો બધો અણબનાવ અને ઈર્ષાભાવ વધી ગયો છે કે પાંડવો અને કૌરવો કોઈ રીતે સાથે રહી શકશે નહિ એમ લાગતા ધૃતરાષ્ટ્ર ભીષ્મ, વિદુર વગેરે સાથે ચર્ચા વિચારણા કરીને શ્રીકૃષ્ણે આવા વેરઝેર ફરી વખત ઊભા ન થાય એના ઉપાય તરીકે પાંડવો અને કૌરવો વચ્ચે રાજ્યના સરખા ભાગ પડાવી આપ્યા.

કૌરવોએ હસ્તિનાપુરમાં રાજધાની રાખી અને પાંડવોએ ઇન્દ્રપ્રસ્થ નગર વસાવી ત્યાં રાજધાની સ્થાપી આમ થવાથી થોડા વખત બન્ને પક્ષ શાંતિથી રહેવા લાગ્યા.

ઉલ્લાસ–ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

# કહાની



આ અંકના લેખકો–અનુવાદકો

સર્વશ્રી : કે. કા. જાની, મધુકર રાંદેરિયા, મણિલાલ અગારી, મયૂર, મગનલાલ પડિયા, માધવજી પટેલ, મનુકુમાર વિષ્ણુ

ભાગ ૫.૭ અંક

સંપાદક
રમણીકલાલ વી. મહેતા
વ્યવસ્થાપક
શાંતિલાલ છો. પારેખ



**કહાની**
ઠેકાણું
૩૭, મારવાડી બજાર
મુંબઈ
|
તથા
|
સરસ્વતી પ્રેસ
દાણાપીઠ
ભાવનગર
(સૌરાષ્ટ્ર)



લવાજમ
વાર્ષિક રૂ. ૬।।।
છૂટક પ્રત ાા

# કહાની

સપ્ટેમ્બર : ૧૯૪૯

## રસસામગ્રી



ગ્રાહકોને : હવે પછીનો અંક દીપોત્સવી અંક તરીકે ૧૫મી ઓક્ટોબરે બહાર પડશે.

## વાર્તા મોકલનારને



'**કહાની**'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. પણ રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને આપવા પ્રયાસ થાય છે. —સંપાદક

વાર્તાઓનું અનોખું માસિક
★
વર્ષ ૫ : અંક ૯
સપ્ટેમ્બર ૧૯૪૯



काव्येपु रम्या कथा

# પુનાની સહેલગાહ

રતનકુમાર. વીણ

ખરી રીતે તે મારી જ ભૂલ હતી. મારે સીતા સાથે પરણવું જોઈતું નહોતું.

મારે કબૂલ કરી લેવું જોઈએ કે હું કેટલીક બાબતમાં તદ્દન નકામો માણસ છું. દાખલા તરીકે મારી યાદદાસ્ત માટે મને પણ માન નથી, અને જ્યારે હું સીતાને મળ્યો, ત્યારે મારી એ નિર્બળતાએ મને તેના તરફ આકર્ષ્યો. સીતાનો સ્વભાવ બીજાઓને એમના કામની યાદ આપવાનો હતો. મને લાગ્યું કે એને પરણવાથી મારી આ નિર્બળતા દૂર નહિ થાય તો યે એનાં માઠાં પરિણામોથી તો બચી શકાશે.

હું સીતાને મળ્યો ત્યારે તે અને શરદ ચોક્કસ પરણશે એવી લોકોમાં માન્યતા હતી. પણ જોતજોતામાં સીતાની અને મારી મિત્રતા ગાઢ બની, કારણ કે મારી નિર્બળતાએ કદાચ એને પણ આકર્ષી હશે.

શરદને ખરાબ તો લાગ્યું, પણ સીતાએ તેને છોડ્યો નહોતો. અવારનવાર તે શરદને અમારે ત્યાં જમવા બોલાવતી, અને તે વખતે તેની ઓળખાણની કોઈ કુમારી કન્યાને પણ બોલાવતી. શરદ હજી સુધી પરણ્યો નહોતો તેમાં સીતાના પ્રયાસની ખામી નહોતી.

ગાંધીજયંતીનો તહેવાર કેલેન્ડરમાં લાલ શાહીથી છાપેલો નહિ હોવાથી, તે વિષે અમે ભૂલી જ ગયા હતા, અને શુક્રવારે મને ખબર પડી, ત્યારે મેં વિચાર્યું કે નવા ઘરમાં ગોઠવણ માટે આ શનિ રવિના બે દિવસો કામમાં આવશે.

ઘેર જઈને મેં સીતાને રજાની વાત કરી. સીતા તરત યોજના કરવા બેઠી : 'આપણે આ બે દિવસ સુધી શું કરીશું?'

'કેમ! કામ ક્યાં ઓછું છે! આખું ઘર ગોઠવવાનું છે!' મેં કહ્યું.

'હું તો કંટાળી ગઈ છું. આઠ દિવસથી હું તે જ કામ કરું છું. મારે પણ એ કામમાંથી બે દિવસ રજા જોઈએ છે! એક કામ કરીએ, આપણે બે દિવસ રાનડેને ત્યાં પુના જઈ આવીએ!'

'પણ કંઈ કહ્યાકર્યા વિના જ! ધારો કે એ પણ બે દિવસ બહાર ગામ ગયા હોય તો?'

'તો પુનામાં જોઈએ તેટલી હોટલો છે!'

'એ તો છે, પણ—'

'હું જાણું છું. તમારે બે દિવસ ઘરમાં બેસી ચોપડીઓ વાંચ્યા કરવી છે!'

'ના, મારો વિચાર તો સામાન ગોઠવવાનો હતો!' મેં બચાવ કર્યો.

'ઓહોહો! સામાન ગોઠવનારા ન દીઠા હોય તો! આટલા દિવસમાં તમે કોઈ વસ્તુને જરાય હાથ અડાડ્યો છે?'

'હશે, આપણે પુના જશું, પણ કેમ? મોટરમાં જઈશું કે—'

'ના, પેટ્રોલ બગાડવાની જરૂર નથી, અને તમે કેટલાય દિવસથી સવારી-સવારી કરવાનું મુલતવી રાખો છો! પુનામાં રાનડેની મોટર ક્યાં નથી?'

'તો તું એકાદ બૅગ ભરી લે, આપણે

રાતની ત્રણમાંથી એકાદ લોકલમાં જઈશું.' મેં કહ્યું.

'અને ખાલી જગ્યા ન મળે તો ?'

'ત્રણ ગાડીમાંથી એકમાં ય બે બર્થ નહિ મળે ?'

'ના, એવું જોખમ ખેડવાને બદલે સવારની આજની ટ્રેનમાં જ જઈશું. બારસા બાર વાગે પુના પહોંચી જઈશું !'

હમેશની માફક મેં તેની વાત સ્વીકારી લીધી, અને બીજે દિવસે અમે પુના માટે નીકળ્યા.

સ્ટેશનથી ગાડી ઉપડી અને સીતાએ પૂછ્યું: 'તમે ઘર બરાબર બંધ કર્યું છે ને ?'

'મેં ક્યાં તાળું માર્યું છે ? બહારના બારણાનું તાળું તો તેં માર્યું છે !'

'તેની હું ક્યાં વાત કરું છું ? હું તો બીજા બારણાં ને બારીઓની વાત કરું છું'

'હા !' મેં ટૂંકામાં પતાવ્યું. હું જાણતો હતો કે આટલાથી આ વાત પતવાની નથી, માટે મારી શક્તિનો વ્યય કરવો જરૂરી નથી.

'મને તો ચોક્કસ લાગે છે કે તમે એકાદ બારી કે બારણું જરૂર બેદરકારીથી બંધ કર્યું હશે !'

'હું નથી માનતો !'

'અને આપણે હજુ નવા જ રહેવા આવ્યા છીએ એટલે કોઈ પાડોશી પણ આપણને ઓળખતા નથી, એટલે કોઈ ચોર અંદર જઈ ઉઘાડેછોગ ચોરી કરી જાય તો ય કોઈને સંશય નહિ આવે !'

'આપણે ત્યાં કદી ય ચોર આવે છે ?' મેં કહ્યું.

'તમને મશ્કરી સૂઝે છે ! મને તો લાગે છે કે ચોરોની ફરતી ટોળીએ આપણને ટેક્સીમાં સામાન સાથે જતા જોયા હશે અને તરત ઘર ખોલ્યું હશે !'

'ત્યારે તો આપણાથી હવે કદી ય બહારગામ નહિ જવાય, કારણ કે—'

'તમે મશ્કરી ક્યાં કરો ! આ તો આપણને પાડોશીઓ ઓળખતા નથી, એટલે ચિંતા થાય છે. પછી ઓળખાણ થયા બાદ એમને કહી શકાય કે ઘરની દેખભાળ રાખે !'

'હા, એ વાત સાચી !'

'તો આપણે શું કરીશું ?' તેણે પૂછ્યું.

'આપણે પાછા ઘેર જઈ જોઈએ કે બારણાં બરાબર બંધ છે કે નહિ !' મેં ચીડાઈને સૂચન કર્યું.

'હા, એ જ ઠીક વિચાર છે ! આપણે કલ્યાણ ઊતરી જઈને જોઈ આવીએ !'

મારો મીજાજ ગયો. આ બૈરીને મજાકની પણ સમજ પડતી નથી 'પાછા જઈએ ?' મેં ગુસ્સાથી પૂછ્યું.

'હા.' તેણે ઠંડકથી કહ્યું. 'વળી, મને હમણાં જ યાદ આવ્યું કે કાલે રેસ છે, અને મિસીસ રાનડે ચોક્કસ રેસમાં એમની જવાની, અને રેસમાં જવા માટે મેં કપડાં લીધાં નથી ! એટલે લઈ લેશું !'

આ ઠંડક સામે જવાબ આપવાની મારામાં શક્તિ ન હોતી. અમે કલ્યાણથી પાછા ફર્યા, અને અને અમારા સીવના બંગલા પર પહોંચ્યા. ત્યારે ચોરની ટોળીએ અમારું ઘર ફાડ્યું નહોતું, બારીબારણાં બરાબર બંધ હતાં. હવે અગીઆરની ગાડી પકડી શકાય એમ નહોવાથી અમે સાંજે ડેક્કન ક્વીનમાં જવાનું નક્કી કર્યું. નોકરને ત્રણ દિવસની છુટી આપી હોવાથી, સીતાએ ખીચડી રાંધી અને અમે જમ્યા. પછી સીતાએ એનાં ખાસ કપડાં કાઢ્યાં, તેને ફરી ઠેસી ભરી, અને પાછાં સાંજે વખત સર નીકળ્યા. આ વખતે સીતાએ ખાતરી કરી કે બધાં બારીબારણાં બરાબર બંધ કર્યાં છે.

ડેક્કન ક્વીનનું એક સુખ છે કે તે વધારે સ્ટેશનો કરતી નથી, પણ અમે પુના પહોંચ્યા ત્યારે રાત પડી ગઈ હતી. રાનડેએ બીચારાએ અમારી સગવડ કરી અને 'અમે થાક્યા-પાક્યા સૂતા.

પણ મારા નસીબમાં ઊંઘવાનું નહોતું. મારી આંખ મીંચાઈ હશે ત્યાં સીતાએ કહ્યું. 'તમને યાદ છે કે મેં ઇસ્ત્રીની સ્વીચ બંધ કરી છે? મને લાગે છે કે સ્વીચ ખુલ્લી જ રહી ગઇ છે. પરિણામે ઇસ્ત્રી ગરમ થઈ હશે, અને બારણાનો પડદો જો ઊડીને તેને અડ્યો તો તે સળગી ઊઠશે. અને પછી આખું ઘર બળી જશે!' સીતાનો અવાજ રડવા જેવો થઈ ગયો.

'તું ઘણી જ ચોક્કસ સ્ત્રી છે, તે હું જાણું છું, એટલે તેં જરૂર સ્વીચ બંધ કરી હશે.'

'પણ તમારી અસર મને થોડીઘણી થાય ને.'

આ મારું ચોખ્ખું અપમાન હતું, પણ હું ગળી ગયો. 'પણ હવે શું કરી શકાય? આપણે પાછા જઈએ, ત્યાર સુધીમાં ઘર તો બળી ગયું હશે!'

'તમે યે શું અપશુકનભર્યું બોલતા હશો! હું એમ કહેતી હતી, કે તમે શરદભાઈને ટેલિફોન કરો, અને કહો કે તપાસ કરી આવે!'

'આટલી મોડી રાતે ટેલિફોન કરું?'

'શરદભાઈ તમારા જેવા નથી. એ તો એવા સીધા સાદા છે. તે તરત ઊઠીને જોઈ આવશે.'

પત્નીને મોંએ બીજા પુરુષના વખાણ સાંભળીને હરેક પુરુષને ગુસ્સો ચઢે છે. એ દબાવી, મેં રાનડેને ઉઠાડ્યો, કારણ કે ટેલિફોનવાળા રૂમમાં એને સુવું પડ્યું હતું. એને મેં કારણ સમજાવ્યું, પણ એ બીચારો કૈં બોલ્યો નહિ. મેં ટ્રંક ટેલિફોનથી શરદને પણ ઉઠાડ્યો અને બધી વાત કહી. શરદ સીતાની ટેવ જાણતો હોવાથી તેણે તરત તપાસ કરવાની કહી, અને હું સીતા પાસે આવ્યો

'શરદભાઈ મળ્યા?'

'મળ્યા જ હશે.' મેં બગાસું ખાતાં કહ્યું

'પણ તેને તમે બરાબર સરનામું આપ્યું? એ આપણા નવા બંગલામાં કદી આવ્યા નથી!'

મને મારી ભૂલ જણાઈ. મેં શરદને આ વિષે કૈં કહ્યું નહોતું. પણ તે વાત સીતાને કહેવાનો કૈં અર્થ નહોતો, કારણ કે શરદ નીકળી ગયો હશે, અને તે અમારા ચોપાટીના જૂના ઘરને જોઈ આવીને સૂઈ જશે, એટલે એને યે નિરાંત ને મને યે નિરાંત.

'કેમ કૈં બોલતા નથી?'

'એમાં બોલવાનું શું હોય? મેં એને આપણા નવા ઘરનું સરનામું બરાબર આપ્યું છે.'

'તો એને કહેવું હતું કે આપણને બધું બરાબર છે, તેનો પાછો ટેલિફોન કરે!'

'એટલે બીચારા રાનડેને પણ સૂવા દેવા નથી?' સીતા ચૂપ થઈ ગઈ.

'પણ ઘરને આગ લાગી હોય તો?'

'તો શરદને ખબર છે કે આપણે રાનડેને ત્યાં પુના આવ્યા છીએ. ને આપણને વગર કહ્યે ખબર આપશે!' મેં ગુસ્સાભેર કહ્યું, અને માથે મોંએ ઓઢી સૂઈ ગયો.

બીજે દિવસે બાર વાગે રાનડેને ત્યાં પોલીસ આવ્યો. અને પોલીસ સ્ટેશન લઈ ગયો. ત્યાં મને પૂછવામાં આવ્યું કે શરદચંદ્ર નામનો મારો મુંબાઈમાં મિત્ર છે કે નહિ, મેં એને આગલી રાતે મારા ઘરને આગ લાગી છે કે નહિ તેની તપાસ કરવાનું કહ્યું હતું કે નહિ? વગેરે વગેરે. મેં બરાબર જવાબ આપ્યા, અને ઘેર પાછો આવ્યો. સીતા તો મારી વાટ જ જોઈ રહી હતી, અને મારી વાત સાંભળી, તેની ચિંતા વધી ગઈ 'ચોક્કસ આપણા ઘરને આગ લાગી હશે! નહિ તો આપણા ટેલિફોનની વાત અહીંના પોલીસને ક્યાંથી ખબર પડે?'

પરિણામે રાતે અમે મુંબાઈ જવા નીકળ્યા અને સવારે મુંબાઈ પહોંચ્યા. અમે કંપતા હૃદયે ઘેર ગયા, અને-ઘર, જેમનું તેમ, સલામત હતું!

અમારી ચિંતાનો પાર ન રહ્યો. શરદને મેં ટેલિફોન કર્યો, અને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું, 'સીતાભાભી છે?'

'હા.' મેં સીતાને ટેલિફોન આપ્યો.

'સીતાભાભી, આજે બપોરે તમારા નવા ઘરમાં જમવા બોલાવો તો બધી વાત કહું!' શરદે શરત મૂકી.

'ભલે. મારી માસીની છોકરીને પણ, મારો વિચાર, જમવા બોલાવવાનો હતો, તેને પણ બોલાવીશ.'

'ભલે તેને બોલાવજો, પણ મારી સાથે મારી ભવિષ્યની પત્ની આવશે'

'તમારી–શું!'

'મારી ભવિષ્યની પત્ની. મેં હજી તેને પૂછ્યું નથી કે તે મને પરણશે કે નહિ, પણ હું તો પરણવા તૈયાર છું.'

'ત્યારે મારી બેનને નહિ બોલાવું!' સીતાએ કહ્યું, અને ટેલિફોન બંધ કર્યો.

શરદ આવ્યા પહેલા, સીતાએ મને સત્તર વખત પૂછ્યું હશે, કે એ છોકરી કોણ હશે. પણ મનેયે ક્યાં ખબર હતી!

બપોરે શરદ અને એ છોકરી, બકુલ આવ્યા. 'સીતાભાભી, મારે તમારો ઉપકાર માનવાનો છે!' શરદે કહ્યું.

'મારો ઉપકાર? શા માટે!'

'બકુલ જોડે ઓળખાણ કરાવવા માટે.'

'પણ હું–મેં–?'

'ના, તમે તેને ઓળખતા નહોતા, પણ તમે નહિ હોત તો હું એને નહિ મળત! કાલે તમારો ફોન આવ્યો અને ધૂનમાં ને ધૂનમાં હું તમારા જૂને ઘરે ગયો ત્યાં જઇને જોઉં તો તાળું! આગ તો નહોતી લાગી, પણ મને યાદ આવ્યું કે અમે કોલેજમાં હતા. ત્યારે રૂમની ચાવી, અમે ટોલ્લા પર મૂકતા હતા કદાચ તમે પણ એમ જ કરતા હશો, એમ માની, મેં ટોલ્લા પર હાથ ફેરવ્યો તો ચાવી મળી. મેં બારણું ખોલ્યું, અને બધા ઓરડામાં જઇને જોયું, તો ઇસ્ત્રી ન દેખાઈ. હું પાછો ફરતો હતો ત્યાં તો આ બકુલે રોક્યો. 'બદમાશ, ચોર!' હું તો સ્તબ્ધ થઈ ગયો. મેં પૂછ્યું, 'શું છે'? 'એણે કે' જવાબ ન આપ્યો, અને બહારથી બારણું બંધ કરી તે પોલીસને બોલાવી લાવી, અને મને ચોર તરીકે પકડ્યો!'

'પણ તમે ચોર—કેવી રીતે?' સીતાએ પૂછ્યું.

'બકુલ તમારા જૂના ઘરમાં રહેવા આવી છે, અને હું એ ઘરમાં ગયો હતો!'

'પછી!'

'પછી શું? પોલીસને મેં મારી વાત કહી. તેમણે માન્યું તો નહિ પણ જામીન પર છોડ્યો પછી તો તેમણે પુના તપાસ કરી, અને મારા પરનો કેસ છોડી દીધો!'

'પણ ટેલિફોન પર તમે કહ્યું તે તમારા—' સીતાએ કહેવા માંડ્યું:

'તે જ આ બકુલ. હજી બધી વાત તેને કહી નથી, પણ—'

'આ શાની વાત છે?' બકુલે પૂછ્યું.

'કંઈ નહિ. હું તમને નિરાંતે કહીશ. હજી આપણે કાલે બે દિવસ પર તો મળ્યા, એટલે બધી વાત કહેવાનો વખત ક્યાં મળ્યો છે!' કહી શરદે વાત ઉપાડી.

પણ સીતાને શરદની એટલી ચિંતા હતી કે તેણે બકુલને બધી વાત પૂછી જોઈ એટલું જ નહિ પણ શરદ તેને પરણવા માગે છે, એ પણ કહી દીધું.

—એટલે શરદ અને બકુલ થોડા સમય પછી પરણી ગયા.

# આંસુના પથ્થર

મધુકર રાંદેરિયા

આજે એના જીવને ચેન નથી. શાહીમહેલને અડકીને ચાલી જતી શેરીમાંથી ગાજતા જૈફ ફકીરના બુલંદ અવાજે એની બેચેની વધારી મૂકી છે. ફકીર ગાતો જાય છેઃ—

સાજ દેખો કે ખીલંમાં બજ રહા;
કલ ન હોગા, કલકા થા લો દમદમા.

અને એનું મન પણ એ જ વાત જાણે બોલી રહ્યું છે કલ ન હોગા, કલકા થા જો દમદમા! છતાં હસીને એણે બાંદીને કહ્યું, 'તારા નાજુક હાથથી આ સુરીલા સાજને છેડ. સંગીતની લહરીઓ કદાચ નીંદરપરીને કેદ પકડી લાવે.'

ને બાંદીની ચંચળ આંગળીઓ વાદ્યતંતુ પર રમી રહી. એની આંખો ઘેરાતી ગઈ. ખરેખર એ બેચેન જીવ ઘડીક નીંદરમાં ઢળી ગયો.

મુમતાજને નામે ઇતિહાસની કિતાબમાં અમરપદ પામેલી એ શહેનશાહ બાનુ હતી.

ધીમે પગલે શહેનશાહ શાહજહાંએ એ કમરામાં પ્રવેશ કર્યો. નીંદરને ખોળે પડેલી તાજને જોઈ એણે બાંદી સાથે માત્ર ઇશારતથી જ વાતો કરી લીધી. બાંદી ઊઠી, ને થોડી વારે શાહી ચમનમાંથી તાજાં ખીલેલાં ગુલ લઈ આવી, ધૂપદાનીમાં ધૂપ સળગાવી ગઈ, ને પાછી આવીને મોરપંખ ઢળવા લાગી.

તાજે સહેજ કરવટ બદલી. શાહનો સ્પર્શ એણે અનુભવ્યો. એ જાગી. એની આંખોમાં કોઈ અકથ્ય વેદના હતી. એ બે જ શબ્દ બોલી:

'ખાવિંદ, આપને ખૂબ તકલીફ કરું છું નહીં? પણ મારા માલિક, હવે આ સંસારમાં આપણી દિલોજાન મુહબ્બતના દિવસ ઝાઝા નથી.'

અને શાહજહાંએ દિલાસાની વાણી ઉચ્ચારી:

'નાઉમ્મીદ ન થા, તાજ. રાત ને દિવસ ઓલિયાઓ ને હકીમો તારે માટે જડીબુટ્ટીની નવી તલાશ કર્યા જ કરે છે.'

'એ બધું હવે ફિજૂલ છે. આપની તાજ આ દુનિયા છોડીને હવે દૂર દૂર ચાલી જશે. આપનો ને મારો સાથ હવે ચંદરોજનો.'

'એમ ન બોલ, તાજ. તારા ખાવિંદનું જિગર અલ્લાહે પરિંદાના જેવું પોચું ઘડ્યું છે. નાનો શો ઘા ત્યાં લાગતાં તે તૂટી પડશે. સૂઈ જા, તાજ, તારું દર્દ જરૂર દૂર થઈ જશે' અને શાહજહાંએ જાતે જ વાદ્યતંતુ હાથમાં લઈ, એના પર પ્રીતની કોઈ પુરાણી ગત છેડી એના સૂર હવામાં લહેરાતા રહ્યા અને તાજ ફરી નીંદરમાં પડી—શહેનશાહ અને શહેનશાહબાનુની અદબ જાળવવા બહાર ચાલી ગયેલી બાંદી થોડી વારે અંદર આવી.

'આલિજાહ, હકીમજી તશરીફ લાવે છે.'

'જાઓ, એમને અર્જ કરો કે હું ક્યારનો એમનો જ ઇંતેજાર કરું છું.'

ને શાહોના શાહની ખિદમતમાં શાહી હકીમબાબાએ આવીને કુર્નિસ કરી.

*શાહજહાં અને હકીમબાબા વચ્ચે આજે* બીજી વાતો વિષય બનતી નથી. શાહ એક જ પ્રશ્ન પૂછે છેઃ 'કહો હકીમજી, ખુશકિસ્મતીની કોઈ કમાન આપણા કદમોમાં ઢળે છે કે નહીં?' હકીમજી અનુત્તર છે. શાહજહાં વધુ ઉશ્કેરાઈ કહે છેઃ 'જાઓ, હકીમજી, પૂર્વ અને પશ્ચિમની દિશાઓ ઉલટાવી દો; જંગલનાં વૃક્ષેવૃક્ષની ડાળીએ ડાળીએ તલાશ ચલાવો. પણ કશેથી અમર હયાતિની જડીબુટ્ટી શોધી લાવો.'

હકીમજીના મોં પર નિરાશાની એક છાયા ફરી વળી. કંઇક એવા જ નિરાશાભર્યા શબ્દો એમણે કહ્યાઃ 'જોઈએ શાહઆલમ. લેકિન આપણી નેકી અને ખુદાતાલાની રહમ સિવાય બીજો ઇલાજ નથી.' ને હકીમજીએ ખંડમાં આંટા મારવા માંડ્યા.

શાહના હૈયા પર આ શબ્દો ગજબ કરી ગયા. નેકી ને ખુદાની રહમ! શાહજહાં પાસે નેકી હતી? ને એનો ભૂતકાળ આંખો સામે ખડો થઈ ગયો. એણે હકીમજીને પૂછ્યું:

'શું ખુદાતાલાની રહમ મારા પર નહીં વરસે? મારી કોઈ નેકી આડે નહીં આવે? આજ મારી આંસુવીની ચશ્મ જોવા છતાં, ખુદા તંગદિલ રહેશે? શાહજહાં, એટલો પાપી છે?'

હા, હા, ખૂન તરસ્યા આ પાપી હાથોએ શાહજાદા સહરિયારની આંખોનું નૂર હોલવ્યું હતું એને કારાગારમાં નાખી એની કતલ કરાવી હતી. શાહજાદા પરવીઝને, દિલ્હીમાં તખ્તનશીન થતો અટકાવવા મેં એની ગરદન ચંપાવી'તી. અધ ખુશરૂના ઊના ખૂનથી આ ગોઝારા હાથોએ કટારને લાલ રંગ ચડાવ્યો હતો. અબ્બાજાનનાં ફરમાનોની ખિલાફ

આ અહેસાનફરામોશ બેટાએ એમની સામે .ડ ઉઠાવ્યું હતું. હાય! શું શું સંભારું છવ- .ી કિતાબમાંથી? અબ્બાજાન, આસમાનના તખ્ત પરથી તમારા બેટાનાં કુકર્મો માટે એને માફ કરજો.' આ શબ્દો બોલતાં બોલતા શાહજહાંના ગળામાં ડૂમો ભરાઈ ગયો

હકીમજીની વાચા બંધ થઈ ગઈ. શાહજહાં મુમતાજને બચાવવા માટે મુગલાઈની રોનક જેવા તખ્તેતાઉસ—મયૂરાસનના ટુકડેટુકડા કરી મોહતાજોને વહેંચી દેવા પણ તૈયાર થઈ ગયા—'અગર મુમતાજ બચે'—એ એક જ એની માગણી હતી. અને એ માગણીને માન આપીને હકીમજી કોઈ આખરી ઈલાજ ખોળવા ચાલ્યા ગયા.

*

શાહજહાનાં પગલાં પાછાં તાજની સેજ તરફ વળ્યાં. કેવી શાંત પોઢી છે! જાણે મોગરાની ચાદરમાં ગુલાબનો ઢગલો પડ્યો છે. શાહજહાંએ પ્યારથી પોતાનો હાથ તાજને શિરે મૂક્યો. તાજ સહેજ જાગી એની આંખો શાહની આંખમાં પરોવાઈ. લાગણી મૂગી રહીને બોલતી હતી. ખરેખર તાજ કંઈ કહેવા માગતી હતી! હા ઉમ્રભર એના ચરમોએ શાહની પગલીઓ ભાવભેર પૂજી હતી. એથી વધુ ઉમીદ કે ખ્વાહિશ એને કોઈ રહી નથી. તો ય આજે.. જિંદગીને આખરી દિવસે...... હા, કદાચ...આખરી જ......

'બોલ, તાજ, બોલ, તારે કાંઈ કહેવું છે?'

'આપની પાસે એક અર્જ ગુજારું છું.'.

'અર્જ નહીં, હુકમ કર, તાજ.'

'ખાવિંદ, ખુદાતાલાએ મુગલાઈના જવાહરો આપણને દીધાં છે, એને જાળવજો; એમને ઓછું આવવા ન દેશો. મારી પછી એ નમાયાં બચ્ચાં આપના જ પ્યારના દાવાદાર છે. એ કસૂર કરે તો એને સિર્ફ પ્યારથી જીતજો, સત્તાથી નહીં.'

અને શાહે પાક કુરાનના સોગંદ લઈને કહ્યું, 'તાજ, આપણાં બચ્ચાંઓના સુખને ખાતર હું જિંદગીભર ફરી શાદી નહીં કરું'

'ને બીજી એક અર્જ મંજૂર કરશો? તમારી આ બાંદીની કજા બાદ, એની તુરબત પર એક એવો અદ્ભુત મઝાર ચણાવજો, જેની જોડ સારી આલમમાં ન હોય; ને મારા તમારા પ્યારની યાદ જે કયામતના દિન તક કાયમ રાખે.'

અને શાહે એવી હૈરતઅંગેજ ઈમારત ઊભી કરવાનો કોલ આપ્યો. તાજે સિજદો કર્યો. ફરી એની આંખો ઘેરાઈ ગઈ, અને એ સુંદર ખ્વાબની સૃષ્ટિમાં ફરી પોઢી ગઈ

બહાર પવનના સુસવાટા થયા, વાદળના ગડગડાટ થયા, વીજળીના કડાકા થયા. શાહજહાંનો હાથ તાજના દેહને સંભાળી રહ્યો. અને કાળદૂત એની રૂહને ઉપાડી ગયો.

દુ:ખના દિન વીતતા નથી.

*

સૂની અટારીમાં સૂનો શાહ ઊભો છે. જમુનાના જલ પર એની મીટ મંડાયેલી છે. રાત ને દિવસ આ જ હાલત છે: શબ વહી શબ હૈ, દિન વહી દિન હૈ, જો યાદ તેરીમેં ગુઝર જાયે! ઔરતની તરાહ લાઈલાજીનાં

અને ભવ્યાની તરહ કમ તાકાતનાં આંસુ એની આંખોમાં ઊભરાઈ જાય છે. એનો શોખ સાદો થઈ ગયો છે. શાહી ઠાઠ દૂર થયો છે. ગુલાબના અત્તરથી એને નફરત થઈ છે, શરબતના જામ એણે ફેંકવી નખાવ્યા છે!

હકીમજી જહાંના શાહની આ હાલત દેખી શકતા નથી દીન વચને એ આટલું જ ઉચ્ચારે છેઃ 'જહાંપનાહ, આલમની ભુલભુલામણીમાં આપ ગેબ ન થઈ જાઓ આલમમાંથી આખરી વિદાય લઈને જનાર કદી પાછું ફરતું નથી. પણ આલિજાહ, આપનો ને બેગમસાહિબાનો પ્યાર...'

'પ્યાર! હકીમબાપુ એવી ક્રૂર મજાક ન કરો. પ્યાર તો અબ્બાજાન બાબરશા હતો, કે ખુદાની બંદગી કરી, બીમાર બેટાને બચાવ્યો ને પોતાની જિંદગી નિસાર કરી દીધી. મારા પ્યારમાં એવી તાકાત હોત તો તાજને કાળદૂતના હાથમાંથી છીનવી ન લેત?' ને શાહની આંખો ફરી શૂન્યમાં મંડાઈ ગઈ.

હકીમબાપુએ કાશ્મીરના શાલિમાર બાગનું પ્રલોભન દર્શાવ્યું—એ રંગબેરંગી ગુલોના ક્યારાઓ, ઊંચાં મિનારનાં વૃક્ષો, ખળખળ વહી જતાં ઝરણાંઓ, સુંદર ડાલ સરોવર, દૂર બરફના પહાડ, પણ ના, શાહનું ચિત્ત એમાં નથી.

*

'શિલ્પકાર ઈસા, જાઓ પથ્થરમાં પ્રાણ પ્રગટાવો. અબ્બાજાન જહાંગીરની પથ્થરની રોનકને ભુલાવી દો; તૈમૂરશાહના સમરકંદના મહેલો ને મસજિદોની કળા પર બુરખો ઓઢાડી દો; જુઓ, સામે છે જમુનાનો આરો, ને પેલી સફેદ કબર! એના પર એક શાનદાર મકબરો ઊભો કરો. જેને પથ્થરે પથ્થરે મારા નિઃશ્વાસ ભર્યાં હોય, જેના ઊંચા મિનારાઓ ગેબ તરફ જોઈને મારાં આંસુની વાત કહેતા હોય. 'એ ઈમારતનો રંગ રાખો પૂનમના ચાંદ જેવો, મોગરાના ફૂલ જેવો, જેથી જોનાર ઇનસાનના દિલમાં પવિત્રતા જાગે.' શાહજહાંએ ઈસા શિલ્પીને ફરમાન આપી દીધું ને બગદાદ, દિલ્હી, મુલતાન, તુર્કી, સમરકંદ, શિરાજ, લંકા, જયપુર, ફતેહપુર, બુંદેલખંડ, સિલોન, તિબેટ ને ચીન સુધી આ મકબરાની વાતો ફેલાઈ ચૂકી.

અને આમ દિવસો ગુજરતા ચાલ્યા. એક તરફ શાનદાર ઇમારતના આરસ પર આરસ ચડતા ચાલ્યા, ને બીજી તરફ શાહેનશાહ શાહજહાંના કાળા વાળ પર જેરી સવાર થતી ગઈ, મોં પર કરચલી પડી ગઈ, ચશ્મનું નૂર ઘટતું ચાલ્યું, શરીરનું કૌવત ક્યાંગી થતું ગયું, ને છેવટ, બાવીસ વર્ષે, તાજમહાલ, કાલિંદીને કાંઠે ખડો થઇ ચૂક્યો. ઊંચા દરવાજા, ઊંચા મિનારા, બગીચા ને હોજ, નાજુક નકશી અને બેનમૂન કલા, મણિમોતી અને હીરાના તારલિયા. આસમાનમાં પહેલી પૂનમનો ચાંદ ઊગ્યો અને સંગેમરમરની શિલ્પકૃતિની રોનક ઓર બઢી ગઈ.

શાહના કંઠમાંથી તે રાતે ઝીણો અવાજ નીકળ્યોઃ 'તાજ! મુમતાજ! સાંભળે છે? આરસના પથ્થરમાંથી ઊઠતો મારો આંસુભર્યો નિઃશ્વાસ તારા કાન તક પહોંચે છે? અગર આજ તું જીવતી હોત, તાજ, ને તારા નામની પાક યાદદાસ્ત જાળવતો આ તાજમહાલ, આ પૂનમની રાતે આપણે સાથે જોતાં હોત તો—!'

બે મિત્રો તેમની પત્નીઓ વિષે વાતચીત કરતા હતા.
એક—મારી પત્નીને અમે તે વિષય આપો ને, બે કલાક સુધી સતત બોલ્યા જ કરવાની.
બીજો—મારી સ્ત્રીની વાત જરા જુદી છે.
એક—કેમ?
બીજો—તેને તો વિષયની પણ જરૂર રહેતી નથી.

# લાલ નહિ પણ ગુલાબી [નાટિકા]

મણિલાલ અલગારી

પાત્રો: મોહિત અને શોભા–યુવાન પતિપત્ની.
સ્થળ: મોહિતની લાયબ્રેરી
સમય: રાતના દસ વાગ્યા પછી.

[મોહિત ચોપડી વાંચે છે. થોડી વારે ચોપડી ફેંકી ઊઠી બારી પાસે જાય છે. વળી પાછો પછી પાછો આવી ખુરશીમાં બેસી જાય છે ને ચોપડી ઉપાડી વાંચવા પ્રયત્ન કરે છે પણ વાંચન આગળ ન ચાલ્યું. લમણે હાથ દઈને બેસે છે, ત્યાં શોભા પ્રવેશે છે.]

શો: (ઓરડામાં આંટા મારતાં) અગિયાર વાગવા આવ્યા.
મો: એમ! અગિયાર વાગી ગયા!
શો: પવન સરસ વાય છે.
મો: હં......બારીનો પડદો ખસેડી દે.
શો: (બારી પાસે જઈ પડદો ખસેડી) તમે જે ચમેલી વાવી હતી એને ફૂલ ફૂટ્યાં છે ને સુગંધ પણ સરસ આવે છે.
મો: હા, ખૂબ મોટી થઈ ગઈ છે. હું તો ભૂલી જ ગયો હતો.
શો: (ઘડી વાર બહાર જોઈને) ચાંદની પણ સરસ ખીલી છે.
મો: (બહાર નજર કરી માથું ખંજવાળતાં) આજે શું પૂનમ છે?
શો: (હસીને) ના, પૂનમને તો હજી વાર છે.
મો: કોણ જાણે–મને થયું આજ પૂનમ છે.
શો: તમારી તબિયત આજ બરોબર નથી લાગતી.
મો: ના, તબિયત તો સારી છે પણ ઊંઘ નથી આવતી.
શો: એ એક રોગ ગણાય.
મો: ના રોગ જેવું કંઈ નથી.
શો: મને લાગે છે તમારે 'ચેન્જ'ની જરૂર છે.
મો: ચેન્જ! તારી વાત સાંભળવા જેવી છે
શો: સાંભળવા જેવી જ નહીં પણ કરવા જેવીય છે. હું એમ નથી કહેતી કે તમે સીમલા જાઓ કે રામેશ્વર જાઓ. આ ઓરડામાંથી પેલા ઓરડામાં ચાલો તોય 'ચેન્જ' થઈ જાય.
મો: પરંતુ એથી ફાયદો કેટલો થાય!
શો: ઘણો. ઊંઘ પણ સરસ આવે.
મો: એમ! તો સરસ ઊંઘ આવે!
શો: હા, મને એમ લાગે છે.
મો: વારુ, મારી ઊંઘનો વિચાર કરતાં કરતાં તારે ઉજાગરો કરવાની જરૂર નથી
શો: હું કંઈ તમારી જેમ ભાવુક નથી. મને તો ઊંઘ આવી જવાની.
મો: તો જા, સૂઈ જા.
શો: હું તો સૂવાની જ. તમે શું એમ ધારો છો કે ચાંદની જોઈ હું તમારી સાથે પ્રેમાલાપ કરવા આવી છું!
મો: હિ...હિ...હું તારા માટે શું એવું કલ્પીએ શકું! તારા માટે મને એવો હલકો ખ્યાલ નથી

શો: ત્યારે તો મારા અંગે તમારી ધારણા ઠીક ઠીક બદલાઇ છે.
મો: હા, બદલાઇ છે, કારણ તું પણ ઠીક ઠીક બદલાઇ ગઇ છે.
શો: બદલાઈ તો છું જ, લગ્ન પછી ત્રણ વરસ વહી ગયાં.
મો: માત્ર બહાર જ નહીં અંદર પણ બદલાઈ છો.
શો: એ તો સ્વાભાવિક છે. ઉમરની છાપ મન ઉપર પડે જ.
મો: અત્યાર સુધી મારો પણ એવો જ ખ્યાલ હતો. પણ તારા સંબંધે એ વાત લાગુ નથી પડતી. તારા શરીરની ઉમર વધતી જાય છે પણ તારા મનની ઉમર ઘટતી જાય છે.
શો: એ તો ફક્ત તમારી માન્યતા છે.
મો: માન્યતા! સવારસાંજ જ્યારે ને ત્યારે તને રાગડા તાણીને ગાતી સાંભળું છું એ શું માન્યતા? એમાં તો તારી છોકરમત જ દેખાય છે.
શો: ગાઉં છુ ખરી પણ સમય અસમય સમજીને ગાઉં છું અને ગીત ગાવામાં છોકરમત શાની?
મો: મને તો એમ લાગે છે.
શો: તમને એમ લાગે છે કારણ કે તમે સમજતા નથી,
મો: હા, હું સંગીતનો વિશારદ નથી એમ કહેતાં મને જરાય શરમ નથી લાગતી.
શો: મને સંગીતમાં રસ છે એટલે ગીતો ગાઉં છું. તમને પરણી તે પહેલાંય ગાતી, પરણ્યા પછી પણ ગાતી. અત્યારે પણ ગાઉં છું.
મો: મને વશ કરવા માટે.
શો: વશ કરવા માટે! એવું કહેતાં તમારી જીભ કેમ ઊપડે છે?
મો: કેમ ઊપડે છે! હું ઘરે આવું ત્યારે કાયમ તું ગાતી હોય છે માટે.
શો: પહેલાં તમે મારી પાસે જેવા આવતા તેવા હવે નથી આવતા, એટલે સંગીતથી તે અભાવ પૂરણ કરું છું
મો: પણ એ કંઇ વિરહ–સંગીત તો નથી હોતું!
શો: મને કંઇ ખબર નથી પડતી કે સંગીત ઉપર તમને આટલી અરુચિ ક્યારથી થઈ? એક વખત એવો હતો કે સંગીત સાંભળવા તમે ખૂબ ઉત્કંઠિત રહેતા. તે વખતે વખત કવખતનો પણ વિચાર કરવા નહોતા બેસતા.
મો: જે એકવાર સારું લાગતું તે હવે નથી લાગતું તેને મારી પ્રગતિનું એક ચિહ્ન ગણું છું.
શો: હા, તમારી પ્રગતિ ન થઇ હોય તો જ્યારે ને ત્યારે તમે અતિ–આધુનિક સાહિત્ય ક્યાંથી વાંચો?
મો: અતિ–આધુનિક સાહિત્ય તું સમજતી નથી તેમ તે વાંચ્યું પણ નથી એટલે તને એની ચીડ છે.
શો: મેં વાંચ્યું નથી એ સાચું અને સમજતી પણ નથી. પણ તમે વાંચ્યા છતાં સમજો છો કે કેમ તે વિષે મને શંકા છે.
મો: બહુ સારું. અત્યારે સાહિત્ય ચર્ચાનો સમય નથી અને હું કબૂલ કરું છું કે એ વિષયમાં મારો મત અતિ ઉદ્દામ છે. કેવળ સાહિત્યમાં જ નહિ. કોઈ વિષયમાં આપણા મત એક નથી.
શો: મતભેદ તો રહેવાના જ. મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ જ ન હોય એ કેવી વાત!
... હાથમાં લાલ ઝંડો લઇને ફરતી હશે–ખરું ને?

શો : (હસીને ગુલાબી સાડીનો છેડો હલાવતા.) આ 'લાલ' નથી, ગુલાબી છે. એમાંય મારે મત ભેદ છે. મને ગુલાબી રંગ ગમે છે અને એ રંગ પણ બહુ સુરુચિ સંગત લાગે છે.

મો : મને ખબર જ હતી કે મારામાં સુરુચિ નથી તેમ સૌંદર્યની સમજ પણ નથી એમ તું કહેવાની.

શો : તમારામાં સૌંદર્ય સમજવાની શક્તિ નથી એમ તો હું નથી કહેવા માગતી પણ મારા કરતી ઓછી છે એ વાત નક્કી.

મો : એટલે જ શું હમણાં સૌંદર્યસાધના ખૂબ ચાલી રહી છે? એમાં કેટલો ખર્ચ થાય છે એ ખબર છે?

શો : કપડાલત્તામાં નકામો ખરચ તો હું કંઈ કરતી નથી. તો પણ એ ખરું કે હું સૌંદર્ય માટે ઉદાસીન નથી. એક વખત તો તમે પણ તેમાં પ્રોત્સાહન આપતા.

મો : પણ કદી મેં લાલ રંગને સુંદર કહ્યો નથી

શો : લાલ રંગની ભડક તમને ક્યારથી પેસી ગઈ? આ સાડી તો તમે જ એકવાર ખરીદી આપી હતી.

મો : તો તો એકવાર મને તે પસંદ પડતી હતી એમ થયું. પણ જે એકવાર પસંદ પડતી હતી તે આજ કેમ નથી પસંદ પડતી તે તું કહી શકીશ?

શો : તમને શું પસંદ પડશે તેની ઘણાવખતથી કંઈ ખબર જ પડતી નથી. મારી સાથે હવે બજારમાં પણ આવતા નથી. તમે જાતે પણ કંઈ ખરીદી લાવતા નથી.

મો : જ્યારે પૂરતો વખત હતો ત્યારે તે ગાળવા હું ઘણા ઉપાયો કરતો. હવે મને એવો વખત નથી કે તારે માટે પાંચ વાર કાપડ ખરીદવા દુકાને દુકાને ફરતો ફરું.

શો : સાચું છે, જેને આવડું મોટું કારખાનું ચલાવવાનું હોય તેને વખત ક્યાંથી હોય! ઓરડો તો જુઓ, આખા ઓરડામાં લાકડાનો ગંજ ખડકી દીધો છે. આમ કરવત પડી છે. પણે હથોડી તો વળી ક્યાંક વીંધણું ને ફરસી. મારા જેવા નકામા માણસને તો હાલવું ચાલવુંય મુશ્કેલ થઈ રહ્યું છે અને જે સર્જન થઈ રહ્યું છે તે...(હસીને) જવા દો એ વાત.

મો : હું જે બનાવી રહ્યો છું તે ગમે તેવું તોય સંગીતની જેમ શૂન્યમય નથી. એને જોઈ પણ શકાય છે ને સ્પર્શ પણ કરી શકાય.

શો : હા તે ઘણી જગ્યા રોકી રાખશે ને ભારે પણ ખૂબ હશે. શોખ ઘણી જાતના સાંભળ્યા છે પણ આવો શોખ......

મો : ક્યાંય જોયો નથી એમને! આ શોખ અસાધારણ છે. એવા શોખમાં જ મને આનંદ પડે છે.

શો : હા સાધારણમાં તમને આનંદ નથી પડતો. દાખલા તરીકે મારામાં જ તમને ક્યાં રસ છે!

મો : અને તને મારા જેવા અસાધારણમા રસ નથી. પણ જો શોભા, હવે સંતાકૂકડી નહીં ચાલે. આનો કંઈ નીવેડો લાવવો જરૂરી છે.

શો : અને જેટલો જલદી આવે તેટલું સારું (ઓરડાની બારી સામેની દીવાલે જઈ ધીરે ધીરે પાછી બારી પાસે આવી). મારું પણ એ જ કહેવું છે જે નજે તેવું ન હોય તેને થીગડા મારીને રાખવું એના જેવી વિડંબના કઈ?

મો : આપણે એકબીજાથી એટલા બધા દૂર જતા રહ્યા છીએ કે પાછા ભેગા થવાની શક્યતા જ નથી.

શો : (ઠીક ઠીક સખ્તાઈથી) ભેગા થવાની ઇચ્છાય નથી. જો ઇચ્છતા હો તો હજી દૂર જવા તૈયાર છું.

મો : દૂર જવાની જરૂર નથી. દૂર ગયા વિના પણ વ્યવસ્થા થઈ શકે.

શો : ના, દૂર ગયા વિનાની વ્યવસ્થાની જરૂર નથી. જો હું તમને કોઈ રીતે સંતોષ આપી શકતી ન હોઉં તો પછી સાથે રહી ખોટો દેખાવ કરવાની શી જરૂર છે ? એમ ન માનશો કે આ હું રીસમાં બોલું છું. ખૂબ વિચાર કરીકારવીને જ બોલી રહી છું.

મો : આમાં રીસ કરવા જેવું છે પણ શું ? આટલે દિવસે તારો ને મારો માર્ગ જુદો છે એ જ સાબિત થાય છે.

શો : તો હવે આપણે જુદા મારગે જ જઈએ. સ્વમાન જાળવીને આ ઘરમાં રહેવું હવે મારે માટે સંભવિત નથી.

મો : એમાં સન્માન–અસન્માનની વાત નથી. વાત તો છે મેળ-કમેળની.

શો : એવું ઝીણવટથી વિચારતા મને નથી આવડતું. સાદી રીતે હું તો એટલું સમજું છું કે જ્યાં મેળ નથી ત્યાં મિલન પણ નથી. એટલે તમે તમારી અસાધારણતા સાથે સુખેથી રહો. હું મારી સાધારણતા સાથે વિદાય લઉં.

મો : તારો નિર્ણય એક દૃષ્ટિએ વિચારતા જેટલો સહજ લાગે છે તેટલો બીજી દૃષ્ટિએ નથી લાગતો. અહીંયી તારું ચાલ્યું જવું એ લોકોની દૃષ્ટિએ કેવું લાગશે ?

: મિયાબિમા તો આના કરતાંય સામાન્ય કારણે છૂટાછેડા થાય છે.

મો : પણ આપણે મિયાબિમાં નથી. વળી આપણે હિન્દુ છીએ.

શો : પણ મતભેદ તો હિન્દુ મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધામાં જ હોય છે

મો : તો પણ તું સુટકેશ હાથમાં લઈ નીકળે એ સારું નહીં લાગે.

શો : અહા...ઘર છોડી નીકળવું તે પણ સારું લાગે તે રીતે! વારુ, એમ માનો કે હું હવા ફેર માટે શિલોંગમાં મારી માસીને ત્યાં થોડા દિવસ રહી સહરાનપુરમાં મારા મામા પાસે જઈશ તો તો સારું લાગશે ને !

મો : એ ઘણું સરસ તો હું મહિને મહિને તને...

શો : (વચ્ચે જ) એની કંઈ જરૂર નથી. બાપાએ થોડું ભણાવી ગણાવી છે એટલે ક્યાંક શિક્ષિકાની નોકરી મળી રહેશે.

મો : પણ જો...

શો : વળી પાછું 'પણ' શા માટે ! તમારા જીવનમાં કદી 'પણ' ન આવે એવી તો વ્યવસ્થા જ કરી રહી છું. વળી જે કરીશ તે પાકી વ્યવસ્થા જ કરીશ.

મો : સાચું છે, તારા વિચારો વિષે મને બોલવાનો અધિકાર નથી.

શો : અલબત્ત નથી. હું હવે સ્વાધીન છું. હવે હું ખુશી પડે ત્યારે ગાઈ શકું. ખુશી પડે ત્યારે પુસ્તક વાંચી શકું ને ગમે તેટલી ગુલાબી સાડી ખરીદી શકું.

મો : હા, ખરીદી શકે. હવે તું સ્વતંત્ર છે.

શો : અને તમે પણ ખુશી પડે તે કરી શકો છો. ઓર્ગન વેચી ડઝન રંધા ખરીદી શકો. સૂવાના ઓરડામાં કારખાનું કરી શકો અને સંધ્યા વેળાએ જ્યારે હું પુરવી ગાતી ત્યારે કરવત પણ ચલાવી શકશો.

મો : ઓર્ગન મારે તદ્દન અનાવશ્યક છે

શો : તો અત્યાવશ્યક હથોડીથી અનાવશ્યક ઓર્ગનને તોડી નાખો.

મો : હું તો કહું છું એને તું લઈ જા.
શો : આભાર. હું આ ઘરનું કંઈ નહી લઈ શકું.
મો : હું તને આગ્રહ નથી કરી શકતો કારણ...
શો : કારણ નવું નથી શોધવાનું. હવે બહુ થયું, મારે હજી ઘણું કામ છે. કપડાં વગેરે બાંધવાનું છે.
મો : અત્યારે ? કાલ બાંધ તો ય ચાલશે.
શો : ના, કાલે સવારે સાડા સાતની ગાડીમાં મેં જવાનું નક્કી કર્યું છે. હવે મને વખત નથી. અને એટલા વહેલા તમે કદાચ ન ઊઠો એટલે જે કહેવાનું છે તે પણ અત્યારે જ કહી દઉં. મારી પાસે જે પૈસા છે તે બધા પેટીમાં મૂકી દઉં છું. તમારા ઘરેણાં પણ મૂકી જઈશ. બસ બીજું કંઈ કહેવાનું નથી. (ધીમે ધીમે બારણા પાસે જઈ પાછી આવી ને) નાનકડી ચામડાની પેટી લઈ જાઉં છું (વળી પાછી બારણાં તરફ જતા પાછી વળી ને) હજી એક વાત રહી જાય છે. છોકરો થાય કે છોડી પણ મારી પાસે જ રહેશે.
મો : (ચમકીને) શું કહ્યું ?
શો : છોકરો થાય કે છોડી તે મારી પાસે જ રહેશે.
મો : (હસીને) કંઈ ટક્કા કરવાનો સમય છે ?
શો : ટક્કા નથી કરતી.
મો : (ઊઠીને ઊભા થઈ) તું શું સાચું કહે છે ?
શો : ખોટું બોલવાની મને ટેવ નથી.
મો : આજ સુધી તેં મને એ વાત કેમ ન કરી !
શો : સાંભળવાની તમને ફુરસદ ક્યાં હતી ! પણ જવા દો એ વાત. મારે જે કહેવું હતું તે બધું મેં કહી દીધું છે. હવે હું જાઉં છું (બારણા તરફ જાય છે).
મો : (શોભાની આડા ફરીને અટકાવતા) તું શું જવાની જ ?
શો : આ તે કેવો પ્રશ્ન ? આટલો વખત ચર્ચા કર્યા પછી છેવટે આપણે શું નક્કી કર્યું !
મો : કંઈ નક્કી કર્યું નથી. બધો ગોટાળો થઈ ગયો.
શો : વારુ તમે એકાંતમાં બેસી વિચાર કરો. મારે હવે અહીં રહેવાની જરૂર નથી.
મો : (શોભાની સામે આવીને) તારે ક્યાંય નથી જવાનું શોભા.
શો : (સખ્તાઈથી) તમે શું એમ માનો છો કે મારું જવું ન જવું એ તમારી ઇચ્છા ઉપર નિર્ભર છે ? હું જવાની જ.
મો : હું નહીં જવા દઉં.
શો : થોડીવાર પહેલાં તમે જ નહોતું કહ્યું કે તારો ને મારો માર્ગ જુદો છે ?
મો : થોડીવાર પહેલા મેં શું કહ્યું હતું તે મને યાદ નથી.
શો : પણ મને યાદ છે હવે મને ન રોકો જવા દો. (જવાની કોશીષ).
મો : તને નથી જવા દેવાનો.
શો : હું જવાની જ
મો : તો હું બુમાબુમ કરીશ ને આડોશીપાડોશી દોડ્યા આવશે.
શો : એ બહુ સારું લાગશે ખરું ને ! વારુ, તમારે બુમ પાડવાની જરૂર નથી. મને ખબર છે કે પુરુષો બધા તમારો જ પક્ષ લેવાના. (પાછી બારી પાસે જઈ) પણ તમે મને શું કામ રોકો છો. મારું સ્વમાન જાળવીને હવે મારાથી આ ઘરે નહીં રહી શકાય.

મો : ( એક પગલું આગળ આવી ) મેં તારું સ્વમાન તો હણ્યું નથી

શો : જે ઘરમાં હું સ્વતંત્ર નથી ત્યાં મારું સન્માન પણ નથી. જ્યાં જ્યારે ખુશી પડે ત્યારે ગાઈ ન શકું ત્યાં હું રહી પણ ન શકું.

મો : પણ મે તને કોઈ દી, ગાતા રોકી નથી.

શો : ખરું છે. લાકડી મારીને તમે મને કદી રોકી નથી, પણ મર્માન્તિક વાગબાણો મારવામાં કંઈ બાકી રાખી નથી.

મો : ( વળી એક પગલું આગળ આવી ) પણ મારી દૃષ્ટિ હવે બદલાઈ છે.

શો : તો પછી જીવ જશે તોય આ લાલઝંડો ( સાડીનો છેડો ફેરવતા ફેરવતા ) નહીં છોડું. અને તમારી પાસે આવી છું એ અવારનવાર આ ઝંડાથી જાહેર કરીશ.

મો : એ લાલ નથી, ગુલાબી છે.

શો : તમારી દૃષ્ટિ ઘણી જ બદલાયેલી જણાય છે

મો : ( વળી એક ડગલું આગળ આવીને ) ચંપાની ગંધ બહુ સરસ આવે છે.

શો : ચંપાની નહીં ચમેલીની.

મો : ચાંદનીય સરસ ખીલી છે

શો : ચાંદની ક્યાં છે ? ચાંદો તો ક્યારનોય ડૂબી ગયો. તમારી દૃષ્ટિમાં અજબ પરિવર્તન થયું છે

` : ( શોભાની પાસે આવી ) શોભા !

શો : હં...............

મો : ( શોભાનો હાથ પકડી ) શોભા, તું અજબ છે !

શો : આ શું પ્રેમલાપ તો નહીં ને ?

મો : ( શોભાને છાતી પાસે ખેંચી ) તારુ ઓર્ગન બહુ જૂનું થઈ ગયું છે એક નવું ને મોટું ઓર્ગન ખરીદશું ?

શો : ના નવાની જરૂર નથી. મને એ જૂનું ઓર્ગન જ વધારે ગમે છે.

મો : રાતે તને ગુલાબી સાડી ભારે શોભે છે. કાલ આપણે બંને સાથે જઈ બેચાર ગુલાબી સાડી ખરીદી આવશું !

શો : ગુલાબી સાડી મારી પાસે ડઝનેક હશે. નવી સાડીમાં પૈસા ખરચવાની કંઈ જરૂર નથી.

મો : પેલા અતિ આધુનિક સાહિત્યના થોથાં બાળી નાખશું !

શો : ભલેને રહ્યા કેટલાંક પુસ્તકો સારાં છે. એમાંનાં કેટલાક મેં છાનામાના વાંચ્યાં છે.

મો : હજી એક વાત રહી ગઈ. આ નકામાં હથોડી વીંધણું, કરવત વગેરે કાલે જ જૂના લોઢાના ભાવે વેચી દઈશ.

શો : ( મોહિની છાતી ઉપર માથું ઢાળી ) એ નકામા નથી. વેચી ન દેશો. હથોડી, વીંધણું વગેરેની આવશ્યકતા મેં શોધી કાઢી છે. તમારે એક વસ્તુ કરી દેવી પડશે

મો : કઈ વસ્તુ ?

શો : ઘોડિયું

મૂળલેખક : શ્રી કુમારલાલ દાસગુપ્ત

# પ્રૉફેસર !

કે. કા. જાની

'કાગળ આવ્યો, કાગળ આવ્યો.' એમ મોટેથી બૂમો પાડતો બબુ બહારની ઓશરીમાંથી દોડતો રસોડા તરફ આવ્યો. રસોડામાં 'જમવાનું' પતી ગયા પછી બધું સાફસૂફ કરીને જમનાબાઈ બહાર આવવાના વિચારમાં હતા એવામાં બબુની બૂમો સાંભળી તેઓ બહાર આવ્યાં. બબુને જોઈને તેમણે કહ્યું, 'કેમ, બબુ, શું છે?'

'બા, જો આ કાગળ, કવર છે કવર. હમણાં જ ટપાલી આપી ગયો.'

'લાવ, લાવ' એમ કહી તેણે ઝડપથી બબુના હાથમાંથી કાગળ ઝૂંટવી લીધો. તેમની નજર ઉત્સુકતાથી કવર પર ફરી વળી, ધીમે ધીમે તેમાં આશા અને આનંદની ભાવનાનું પ્રતિબિંબ પ્રગટવા લાગ્યું. કવર પરનું સરનામું તેમને વાંચતાં આવડતું નહોતું, કારણ કે સરનામું લીલી શાહીથી અંગ્રેજીમાં લખ્યું હતું. તેમણે ફરીથી કવર ઊલટું સૂલટું કરીને જોયું, ને પછી તેઓ બેઠકમાં આવ્યાં

બેઠકના ઓરડામાં પ્રાણશંકર ઓશીકે એક ફાટેલો તકીઓ મૂકીને એક જૂની શેતરંજી ઉપર બપોરની વામકુક્ષી કરતા હતા તેમના તરફ જોઈને જમનાબાઈ જરા ધીમે અવાજે બોલ્યાં, 'જરા આ કાગળ જુઓને? જરા...'

પ્રાણશંકરે એક દીર્ઘ નિશ્વાસ મૂકી આંખો ઉપાડી જમનાબાઈના હાથમાંના પત્ર તરફ નજર કરીને તેઓ બોલ્યા, 'કોનો છે?' જવાબને બદલે કાગળ જ તેમના હાથમાં આવી પડ્યો. કાગળ પરના સરનામા પર નજર ફેરવીને તેમણે આંખમાં જરા પાણી છાંટ્યું, અને પછી કોટના ખિસ્સામાંથી ચશ્મા કાઢીને એક તરફ ડાંડલાની ગેરહાજરી ન જણાવા દેતો દોરો ભરાવીને તેમણે કવર ફોડ્યું

એટલે સુધીમાં જમનાબાઈની અધીરાઈ પરાકાષ્ઠાએ પહોંચી હતી તેમના મનમાં જે ઉત્સુકતા હતી તે તેમના ચક્ષુમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. તેમના ગામમાં (લાલપરમાં) કાગળ આવે તે જ નવાઈની વાત હતી. છેલ્લા દોઢ બે વર્ષમાં એક બે કંકોતરી અને એકબે પત્તાં જ પ્રાણભાઈને ઘેર આવ્યા હતાં તેથી જ આજનું કવર જોઈએ જમનાબાઈની ઉત્કંઠાનો પાર ન રહ્યો. દિનુનો જ પત્ર હશે એમ તેમને લાગ્યું, તેથી તેમણે પ્રાણભાઈને ઊંઘમાંથી ઉઠાડ્યા. તેઓ ઊંઘી ગયા હોય અને છોકરાંઓ જરા પણ કલબલાટ કરે તો જમનાબાઈ તેમને ચૌદમું રતન આપ્યા વિના રહેતાં જ નહિ પણ આજનો પ્રસંગ જુદો હતો આશા ગાંડી છે એમ કહેવાય છે ને?

'કોનો કાગળ છે?' જમનાબાઈએ પતિરાજ તરફ જોઈ એ પૂછ્યું.

'દિનુનો.' પ્રાણભાઈએ કહ્યું.

'હેં! મારા દિનુનો? આવવાનો છે કે શું? ક્યારે?' એક સાથે કેટલાયે સવાલો તેમણે પૂછી નાખ્યા.

'પરમ દિવસે સાંજે.' પ્રાણભાઈએ ટૂંકો જવાબ આપ્યો

'વાંચી તો બતાવો.'

પ્રાણભાઈએ વાંચી બતાવવાની શરૂઆત કરી :......હું મારા એક પ્રોફેસર મિત્રની સાથે તા ૧૯મી ના રોજ લાલપર આવું છું. મારા મિત્ર ડૉકટરની પદવી માટે થીસીસ લખે છે તેને માટે માહિતી એકઠી કરવા માટે તેઓ લાલપર આવે છે. તમારે આવા મોટા માણસની મેમાનગતિ કરવાની છે. બા, તને હું ખાસ કહી રાખું છું કે મેમાન પાસે તમારી ગરીબાઇ બિલકુલ બતાવશો નહિ. આજે તેલ થઈ રહ્યું છે, ઘી લાવવાનું છે વગેરે બૂમાબૂમ કરવાની તમારી જૂની ટેવનું પ્રદર્શન અમે રહીએ તેટલા દિવસ ન થવા દેવાની સાવચેતી રાખજે. કૃપા કરીને પર જરા

ચોકખું ને સુઘડ રાખજે. વળી બસુ, અરુણ અને સુશીનાં કપડાં સ્વચ્છ રાખજે. હું રહું તેટલા દિવસ તું આટલી તસ્દી જરૂર લઈશ એમ હું આશા રાખું છું.

તમારો
દિનકર

તા ક—આ સાથે ત્રીસ રૂપિયાની નોટો મોકલું છુ. ઘરમાં ન હોય તે વસ્તુઓ લાવી મૂકજો પાછળથી બબડાટ ન કરતાં.

પ્રાણભાઈએ શાંતિથી કાગળ ઘડી કરીને મૂકી દીધો જમનાબાઈના ચહેરા પર ક્ષણભર વિહ્‌વળતા દેખાઈ પણ તરત જ તેઓ ઊઠીને અંદર જતાં રહ્યાં તેમની ચાલ ઉપરથી તેમને થએલો આનંદ સ્પષ્ટ દેખાતો હતો!

પ્રાણશંકર આજે ત્રીસ વર્ષથી લાલ પરની પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષક તરીકે કામ કરતા હતા. તેમને પચાસ રૂપિયા પગાર મળતો હતો. દિનકર એ તેમનો સૌથી મોટો પુત્ર. નાનપણથી જ બુદ્ધિમાન હોવાથી ગમે તેમ કરીને તેને આગળ ભણાવવાનો નિશ્ચય પ્રાણભાઈએ કર્યો હતો. જેમ જેમ દિનકર પરીક્ષાઓ પાસ કરતો ગયો તેમ તેમ પ્રાણભાઈનો ઉત્સાહ પણ વધતો ગયો દિનકર કોલેજમાં ગયો. પચાસ વર્ષની ઉમરે પણ પ્રાણભાઈ ૧૧ થી ૫ નિશાળમાં કામ કર્યા પછી, પાસેના ગામના મુખીના છોકરાને ભણાવવા બે ગાઉ ચાલીને જતા, અને રાત્રે પાછા આવતા એ ટ્યુશનમાંથી મળતા પંદર રૂપિયા અને પોતાના પગારમાંથી વીસ રૂપિયા તેઓ નિયમિત રીતે દર મહિને દિનકરને મોકલી આપતા. દિનકર વકીલ બનીને મોટુ પાટિયું લગાડીને વકીલાત કરે એવી તેમની ખાસ ઇચ્છા હતી દિનકર એમ. એ. માં પહેલા વર્ગમાં પાસ થયો અને તેને મુંબઈની એક કોલેજમાં તરત જ લેકચરરની જગ્યા મળી ગઈ પ્રાણભાઈને પોતે લીધેલ પરિશ્રમ સાર્થક થયો લાગ્યો જમનાબાઈના હૈયામાં હરખ

પણ દિનકરના મનમાં નાનપણથી જ અહંભાવનાં બીજ રોપાયાં હતાં. તેની વિચક્ષણ બુદ્ધિની જ્યારે બીજા લોકો તારીફ કરતા ત્યારે તે બહુ જ ફૂલાઈ જતો. વખાણ સાંભળીને ને બીજા બધાથી પોતાને ઊંચો માનતો, જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ આ માન્યતા વધારે દૃઢ થતી ગઈ પ્રોફેસરની જગ્યા મળ્યા પછી તો તે પોતાની પોઝીશન ઘણી ઊંચી માનવા લાગ્યો, અને આ માન્યતાથી તેણે પોતાનાં માબાપ તરફ સદંતર દુર્લક્ષ કર્યું.

દોઢ વર્ષે આજે દિનકરનો પત્ર આવ્યો હતો. આ દોઢ વર્ષમાં તે લાલપર આવ્યો તો નહોતો જ, પણ તેણે કાગળ લખવાની પે તસ્દી લીધી નહોતી.

આજે તેના આવવાના સમાચાર વાંચીને જમનાબાઈને આનંદ થાય તે સ્વાભાવિક હતું. તેના આવવાના સમાચાર પાડોશમાં રહેતાં રાધાકાકીને આપવાના ઈરાદાથી તેઓ બહાર નીકળ્યાં. પ્રાણભાઈને થયું કે ચાલો, દોઢ વર્ષે છોકરાનું મોઢુ તો જોવાશે! તે અહભાવી હોય તો ભલે રહ્યો. બસુ, અરુણ અને સુશીને પણ ખૂબ આનંદ થયો, અને મોટાભાઈ પોતાને માટે સારાં સારાં રમકડાં લાવશે, ને આપણે ખૂબ મઝા કરીશુ એવા મનોરથમાં તેઓ મશગૂલ બન્યાં.

બીજો દિવસ થયો. પ્રાણભાઈ ઘરની દીવાલો સાફસૂફ કરવા મંડી પડ્યા. બહારની દીવાલો પણ તેમણે ઝાપટીને સ્વચ્છ કરવાનો આરંભ કરી દીધો. સુશી તેમના મદદનીશ તરીકે કામ કરવા લાગી પ્રાણભાઈને કામ કરતાં જોઈ પાછળથી કોઈએ કહ્યું, 'શું ચાલે છે, દાદા!'

તેમણે પાછુ વળીને જોયું. પૂછનાર તરફ જોઈને હસતાં હસતાં તેમણે કહ્યું, 'કોણ, ગીના? અરે છોકરી, પેલો પ્રોફેસર કાલે આવે છે ને! એટલે થયું કે જરા ટાપટીપ કરીએ.

વાર પછી તે બોલી, 'દાદા, આ સુશીલા બિચારી કેવી થાકી ગઈ છે.' સુશી, તું જા અંદર. હું દાદાને જે જોઈશે તે આપીશ ' એમ કહી તેણે સાડીનો છેડો ઊંચે ખોસ્યો. દાદા થોડી ઘણી જિજ્ઞાસાથી અને જરા ખિન્ન બનીને બોલ્યા, 'છોકરી, રહેવા દે તું તો પૈસાદારની દીકરી તેમાં યે વળી કોલેજમાં ભણનારી! તારા બાપુજી જોશે તો શું કહેશે?'

મીના હસતી હસતી બોલી, 'મારા બાપુજી કંઈ જ નહિ કહે. ઊલટાને રાજી જ થશે, હું તેમના મિત્રને મદદ કરું છું તેથી.'

પ્રાણભાઈ નિરુત્તર બની ગયા.

મીનાક્ષી એ અનંતરાયની મોટી દીકરી. લાલપરમાં અનંતરાયનો એક જ જીગરજાન દોસ્ત હતો, અને તે પ્રાણશંકર હેડમાસ્તર. અનંતરાય વાડીવજીફાવાળો ગૃહસ્થ હતો, પણ ઘણો જ સાદો અને મીઠો માણસ હતો. મીનાનો સ્વભાવ પણ તેવો જ હતો. તે અમદાવાદની કોલેજમાં ભણતી હતી, અને આ વર્ષે ઇંટરની પરીક્ષામાં બેઠી હતી બહુ ડાહી અને હસમુખી છોકરી હતી!

મીનાની માતા રાધાકાકીની ઇચ્છા પોતાની મીના દિનુને આપવાની હતી. અને જમનાબાઈની પણ એ જ ઇચ્છા હતી. દિનુ મીનાને નાનપણથી જ તેમણે પતિપત્ની તરીકે નક્કી કરી દીધાં હતાં. હવે દિનુને નોકરી થવાથી તેમનાં લગ્ન વહેલી તકે કરી નાખવા તેઓ આતુર હતાં. દિનકર આવવાનો છે એ સમાચારથી રાધાકાકીને પણ ઘણો આનંદ થયો. હવે દિનુને સ્પષ્ટ પૂછીને આવતા ઉનાળામાં શુભ કામ ઉકેલી લેવાની તેમની મુરાદ હતી.

૧૯મી તારીખ આવી. મીનાના પિતાએ મોકલેલી સુંદર બેલગાડીમાં બે ગાદલાંમાં બેઉ બેઠા દિનકર અને તેના પ્રોફેસર મિત્ર લાલપર પહોંચ્યા

જમવાને વખતે જમનાબાઈએ જાણી જોઈને મીનાને પીરસવા માટે બોલાવી લીધી હતી. થાળીઓ પીરસાઈ; દિનકર, તેનો મિત્ર અને પ્રાણભાઈ જમવા બેઠા. કમરમાં પાલવ ખોસીને મીના ચપળતાથી પીરસતી હતી. દિનકર મનમાં ને મનમાં ખૂબ રાજી થયો. નાનપણમાં પોતાની સાથે હસતી ખેલતી મીનાક્ષી હવે આટલી બધી સુંદર ને આકર્ષક થઈ ગઈ હશે એવો તેને ખ્યાલ પણ નહોતો. આવા જ કંઈક વિચારમાં તે ગરકાવ હતો એવામાં મીના શિખંડ પીરસવા આવી, અને તેના તરફ જોઈને બોલી, 'અરે પ્રોફેસર સાહેબ, કેમ ઊઠો છો? આ શિખંડનો વાટકો તો હજુ એમનો એમ જ છે!'

'મને શિખંડ બહુ ભાવતો જ નથી.' તેણે કહ્યું.

'વાહ! નાનપણમાં તો શિખંડ માટે કજિયો કરતા હતા, ને હવે શિખંડ ભાવતો નથી! પણ બરાબર છે. હવે કંઈ નાનપણના દિનકરરાય એઓ જ રહ્યા છો! મીનાએ જરા કટાક્ષથી કહ્યું, અને હસ્તી હસ્તી રસોડામાં જતી રહી દિનકર તેના તરફ તાકીને જોઈ રહ્યો તેની પીઠ પર લટકતો કાળો ભમ્મર ચોટલો તેના દરેક પગલા સાથે હિલોળા લેતો હતો!

દિનકર જમીને ઊઠયો. તેનો મિત્ર ચોપડીઓ અને કાગળની ફાઈલો લઈને તરત જ બહારની બેઠકમાં ગયો. પ્રાણભાઈ શેતરંજનાં રમકડાંની પેટી લઈને બહાર જતા રહ્યા દિનકર સોપારી કકડાવતો કકડાવતો બેઠકના બારણામાં ઊભો હતો અંદર મીના સુશી વગેરે જમતાં હતાં. રસોડામાંથી હસવાનો અવાજ સંભળાતો હતો તેના કાન તે તરફ ખેંચાયા. જમ્યો ત્યારથી જ તેનું ધ્યાન મીના તરફ આકર્ષાયું હતું. પોતાના અભિમાની સ્વભાવને લીધે તે ઘરમાં જઈને બેઠો નહિ. ફરીથી મીનાના હસવાનો અવાજ સંભળાયો જાણે રૂપેરી ઘૂઘરીઓનો ખણખણાટ! હવે તે બહાર રહી શક્યો નહિ. મધુર હાસ્ય લહરીએ તેના અભિમાન પર વિજય મેળવ્યો. તે સીધો રસોડા તરફ ગયો.

દિનકર રસોડાના બારણામાં જઈને ઊભો રહ્યો દિનકર પોતાની મેળે જ અંદર આવ્યો

તે જોઈને જમનાબાઈને નવાઈ તો લાગી જ; પણ તે કરતાં યે વધારે આનંદ થયો. તેમણે તરત જ સુધી તરફ જોઈને કહ્યું, 'એ સુધી, પાટલો દે મોટાભાઈને બેસવા! બેસ, હું દિનુ...'

જમતાં જમતાં સુશીલા પાટલો દેવા માટે ઊઠવા જતી હતી, પણ એટલામાં પાછળથી મીનાએ તેનો હાથ પકડીને તેને નીચે બેસાડી, ને કટાક્ષમાં કહ્યું, 'બેસી રહે સુશીલા. જમતાં જમતાં ઊઠાય નહિ જેને બેસવું હશે તે પાટલો લઈ લેશે. જોઈતો હશે તો! એ ક્યાં મેમાન છે.'

જમનાબાઈને થયું કે બેલ ખલાસ! હમણાં જ દિનુ ગુસ્સામાં પાછો ચાલ્યો જશે. તેમણે મનમાં ને મનમાં દાંત ભીંસીને કહ્યું, 'આ મીની તો ભારે બોલકી ને તોફાની! બોલવાનું કંઈ ભાન જ રાખતી નથી, લુચ્ચી! કોઈ દિવસ નહિ ને આજે દિનુ પોતે અંદર...'

પણ આશ્ચર્ય! જમનાબાઈ તો સ્તબ્ધ બનીને જોઈ જ રહ્યાં. કારણ પાછા જવાને બદલે દિનકરે પોતે જરાક હસીને દીવાલે અઢેલીને મૂકેલો પાટલો લઈ લીધો, અને તેના પર બેઠો. દિનકરને હસતો જોવાની સોનેરી તક આજે માતાને બિચારીને ઘણે વખતે સાંપડી હતી. ઘણા પ્રેમથી અને આશ્ચર્યથી તે દિનકર તરફ જોઈ રહ્યાં તેમને થયું 'કેવું મીઠું હસે છે, દિનુને ઘણે વખતે હસતો જોઉં છું' તેના દેખાવડા ચહેરા તરફ અને આકર્ષક વાળ તરફ તે જોવા લાગ્યાં. પછી નજર ખેંચી લઈને તેમણે મીના તરફ જોયું, ને મનમાં ને મનમાં બોલ્યાંઃ 'કેવી રાધા-કૃષ્ણ જેવી જોડી છે! ઈશ્વર કરે ને...'

આજે પણ પીરસવાનું કામ મીનાને જ સોંપવામાં આવ્યું હતું. જમવાનું ઊકલી ગયા પછી મીના જમનાબાઈને કહેવા લાગી, 'માશીબા, હું જાઉં છું હવે. કાલે સવારે પાછી આવીશ હો.'

બહાર દિનકરને કાને આ શબ્દો પડતાં જ તેણે પગમાં ચંપલ નાખ્યાં, ને તરત બહાર નીકળ્યો. તેના ધારવા પ્રમાણે મીના પણ તરત જ બહાર આવી. દિનકરને જોઈને તેને ઘણી નવાઈ લાગી. તેણે પૂછ્યું, 'કઈ બાજુ?'

'તને મૂકવા.' તેણે હસીને કહ્યું.

'વાહ, કેમ જાણે મારું ઘર બહુ દૂર હોય નહિ! અને તમે શું મને શહેરની કોઈ બીકણ છોકરી માનો છો!'

બંને મોટેથી હસી પડ્યાં.

મીનાના ઘર પાસે આવીને દિનકર બોલ્યો, 'વારુ, મીના, હું જાઉં છું.'

'વાહ, રે વાહ! અહીં સુધી આવ્યા ને બાપુજીને મળ્યા વગર જતા રહેશો?'

દિનકર ને મીના પગથિયાં ચડીને ઓશરીમાં આવ્યાં. મીનાનો અવાજ સાંભળતાં જ તેનાં નાનાં ભાંડરડાં દોડતાં બહાર આવ્યાં મીનાને વળગી પડીને તેનો સૌથી નાનો ભાઈ બોલ્યો, 'બહેન, વાર્તા કહે ને!' 'તને હા, ચાલો' એમ કહે છે ત્યાં તો બીજી બહેને રડવે અવાજે ફરિયાદ નોંધાવી,

'બહેન, તું ગયા પછી બાબલાએ મારા વાળ ખેંચ્યા હતા.'

'એમ કે? આપણે તેને બહાર કાઢી મૂકશું હો!' મીનાએ સમજાવતી હોય તેમ કહ્યું, અને પછી અંદર બાપુજીને બોલાવવા જતી રહી. દિનકર ત્યાં ખુરસી પર બેઠો બેઠો બધું જોતો હતો તેને તરત જ બધું અજબ સાંભર્યાં

મીનાના પિતા અનંતરાય બહાર આવીને બોલ્યા, 'આવો, આવો, દિનુભાઈ—અરે, ભૂલ્યો, પ્રોફેસર સાહેબ! કેમ છો?'

'આનંદ.' દિનકર ધીમેથી બોલ્યો.

'બાપુજી, આ તમારા પ્રોફેસર સાહેબ મને મૂકવા આવ્યા છે પણ ઘરમાં આવતા નહોતા. પરબાર્યાં જતા રહેતા હતા. મીનાએ કહી નાખ્યું.

'મીના એ તો ભણેલાગણેલાને શહેરના વાતાવરણમાં રહેલા, તેથી તેમને અહીં શાનું ગમે?' અનંતરાય હસ્યા. મીનાના હોઠ પણ જરા હસ્યા. દિનકર શરમાઈને શાંત બેસી રહ્યો.

બીજે દિવસે સવારમાં દિનકર નહાવા બેઠો. પાસે પડેલું ઊના પાણીનું ઉનામણ જરા કાંઠેથી ફૂટેલું હતું, અને સાબુની ગોટી જરા કકડ બની ગઈ હતી. આ જોઈને તે ખૂબ ચીડાયો. જેમ તેમ નહાવાનું ઉકેલીને ટીક લૂછતોકને ટુવાલ પહેરીને તે રસોડામાં પહોંચ્યો, અને જમનાબાઈને કહેવા લાગ્યો, 'બા, આવી નાની નાની બાબતો તમે ક્યારે સમજશો ? પહેલેથી જ, મેં લખ્યું હતું કે ઘરમાં બધું વ્યવસ્થિત રાખજો. પણ જુઓ તમારું ભિખાર ઉનામણું. અને પેલો સુંદર સાબુ ! શો ઠાઠ છે ઘરનો ! માટે જ કોઈ દિવસ ઘેર આવવાનું મને મન થતું નથી ! મારો મિત્ર મનમાં શું કહેતો હશે કોણ જાણે !'

બિચારાં જમનાબાઈ શો જવાબ આપે ! આખો દિવસ દિનકર આવાં આવાં બહાનાં કાઢી બખાળા કાઢ્યા કરતો હતો. બીજે દિવસે ચહા પીધા પછી તેના મિત્રે તેને કહ્યું, 'વેલ દિનુભાઈ, આ બે દિવસમાં મારું ઘણું ખરું કામ પતી ગયું છે. આજે રાત્રે હું મુંબઈ તરફ જવા રવાના થઈશ.'

તેનો મિત્ર સાતઆઠ દિવસ રોકાવાનો હતો, પણ ત્રણ દિવસમાં જ તે પાછો જાય છે તેનો અર્થ એટલો જ કે તેની પૂરી સગવડ અહીં નજરાતું નહિ હોય, એમ દિનકરને લાગ્યું. પછી તો તેની વાગ્ધારા પ્રબળ વેગથી છૂટી !

તે દિવસે તે પૂરું જમ્યો પણ નહિ. મિત્ર સાથે તેણે પણ જવાની તૈયારી કરેલી જોઈને જમનાબાઈને ઘણું ખોટું લાગ્યું. તેમનાથી રહેવાયું નહિ. તેમણે દિનકરને અંદર બોલાવીને કહ્યું, 'દિનુ, બેટા, આજે તું બે વરસે આવ્યો ને આમ ઊભો ઊભો જતો રહીશ ? પેટનો દીકરો એટલે જીવ બળે છે ! અને જાય છે તે પણ તારાં ગરીબ અણસમજુ ભાંડરડાં પર ગુસ્સો કરીને રીસાઈને ? તારા પિતાને કેટલું લાગશે...'

બિચારાં જમનાબાઈની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યા હતા. જીમન વદને, નિર્દોષ હરણનાં જેવાં તેનાં ભાંડરડાં બાજુમાં ઊભા હતાં. દિનકર ઊંડે કલેજે ટાઈની ગાંઠ બાંધતો હતો !

બહાર બેઠકમાં દિનકરના પિતા તેના પ્રોફેસર મિત્રને કહી રહ્યા હતા, 'અમે તો ગરીબ ગામડાંના લોકો. તમારા જેવા શહેરના માણસોની બરાબર સગવડ સાચવી શક્યા નથી તેથી માફ કરજો ફરીથી કોઈ વાર અમારું ઘર જરૂર પાવન કરજો.'

પિતાના એ શબ્દો કાને પડતાં જ માતા તરફ જોઈને દિનકર એકદમ ત્રાડૂક્યો, 'જોયું ને, બા ! મને આ જ ગમતું નથી. અમે ગરીબ છીએ, ભિખારી છીએ એમ કહેવાની તમને બધાંને બહુ જ ખરાબ ટેવ છે. આ તે કંઈ ઘર છે ? આના કરતાં તો ઢોરની કોઢ સારી હોય ! શું છોકરાંનાં લૂગડાં, તારાં લૂગડાં, અરે પ્રભુ ! મારાથી જોવાતું નથી ! મને ક્યાંથી કુબુદ્ધિ સૂઝી કે હું મારા મિત્રને લઈને અહીં આવ્યો ?'

દિનકર ફાવે તેમ બોલ્યે જતો હતો. જમનાબાઈની આંખોમાંથી આંસુ વહે જતાં હતાં. ભાંડરડાં ફીકે મોઢે ચકળવકળ આંખો ફેરવતાં હતાં બહારના બેઠકમાં પિતાને, જમીન માગ દે તો સમાઈ જવાનું મન થયું. પેલા મિત્રને પણ ઠીક ન લાગ્યું.

બેલગાડીમાં બધો સામાન ગોઠવાયો. દિનકરને અંદર બોલાવીને હતાશ બનીને જમનાબાઈએ કહ્યું, 'બેટા, આમ ગુસ્સે થઈને ન જા. અમારા બધાંની ભૂલ થઈ હોય તો માફ કર. લે આ ભાતાનો ડબો થેલીમાં મૂકું છું.' થોડી વાર અટકીને તેમણે ધીમેથી કહ્યું, 'દિનુ, પાડોશમાં અનંતરાય રહે છે ને, તેમની મીના વિષે તેઓ મને હંમેશાં પૂછ્યા કરે છે. તેં તેને જોઈ છે. કેવી હોશિયાર ને ચાલાક છે ! વળી ભણેલીગણેલી...હં ! તેમને શો જવાબ આપું ?'

ઘડીભર દિનકર સ્તબ્ધ રહ્યો પછી એકદમ તોછડાઈથી બોલ્યો, 'કંઈ જવાબ આપનો

નથી. મારે હમણાં લગ્ન કરવું જ નથી. પછી હું મારું ફોડી લઈશ.'

જમનાબાઈને આંખે અંધારાં આવ્યાં. તે માંડ માંડ પડતાં બચ્યાં.

*

દિનકરનો મુંબઈનો કાર્યક્રમ વ્યવસ્થિત રીતે ચાલતો હતો. હમેશની માફક આજે તે ટેનીસ રમવા ગયો નહિ, કારણ કે આજે તેને ત્યાં તેના એક સહાધ્યાયી જમવા આવવાના હતા. તેઓ તાજેતરમાં જ મુંબઈ બદલી થવાથી આવ્યા હતા, અને અતિશય વિદ્વાન અને મળતાવડા સ્વભાવના હતા. જમવાની તૈયારી થઈ એટલે તેણે પ્રોફેસર અશોકકુમારને ટેલિફોન કર્યો પંદર મિનિટમાં જ તેમની મોટર દિનકરના બ્લોક પાસે આવી ઊભી.

જમ્યા પછી દિનકર અને અશોકકુમાર ગપ્પા મારતા બેઠા હતા. અશોકકુમારની ઉંમર લગભગ સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષની હતી. દિનકર થોડા પરિચયથી પણ જાણી શક્યો કે તેઓ ઘણા બાહોશ અને કુશાગ્રબુદ્ધિ છે. તેમની વાતચીત ચાલતી હતી તેવામાં દિનકરનો નોકર અંદર આવીને બોલ્યો, 'સાહેબ, બહાર કોઈક અશોકકુમારનું નામ પૂછતું આવ્યું છે.'

'બોલાવ તેમને અંદર ' દિનકરે અશોકકુમાર તરફ જોઈને કહ્યુ.

બારણું ઉઘાડીને એક આધેડ વયના ગૃહસ્થ એક સાતઆઠ વર્ષના છોકરાને આંગળીએ લઈને અંદર આવ્યા. અશોકકુમારે તેમને જોતાંવેત ખુરસીમાંથી આનંદમાં છલંગ મારી. પેલો નાનો છોકરો, 'ભાઈ, ભાઈ, કહેતો તેને વળગી પડ્યો. પેલા ગૃહસ્થના ચહેરા પર સંતોષ સ્પષ્ટ દેખાવા લાગ્યો. ને છોકરાને પોતાના ખોળામાં બેસાડીને અશોકકુમારે પૂછ્યું, " કાકા, ક્યારે આવ્યા તમે? કાગળ બાગળ લખ્યા વગર જ આવ્યા ?'

'એક ખાસ જરૂરનું કામ નીકળ્યું. કાગળ લખવાનો વખત જ ન રહ્યો. આ સુરેશે સાથે આવવાનો કજિયો કર્યો. તારો ખૂબ હેવાયો છે ને? વળી તું ચારછ મહિનાથી દેશમાં આવ્યો નથી. તારે ઘેર પૂછતાં જણાયું કે તું પ્રો. દિનકરરાયને ત્યાં જમવા ગયો છે. સુરેશ તને મળવા ખૂબ અધીરો બન્યો હતો, તેથી તેને લઈ ને આ તરફ આવી લાગ્યો. જો ને, કેવો ખોળામાં પ્રફુલ્લિત થઈને બેસી ગયો છે!' કાકાએ હસીને કહ્યું.

અશોકકુમારે દિનકર સામે જોઈ ને સુરેશને એક ચુંબન લીધું. દિનકર તો સ્તબ્ધ બનીને જોઈ જ રહ્યો હતો. તેના તરફ જોઈ ને અશોકકુમાર બોલ્યા, 'દિનકરરાય, આ મારા કાકા છે, અને આ મારો ભાઈ છે. કેમ રે, તારું નામ બોલ !'

'સુરેશકુમાર' પેલા છોકરાએ તરત જ જવાબ આપ્યો દિનકરે 'બહુ ચાલાક છે' એમ કહ્યું એવામાં અશોકકુમારે સ્નેહભર્યું બીજું ચુંબન લીધું. પછી કાકા તરફ જોઈને તેણે પૂછ્યું, " મારાં કાકી અને છોકરાંઓ બધાં ખુશીમાં છે ને?'

'હા, બધાં ખુશી મઝામાં છે. બધાંએ ખાસ કહેવરાવ્યું છે કે દિવાળીમાં જરૂર આવજો. તારી કાકીએ ભાતું આપ્યું છે દિવાળીમાં જરૂર આવવાનું છે. તારી કાકી બહુ જ યાદ કરે છે.'

'ચોક્કસ આવીશ, કાકા, કેટલા દિવસ થયાં મારાં કાકીને મળ્યો નથી.

ઠીક ત્યારે, હવે અમે જઈશું.'

દિનકરની રજા લઈ ને તેઓ જતા રહ્યા. તેઓ ગયા પછી ઘણી વાર સુધી દિનકર ખુરસીમાં બેસી રહ્યો. તેના મનમાં વિચારોએ દોડાદોડ કરી મૂકી હતી. શૂન્ય હૃદયે તે બહાર ગેલેરીમાં આવ્યો. લેટર બોક્સમાં એક કવર તેની રાહ જોતું હતું. તેણે તે ફોડીને ઉતાવળે વાંચવાની શરૂઆત કરી.

રા. રા. શ્રી. દિનકરરાય,

મારા આ પત્રથી તમને ઘણું જ આશ્ચર્ય થશે તમે લાલપરથી ગુસ્સે થઈને આવ્યા

ગયા છો એ જાણ્યું. તમારા જેવા વિદ્વાન પ્રોફેસરને હું આ બાબતમાં શું લખું? છતાં પણ રહેવાતું નથી તેથી લખું છું.

દિનકરરાય! તમારાં માતાપિતાની કદર તમે આવી જ કરી ને? તેમણે તમારે માટે જે અપાર કષ્ટ વેઠયાં છે તે જોઈને ગમે તેનું હૈયું ભરાઈ આવે! પણ તમે આવીને તો ઘરમાં કોઈ ભયંકર ઉદાસીનતા નિર્માણ કરતા ગયા! દિનકરરાય, ખોટું લાગે તો માફ કરજો, પણ મા' બાપને કોચવીને તમે કદી પણ સુખી થઈ શકશો નહિ તે ચોક્કસ જાણજો! વધુ શું લખું?

—મીના

એકાદ ગાંડાની માફક તે કેટલી યે વાર સુધી પત્ર તરફ જોતો રહ્યો. પત્રની છેવટની સહી તરફ તેણે ફરીથી જોયું તો એ જ બે અક્ષરો નજરે પડ્યા 'મીના.' તેણે ફરી ફરીથી પત્ર વાંચ્યો. હવે મીનાની સહીને ઠેકાણે મીનાની દયામણી આંખો તેને દેખાવા લાગી. જેમ જાણે તે પત્રનો જવાબ માગતી હોય! તેને એકદમ મૂઝવણ થવા લાગી. આખી ઓરડી તેની આસપાસ ચક્કર ચક્કર ફરતી લાગી. બન્ને હાથમાં માથું રાખીને તે કોચ પર બેસી ગયો. કેટલી યે વાર તે આમ ને આમ બેસી રહ્યો હશે તેનું તેને ભાન રહ્યું નહિ. એવામાં પાછળથી અવાજ આવ્યો, 'સાબ!'

તેણે પાછા ફરીને જોયું તો તેનો રસોઇઓ દેવચરણ ઊભો હતો.

'અબ તક ઘર નહિ ગયે, પંડત?' દિનકરે પૂછ્યું.

'જાકર આયા હું સાબ. દેશમેં તારમે ખબર આઈ હૈ! હમારા બડાભાઈ બહોત હિ બીમાર હૈ! સાબ, મુઝે છૂટી ચાહીયે! ચાહે ઉતના તનખા કાટ લેના!' હમેશાં ઉમ ચહેરાવાળા દેવચરણનો ચહેરો આજે દુઃખી અને દયામણો દેખાતો હતો.

'દેવચરણ, તુમ્હારા ભાઈ રહતા કહાં?'

'જોનપુર, બાબુસાબ.'

'ઇતના દૂર તુમ જાઓગે!'

'કયોં નહિ! જરૂર જાઉંગા. મેરે લિયે ઉસને કયા કિયા યે મૈં જીંદગી તક કભી ન ભૂલુંગા મેરા ભાઈ!'

ઘડીભર દેવચરણનો અવાજ ઘોઘરો બન્યો. તેની આંખોમાં આંસુ આવ્યાં. થોડીવારે તે એકાએક બોલ્યો, 'સાબ, મૈ જાતા હું. મૈં ઉસે અચ્છી હાલતમેં દેખૂંગા.' તે જવા લાગ્યો, પણ દિનકરે તેને ઊભો રાખ્યો, અને અંદર જઈને દસ દસની પાંચ નોટો લાવીને તેના હાથમાં મૂકીને કહ્યું, 'દેવચરણ, જાઓ, અબ ફોરન જાઓ. ભાઈકી દવાપાની કરો. ઓર પૈસે લગે તો મુજે ખત ભેજો. જાઓ ઈશ્વર તુમ્હારે ભાઈકો અચ્છા બનાવે!'

દેવચરણની આંખમાંથી આંસુ ખરી પડ્યાં. 'માલિક, માલિક' એમ બોલીને તેણે દિનકરના પગ પાસે માથું નમાવ્યું. દિનકરે રૂમાલથી પોતાનાં આંસુ લૂછયાં.

દેવચરણ ગયો તે દિશામાં દિનકર કેટલીયે વાર સુધી જોઈ રહ્યો. તેની આંખો ફરીથી પેલા પત્ર પર સ્થિર થઈ. પત્રનું છેલ્લું વાક્ય તેણે ફરીથી વાંચ્યું: 'માબાપને કોચવીને તમે કદી પણ સુખી થઈ શકશો નહિ તે ચોક્કસ જાણજો!' તેની નીચેની સહી તરફ જોઈને તેનાથી બોલી જવાયું, 'મીના!'

પોતાનું બાળપણ તેને યાદ આવ્યું. માતાપિતાએ તેને માટે વેઠેલાં દુઃખ યાદ આવ્યાં. પાડોશમાં રહેતા અનંતરાય, તેમની મીના, તેની સ્નેહાળ માતા, તેનાં ગભરૂ જેવાં ભાઈભાંડુ, નાનકડું ઘર-બધું ય તેને યાદ આવ્યું. ગત આયુષ્યનું જાણે તેણે સરવૈયું કાઢયું.

મીનાનો પત્ર ટેબલ પર પવનથી ઊડતો હતો. તેની તરફ જોઈને તેણે આંખો મીંચી. વૃદ્ધાવસ્થાને લીધે શિથિલ બનેલા, અને સાંજે દૂરથી પાછા આવતાં થાકી ગયેલા તેના પિતા તેને યાદ આવ્યા. થીગડાંઓની જ બનેલી હોય તેવી સાડી પહેરીને પણ દિનકર માટે નવાં ખમીસ સીવડાવનારી માતાની મૂર્તિ તેની નજર

આગળ તરવરવા લાગી. એ માતાપિતાએ જ લોહીનું પાણી કરીને તેને આ પદવીએ ચડાવ્યો હતો. સાથેસાથ તેને મીનાનું મધુર હાસ્ય સંભળાવા લાગ્યું. તેની ભરતી ભરી આંખો યાદ આવી. પોતાનાં ભાઇભાંડુ સાથે હળીમળીને રમતી મીના તેને દેખાવા લાગી. પછી પ્રોફેસર અશોકકુમાર, તેના કાકા, તેનો સુરેશ તેને દેખાયા. અશોકકુમારે સુરેશને લીધેલું વહાલસોયું ચુંબન અને તે વખતે તેના કાકાની એ બંને પર સ્થિર થએલી પ્રેમાળ નજર તેને યાદ આવ્યાં. પછી દેવચરણનો કરુણ ચહેરો તેને યાદ આવ્યો. તેના ભાઈ ઉપરનો તેનો પ્રેમ અને શ્રદ્ધા તેને સાંભર્યાં.

તેની આંખોમાંથી મુક્ત અશ્રુધારા વહેવા લાગી. પેલો પત્ર સામેના ટેબલ પર પવનથી ફરફર ઊડતો હતો. એકાએક તે ઊઠ્યો અને પેલા પત્રને ઘડી કરીને તેણે ખિસ્સામાં મૂકી દીધો. પછી ટેબલ ઉપરથી લેટર પેડ લઈને તેણે પત્ર લખવા માંડ્યો.

પૂજ્ય માતુશ્રીની પવિત્ર સેવામાં,

તારા દિનકરના સાષ્ટાંગ પ્રણામ. મારા આ પત્રથી તમને બધાંને ઘણું જ આશ્ચર્ય થશે. આઠ જ દિવસ પહેલાં કોઈની રજા પણ લીધા વગર મેં લાલપર છોડ્યું. માતા, તે વખતની તારી દયામણી આંખો અત્યારે યાદ આવતાં જ હૃદય કકળી ઊઠે છે! આજ સુધી તમને માતાપિતાને મેં એટલું બધું દુઃખ આપ્યું છે કે તમ.રી માફી માગવાનો મુદ્દો મને અધિકાર રહ્યો નથી.

મારા પિતાશ્રીએ મારા માટે લીધેલો શ્રમ અને યાતનાઓ સંભારું છું ત્યારે જીવ ઊંડો ઊંડો ઊતરી જાય છે! કોઈ પણ પિતા જેટલું કષ્ટ ન વેઠે તેટલું તેમણે વેઠ્યું છે. ટાઢ, તડકો, વરસાદ, રાત કે દિવસ, કંઈની પણ પરવા વિના તેમણે મજૂરી કરી કરીને મને ભણાવ્યો. તમે મને શા માટે ભણાવ્યો? આવાં સદ્‌ગુણી અને વાત્સલ્યની મૂર્તિ સમાં માબાપને ઘેર મારા જેવો ગુણહીણો અને હૃદયહીન પુત્ર શા માટે જન્મ્યો? મા, મને માફી આપીશ?

તમારા બધા પરિશ્રમ અને યાતનાઓનું ફળ એટલે મારી પ્રોફેસરની જગ્યા. સદ્‌ભાગ્યે આજે હું ચારસો રૂપિયા કમાઉં છું તે તમારા જ પ્રતાપે! છતાં પણ આજ સુધી તમારું ધ્યાન રાખવાની મને ફુરસદ નહોતી! હું કેવો કૃતઘ્ન, કે મારાં ભાઈભાંડુ બધાંને ભૂલી ગયો! દિવાળી કે બીજા તહેવારોમાં પણ કદી ઘેરે આવ્યો નહિ કે ભાઈબહેન માટે રમકડાં કે કપડાંલત્તાં પણ લાવ્યો નહિ તારે માટે એક સારું લૂગડું લીધું નહિ, કે ઘરે પૈસા પણ મોકલ્યા નહિ! મેં તમારા ઉપકારનો કેવો બદલો વાળ્યો! તમે મારા માટે આટઆટલાં દુઃખી થયાં, ને હું? મા, મને એમ થાય છે કે તારા ખોળામાં માથું મૂકીને પેટ ભરીને રડી લઉં, અને પિતાની પાસે નાક ઘસતો ચાલીને તેમની ક્ષમા માગું.

મા, તારા આ ભાનભૂલ્યા દીકરાને માફી આપીશ ને? ઘણું ઘણું લખવાનું મન થાય છે, પણ ધીરજ રહેતી નથી. ખરેખર મા, માબાપને કચરીને કોઈ પણ માણસ સુખી થઈ શકતું નથી એ ચોક્કસ!

લિ

આજસુધી તારાથી દૂર

રહેલો છતાં તારો જ—દિનુ

તા. ક.– હું ઘેરથી નીકળ્યો ત્યારે તેં શું પૂછ્યું હતું, યાદ છે? તેનો ફેંસલો પણ લખી નાખું છું. મા, હું ખુશીથી મીનાને તારી પુત્રવધૂ બનાવવા માગું છું. મારે તેમાં કંઈ વાંધો નથી. એક મહિના પછી હું ઘેર આવું છું. *

* મૂળ લેખક: દિ. શં. દેશપાંડે.

# વિચિત્ર ઝઘડો

મગનલાલ પંડિયા

આમારું ડૉક્ટર મંડળ આજે ધારાસભામાં રજૂ થનારા 'છૂટાછેડાના ધારા'ની સમીક્ષા કરવા મંડી ગયું હતું. ડૉક્ટર કનકપ્રસાદનો મત હતો કે, 'આજના ઉચ્છૃંખલતાના જમાનામાં આ ધારો આપણી યુવાન પ્રજાને માટે વાનરના હાથમાં રમકડા જેવો બની રહેશે. ત્રણવાર એ લોકો લગ્ન કરશે અને પછી ત્રણવાર છૂટાછેડા લેશે '

'પરંતુ હિન્દુ સમાજની ચક્કીમાં પિસાતી હજારો સ્ત્રીઓને માટે આશ્રય-સ્થાન બનશે એનું શું?' સામી તરફથી દલીલ આવી.

'કઈ સ્ત્રીઓની વાત કરો છો તમે!' ડૉક્ટર કનકપ્રસાદે જવાબ વાળ્યો. 'જે સ્ત્રીઓની તમે વાત કરો છો એ કદી કોર્ટનાં બારણાં ચડવાની છે? આપણી એ હિન્દુ સ્ત્રીઓ કાં તો દુઃખમાં સબડ્યા કરશે ને કાં તો આપઘાત કરશે, પણ જિંદગીનો ભવાડો ગાવા કોર્ટે નહિ જાય એ નક્કી માનજો '

'અને વળી છૂટાછેડા એમ કાંઈ સહેલાઈથી મળી જાય છે!' એક બીજો અવાજ આવ્યો. 'આ આપણા મિ ત્રિવેદી જેવા વકીલો હજાર જાતના સવાલો કરશે ત્યારે તો કેસ તૈયાર કરશે. અને તે છતાં જો નામદાર કોર્ટને 'વેલીડ ગ્રાઉન્ડસ' (સબળ કારણો) ન લાગે તો થયું. ભવાડો થાય અને છૂટાછેડા પણ ન મળે.'

'ગાંધીજીએ તો કહ્યું જ છે કે વકીલો અને અદાલતો જેટલી વધારે તેટલી સંસ્કૃતિ ઓછી.' એક ગાંધીવાદી મિત્ર બોલ્યા.

'એમાં તો ભાઈ જાણે એવું છે કે કાયદો છે ત્યાં સુધી અદાલત પણ જોઈશે ને વકીલો પણ જોઈશે. અને આ બાબતમાં મારો અભિપ્રાય તો એ છે કે કાંઈ ઉપાય ન હોય તેના કરતાં છૂટા પડવાનો આ ઉપાય ખોટો તો નથી જ.'

'પણ પછી તો હરકોઈ બહાને છૂટા થવા ઉપર જ વાત આવે ને?' ડૉ કનકપ્રસાદે પ્રશ્ન કર્યો.

'એ વાત ખરી છે કે છૂટા થઈ શકવાની સગવડ હોય તો નજીવી વાતમાં પણ સમાધાન કરવા તરફ મન જવાને બદલે તડ ને ફડ કરવા તરફ મન વિશેષ જાય.'

'એ તો નવું નવું હોય એટલે કે કાયદો નવો હોય ત્યાં સુધી. બાકી જે લોકો એકબીજાને ચાહતાં હોય એ થોડા છૂટાછેડા લેવા જવાના છે! અને ન ચાહતા હોય એ લે એમાં ગેરવાજબી પણ શું છે?' હિન્દુ સ્ત્રીઓની વતી દલીલ કરી હતી તે મિત્ર બોલ્યા.

'હં...'' વકીલ સાહેબ બોલ્યા. 'માફ કરજો પણ આપના પહેલા વાક્ય સામે મારો વિરોધ છે એકબીજાને ચાહતાં હોય અને તે પણ લગ્ન કર્યા પહેલાં કે લગ્નનાં શરૂઆતનાં વરસોમાં નહિ, પણ છૂટાછેડાની માગણી કરતી વખતે પણ, છતાં છૂટાછેડા ઇચ્છનાર દંપતી પણ હોય છે '

'બને જ નહિ. જ્યાં પ્રેમ હોય ત્યાં છૂટા પડવાનું બને જ શી રીતે?'

'તમે માનવા તૈયાર હો તો હું મારા વકીલ તરીકેના અનુભવની એક વાત કહું.'

'માનવા તૈયાર હોઈએ કે ન હોઈએ; વાત સાંભળવા તો અમે તૈયાર જ છીએ.'

વકીલ સાહેબે વાત શરૂ કરી:

એક ખ્રિસ્તી દંપતીની આ વાત છે. ખ્રિસ્તી કુટુંબ એટલે સ્નેહલગ્ન તો ખરાં જ. પણ છૂટાછેડાના કિસ્સાઓમાં સ્નેહલગ્નવાળા કિસ્સાઓ તો અગ્રસ્થાન ધરાવતા. એટલે આ ભાઈએ પણ સ્નેહલગ્ન કર્યાં હતાં છતાં છૂટાછેડાની એ દરખાસ્ત કરતો હતો એમાં મને આશ્ચર્ય પમાડે એવું કાંઈ હતું નહિ. અને છતાં જ્યારે એ વાત થાતો ત્યારે હું આશ્ચર્ય

તો પામ્યો જ હતો કારણ એ બંનેને હું સારી રીતે ઓળખતો હતો.

બંનેના એકબીજા પ્રત્યેના સ્નેહથી હું વાકેફ હતો. દિવસના જેટલા વધુ કલાક સાથે રહી શકાય તેટલા કલાક તેઓ એકબીજાં સાથે જ રહેતાં. તાજાં પરણેલાંઓ માટે આ વાત સમજી શકાય તેવી છે. પણ આ બંનેને તો પરણ્યે પણ પાંચ વરસ વીતી ચૂક્યાં હતાં. છતાં રસ્તામાં ચાલતાં પણ હાથમાં હાથ નાખીને જવાનું ચૂકતા નહિ. એક ટેબલ ઉપર સામસામી ખુરશીએ બેસવાનું થયું હોય તો એકબીજાને, ટેબલ નીચેથી, પગ દબાવવાનો આનંદ લેવાનું ભૂલે નહિ. ઝાઝા માણસો વચ્ચે પણ એ બે જણને તમે એકાદ બે મિનિટનું જ એકાંત આપો તો કાં એકાદ ચુંબન લઇ લે અને નહિ તો નવાં પ્રેમિકાની જેમ એકબીજાની આંખમાં આંખ તો પરોવે જ. બંનેની ઉંમર પણ કાંઈ નાની નહોતી. સોલોમન લગભગ ૩૩ વર્ષનો હતો અને સ્ટેલા ૩૦–૩૧

બીજી બધી રીતે બંને સમજુ અને બુદ્ધિશાળી હતાં

એટલે જ્યારે સોલોમને એક વેળા મને આવીને કહ્યું કે અસમાનતા વિષમતા—ન ભળવાના કારણે તે છૂટાછેડા લેવા ઇચ્છે છે ત્યારે સામાન્ય રીતે આશ્ચર્ય ન પામનાર હું આશ્ચર્યમાં પડી ગયો

‘અરે પણ હું તો ધારું છું કે તું અને તારી પત્ની એકબીજાને ખૂબ જ ચાહો છો ’

‘હા, પણ છતાં ઝઘડો ઊભો થયો છે ’ તેણે કહ્યું.

‘શું તેણે કોઈ મિત્ર શોધ્યો છે ?’

‘ના ના.’

ત્યારે તો તું જ કોઇકની સાથે ફરવા લાગ્યો હઇશ.’

‘એવું પણ નથી. એના સિવાય બીજી કોઇની સામે મેં આંખ પણ માંડી નથી. ખરેખર અમે એકબીજાને ચાહતાં. દરેક બાબતમાં અમારો એકમત થતો પણ હવે દરેક બાબતમાં અમારા મત જુદા પડે છે. અને મતભેદમાંથી ઝઘડો ઊભો થયો છે ’ તેણે કહ્યું, ‘ કદાચ, કાલ સવારે ઊઠીને સ્ટેલા પોતે જ નિર્દયતાના કારણસર મારાથી છૂટી થવા ઇચ્છે. અમે હાથ ઉગામવા સુધી તો આગળ વધી ચૂક્યાં છીએ.’

‘પણ એનું મૂળ શું છે ?’ મેં પૂછ્યું.

સોલોમનનું મોં પડી ગયું. આવે વખતે પ્રશ્નનો જવાબ આપવો ઘણો મુશ્કેલ બની જાય છે. કઈ જાતનો એકરાર કરવો તેની ગડમથલમાં માણસ પડી જાય છે. એનો અહંકાર કેટલીક વાર વાતને વિકૃત રૂપે પણ મૂકે છે ને ત્યારે અમારું–વકીલોનું કામ સહેજ મુશ્કેલ બની જાય છે–કારણ બીજાની સીધી વાતોને કેમ વિકૃત રૂપે મૂકવી એ અમારું વકીલોનું કામ છે. છતાં અસીલની વિકૃત વાતને સીધી રીતે સમજતાં સહેજ વાર લાગે છે.

પણ પોતાના મનની ગડમથલ શમતાં સોલોમને મને જે વાત કરી એમાં વિકૃતિ વાત કહેવામાં તો ક્યાંય નહોતી—અને છતાં વિકૃતિ લાગે એવી આશ્ચર્યકારક એ હતી.

મે તમને કહ્યું તો છે જ કે આ બંને જણાં એકબીજાને ખૂબ ચાહતાં. દિવસમાં પચાસવાર એકબીજાને પૂછતાં: ‘ તું મને ચાહે છે ને ? તું ખરેખર મને ચાહે છે ?’ પ્રશ્ન એનો એ જ હોય. જવાબ પણ એનો એ જ હોય ‘ અલબત્ત હું તને ચાહું છું–જિગરથી ચાહું છું ’ પણ દિવસમાં પચાસવાર એ જ સવાલ ને એ જ જવાબ સાંભળે ત્યારે જ એ બંનેને ચેન પડતું. તમને જાણીને આશ્ચર્ય થશે કે આ બંનેને અતિ પ્રિય પ્રશ્નોત્તરીમાંથી જ આ રામાયણ ઊભી થઈ હતી.

એક દિવસ સોલોમને સ્ટેલાને એ જ પ્રાણપ્રિય પ્રશ્ન પૂછ્યો અને સ્ટેલાએ જવાબ આપ્યો ‘ અલબત્ત હું તને ચાહું છું, તું મને ચાહે છે તેથી વિશેષ.’

અને સોલોમન આ નવીન જવાબથી

વિચારમાં પડ્યો, પણ તરત તેણે કહ્યું: 'અલકે સ્ટેલા, હું તને, તું મને ચાહે છે તેથી ઘણો વધુ ચાહું છું.'

સ્ટેલાએ કહ્યું: 'મૂરખ ન બન. એ તો દેખીતું જ છે કે હું તને, તું મને ચાહે છે તે કરતાં ઘણી ઘણી વધારે ચાહું છું.'

સોલોમને કહ્યું: 'દેખીતું કેવી રીતે છે?'

સ્ટેલાએ જવાબ આપ્યો: 'મારી નજરે દેખીતું છે, એટલે વળી.'

સોલોમને કહ્યું: 'તું સાવ મૂરખ જેવી વાત કરે છે. હું તને ચાહું છું એથી વિશેષ ધરતી પર કોઈ સ્ત્રીને ચાહી શકાય જ નહિ.'

'પુરુષોની વાત જુદી છે. હું સ્ત્રી છું અને એવી સ્ત્રી જે પોતાના મન અને પ્રાણથી ચાહે છે.'

'અને હું? કેવો માણસ છું!'

'તું આખર તો પુરુષ છે પુરુષોનું તો એવું જ. સ્ત્રી હંમેશા પુરુષ કરતાં વધુ ચાહે છે.'

'પણ પુરુષે પુરુષે શું ફેર નથી હોતો?' સોલોમને કહ્યું. મારો પ્રેમ ઉપરછલિયો નથી. હું પણ મન અને પ્રાણથી ચાહું છું.'

'એ હશે. પણ હું તને ચાહું છું એટલું તું મને ન જ ચાહી શકે.'

સોલોમન ગુસ્સે થઈ ગયો. ટેબલ પર મુક્કી પછાડી તેણે કહ્યું: 'પણ, હું કહું છું તે સાંભળ કોઈ પણ પુરુષે કોઈ પણ સ્ત્રીને આજ સુધી ચાહી છે તેનાથી ઘણી ઘણી વધુ હું તને ચાહું છું. આ વાત તારે માનવી જ પડશે!'

'પુરુષનો અહંભાવ તો આમાં જ સ્પષ્ટ દેખાઈ આવે છે,' સ્ટેલાએ જવાબ આપ્યો. 'તને લાગે છે કે તારા સિવાય કોઈ કોઈને ચાહતું જ નહિ હોય. તું એકલો જ સ્નેહ કરી શકે છે? શેખીની પણ હદ હોય છે!'

'તું તો હવે હદ કરે છે. તું જાણે છે કે હું તને ચાહું છું, છતાં તું કબૂલ કરતી નથી. આ જુઠાણું નથી, તો શું છે?' સોલોમન તાડૂક્યો.

સ્ટેલા પાસે પાણીથી ભરેલો એક ગ્લાસ પડ્યો હતો. ખિજાઈને એણે સોલોમનના મોઢા ઉપર એની ઝાલક મારી. સોલોમન ખિજાઈ ગયો અને એણે સ્ટેલાને તમાચો ખેંચી કાઢ્યો. સ્ટેલાએ પગથી જવાબ વાળ્યો. ને બંનેએ ધમાચકડી મચાવી મૂકી. સોલોમન કરતાં સ્ટેલા જબરી હતી. એ એની છાતી પર ચડી બેઠી અને બોલી: 'કબૂલ કર કે હું તને, તું મને ચાહે છે તેના કરતાં વધુ ચાહું છું.'

'ના હું જ તને વધુ ચાહું છું. એટલે જ તારી આ જોહુકમી સહન કરી લઉં છું. તને ઈજા ન થાય તે માટે મૂગો મૂગો માર ખાઈ લઉં છું.'

બસ આમ આ બંનેના ઝઘડાની શરૂઆત થઈ, ને પરિણામે સોલોમનને મારી પાસે આવવું પડ્યું. સ્ટેલાને પેલું કબૂલ કરાવવાનું જ ઘેલું લાગ્યું હતું અને સોલોમન એક 'જુઠાણું' કબૂલ કરવા માગતો ન હતો. સ્ટેલા પોતાની લીધેલી વાત પડતી મૂકવા માગતી નહોતી. ને ઝઘડો થયા વગર રહેતો નહોતો.

'મને ભય છે કે હવે અમે સાથે રહેવા માગીએ તો પણ રહી શકીએ એમ નથી. જો કે અલબત્ત હું એને ખૂબ જ ચાહું છું.' સોલોમને મને વાત પૂરી કરતાં કહ્યું.

બસ આટલી જ વાત હતી. કોણ કોને વધુ ચાહે છે એમાંથી શરૂ થયેલું આ કરુણાંત નાટક આગળ વધીને તેમની બંનેની દરેક વાતને ઝઘડામાં ફેરવી નાંખતું હથિયાર બની ગયું. આખર તેમને છૂટાછેડા લેવા જ પડ્યા. હું સોલોમન વતી કેસ દાખલ કરું તે પહેલાં તો સ્ટેલાએ એના વકીલ મારફત નિર્દયતાના કારણસર કેસ દાખલ કરાવી દીધેલો અને કોર્ટે પણ સ્ટેલાના પુરાવાઓ કબૂલ રાખી છૂટાછેડા આપ્યા.

વકીલ સાહેબે વાત પૂરી કરી. અમે બધા માણસના વિચાર અને વર્તનની વિચિત્રતાઓનો વિચાર કરવામાં કોઈપણ જાતનો પ્રતિપ્રશ્ન કરવાનું ભૂલી મૂંગા થઈ રહ્યા. [સચિત

તો પામ્યો જ હતો કારણ એ બંનેને હું સારી રીતે ઓળખતો હતો.

બંનેના એકબીજા પ્રત્યેના સ્નેહથી હું વાકેફ હતો. દિવસના જેટલા વધુ કલાક સાથે રહી શકાય તેટલા કલાક તેઓ એકબીજા સાથે જ રહેતાં. તાજાં પરણેલાંઓ માટે આ વાત સમજી શકાય તેવી છે. પણ આ બંનેને તો પરણ્યે પણ પાંચ વરસ વીતી ચૂક્યાં હતાં. છતાં રસ્તામાં ચાલતાં પણ હાથમાં હાથ નાખીને જવાનું ચૂકતા નહિ. એક ટેબલ ઉપર સામસામી ખુરશીએ બેસવાનું થયું હોય તો એકબીજાને, ટેબલ નીચેથી, પગ દબાવવાનો આનંદ લેવાનું ભૂલે નહિ. ઝાઝા માણસો વચ્ચે પણ એ બે જણને તમે એકાદ બે મિનિટનું જ એકાંત આપો તો કાં એકાદ ચુંબન લઇ લે અને નહિ તો નવાં પ્રેમિકાની જેમ એકબીજાની આંખમાં આંખ તો પરોવે જ. બંનેની ઉંમર પણ કોઈ નાની નહોતી. સોલોમન લગભગ ૩૩ વર્ષનો હતો અને સ્ટેલા ૩૦–૩૧.

બીજી બધી રીતે બંને સમજુ અને બુદ્ધિશાળી હતાં

એટલે જ્યારે સોલોમને એક વેળા મને આવીને કહ્યું કે અસમાનતા વિષમતા—ન ભળવાના કારણે તે છૂટાછેડા લેવા ઇચ્છે છે ત્યારે સામાન્ય રીતે આશ્ચર્ય ન પામનાર હુ આશ્ચર્યમાં પડી ગયો.

'અરે પણ હું તો ધારું છું કે તુ અને તારી પત્ની એકબીજાને ખૂબ જ ચાહો છો '

'હા, પણ છતાં ઝઘડો ઊભો થયો છે ' તેણે કહ્યું.

'શું તેણે કોઈ મિત્ર શોધ્યો છે ?'

'ના ના.'

ત્યારે તો તું જ કોઇકની સાથે ફરવા લાગ્યો હઇશ.'

'એવું પણ નથી. એના સિવાય બીજી કોઇની સામે મેં આંખ પણ માંડી નથી. ખરેખર અમે એકબીજાને ચાહતાં. દરેક બાબતમાં અમારો એકમત થતો પણ હવે દરેક બાબતમાં અમારા મત જુદા પડે છે. અને મતભેદમાંથી ઝઘડો ઊભો થયો છે '

તેણે કહ્યું, ' કદાચ, કાલ સવારે ઊઠીને સ્ટેલા પોતે જ નિર્દયતાના કારણસર મારાથી છૂટી થવા ઇચ્છે. અમે હાથ ઉગામવા સુધી તો આગળ વધી ચૂક્યાં છીએ.'

'પણ એનું મૂળ શું છે ?' મેં પૂછ્યું.

સોલોમનનું મોં પડી ગયું. આવે વખતે પ્રશ્નનો જવાબ આપવો ઘણો મુશ્કેલ બની જાય છે. કઈ જાતનો એકરાર કરવો તેની ગડમથલમાં માણસ પડી જાય છે. એનો અહંકાર કેટલીક વાર વાતને વિકૃત રૂપે પણ મૂકે છે ને ત્યારે અમારું–વકીલોનું કામ સહેજ મુશ્કેલ બની જાય છે–કારણ બીજાની સીધી વાતોને કેમ વિકૃત રૂપે મૂકવી એ અમારું વકીલોનું કામ છે. છતાં અસીલની વિકૃત વાતને સીધી રીતે સમજતાં સહેજ વાર લાગે છે.

પણ પોતાના મનની ગડમથલ શમતાં સોલોમને મને જે વાત કરી એમાં વિકૃતિ વાત કહેવામાં તો ક્યાંય નહોતી—અને છતાં વિકૃતિ લાગે એવી આશ્ચર્યકારક એ હતી.

મે તમને કહ્યું તો છે જ કે આ બંને જણાં એકબીજાને ખૂબ ચાહતાં. દિવસમાં પચાસવાર એકબીજાને પૂછતાં: 'તું મને ચાહે છે ને ? તું ખરેખર મને ચાહે છે ?' પ્રશ્ન એ જ એ જ હોય. જવાબ પણ એ જ એ જ હોય ' અલબત્ત હું તને ચાહું છું–જિગરથી ચાહું છું ' પણ દિવસમાં પચાસવાર એ જ સવાલ ને એ જ જવાબ સાંભળે ત્યારે જ એ બંનેને ચેન પડતું. તમને જાણીને આશ્ચર્ય થશે કે આ બંનેને અતિ પ્રિય પ્રશ્નોત્તરીમાંથી જ આ રામાયણ ઊભી થઈ હતી.

એક દિવસ સોલોમને સ્ટેલાને એ જ પ્રાણપ્રિય પ્રશ્ન પૂછ્યો અને સ્ટેલાએ જવાબ આપ્યો: 'અલબત્ત હું તને ચાહું છું, તું મને ચાહે છે તેથી વિશેષ.'

અને સોલોમન આ નવીન જવાબથી

વિચારમાં પડ્યો, પણ તરત તેણે કહ્યું: 'બદકે સ્ટેલા, હું તને, તું મને ચાહે છે તેથી ઘણો વધુ ચાહું છું.'

સ્ટેલાએ કહ્યું: 'મૂરખ ન બન. એ તો દેખીતું જ છે કે હું તને, તું મને ચાહે છે તે કરતાં ઘણી ઘણી વધારે ચાહું છું.'

સોલોમને કહ્યું: 'દેખીતું કેવી રીતે છે?'

સ્ટેલાએ જવાબ આપ્યો: 'મારી નજરે દેખીતું છે, એટલે વળી.'

સોલોમને કહ્યું: 'તું સાવ મૂરખ જેવી વાત કરે છે. હું તને ચાહું છું એથી વિશેષ ધરતી પર કોઈ સ્રીને ચાહી શકાય જ નહિ.'

'પુરુષોની વાત જુદી છે. હું સ્રી છું અને એવી સ્રી જે પોતાના મન અને પ્રાણથી ચાહે છે.'

'અને હું? કેવો માણસ છું?'

'તું આખર તો પુરુષ છે પુરુષોનું તો એવું જ. સ્રી હમેશા પુરુષ કરતાં વધુ ચાહે છે.'

'પણ પુરુષે પુરુષે શું ફેર નથી હોતો?' સોલોમને કહ્યું. મારો પ્રેમ ઉપરછલિયો નથી. હું પણ મન અને પ્રાણથી ચાહું છું.'

'એ હશે. પણ હું તને ચાહું છું એટલું તું મને ન જ ચાહી શકે'

સોલોમન ગુસ્સે થઈ ગયો. ટેબલ પર મુક્કી પછાડી તેણે કહ્યું: 'પણ, હું કહું છું તે સાંભળ કોઈપણ પુરુષે કોઈ પણ સ્રીને આજ સુધી ચાહી છે તેનાથી ઘણી ઘણી વધુ હું તને ચાહું છું. આ વાત તારે માનવી જ પડશે!'

'પુરુષનો અહંભાવ તો આમાં જ સ્પષ્ટ દેખાઈ આવે છે.' સ્ટેલાએ જવાબ આપ્યો. 'તને લાગે છે કે તારા સિવાય કોઈ કોઈને ચાહતું જ નહિ હોય. તું એક જ સ્નેહ કરી શકે છે! શેખીની પણ હદ હોય છે!'

'તું તો હવે હદ કરે છે. તું જાણે છે કે હું તને ચાહું છું. છતાં તું કબૂલ કરતી નથી. આ જુઠાણું નથી, તો શું છે?' સોલોમન તાડૂક્યો.

સ્ટેલા પાસે પાણીથી ભરેલો એક ગ્લાસ પડ્યો હતો. પિજાઈને એણે સોલોમનના મોઢા ઉપર એની ઝાલક મારી. સોલોમન પિજાઈ ગયો અને એણે સ્ટેલાને તમાચો ખેંચી કાઢ્યો. સ્ટેલાએ પગથી જવાબ વાળ્યો. ને બંનેએ ધમાચકડી મચાવી મૂકી. સોલોમન કરતાં સ્ટેલા જબરી હતી. એ એની છાતી પર ચડી બેઠી અને બોલી: 'કબૂલ કર કે હું તને, તું મને ચાહે છે તેના કરતાં વધુ ચાહું છું.'

'ના હું જ તને વધુ ચાહું છું. એટલે જ તારી આ જોહુકમી સહન કરી લઉં છું. તને ઈજા ન થાય તે માટે મૂગો મૂગો માર ખાઈ લઉં છું.'

બસ આમ આ બંનેના ઝઘડાની શરૂઆત થઈ, ને પરિણામે સોલોમનને મારી પાસે આવવું પડ્યું. સ્ટેલાને પેલું કબૂલ કરાવવાનું જ ઘેલું લાગ્યું હતું અને સોલોમન એક 'જુઠાણું' કબૂલ કરવા માગતો ન હતો. સ્ટેલા પોતાની લીધેલી વાત પડતી મૂકવા માગતી નહોતી. ને ઝઘડો થયા વગર રહેતો નહોતો.

'મને ભય છે કે હવે અમે સાથે રહેવા માગીએ તો પણ રહી શકીએ એમ નથી. જો કે અલબત્ત હું એને ખૂબ જ ચાહું છું.' સોલોમને મને વાત પૂરી કરતાં કહ્યું.

બસ આટલી જ વાત હતી. કોણ કોને વધુ ચાહે છે એમાંથી શરૂ થયેલું આ કરુણાંત નાટક આગળ વધીને તેમની બંનેની હરેક વાતને ઝઘડામાં ફેરવી નાંખતું હથિયાર બની ગયું. આખરે તેમને છૂટાછેડા લેવા જ પડ્યા. હું સોલોમન વતી કેસ ફાઈલ કરું તે પહેલાં, તો સ્ટેલાએ એના વકીલ મારફત નિર્દયતાના કારણસર કેસ દાખલ કરાવી દીધેલો અને કોર્ટે પણ સ્ટેલાના પુરાવાઓ કબૂલ રાખી છૂટાછેડા આપ્યા.

વકીલ સાહેબે વાત પૂરી કરી. અમે બધા માણસના વિચાર અને વર્તનની વિચિત્રતાઓનો વિચાર કરવામાં કોઈપણ જાતનો પ્રતિપ્રશ્ન કરવાનું ભૂલી મૂંગા થઈ રહ્યા. [સંચિત

# ભીમના ટોડા

## ૨ લાખાગૃહ

પાંડવો રાજ્યનો અરધો ભાગ લઈ ગયા તેથી કૌરવો ઘણા દુઃખી રહેવા લાગ્યા તેમને માટે આ મરણતોલ ફટકો હતો અને તેથી તેઓ કોઈ પણ ભોગે ગએલું રાજ્ય પાછું મેળવવાના ઉપાય શોધવા લાગ્યા. પાંડવોએ પ્રજાની ચાહના મેળવી હતી, એટલે આખો પ્રજાસમૂહ પાંડવોને પક્ષે હતો, ઉપરાંત તેઓ બહાદુર, સાહસિક અને યુદ્ધ વિદ્યામાં પારંગત હતા એટલે ખુલ્લા યુદ્ધમાં કૌરવો ફાવે તેમ હતા જ નહિ. અને છતાં ગએલું રાજ્ય પાછું મેળવી લેવાનો લોભ છોડી શકતા ન હતા.

ભાણેજોએ અર્ધું રાજ્ય ગુમાવ્યું તેથી મામા શકુનીની તો ઊંઘ ઊડી ગઈ હતી. રાતને દિવસ રાજ્ય પાછું મેળવવાની યોજના શકુની વિચાર્યા કરતા હતો પરંતુ બરાબર ઘાટ બેસતી ન હતી. આ વખતે તો એવી યોજના ઘડવી કે આબાદ કામ થઈ જાય અને થએલ નુકસાન વ્યાજ સહિત પાછું મળી જાય.

એક દિવસ રાત્રે શકુની પથારીમાં પડ્યો પડ્યો આળોટતો હતો અને જીવનના પાછલા પ્રસંગો યાદ કરતો હતો તેવામાં પોતાનો દિલોજાન દોસ્ત પુલોચન યાદ આવ્યો. મિત્રના સ્મરણ સાથે જ ભેજું તંગ થયું અને ભાણે-જોના લાભની યોજનાના તાણાવાણા ગુંથાવા લાગ્યા. આખરે ઝીણામાં ઝીણી વિગત સહિત આખી યોજના મગજમાં તૈયાર થઈ ગઈ. રાતના બાર વાગવાનો સમય થયો હતો. અત્યારનો સમય ઊંઘવાનો ગણાય છતાં ઊંઘવાનું છોડીને મામા દુર્યોધનને મહેલે ઊપડ્યા. દુર્યો-ધનને જગાડીને પોતાની યોજના સમજાવી.

મામાનું કહેવું સાંભળીને દુર્યોધન તો ખુશીખુશી થઈ ગયો અને અંત-રમાં મામાની બુદ્ધિ તરફ માન થયું અને તેના તરફનો પૂજ્ય ભાવ ઓર વધી ગયો. તે જ વખતે ચંડાળ ચોકડીની અસાધારણ બેઠક બોલાવવામાં આવી.

સૌ આવી પહોંચ્યા પછી મામાએ નીચે પ્રમાણે દરખાસ્ત મૂકી અને સૌનો અભિપ્રાય માગ્યો.

' નજીકના જંગલમાં પુલોચન નામ-નો મારો એક મિત્ર રહે છે. તે મેલી વિદ્યાનો ઉપાસક છે. તેનામાં ઘણી ઘણી મંત્ર શક્તિ છે. જો આ મિત્રને સમજાવીને અહીં લાવીએ અને પાંડવો તથા કુન્તાનો નાશ કરવાનું કામ તેને સોંપીએ તો બની શકે તેમ છે. પરંતુ બદલા તરીકે તેને ખુશી થાય તેટલું ધન અથવા રાજભાગ આપવો જોઈએ. તમે સૌ સંમત થતા હો તો હું તેની પાસે રૂબરૂ જઈને આપણા સાના વતી વાત કરી જોઉં. '

મામાની દરખાસ્ત સૌને ગમી ગઈ અને સૌએ સંમતિ આપી.

બીજે દિવસે વહેલી સવારે કોઈ ન જાણે તેમ શકુનીનો રથ જંગલને રસ્તે પડ્યો. બપોરને વખતે પુલોચનની ઝૂંપડી નજીક આવીને રથ ઊભો રહ્યો.

આ વખતે પુલોચન ઝૂંપડીની નજીક આડને છાંયે મૃગચર્મ ઉપર બેસીને કાંઈક સાધના કરી રહ્યો હતો. પાસે જ અગ્નિ સળગતો હતો. બલિદાન માટે લોહી માંસ ભરેલી માણસની ખોપરી પડી હતી. રથ અટક્યો ને છેલ્લી આહુતિ પૂરી થઈ. પુલોચન ઊઠીને મહેમાનને લેવા સામો ચાલ્યો. શું એના દિદારઃ માણસને કાચો ને કાચો ખાઈ જાય એવો અઘોરી બાવો જોઈ લો. માથે જટાજુટ વાળ, દાઢી અને મૂછના વાળનાં દોરડાં વણાઈને આમ તેમ ઊડતાં હતાં, શરીર ઉપર લંગોટી સિવાય બીજું વસ્ત્ર ન મળે. મેલના થર જોતાં વરસે બે વરસે એકાદ વખત શરીરને પાણી અડતું હશે એમ લાગે. દાતણ તો જન્મ ધરીને કોઈ દિવસ નહિ કર્યું હોય. શરીરમાંથી એવી ગંધ આવતી હતી કે નાક દાબીને પણ આડું ન ઉતરાય.

ઘણે વર્ષે મામાને જોઈને મિત્ર તો ગેલમાં આવી ગયો. ઝટપટ દોડીને મામાને ભેટી પડ્યો. મામો પણ નસીબદાર કે આવા મિત્રને ભેટવાનું મળ્યું. જેને જોતાં જ સૂગ ચડે એવાની પાસે બેસવું પડ્યું એ પણ નસીબની બલીહારી જ ગણાય ને! અથવા તો કહ્યું છે ને કે ' ગરજે ગધેડાને કાકો કહેવો પડે!

પછી તો મામાએ મિત્રને બધી વાત માંડીને કહી. અને જો કામ પાર પડે તો હસ્તિનાપુરના રાજ્યનો બે આની ભાગ આપવાની લાલચ આપી.

પુલોચન તો મિત્રની વાત સાંભળીને રાજી થયો શકુનીએ બતાવેલ કામ કરવું એ તો તેને માટે રમત વાત હતી. ગમે તેવું ક્રૂર કામ કરવામાં તેનું રૂવાડું ય ફરકે તેમ ન હતું. ઉપરાંત તેની પાસે ઊડતાં પક્ષી પાડે તેવી મંત્રવિદ્યા હતી. વાત સાંભળતાં પુલોચન કબૂલ થયો.

થોડીવાર વિસામો લઈને મામાનો રથ પુલોચનને લઈને રાજધાની તરફ ઊપડ્યો. અલબત્ત પુલોચનનો જંગલી વેશ કઢાવીને મામાએ તેને શહેરી પોશાક પહેરાવ્યો હતો. છતાં માથાની જટા અને દાઢી ચાડી કરતાં હતાં કે ભાઈસાહેબ કોણ છે!

મોડી રાત્રે રથ રાજધાનીમાં દાખલ થયો. દુર્યોધન વગેરે મહેમાનની રાહ જોતા બેઠા હતા. રથ રાજમહેલમાં આવ્યો કે તરત જ સ્વાગત માટે ચંડાળ ચોકડીના સભ્યો સામે ગયા અને સ્વારીને રાજ અતિથિગૃહમાં ઉતારી.

રાજના મહેમાન થયા પછી શી ખામી હોય! મહેમાનનો રસ્તાનો થાક ઉતારવા અને નહાવા માટે ગરમ પાણી આવ્યું–શરીરે ચોળવા માટે સુગંધી તેલ અને અત્તર આવ્યાં. આમ અછો અછો વાનાં થવા માંડ્યાં. મહેમાન તો મનમાં મલકાવા માંડ્યા જાણે કે વગર કામ કરે આજથી જ બે આની રાજ્યના ધણી થઈ ગયા હોયની!

વાળુપાણીથી પરવાર્યા પછી ચંડાળ ચોકડી અને પુલોચન એકઠા મળ્યા, અને પાંડવોને મારી નાખવા માટેનું કાવતરું વિચારવા લાગ્યા. પુલોચને એવી યોજના મૂકી કે યાત્રાને બહાને કે પછી બીજી કોઈ પણ રીતે પાંડવોને ફોસલાવી પટાવીને ગંગા કાંઠે હું બાંધી આપું તે મહેલમાં ઉતારો આપવો. આ મહેલ હું

મંત્રના બળથી એવો બનાવીશ કે પાંચ મિનિટમાં પાંડવો બળીને ખાખ થઈ જશે. આજથી બરાબર મહિને દિવસે મહેલ તૈયાર થઈ જશે. મહેલ બાંધવા માટે મારી મદદમાં થોડા માણસો મોકલજો આ માણસો આખા દિવસમાં જેટલો ગારો તૈયાર કરશે તેટલો ગારો રાત્રે મકાન બાંધવામાં વપરાશે. યોજના ઉપર ઝીણવટથી વિચારણા થઈ ગઈ અને છેલ્લે મામાની સમંતિરૂપ મહોર લાગી ગઈ એટલે સૌ વિખેરાયા.

બીજે દિવસે વિદુરજીને આ કાવતરાની શંકા આવી, તપાસ કરતાં વાત સાચી ઠરી. હવે શું થાય? વિચાર કરતાં વિદુરને લાગ્યું કે ગમે તે રીતે પાંડવોને બચાવવાનો ઉપાય કરવો જોઈએ.

' આમ તો વિદુર કૌરવોના પક્ષમાં હતા પરંતુ પાંડવો તરફ મમતા રાખે છે એમ જાણીને કૌરવો તેનો વિશ્વાસ ન કરતા. પરંતુ આ, કાવતરું નિષ્ફળ કરવું હોય તો તેણે કૌરવો સાથે ભળી જવું જોઈએ અને તેઓનો વિશ્વાસ મેળવી ને વિગતો જાણીને પાંડવોને માહિતગાર કરવા અને બને તો તેમને બચાવી લેવાનો ઉપાય કરવો આમ નિર્ણય કરીને વિદુર મામાને મળ્યા અને યુક્તિપ્રયુક્તિ કરીને મામાને વિશ્વાસમાં લઈ લીધા. કાવતરાની વાત જાણી લીધી અને તેમાં જ્યાં જ્યાં ભૂલ રહી જતી હતી તે બતાવી તેથી મામાનો વિદુર ઉપરનો વિશ્વાસ પાકો થયો. શકુનીનો વિશ્વાસ મેળવ્યો એટલે વિદુરનું કામ સહેલું થઈ ગયું પછી તો પુરોચન સાથે મદદનીશ તરીકે વિદુરને મોકલવામાં આવ્યા.

બન્ને જણા કોઈ ન જાણે તેમ રાતમાં જ બહાર નીકળી ગયા. જંગલને કાંઠે એકાંત સ્થળ જોઈને પુરોચને જગ્યા પસંદ કરી. યોજના પ્રમાણે મકાનનો નકશો આંકવાનું અને પાયાનું ખોદાણકામ કરાવવાનું કામ વિદુરને સોંપીને પોતે જંગલમાં મંત્રની સાધના કરવા ચાલી નીકળ્યો.

વિદુરજીએ આસપાસથી માણસો એકઠા કરી કામ શરૂ કરાવ્યું અને પુરોચનની સૂચના અનુસાર ગારો તૈયાર રખાવ્યો.

મોડી રાત્રે પુરોચન આવ્યો. આખા દિવસનો ભૂખ્યો હતો એટલે પહેલાં તો જમ્યો અને જમી પરવારીને સૌના સૂતાં પછી તેણે મંત્રપ્રયોગ શરૂ કર્યો. મોઢામાં સળગતું છાણું અને માથા ઉપર પાણી ભરેલો કોરો ઘડો લઈ એક પગે ઊભા રહીને હાડકાના પારાની માળા ફેરવવા માંડયો. આવી રીતે સાતે માળા પૂરી કરીને તે મકાન માટે તૈયાર કરેલ ગારા પાસે આવ્યો અને ઘડાનું મંત્રેલું પાણી ગારા ઉપર છાંટયું. પાણી છંટાતાં જ ગારો અદ્રશ્ય થઈ ગયો અને પાયા પુરાઈ ગયા. આ પ્રમાણે દરરોજ રાત્રે મકાન ચણાવા માંડયું. દિવસે જેટલો ગારો થાય તેટલાનું રાત્રે મકાન બંધાવા માંડયું.

સાથે સાથે વિદુરજીએ પણ પાંડવોને બચાવી લેવાનો માર્ગ શોધી કાઢયો. કામ કરનારા મજૂરોને સમજાવીને અને પૈસા આપીને પાંડવોના પક્ષમાં લઈ લીધા અને વાત ખાનગી રાખવાનું વચન લઈને મહેલની નીચે ભોંયરું ખોદવાનું કામ શરૂ

કરાવ્યું. ભોંયરું ગાળતાં જેટલી વાર થાય તેટલો જ વારો તૈયાર કરવાનું નક્કી કર્યું જેથી ભોંયરું અને મહાલ એકી સાથે તૈયાર થાય.

દિવસે ભોંયરું ગાળી રાત્રે ભોંયરાનું મોઢું મોટી શિલાથી બંધ કરી દેવામાં આવતું અને શિલા ઉપર માટી પાથરી દેવામાં આવતી જેથી પુરોચનને ખબર ન પડે. આમ ભોંયરું અને મહેલ એકી સાથે તૈયાર થઈ ગયાં. ભોંયરાનું બીજું દ્વાર મહેલથી દૂર ગંગાને કાંઠે ઊઘડતું હતું. અહીં પણ એક મોટી શિલા ઢાંકીને દ્વાર કાયું બંધ રાખ્યું હતું.

આટલું કામ થયા પછી વિદુરે માણસોને રજા આપી અને ફરી વખત ભોંયરાની વાત ખાનગી રાખવાનું યાદ આપ્યું. ભોંયરાના બહારનો છેડો જ્યાં નીકળતો હતો ત્યાં એક વૃદ્ધ માછીમારને હોડી આપીને રાખ્યો અને સૂચના કરી કે કોઈવાર છ જણા બળેલાઝળેલાં ભોંયરામાંથી આવે તો તમને હોડામાં બેસાડીને સામે પાર લઈ જજે અને આ સોનાની રત્નજડિત વીંટી અને છ જોડી કપડાં આપજે. એમ કહીને કપડાં તથા વીંટી તેને આપી રાખ્યાં. માણસ વિદુરનો જૂનો ઓળખીતો અને ખૂબ જ વિશ્વાસુ હતો એટલે નિશ્ચિંત થઈને વિદુર પુરોચનની રજા લઈને હસ્તિનાપુર ગયા.

પાંડવોને સમજાવીને પુરોચને બાંધેલ લાખાગૃહમાં લાવવાનું કામ આકરું હતું. કારણ કે કૌરવો ઉપર પાંડવોને જરા પણ વિશ્વાસ ન હતો. છતાં પણ કોઈપણ રીતે આ કામ કર્યા સિવાય છૂટકો ન હતો. દુર્યોધને આ કામ કરવાનું બીડું ઝડપ્યું અને ઈન્દ્રપ્રસ્થ પહોંચ્યો.

જૂના વખતના રાજપુરુષો હાલના સિનેમાના ખેલાડીઓની જેમ મોઢા ઉપર ધારેલા ભાવ લાવી શકતા. દુર્યોધન પણ તે વખતનો મહાન રાજપુરુષ હતો એટલે તેનામાં સહેજે આવી કળા હતી. રાજમહેલના ચોગાનમાં પહોંચતાં જ તેણે મોઢા ઉપર દીનભાવ ધારણ કર્યો, માથે સળગતી સગડી અને દાંતે ખડનું તરણું લીધું* આંખમાંથી દડદડ આંસુ પાડતો કુન્તા માતા પાસે પહોંચ્યો.

દુર્યોધનનો આવો વેશ જોઈને માતાજીને નવાઈ લાગી. તેણે દુર્યોધનને માથેથી ભાર ઉતારી લીધો અને આશ્વાસન આપી પાસે બેસાર્યો.-પરંતુ દુર્યોધનનું હૈયું હાથ ન રહ્યું. ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. દરમિયાન ભીમ સિવાય બધા ભાઈઓ પણ આવી પહોંચ્યા. અને થોડીવારે બધાએ મળી. દુર્યોધનને શાંત પાડ્યો અને આવી રીતે અચાનક આવવાનું કારણ પૂછ્યું.

'ઘણા વખતથી આપ સૌની પાસે આવી મનનો ઉભરો ઠાલવવાનો વિચાર કરતો હતો. પરંતુ છેલ્લા પ્રસંગ પછી મારો પગ ભારે થઈ ગયો હતો. તમને સાચું નહિ લાગે પરંતુ મારા મનમાં પશ્ચાત્તાપ રૂપી અગ્નિ ભડભડ બળી રહ્યો છે. મારા રૈયતનાં મેણાં સાંભળું છું ત્યારે બળતામાં ઘી હોમાય છે. ઘણીવાર તો આમાંથી છૂટવા આપઘાત કરવાનું

---

* મહાભારત યુગમાં હૃદયપૂર્વકનો પશ્ચાત્તાપ સાબિત કરવા માટે માથે બળતી સગડી અને દાંતે તરણું લેવાનો રિવાજ હતો. મોટા ચમરબંધીને પણ આમ કરવું પડતું (ગપ પુરાણ પાનું ૪૨૦)

મન થઈ આવે છે. રાત્રે ઊંઘ નથી આવતી, દિવસે ક્યાંય ચેન નથી પડતું. ટૂંકમાં કહું તો મને જીવન અકારું થઈ પડ્યું છે. ખૂબ વિચારને અંતે કાલે નક્કી કર્યું કે ચાલ કાકીમા પાસે જાઉં અને મનની વાત કરી કોઠો ખાલી કરી આવું.' દુર્યોધને વાતની પ્રસ્તાવના કરી.

'ભલે આવ્યો ભાઈ. અહીં પણ તારું જ ઘર છે. અને તમે સૌ ભાઈઓ છો. ડાંગે માર્યાં પાણી જુદાં ન પડે. તું તારે ખુશીથી અહીં તને ગમે ત્યાં સુધી રહે અને સૌ ભાઈઓ હળીમળીને આનંદ કરો.'

'આપની વાત બરાબર છે. આપના અને મારા ભાઈઓના મનમાં ભેદભાવ નહિ હોય પરંતુ લોકમત ન ફરે ત્યાં સુધી મને સંતોષ થાય તેમ નથી.'

'દુઃખનું ઓસડ દહાડા. વખત જતાં તારું મન પણ શાન્ત થશે અને ધીમે ધીમે લોકમત પણ બદલાશે'

'ના માજી, એ વાત મારે ગળે ઊતરતી નથી. એ તો ત્યારે બને કે જ્યારે આપણા સંબંધો લોકો પ્રત્યક્ષ જુએ.'

'તારું કહેવું બરાબર છે. જો ને તું અહીં આવ્યો તો લોકો જાણે છે. કોઈવાર અમે પણ તારે ત્યાં આવશું. આમ આપણી અવરજવર વધશે એટલે લોકો એની મેળે સમજી જશે કે આપણામાં ભેદભાવ નથી.'

'એમ લાંબી નજરે જોવા કરતાં એવું ન બની શકે કે લોકોને તાત્કાલિક ખબર પડી જાય કે હવે આપણી વચ્ચે કશું જ મનદુઃખ નથી.'

'મારી કલ્પનામાં તો એવું કાંઈ આવતું નથી. તને કાંઈ સૂઝતું હોય તો કહે.'

'આપને સૌને ઠીક લાગે તો આપણે સૌ જાત્રાએ નીકળીએ, પંદરેક દિવસમાં હું બધી તૈયારી કરીને ખબર આપું ત્યારે આપ અહીંથી મારે ત્યાં આવો. હસ્તિનાપુર અમારી સાથે બેત્રણ દિવસ રહો અને ત્યાર પછી સારું મુહૂર્ત જોઈને આપણે સૌ સાથે મળીને ચારેય ધામની યાત્રા કરી આવીએ. આમ કરવાથી આપણાં સગાંસંબંધી અને પ્રજા સૌને આપણા સંબંધોની જાણ થશે અને લોકમત કેળવાશે.' દુર્યોધને બરાબર લાગ જોઈને કુહાડી આંટી.

યુધિષ્ઠિર અને ભાઈઓને પણ વાત ગમી ગઈ. છેવટે સૌ કબૂલ થયા.

વાત પૂરી થઈ અને ભીમસેન બહારથી આવ્યો. દુર્યોધનને જોઈને તેને આશ્ચર્ય થયું. અરે હંસની વચ્ચે આ કાગડો ક્યાંથી? નક્કી કાંઈક ઊંધુંચત્તું થવાનું.

દરમિયાન જમવાનો વખત થયો એટલે સૌ જમવા ઊભા થયા. પરંતુ ભીમનું મન હવે જમવા તરફ ન રહ્યું. તેને તો દુર્યોધનને જોતાં જ કાંઈક કાવતરાનો વહેમ પડ્યો હતો. તેથી અને દુર્યોધનની સાથે બેસીને જમવાની ઈચ્છા ન હતી એટલે સૌને જવા દઈને 'મારે થોડું કામ છે તેથી પાછળથી જમી લઈશ' એવું બહાનું બતાવીને તે પોતાના ઓરડામાં જઈને વિચાર કરવા લાગ્યો.

જમ્યા પછી દુર્યોધને યાત્રાની તૈયારી કરવાને બહાને જવાની રજા માગી.

પાંડવોએ રોકાવાનો આગ્રહ કર્યો પરંતુ દુર્યોધન ન રોકાતાં તરત જ હસ્તિનાપુર તરફ ઊપડી ગયો.

કૌરવોની સાથે યાત્રામાં જવાની વાત સાંભળી ત્યારે ભીમને પોતાના મનનો વહેમ સાચો લાગ્યો અને દુર્યોધનના ગયા પછી ભાઈઓને યાત્રામાં ન જવા માટે સમજાવ્યા પરંતુ એક વખત વચન આપ્યા પછી અને આમંત્રણ સ્વીકાર્યા પછી ના પાડવાથી પ્રતિજ્ઞા જાય એટલે જે કાળે જે થવાનું હશે તે મિથ્યા નહિ થાય એ સનાતન નિયમ ઉપર આધાર રાખીને જવું તો ખરું જ અને જ્યાં જઈએ ત્યાં સાવધાન રહેવું એવા નિર્ણય ઉપર આવ્યા. માત્ર ભીમસેન પોતાના ન જવાના નિર્ણયને વળગી રહ્યો.

મુકરર કરેલ દિવસે પાંડવો હસ્તિનાપુર તરફ રવાના થયા. માત્ર ભીમ પાછળ રોકાયો. તેને જવાની જરા પણ ઇચ્છા ન હતી અને છતાં ભાઈઓ અને માતાની સહીસલામતી અને રક્ષણ માટે પોતાની અનિવાર્ય જરૂર છે એમ પણ તેનું મન કહેતું હતું. એટલે સાથે જવાય તો સારું આમ થોડીવાર વિચાર કરીને છેવટ મોડા મોડા પણ ભીમ જવા તૈયાર થયો અને પાંડવોની સાથે થઈ ગયો.

હસ્તિનાપુર પહોંચતાં જ કૌરવોએ તેમનું સ્વાગત કર્યું. ત્રણ દિવસ સૌએ સાથે રહીને આનંદ કર્યો અને ચોથે દહાડે સારું ચોઘડિયું જોઈને યાત્રા માટે નીકળ્યાં.

રાજકુટુંબને વળાવવા માટે શહેરનું મહાજન થોડે સુધી સાથે આવ્યું. રાજાની ગેરહાજરી દરમિયાન જેમને રાજ્યનો વહીવટ સોંપ્યો હતો તે પ્રધાન મંડળ પણ સાથે આવ્યું હતું. મહાજન અને પ્રધાનોને છેવટનો ભલામણો કરીને કૌરવ-પાંડવ સહિત દુર્યોધન આગળ ચાલ્યો અને શહેરમાંથી આવેલ મંડળ પાછું ફર્યું.'

ભીમસેન આ બધો તમાસો બહુ જ ઝીણવટથી જોતો હતો. હજુ સુધી તો વહેમ પડે તેવું ખાસ કાંઈ બન્યું ન હતું. સૌની સાથે તે પણ ગમ્મત કરતો કરતો ચાલતો હતો.

ચારેક માઈલ કપાયા હશે ત્યાં તો પાછળ દૂર દૂર ધૂળ ઊડતી દેખાઈ. થોડી વારે એક ઘોડેસ્વાર મારતે ઘોડે આવી પહોંચ્યો અને લળીને સલામ કરી દુર્યોધન પાસે ઊભો રહ્યો અને ઉતાવળથી કહેવા માંડયો, 'મહારાજ! આપના ગયા પછી એક બ્રાહ્મણે સત્યાગ્રહ કર્યો છે અને સત્યાગ્રહનું કારણ આપના સિવાય કોઈને કહેવાની ના પાડે છે. જ્યાંસુધી આપ પોતે આવીને તેના મનનું સમાધાન ન કરો ત્યાં સુધી ભૂખ્યો ને તરસ્યો રાજમહેલને દરવાજે બેસવાનું કહીને તેણે તો અડ્ડો જમાવ્યો છે. અને તેથી વડાપ્રધાને આપને જલદીથી આવી જવા અને એકાદ કલાક રોકાઈ બ્રાહ્મણનો સત્યાગ્રહ છોડાવી જવા વિનંતી કરી છે.'

રાજદૂતને કહેલું સાંભળીને સૌ વિસ્મય પામ્યા. રાજધાનીમાંથી નીકળ્યા ત્યારે કાંઈ જ નહતું અને એકાએક આ બ્રાહ્મણ ક્યાંથી ફૂટી નીકળ્યો? દુર્યોધને ખોટો ગુસ્સો કરીને દૂતને ધમકાવ્યો અને કહ્યું: 'વડાપ્રધાનને કહે જે કે આવા નાના પ્રસંગે ગભરાવાની જરા પણ જરૂર નથી.

આવા લુચ્ચા લોકોના ત્રાગાંથી ગભરાશો તો રાજ્ય નહિ ચાલે! એકાદ બ્રાહ્મણ મરી જશે તો પૃથ્વી રસાતાળ નહિ જાય. માટે તેને સમજાવીને મનનું સમાધાન કરો અને છતાં ઉપવાસ ન જ છોડે તો ભલે મરતો—તેના દેહનું કલ્યાણ થશે. હું યાત્રાએ નીકળ્યા પછી પાછો નહિ જ ફરું!' આટલું કહીને દૂતને રવાના થવાનું કહ્યું.

યુધિષ્ઠિર વગેરેએ આ સાંભળ્યું. તેમને દુર્યોધનનો નિર્ણય વાજબી ન લાગ્યો. યાત્રાના પુણ્ય કરતાં બ્રહ્મહત્યાનું પાપ ઘણું મોટું ગણાય. બ્રાહ્મણને આમ મરવા કેમ દેવાય? તેમણે દુર્યોધનને હસ્તિનાપુર પાછા જવા માટે ખૂબ સમજાવ્યો પરંતુ તેણે જવાની સાફ ના પાડી. છેવટ સૌના અતિ આગ્રહથી જાણે કે પરાણે જતો હોય તેવો દેખાવ કરીને દૂતની સાથે રવાના થયો. જતાં જતાં કહેતો ગયો કે 'આપ સૌ આગળ ચાલતા થાઓ અને કદાચ હું મોડો થાઉં અને રાત રોકાવું પડે તો અહીંથી થોડે દૂર નદીકાંઠે આપણા 'હવા મહેલ'માં રાત રોકાજો. મોડામાં મોડો આવતી કાલે તો હું આવી પહોંચીશ.' દુર્યોધન હસ્તિનાપુર તરફ ગયો અને યાત્રાળુઓ આગળ વધ્યા.

દિવસ આથમ્યે સૌ 'હવા મહેલે' પહોંચ્યા. બરાબર તે જ વખતે અગાઉથી કરેલ સંકેત મુજબ સાંઢણીસ્વાર હસ્તિનાપુરથી ખાસ સંદેશો લઈને આવી પહોંચ્યો. તેણે મામાને સીલબંધ પત્ર આપ્યો, તેમાં લખ્યું હતું કે 'મામલો [illegible]

ઊંડો છે. પાંડવભાઈઓને હવા મહેલમાં ચાર દિવસ આરામ લેવાની મારા તરફથી વિનંતી કરી તમે સૌ જલદીથી અહીં આવી પહોંચો. માતા તથા ભાઈઓની સલાહ પ્રમાણે અહીં આવ્યો તે સારું જ થયું નહિતર ગજબ થઈ જાત. વિશેષ રૂબરૂમાં' મામાએ પત્ર યુધિષ્ઠિરને વંચાવી સલાહ માગી. યુધિષ્ઠિર બીજી શી સલાહ આપે? કૌરવો ગયા અને પાંડવોને રોકાવું પડ્યું.

ભીમસેન કૌરવોની રમત પારખી ગયો. પરંતુ જાણી જોઈને તે મૂંગો રહ્યો. પરંતુ વધારે સચેત થઈ ગયો. દરમિયાન 'હવા મહેલ'નો સરસરંજામ કારભારી પુરોચન પાંડવોની તહેનાતમાં હાજર થઈ ગયો. તેનો વાતચીત કરવાનો ઢંગ તથા વર્તન જોતાં જ ભીમને આ માણસ ભેદી લાગ્યો અને તે જ ક્ષણથી તેને નજરમાં રાખી લીધો.

રાત્રે સૂતાં પહેલાં ભીમે સૌને ચેતવ્યા કે અજાણ્યું સ્થળ છે. અને કૌરવો અચાનક ઉપડી ગયા છે એમાં કોઈક ભેદ છે માટે આપણે સૌએ સાવચેત રહેવું જોઈએ જેથી મુસીબત ઊભી ન થાય. અને કદાચ કાંઈ અણધાર્યું બને તો એકબીજાની મદદ મળી રહે ઉપરાંત રાતના જાગતા રહેવું જેથી ઊંઘનો લાભ લઈને દુશ્મન પોતાનું ધાર્યું ન કરી જાય.'

ભીમ તો સદાય વહેમીલો છે એમ માનીને તેણે કહેલું બધું જ માન્ય ન રાખ્યું પરંતુ સૌએ જુદા જુદા ઓરડાઓમાં સૂવું એ વાત કબૂલ રાખી જેથી સૌના ઉપર એકી સાથે સંકટ ન આવી [illegible] શકાય.

ભીમ સિવાય કોઈને કૌરવોના કાવતરાનો વહેમ ન હતો તેથી સૌ નિરાંતે ઊંઘતા હતા. માત્ર ભીમસેન જાગતો હતો અને વારંવાર મહેલની અગાસીમાં જઈને ચારે બાજુ નજર નાખી આવતો હતો આમ કરતાં કરતાં લગભગ બાર, સાડાબારનો સમય થયો. મેઘલી જામી હતી. આસપાસ બધું શાન્ત હતું. તમરાં અને રાની પશુઓના અવાજથી વચ્ચે વચ્ચે શાન્તિનો ભંગ થતો હતો. બરાબર એ જ વખતે પુરોચન બહાર નીકળ્યો. મહેલની આસપાસ આંટો મારીને ચોગાનને એક ખૂણે જઈને ઊભો રહ્યો. કોઈ જાગતું નથી તેની ફરી વખત ખાતરી કરી લીધી પછીથી તૈયાર કરેલ માટીના સાત ખૂણિયા ઓટલા ઉપર એક પગે ઊભો રહ્યો. ગળામાંથી હાડકાના પારાવાળી માળા કાઢી જમણા હાથમાં માળા અને ડાબા હાથમાં છાણું રાખી સાધના શરૂ કરી. સાત માળા ફેરવી મંત્ર સિદ્ધ કરી છાણા ઉપર ફૂંક મારી. ફૂંક લાગતાં જ જાણે કે તેના મોઢામાંથી અગ્નિ બહાર નીકળી છાણાંમાં પ્રવેશ કરતો હોય તેમ છાણું આપોઆપ સળગ્યું. હવે તો અગ્નિના અજવાળામાં પુરોચનનું મોઢું બરાબર દેખાતું હતું. છાણું જરા વધારે સળગ્યું અને પુરોચન બોલ્યો: 'હે અગ્નિકાકા, સામેના મહેલમાં પધારો અને આપનો ભોગ સંભાળી લ્યો.' આ વાક્ય પૂરું થતાં જ વીજળીના ચમકારાની જેમ છાણામાંથી તાપનો ભડકો થયો અને સળગતા અસ્ત્રના વેગથી મહેલ સુધી પહોંચી ગયો છાણાનો અગ્નિ મહેલને ફરી વળ્યો અને છાણું ઓલવાઈ ગયું.

ભીમ આ બધો તમાસો છુપાઈને જોતો હતો. તેણે પરિસ્થિતિ ઓળખી લીધી. સૌ મોતના મોઢામાં ઓરાયા હતા મોત નિશ્ચિત હતું. છતાં ખરી હકીકત જાણ્યા વિના મરવું ભીમને કેમ ગમે. પુરોચને વિધિ પતાવ્યો કે તરતજ ભીમે અગાસીમાંથી નીચે ઠેકડો માર્યો. આ અવાજથી પુરોચન ગભરાયો. નક્કી કોઈક પોતાને જોઈ ગયું છે. હવે ખેર નથી એમ વિચારીને તે નાઠો. પરંતુ સિંહની છલંગમાંથી શિયાળ કેમ બચે! ભીમે પુરોચનની બોચી પકડી ઊભો રાખ્યો અને મહેલ સળગાવવાનું કારણ પૂછ્યું. અને ખોટું બોલે તો અગ્નિમાં હોમી દેવાની ધમકી આપી. બીકના માર્યા પુરોચને બધી વાત કહી દીધી અને બચાવવા માટે કાલાવાલા કર્યા. પરંતુ પોતાના કુટુંબને મારનાર દુશ્મનને જીવતો જવા દે તેવા સાધુ પુરુષ લાખમાં એકાદ હોય. ભીમસેન તો આવો સાધુ પુરુષ ન હતો. તેણે તો પુરોચનનું ફંગોળિયું કરી ભડભડતા અગ્નિમાં ફેંકી દીધો.

પછી ભીમસેન ભાઈઓ અને માતાને બચાવવા માટે મહેલના જે ભાગમાં અગ્નિ પહોંચ્યો ન હતો તે ભાગ તરફનું બારણું તોડી અંદર પેઠો. બળતા પુરોચનની બુમોથી માતા અને ભાઈઓ જાગી ગયાં હતાં અને ધુમાડો અને અગ્નિ જોઈને મહેલને આગ લાગી છે તેની ખાતરી પણ કરી લીધી હતી અને બહાર નીકળવા માટે ફાંફાં મારતાં હતાં.

ધીમે ધીમે ધુમાડો વધવા માંડ્યો અને બળીને ભાંગતાં લાકડાં અને તૂટી પડતી દીવાલોનો અવાજ રાત્રીની ભયં-

કર શાંતિમાં વધારે ભયંકર લાગતો. હતો. ક્યાં જવું અને કેમ નાસી છૂટવું તેનું કોઈને ભાન રહ્યું ન હતું. દરમિયાન ભીમ અંદર પહોંચી ગયો અને મહામહેનતે સૌને નીચલા ઓરડામાં લઈ આવ્યો. હવે તો અગ્નિ મહેલની ચારેય બાજુ ફરી વળ્યો હતો. આખું મકાન અગ્નિમય હતું. અગ્નિથી શરીરની ચામડી દાઝવા લાગી અને મોટા મોટા ફોલ્લા (ઝળેલા) થવા લાગ્યા અને જીવતા બહાર નીકળવાની આશા ન હતી. મોતમાંથી બચવા સૌ અંતઃકરણપૂર્વક પ્રભુને સંભારવા માંડ્યા અને પ્રાર્થના કરવા લાગ્યા.

બચવાનો રસ્તો તૈયાર હતો. સહદેવ જાણતો હતો પરંતુ શ્રી કૃષ્ણને વચન આપ્યું હતું એટલે પૂછ્યા સિવાય કહેવાય તેમ ન હતું. વિદુરજીએ ભીમને હસ્તિનાપુરથી નીકળતી વખતે બીજા ન સમજે તેમ બાધેભારે સંકટ વખતે બચવાનો ઉપાય તો બતાવ્યો હતો પરંતુ અત્યારે ગભરાટમાં ભીમ બધું ભૂલી ગયો હતો. બધા ભૂલે પણ ભગવાન કેમ ભૂલે! વળી મારનાર કરતાં બચાવનાર અનેક ગણો સમર્થ છે એ કારણે કે ગમે તે કારણે ભીમને સહદેવને પૂછવાનું સૂઝ્યું અને તેણે ભીમ ઊભો હતો તે જ જગ્યાએથી પથ્થર ખસેડવાનું કહ્યું. પથ્થર ખસતાં ભોંયરું દેખાયું. બધા અંદર ઊતરીને ચાલવા લાગ્યા. સૌને થયું કે હાશ, બચ્યા. પણ આ અગ્નિ કાંઈ સામાન્ય અગ્નિ ન હતો. એ તો મંત્રને વશ થયેલ હતો. એટલે પાંડવોની પાછળ પાછળ તેને ભરખી જવા ચાલ્યો. ભીમે આમાંથી બચવાનો ઉપાય સહદેવને પૂછ્યો. સહદેવ આવા મંત્રોનો અભ્યાસી હતો. તેણે કહ્યું કે અગ્નિ મૂકનારે તેને એક માતાના પાંચ દીકરાનો ભોગ આપ્યો છે. તમે તેનાથી વધારે આપવાની માનતા માનો તો અગ્નિ પાછો વળે.

ભીમ તૈયાર જ હતો. તેને એક માતાના સો સાથે પાકી પિછાન હતી. આ હતા કૌરવો. તરત જ માનતા માની કે 'હે અગ્નિકાકા જો તમે અમને એક

'માતાના પાંચને છોડી દેશો તો એક માતાના સો આપીશ.' આટલું સાંભળતાં જ અગ્નિ પાછો ફરી ગયો. અરધે રસ્તે જતાં ફરી અગ્નિ પાછળ આવ્યો અને ફરી વખત બીજા સોનો ભોગ આપવાની શરતે પાછો કાઢ્યો. દરમિયાન પાંડવો ભોંયરાને બીજે છેડે પહોંચી ગયા હતા. પથ્થર ખસેડીને બહાર નીકળ્યા અને પથ્થર ફરી બંધ કરી દીધો.

આટલી વારમાં લાખનો મહેલ તો રાખનો ઢગલો થઇ ગયો હતો. બીજે દિવસે જ્યારે કૌરવો તપાસ કરવા આવ્યા ત્યારે ન દેખાયો પુરોચન કે ન દેખાયા પાંડવો. તેમણે માન્યું કે પાંડવો બળી મર્યા છે એ નક્કી અને પુરોચન જીવતો હશે તો ઇનામ લેવા આવશે. ઇનામની તેણે ગરજ છે આપણને નહિ આપણું કામ નિર્વિઘ્ને પતી ગયું એટલે હવે દુનિયા જખ મારે છે, આમ વાતો કરતા અને ભવિષ્યની વિચારણા કરતા કરતા કૌરવો શહેરમાં ગયા અને પૃથ્વી નિષ્પાંડવી થતાં ઉત્સવ ઊજવ્યો.

મોટર પૂરપાટ દોડયે જતી હતી. આસ્તે આસ્તે મકાનોની લાઈન પૂરી થઈ. માણસો પણ રસ્તા પર ક્વચિત જ દેખાતા...દૂર દૂર એક પોલીસચોકી સિવાય કશું ય દેખાતું નહોતું. અને મોટર એકાએક અટકી...તેમાંથી એક યુવક બહાર આવ્યો...મોટરને ફરતો આંટો લગાવ્યો અને પછી એકાદ પાનું અને પેચિયું લઈ મોટરની નીચે ગયો.

થોડી વારે તે જ મોટરમાંથી એક યુવતી બહાર આવી. તેણે પેલા યુવકને પૂછ્યું: 'મારી જરૂર હોય તો આવું?'

'ના ના' પેલા યુવકે કહ્યું: 'તારી જરૂર નથી. પરંતુ તારે 'મિસ્ટર મીકેનિક્સ' જોવું હોય તો આવ.'

અને પેલી યુવતી પણ મોટરની નીચે ગઈ.

પછી તો એ એકાંત રસ્તા પાસેથી થોડી વારે પોલીસચોકીનો પોલીસ આવતો દેખાયો...તેના મોં પર મૂંઝવણ દેખાતી હતી, છતાં હિંમત કરી તેણે કહ્યું: 'માફ કરજો તમે બન્ને, પણ તમારી મોટર ગોઠીક થઈ ગયું છે.'

# કથાસરિત્સાગર



## ૩ સોમપ્રભાની વાત

પાટલિપુત્ર નામે એક શહેર અને એ શહેરમાં ધર્મગુપ્ત નામનો એક શાહુકાર રહે. ધર્મગુપ્તને બધી વાતનું સુખ, પણ ઘેર સંતાન નહિ. એ એક મોટું દુઃખ. એણે તો ધર્મધ્યાન કર્યા છે, તપતીરથ કર્યાં છે ને પુણ્યને પ્રતાપે કરીને શાહુકારની પત્નીએ એક પુત્રીને જન્મ દીધો છે.

જન્મતાંવેંત બાળકી બોલવા લાગી છે: 'તારા પુણ્યના પ્રતાપે કરીને હું તારે ઘેર પુત્રી થઈને અવતરી છું પણ એક વાત કહી રાખું, તારે મારી ઈચ્છા વિરુદ્ધ મારાં લગ્ન કરવા નહિ. તારે ઘેર રહીશ ત્યાં સુધી રિદ્ધિ સિદ્ધિ આપીશ પણ જો લગ્ન કર્યાં છે તો તારું ધનોતપનોત નીકળી જશે.'

જન્મીને બાળકી ઉંવા ઉંવા કરે ને આ તો પોપટની જેમ બોલવા લાગી છે. શાહુકારને થયું કે નક્કી આ કોઈ દેવતાઈ અંશ છે. એણે તો કહ્યું છે: 'ભલે માતાજી, તમે કહો છો તેમ કરીશ '

એણે તો દીકરીને ઘરમાં છાની રાખી છે ને લોકોને કહ્યું છે કે દીકરી જન્મતવેંત મરી ગઈ.

દીકરી ઘરમાં રહી રહી મોટી થાય છે. એની તો ચંદ્રસરખી કાંતિ છે. શાહુકારે દીકરીનું નામ સોમપ્રભા રાખ્યું છે. એને પગલે પગલે શાહુકારનાં ઘરમાં અષ્ટમા રિદ્ધિસિદ્ધિ અને નવેનિધિ ઉભરાણાં છે.

દેવની ગતિ છે ને એક દિવસ સોમપ્રભા અગાશીએ ઊભી છે ને એમાં ગુહચંદ્ર નામના શાહુકાર પુત્રની નજરે એનાં રૂપ ચડયાં છે. એ તો ભાનશાન ગુમાવી બેઠો છે ને ઘેર જઈ તૂટમૂટ ખાટલીમાં પડયો છે.

બાપ મનાવવા આવ્યો ત્યારે દીકરાએ કહ્યું છે: 'ધર્મગુપ્તને ઘેર એક કન્યા છે. એના રૂપે મારું મન હર્યું છે એની વેરે પરણાવો તો જ હા નકર ના.'

ત્યારે બાપે કહ્યું છે: 'મૂરખા ધર્મ-ગુપ્તને વળી દીકરી કયાં છે?'

ત્યારે દીકરાએ કહ્યું છે: 'રૂપે રતિને શરમાવે એવી એને ઘેર દીકરી છે.'

એકનો એક દીકરો છે દીકરો હઠ લઈને બેઠો છે ને બાપને થયું છે કે દીકરો કહે છે ત્યારે વાતની ખાતરી તો કરવી પડશે.

એ તો ધર્મગુપ્તને ઘેર ગયો છે. માંડીને વાત કહી છે ને દીકરીનું માગું કર્યું છે. ત્યારે ધર્મગુપ્તે કહ્યું છે: 'મારે દીકરી જ કયાં છે?'

ત્યારે ગુહચંદ્રના બાપે રાજદરબારે રાવ કરી છે: 'ધર્મગુપ્તને ઘેર રત્ન સરખી કન્યા છે. કન્યાએ મારા દીકરાને જાદુ કર્યું છે. મરે તો મારો જ દીકરો મરે ને ધર્મગુપ્ત કહે છે દીકરી જ કયાં છે?'

ત્યારે રાજાએ કહ્યું છે: 'દીકરી નહિ હોય તો એ દેખે કયાંથી?

ત્યારે શાહુકારે કહ્યું છે: 'મારા દીકરાએ સગી આંખે દીઠી છે ને તોય એ નનૈયો ભણે છે મારું તો ઘર જાવા બેઠું છે રાજા.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'કોઇની દીકરી કાંઈ બાંધીને તમને નહિ દેવાય. શેઠ પણ એક વાત છે. જૂઠું બોલવું એના જેવો બીજો ગુનો નથી. આપણે સાચાખોટાના પારખા લઈએ. જે જૂઠો ઠરે એને શૂળીએ ચડાવીએ.'

ત્યારે શાહુકારે કહ્યું છે: 'ભલે.'

ત્યારે રાજાએ કોટવાળને હુકમ કર્યો છે: 'જઈને તપાસ કરો.'

ધર્મગુપ્તના ઘર ઉપર ધાડ આવી છે. એ તો અફીણ ઘોળવા તૈયાર થયો છે. ત્યારે સોમપ્રભાએ એને કહ્યું છે: 'મારા કાજે તમારે મરવું પડે એ તો બરાબર નથી. રાજદરબારે જાઓ જઈને રાજાને બધી વાત કરો. કહો દીકરી લગ્ન કરવા તૈયાર છે, પણ એક શરતે.'

ત્યારે ધર્મગુપ્તે પૂછ્યું છે: 'તારી શરત શું છે, બેટા.'

ત્યારે સોમપ્રભાએ કહ્યું છે: 'જે મારી સાથે લગ્ન કરે તે માયરામાં હાથ ઝાલે તે ઝાલે પછી કોઈ દિવસ મારા અંગને મારી ઇચ્છા વિરુદ્ધ અડકે નહિ. મારી સાથે એક શય્યામાં સૂવે નહિ.'

દીકરીની વાત સાંભળીને ધર્મગુપ્ત રાજદરબારે ગયો છે. જઈને રાજાને બધી વાત કરી છે. રાજાએ શાહુકારને પૂછ્યું છે: 'બોલો તમારા દીકરાને દીકરીની શરત કબૂલ છે.'

ત્યારે શેઠે ગુહચંદ્રને બોલાવ્યો છે ગુહચંદ્રે શરત કબૂલ કરી છે ને સોમપ્રભાના ગુહચંદ્ર સાથે લગ્ન થયાં છે.

લગ્ન થયાં છે ને એ તો નથી થયાં બરાબર છે. ઘરમાં રૂપજોબનભરી પત્ની હરેફરે છે ને એ તો જાણે અગન પૂતળી છે. એને અડે એ દાઝી જાય ને એને ઓછાયે ઊતરે એને,ય એનો તાપ લાગે. ગુહચંદ્ર વિચાર કરે છે કે કરતાં તો શરત કબૂલ કરી છે ને હવે આ જન્મારો કેમ કરીને જાશે?

'કેમ કરીને જાશે શું? સ્ત્રીની જાત છે, એનું તે વળી જોર કેટલું?' એક મિત્રે એને કહ્યું છે: 'શરત કરી છે તેથી શું થઈ ગયું? તું તારે કરતો હોય તેમ કર ને.'

ત્યારે ગુહચંદ્રે કહ્યું છે: 'મોઢેથી બોલ્યો છું એ તો ફોક નહિ થાય.'

ત્યારે મિત્રે કહ્યું છે: 'મારી પાસે એક મંત્ર છે. એ મંત્રે કરીને ગમે તેવી તેવી સ્ત્રી વશ થાય'

ત્યારે ગુહચંદ્રે કહ્યું છે: 'એ મંત્રજ આપી દે ને ભાઈ.'

મંત્ર કેવો ને વળી વાત કેવી? મિત્રે એને દુનિયાદારીની નવી વાત શીખવી છે. ને બીજે,દિવસે તો, ગુહચંદ્ર ગામની વેશ્યાને બગલમાં ઘાલી હસતો રમતો પોતાના ઘર પાસેથી નીકળ્યો છે. બને જણા નફફટ થઈ તાળીઓ દે છે ને ન કરવાની વાતો કરે છે.

સોમપ્રભાએ પતિને વેશ્યા સાથે દીઠો છે. સ્ત્રીનો સ્વભાવ છે. એ તો ઇર્ષાથી સળગી ઊઠી છે. એણે પતિને ઘરમાં બોલાવ્યો છે: 'પેલી કોણ છે?'

ત્યારે ગુહચંદ્રે કહ્યું છે: 'એ તો વેશ્યા છે. મારા ઉપર પ્રીતિ રાખે છે'

ત્યારે સોમપ્રભાએ કહ્યું છે: 'ઘરમાં રૂપની ખાણ સમી પત્ની છે ને એ પત્નીને ત્યજી તમે વેશ્યાને ઘેર ભટકો છો?'

ત્યારે ગુહચંદ્રે કહ્યું છે: 'ઘેર રૂપની

ખાણુ છે, પણ એની આડા તો અગ્નિનો પહેરો છે. મારું જોઅનિર્યં એળે જાય છે. હું વેશ્યાને ઘેર ન જાઉં તો શું કરું ?'

ને સોમપ્રભાને થયું કે પતિની વાત તો સાચી છે. અંગે આબાડછેદ અડાડવી નહોતી તો પછી પરણવું જ નહતું. પરણી છું, પછી પતિને કષ્ટ દેવું એ બરાબર નથી. એને એની કરણીનો પશ્ચાતાપ થયો છે. એણે કહ્યું છે: 'વેશ્યાને ઘેર જાશો મા હું તમારી જ છું.'

ને બંનેએ ખાધુંપીધું ને મોજ કરી છે.

## ૪ ઉદયનની વાત

(દિગ્વિજયની તૈયારી)

એક દિવસ ઉદયન રાજા કચેરી ભરી બેઠા છે ત્યાં એક બ્રાહ્મણે આવીને પોકાર કર્યો છે: 'ફરિયાદ! ફરિયાદ!'

ત્યારે રાજાએ પૂછ્યું છે: 'તારી શી વાત છે ભાઇ? ત્યારે બ્રાહ્મણે કહ્યું છે: 'ગોવાળિયાના છોકરાઓએ મારા દીકરાના પગ કાપી નાખ્યા.'

ત્યારે રાજાએ ગોવાળિયાના છોકરાઓને પકડી મંગાવ્યા છે

ત્યારે ગોવાળિયાના છોકરાઓએ કહ્યું છે:)'ગામને પાદર ઊંચો ટીંબો છે. એ ટીંબે અમે રમીએ છીએ. અમારો એક રાજા છે ને અમે બધા એના સેવક છીએ રાજાનો એવો હુકમ છે કે જે કોઇ એ રસ્તેથી નીકળે એણે સલામ ભરવી. બ્રાહ્મણનો દીકરો રસ્તેથી નીકળ્યો. એણે રાજાના હુકમની અવગણના કરી, એટલે રાજાએ હુકમ કર્યો: એના પગ કાપી નાખો. અમે હુકમ માથે ચડાવીને બ્રાહ્મણના દીકરાના પગ કાપી નાખ્યા. અમારો શો અપરાધ?'

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: 'મહારાજ! આ ગોવાળિયાની સત્તા નથી. એ સ્થાનની ગહત્તા હોવી જોઇએ. આપણે તપાસ કરીએ.'

ત્યારે રાજાએ ટીંબે જઈ ટીંબો ખોદાવવા માંડયો છે. ખોદતાં ખોદતાં અંદરથી એક યક્ષ નીકળ્યો છે. રાજા સામે હાથ જોડી ઊભો રહ્યો છે: 'તમારા વડદાદાની સંપત્તિ અને રાજ સિંહાસન સાચવતો હું અહીં બેઠો છું. હવે એ બધું આપ સ્વાધીન કરો તો મારો છૂટકારો થાય.'

ત્યારે ઉદયને એ બધું સંભાળી લીધું છે. સારું મુરત જોઇ રાજા સિંહાસને બેઠા છે. આખી કચેરી ઝાકઝમાળ થઇ રહી છે.

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: 'વડદાદાના સિંહાસને બેઠા છો રાજન, એટલે તો વડદાદા જેવાં પરાક્રમ કરવા પડશે, પૂર્વે પાંડવોએ દિગ્વિજય કરી ચક્રવર્તીત્વ પ્રાપ્ત કરેલું. આપણે પણ દિગ્વિજયની તૈયારી કરીએ.'

ત્યારે રાજા એ પૂછ્યું છે: 'કઈ દિશા તરફ પ્રયાણ કરશું?'

ત્યારે મંત્રીએ કહ્યું છે:'ઉત્તર દિશામાં મ્લેચ્છો વસે છે એટલે તે નિંદિત મનાય છે. દક્ષિણમાં રાક્ષસો રહે છે અને વળી યમરાજનો વાસ છે એટલે એ દિશા પણ વર્જીત ગણાય. પશ્ચિમે સૂર્ય ચંદ્ર અને ગ્રહો આથમે છે, એટલે એ દિશા પૂજવા યોગ્ય કહી શકાય નહિ. પૂર્વમાં સૂર્ય ઊગે છે. વળી એ ઈંદ્રની દિશા

છે. ગંગાજી પણ પૂર્વ દિશામાં વહે છે. એટલે આપણે પૂર્વ તરફ પ્રયાણ કરીએ '

ત્યારે રાજાએ કહ્યું છે: 'તમે કહો છો તો પૂર્વ તરફ પ્રયાણ કરશું. પરંતુ આ બધી વાતો તો પુરુષાર્થને આધીન છે. એમાં દિશાને નિમિત્ત બનાવવી યોગ્ય નથી. ધીર પુરુષો પોતાના પરાક્રમે કરીને અસાધ્યને પણ સાધ્ય બનાવે છે. એના ઉપર હું તમને વિદૂષક નામના બ્રાહ્મણની વાત કહું.'

ને રાજા એ વાર્તા શરૂ કરી છે:

## ૫ વિદૂષકની વાત

ઉજેણી નગરીનો આદિત્યસેન રાજા. એક કુંવરી. કુંવરી તો ચંદ્રની સરખી રૂપાળી છે.

દિવસ રાજા શિકારે ગયો છે. ફરતાં એને મોડું થયું છે ને નગ- દરવાજા બંધ દીઠા છે. રાતની રાત પડયા રહેવાનો આશરો શોધતો રાજા એક મઠમાં આવી ચડયો છે.

એ મઠમાં કેટલાક બ્રાહ્મણો રહે. બ્રાહ્મણોએ રાજાને અંદર આવતો રોકયો છે. એમને થયું છે કે આ કાં તો ચોર છે ને કાં તો સ્મશાનપાળ છે.

મઠમાં એક વિદૂષક નામનો બ્રાહ્મણ રહે એ તો ધીર વીર અને ગુણવાન છે. એને થયું છે કે ચોર હોય કે સ્મશાન-પાળ હોય. આશરો આપવો એ ધર્મ છે. બધાથી ઉપરવટ જઈને એણે રાજાને આશરો આપ્યો છે. આગતાસ્વાગતા કરી છે.

... ભરી વિદૂષકને કર્યું છે. એક હજાર ગામ દક્ષિણામાં દીધા છે. વિદૂષકે વિચાર્યું છે કે આશરો તો મઠે દીધો હતો. પોતે તો નિમિત્તભૂત હતો. દાન મળ્યું છે એ તો મઠની સંપત્તિ ગણાય. એણે તો મઠના બ્રાહ્મણો વચ્ચે ગામો વહેંચી દીધા છે.

નહોતું એને સંપત સાંપડી અને એ સંપત્તિ તો આપદનું મૂળ બની ગઈ છે. બ્રાહ્મણો અંદર અંદર લડે છે ને હું મોટો, હું મોટો, એમ કહી એકબીજાની ઈર્ષા કરે છે.

આ કાંઈ ઠીક થતું નથી ને ચક્રધર નામના એક બ્રાહ્મણે કહ્યું: 'આપણા-માં કોઈ મોટો નહિ, કોઈ નાનો નહિ. આપણે સહુ સરખા.'

ત્યારે એક બ્રાહ્મણે કહ્યું છે: 'બધા સરખા ને સમોવડિયા થઈને રહે તો કોઈનું કહ્યું કોઈ કરે નહિ ને એકે કામ સિદ્ધ થાય નહિ. રાજ્યને માથે એક રાજા હોય એમ આપણે પણ એક મુખી હોવો જોઈએ. ઝાઝી સુયાણીએ તો વેતર વંઠે.'

ત્યારે ચક્રધરે કહ્યું છે. 'સ્મશાનમાં ત્રણ ચોરને શૂળીએ ચઢાવ્યા છે. મધરાતે જઈને એ ત્રણેના નાક જે કાપી લાવે, એ આપણો મુખી.

ત્યારે બધાએ એ વાત કબૂલ કરી છે. વાત તો કબૂલ કરી છે, પણ કાળ-રાત્રિ છે ને એવી રાતે સ્મશાનમાં જવાની કોઈની હિંમત ચાલતી નથી. ત્યારે વિદૂ-ષકે કહ્યું છે, ' કોઈ જવા તૈયાર ન હોય તો હું જાઉં.'

ત્યારે બ્રાહ્મણોએ કહ્યું છે: 'ચોરના નાક કાપી લાવે તો તું અમારો મુખી.'

ત્યારે વિદૂષક સ્મશાન તરફ રવાના થયો છે.

સ્મશાનમાં ડાકણો રાસડા લે છે. વેતાળોના મોઢામાંથી આગના ભડકા ઊઠે છે. ગીધડાં કિકિયારી કરે છે ને એવે સમે વિદૂષક સ્મશાનમાં આવી ચડ્યો છે.

સ્મશાનના મધ્યમાં ત્રણ શૂળી છે ને ત્રણ શૂળીએ ત્રણ ચોરને પરોવ્યા છે. વિદૂષક તલવારથી ચોરના નાક કાપવા જાય છે ત્યાં તો ત્રણે ચોરનાં મુખમાંથી હુંકાર ઊઠ્યો છે. ચોરોના શબમાં વેતાળોએ પ્રવેશ કર્યો છે ને હવે વેતાળો સાથે બાથ ભીડવી જોશે.

પણ વિદૂષક કાંઈ ડરી જાય તેમ નથી. એણે તો મંત્ર ભણ્યો છે. મંત્ર ભણી દાણા છાંટ્યા છે, વેતાળો ભાગી ગયા છે ને વિદૂષકે ત્રણે ચોરના નાક કાપી લીધાં છે.

નાક કાપી કરીને વિદૂષક પાછો ફર્યો છે, ત્યાં તો એક અઘોરીને એણે સાધના કરતો દીઠો છે. મુડદા ઉપર આસન જમાવ્યું છે ને બેઠો બેઠો મંત્ર ભણે છે. વિદૂષક અઘોરીની સાધના છાનો રહીને જોવા લાગ્યો છે

અઘોરીએ મંત્ર ભણી મડાને થપાટ મારી છે. મડાએ હુંકાર કર્યો છે. મુખમાંથી અગ્નિની જવાળા નીકળી છે. અને ડુંટીમાંથી સરસવના દાણા નીકળ્યા છે.

અઘોરીએ સરસવ છીંકડીએ બાંધી લીધા છે. એ તો ઊભો થયો છે ને ફરીથી શબને થપાટ મારી છે. શબ બડાક કરતું ઊભું થઈ ગયું છે. અઘોરી તેના ખભા ઉપર ચડી બેઠો છે અને સવારી ચાલવા લાગી છે.

વિદૂષક લપાતો છૂપાતો પાછળ ચાલ્યો જાય છે. થોડુંક ચાલતાં કાત્યાયની દેવીનું મંદિર આવ્યું છે. અઘોરી મંદિરમાં પેઠો છે અને દેવીને પ્રાર્થના કરવા લાગ્યો છે, 'દેવી! હવે તો વરદાન દો.'

ત્યારે આકાશવાણી થઈ છે: 'આદિત્ય સેન રાજાની કુંવરીનું બલિદાન દે તો તારી મનોકામના પૂરી કરું.'

અઘોરી તો તરત જ બહાર નીકળ્યો છે. મડા ઉપર અસવારી કરી છે, મડું આકાશમાર્ગે ઊડ્યું છે.

હવે તે શું થશે એનો વિચાર કરતો વિદૂષક મંદિરમાં સંતાઈને બેઠો છે.

અઘોરી તો ગયો એવો પાછો આવ્યો છે. એના બંને હાથમાં રૂપના સાગર સમી રાજકુમારી છે. રાજકુમારીને દેવી સમિપ બેસાડી અઘોરી મંત્ર ભણવા લાગ્યો છે.

આ તો હમણાં જ રાજકુમારીની હત્યા કરશે ને હવે તે શું થશે? પણ વિચાર કરવાનો તો સમય નથી. વિચાર કરતાં તો એક જીવની હત્યા થઈ જશે. ને વિદૂષકે એકાએક દોટ દીધી છે. હાથમાં ચળકતી તલવાર છે. એણે વાતની વાતમાં અઘોરીનું માથું ઉડાડી દીધું છે.

ત્યાં તો આકાશવાણી થઈ છે: 'સારું થયું તેં એ દુષ્ટનો નાશ કર્યો. અઘોરીની પાસે સરસવના દાણા છે તે તું લઈ લે. આજની રાત અઘોરીએ સાધેલો વેતાળ તારે વશ વરતશે, તું ઇચ્છીશ તે કામ કરી આપશે.'

ત્યારે વિદૂષકે સરસવના દાણા લઈ લીધા છે. બે હાથમાં રાજકુમારીને ઉપાડી લીધી છે. અને મનથી ઇચ્છા કરી છે: 'મને રાજકુમારીને મહેલ પહોંચાડી દે.'

રાજકુમારી તો એવી ઠગાઈ ગઈ છે કે કાંઈ બોલે કે ચાલે.

ઈચ્છા કરતાં તો એની ગતિ આકાશ મારગે થઈ છે. ત્યાં તો ફરી આકાશવાણી થઈ છે: 'આજથી બરાબર એક મહિને તું પાછો અહીં આવજે.'

એ તો ઊડી ને રાજકુમારીને મહેલ આવ્યો છે. રાજકુમારીને પલંગ પર પોઢાડી છે. એની આસનાવાસના કરી છે. અને એ તો પાછો જવા તૈયાર થયો છે.

ત્યારે રાજકુમારી એ કહ્યું છે: 'મારો જીવડો હાલકડોલક થઇ રહ્યો છે. તમે ચાલ્યા જશો તો હું બીકની મારી મરી જઇશ.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'આજની રાત જ હું આકાશમાર્ગે ઊડી શકીશ. સવારે તો એ સિદ્ધિ ચાલી જશે. હું અહીં કેવી રીતે રહી શકું?'

ત્યારે રાજકુમારીએ કહ્યું છે: 'એ જમે તે થાય. તમને અહીંથી જવા નહિ દઉં.'

વિદૂષક શું કરે? નહોય સોંય રાજકુમારીને મહેલ રહ્યો છે. થાક્યો પાક્યો ઊંઘી ગયો છે ને ક્યારે સવાર પડ્યું એની એને શુધ રહી નથી.

સવારે દાસજનોએ એને દીઠો છે. જઈને રાજાને વાત કરી છે. રાજા વિદૂષકને વાત પૂછવા બેઠા છે.

વિદૂષકે વીતી વાત વિગતે કહી સંભળાવી છે.

ત્યારે રાજાએ કહ્યું છે: 'એ વાતની ખાતરી શી?'

ત્યારે વિદૂષકે સરસવના દાણા બતાવ્યા છે. ત્રણ ચોરના ત્રણ નાક બતાવ્યા છે અને કહ્યું છે: 'બાકીની વાતની રાજા ખાતરી કરે.'

રાજાએ ખાતરી કરાવી છે. તો શ્મશાને ત્રણ નાકકટા ચોરનાં શબ દીઠાં છે. દેવીના મંદિરે અઘોરીનું માથું દીઠું છે. ને વાતની ખાતરી થતાં રાજા વિદૂષક ઉપર પ્રસન્ન થયો છે.

રાજાએ વિદૂષક સાથે રાજકુમારીનાં લગ્ન કર્યાં છે. વિદૂષક રાજકુમારી સાથે સુખભોગ ભોગવે છે ને એમ કરતાં એક માસ વીત્યો છે. ને એક માસ વીત્યે વિદૂષક તો રંગરાગમાં વાતને ભૂલી ગયો છે, પણ રાજકુમારીએ યાદ આપ્યું છે કે દેવીને વાયદો દીધો છે. ને એ દિવસ આજે આવ્યો છે.

વાત સાંભળીને વિદૂષક સજ થયો છે. હથિયાર પડિયાર સજીને એ તો કાત્યાયની દેવીને મંદિરે ગયો છે અને બોલ્યો છે: 'મા!, હું આવ્યો છું.'

પણ માતાની મૂર્તિ તો નિર્જીવ ઊભી છે. ને મૂર્તિ પાછળથી એક સોળ વરસની સુંદરી બહાર આવીને ઊભી છે. સુંદરીએ કહ્યું છે: 'મારું નામ ભદ્રા વિદ્યાધરી. તે દિવસે તમને મંદિરમાં દીઠા અને તમારા રૂપે મારું મનડું મોહ્યું છે. તે દિવસે મેં જ તમને વાયદો દીધો હતો. અને સારું થયું કે તમે દીધે વાયદે આવી પહોંચ્યા.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'મારે ઘેર સલુણી સુંદરી. એ તો મને વેલીની જેમ વીંટીને બેઠી છે. ને તારે એવું તે મારું શું કામ પડ્યું કે મને રાતના વખતે આંટો ખવડાવ્યો.

ત્યારે વિદ્યાધરીએ કહ્યું છે: 'મેં કહ્યું તો ખરું કે હું તમારામાં મુગ્ધ બની છું. સીધેસીધા માની જશો તો પ્રિતમ

કરીને રાખીશ નહિતર માયાના જોરે તમારું હરણ કરી જઈશ '

એક સુંદરી છે ને આ બીજી સાંપડે છે એ તો ઠાબીજમણી સોહી રહેશે. લક્ષ્મી ચાંદલો કરવા આવી છે. એની ના તો જેનો દિવસ ફરી ગયો હોય તે પાડે વિદૂષક દેવીની સાક્ષીએ ભદ્રા વિદ્યાધરી સાથે પરણ્યો છે. અને બંને માયાના દોરે કરીને વિદ્યાધરોના દેશમાં જઈ વસ્યાં છે.

વિદ્યાધરી સાથે માનવી રંગભોગ માણે છે ને એ વાત વિદ્યાધરોથી સહી જાય તેમ નથી. એમણે ભદ્રાનો વિનાશ કરવા વિચાર્યું છે. તે એ વાત ભદ્રાને કાને પહોંચી છે. ભદ્રાએ સખીને કહ્યું છે: ' પૂર્વસમુદ્રને પેલે પાર કાર્કોટિકનગર ને એની ઓલીપા શીતોદા નદી. શીતોદા નદી પાર કર્યે ઉદય પર્વત આવે ને ત્યાં સિદ્ધક્ષેત્ર છે. સિદ્ધક્ષેત્રમાં વિદ્યાધરો આવી શકે નહિ. હું સિદ્ધક્ષેત્ર જાઉં છું. મારા પ્રિતમને એટલું કહેજે કે પ્રિયાની એનના હોય તો સિદ્ધક્ષેત્ર આવે ને એંધાણીમાં આ રત્નની વીંટી આપજે. '

પ્રિતમને સૂતો મૂકીને વિદ્યાધરી ઊઠી ગઈ છે. ને સવારે પ્રિતમે પ્રિયાનો સંદેશો સાંભળ્યો ત્યારે એ વાત કરવા યે ખોટી થયો નથી. વીંટી લઈ કરીને દીઠે મારગડે ચાલી નીકળ્યો છે

' ભદ્રે ભદ્રે ' કરતો એ તો ચાલ્યો જાય છે ને ચાલતાં ચાલતાં ઉજેણી નગરીમાં આવ્યો છે. ઉજેણી નગરીમાં લોકો વિદૂષકની શોધ કરે. દેવીને મંદિરે ગયો'તો ત્યાંથી પાછો ફર્યો નથી ને રાજકુમારીએ માને વાત કરી છે. રાજાએ ફરતાં માણસો મોકલ્યા છે, પણ વિદ્યાધરોના દેશમાં વસેલો વિદૂષક કોઈને હાથ પડ્યો નથી આજે વિદૂષક એકાએક લોકોની નજરે ચડ્યો છે. એ તો ' ભદ્રે ભદ્રે ' એમ મુખથી પોકારે છે ને દીવાનાની જેમ આથડે છે.

વિદૂષકના રંગઢંગ જોઈ રાજાએ નિસાસો નાખ્યો છે; ' આનું ઓસડ આપણી પાસે નથી ભાઈ. એને જ્યાં જતો હોય ત્યાં જવા દો દુનિયામાં ઔષધિનો પાર નથી ને કોક દિવસ સાજો થશે એટલે એની મેળાએ પાછો આવશે. '

ને વિદૂષક આગળને માર્ગે નીસરી ગયો છે.

આગળ જતાં એક નગર આવ્યું છે. એ નગરમાં એક બ્રાહ્મણીને ઘરે જઈ વિદૂષક ઊભો રહ્યો છે: ' માડી! રાતની રાત પડ્યો રહેવા દેશો ? '

ત્યારે બ્રાહ્મણીએ કહ્યું છે: ' દીકરા! આ ઘર તારું જ છે. અમે તો ઘડી બે ઘડીના મહેમાન છીએ '

ત્યારે વિદૂષકે પૂછ્યું છે: ' માડી! એમ કેમ કહો છો ? '

ત્યારે બ્રાહ્મણીએ કહ્યું છે: ' આ નગરના રાજાને એક કુંવરી છે. કુંવરી છે તો રૂડી રંભા ને ઉર્વશી જેવી, પણ માણસભરખુ છે, રોજ રાતે એક માણસને ખાઈ જાય છે. આજે મારા પુત્રનો વારો છે ને પુત્ર મરતાં હું રાંડીરાંડ બાઈ કેમ કરી જીવી શકીશ ? '

ત્યારે વિદૂષકે કહ્યું છે: ' માડી! આજ તો મારો વારો, જોઉં તો ખરો કે શી વાત છે ને શી વગત છે ? '

ડાશીનો વાર્યો એ રોકાયો નથી ને રાત પડી છે ને એ તો રાજકુમારીને મહેલ પહોંચ્યો છે. ખીલેલા પુષ્પના ભારથી લચી ગયેલી લતા સરખી યૌવન-મદથી છકી ગયેલી રાજકુમારીને જોઈને વિદૂષક વિચારમાં પડ્યો છે કે આ રાજ-કુમારી માણસ મરખી જતી હશે! ના ના. આમાં કાંઈક ભેદ છે. એ તો હાથમાં ઉઘાડી તલવાર લઈને સાવધ થઈને બેઠો છે. ને શું થાય છે ને શું થશે એ જોયા કરે છે.

મધરાત થઈ છે ને બારણામાં વાવં-ટોળ ચડ્યા છે. કડાકા ને ભડાકા સંભ-ળાણા છે. ને ખાઉં ખાઉં કરતો એક ઓરડમાં દાખલ થયો છે. વિદૂષકે દીઠો છે. વિચાર કરવા બેસે તો વખત જાય ને એમાં જીવને હાની થાય. એણે તો આગળ પાછળનું કાંઈ જોયું નથી ને જોરથી તલવાર ઝીંકી છે. એ સાથે રાક્ષસનો જમણો હાથ કપાઈને હેઠો પડ્યો છે. રાક્ષસે વેદનાની કાળી ચીસ પાડી છે ને પડતો આખડતો ભાગી છૂટ્યો છે. રાક્ષસના હાથનું ઓશીકું કરી વિદૂષક ઘસઘસાટ ઊંઘી ગયો છે.

સવારે નગરના રાજાને ખબર પડ્યા છે, આખા ગામમાં વિદૂષકનો જયજયકાર બોલી રહ્યો છે. રાજાએ વાજતે ગાજતે કુંવરીનાં વિદૂષક સાથે લગ્ન કર્યાં છે. ને વિદૂષક તો પરણેતરને પિયરમાં મૂકી ભદ્રા વિદ્યાધરીની શોધમાં આગળની વાટે નીકળી ગયો છે.

પૂર્વ સમુદ્રને તીર વિદૂષક આવીને ઊભો છે ત્યાં સ્કંદદાસ વહાણવટીનું વહાણ ઊપડવાની તૈયારી કરે છે. વિદૂષકે વહાણવટીને વિનંતિ કરી છે. વહાણ-વટીએ હા પાડી છે ને વિદૂષક સમુદ્રની ખેપે ચાલી નીકળ્યો છે.

બરાબર મધદરિયે વહાણ અટકીને ઊભું રહી ગયું છે. સરસ પવન વાય છે તો ય વહાણ ચાલતું નથી. વાણિયે સમુદ્રદેવની આરાધના કરી તો ય વહાણ ચાલ્યું નથી. પછી તો વાણિયાએ કહ્યું છે : 'જે કોઈ વહાણ વહેતું કરે એને મારી અડધી મિલકત આપું અને કન્યા પરણાવું.'

ત્યારે વિદૂષકે કહ્યું છેઃ 'દોરડા બાંધી મને દરિયામાં ઉતારો. તળિયે જઈ તપાસ કરું કે શું ખોટકો છે. દોરડું હલાવું એટલે ઉપર ખેંચી લેજો.'

ત્યારે વહાણવટીએ કહ્યું તેમ કર્યું છે ને વિદૂષક સમુદ્રમાં ઊતર્યો છે. ડૂબકી મારી તળિયે ગયો છે. જુએ તો મોટો બધો રાક્ષસ લાંબો થઈ સૂતો છે. એના બે પગ વચ્ચે વહાણ ઝલાઈ ગયું છે.

વિદૂષકે રાક્ષસને જોયો તો એક હાથ કપાઈ ગયેલો છે. એણે તો ઝખ કરતી તલવાર ઝીંકી છે. રાક્ષસનો એક પગ કપાઈ ગયો છે. વહાણ છૂટું થઈ ગયું છે ને એ તો સડસડાટ ચાલી નીકળ્યું છે.

વહાણ ચાલી નીકળ્યું એટલે વહા-ણવટી એનો કોલ વીસરી ગયો છે. એણે તો વિદૂષકને બાંધેલા દોરડાં કાપી નાખ્યાં છે. બહાર કાઢે તો કોલની વાત યાદ આપે ને.

વિદૂષક ઉપર આવી જુએ તો વહાણ નથી, વહાણવટી નથી. પોતે અગાધ સાગ-રમાં ડૂબકી દા રમી રહ્યો છે. વાણિયાનો

વિશ્વાસ કર્યો તો પોતાની આ દશા થઈ પણ કાંઇ વાંધો નહિ. એનો યે ભગવાન છે ને ! આધે આધે રાક્ષસનો પગ તણાતો જાય છે. વિદૂષકે એના ઉપર અસવારી કરી છે ને આઠમે દિવસે એક બંદર ઉપર નીકળ્યો છે.

બંદર ઉપર એણે પૂછ્યું છે: 'ભાઈ આ નગરનું નામ શું ?'

ત્યારે જવાબ મળ્યો છે: 'કાઠેટિક.'

ત્યારે વિદૂષકને થયું છે કે ભગવાનની કૃપાએ કરીને દિશા તો ભૂલ્યો નથી અને ઉદય પર્વત હવે દૂર નથી.

એ તો નગરની શેરીઓમાં ફરી રહ્યો છે. ત્યાં શેરીમાં સાદ સંભળાયો છે: 'જે કોઈને રાજકુમારીને પરણવાની ઈચ્છા હોય તેણે આજે રાતના રાજકુમારીને મહેલ જવું.'

પરણવાની ઈચ્છા તો મુદ્દલે નથી. પરણ્યો છે એને યે પાછળ મૂકવી પડી છે, પણ આમાં કોઈક ભેદ છે એમ માનીને વિદૂષક રાતને વખતે રાજકુમારીને મહેલ જવા નીસર્યો છે.

સામા મળ્યા સર્વેએ કહ્યું છે: 'શીદને ખુવાર થવા જાય છે? એ રસ્તે ગયા કોઈ પાછા આવ્યા નથી.'

તો ય વિદૂષક વાર્યો રહ્યો નથી ને રાજકુમારીને મહેલ પહોંચ્યો છે.

રાજકુમારીએ એને કહ્યું છે: 'હજુ ય કહું છું કે પાછા વળી જાઓ.'

ત્યારે વિદૂષકે પૂછ્યું છે: 'અહીં શું થાય છે?'

ત્યારે રાજકુમારીએ કહ્યું છે: 'એની તો મને પણ ખબર નથી.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'જેની કોઈને ખબર નથી એની કોઈકે તો ખબર રાખવી જોઈએ ને!'

રાજકુમારી પલંગમાં પડી છે. પડ્યા ભેળી ઘસઘસાટ ઊંઘવા માંડી છે. વિદૂષક હથિયાર સમાલી બેઠો છે.

બરાબર મધરાતે કડાકા ભડાકા થયા છે ને આગના ગોળા ઊછળ્યા છે. ભયંકર રાક્ષસ ઓરડામાં આવ્યો છે. એને જોઈને વિદૂષક કહે 'આ તો બચ્ચો પેલો, એક હાથ અને એક પગ કપાઈ ગયા છે તે. તો ય બચ્ચાનાં લક્ષણ જતાં નથી.'

એણે તો દોડીને રાક્ષસના વાળ પકડ્યા છે: 'આજે તો બચ્ચા માથું જ ઉડાવી દઉં.'

ત્યારે રાક્ષસ કાલાવાલા કરવા લાગ્યો છે: 'મને મારીશ નહિ.'

ત્યારે વિદૂષકે પૂછ્યું છે: 'પણે એક રાજકુમારીને રંજાડતો'તો. અહીં બીજી રાજકુમારીને હેરાન કરે છે. હવે તને જીવતો છોડીશ ?'

ત્યારે રાક્ષસે કહ્યું છે: 'બન્ને રાજકુમારીઓ મારી પુત્રી છે. મેં એમને કદી રંજાડી નથી. રાજા એમનાં ગમે તેની સાથે લગ્ન કરે એ મને કબૂલ નથી. એટલે તો હું રાતે અહીં ચોકી ભરું છું. કુંવરીને પરણવા આવે એને ભરખી જાઉં છું. એક શૂરવીરે મારો હાથ કાપી નાખ્યો એને એક પુત્રી વરી. આજે તું મારો જીવ બચાવે છે. બીજી પુત્રી તને વરશે.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'એ તો રાજકુમારીની ઈચ્છા હશે તેમ થશે. પણ તને હું છોડવાનો નથી.'

ત્યારે રાક્ષસે કહ્યું છે: 'તું કહે તેમ કરું. કોઈ વાતે મારો જીવ બચાવ.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'હું કહું ત્યારે હાજર થા. હું કહું તે કામ કર'

ત્યારે રાક્ષસે કહ્યું છે: 'કબૂલ.'

સવારે રાજાને કાને વાત પહોંચી છે. રાજાએ વિદૂષક સાથે રાજકુમારીનાં લગ્ન કર્યાં છે.

લગ્ન થઈ ગયાં એટલે વિદૂષકે રાક્ષસને બોલાવ્યો છે: 'મને સિદ્ધક્ષેત્ર લઈ જા.'

ત્યારે રાક્ષસે કહ્યું છે: 'મારી ગતિ ઉદય પર્વત સુધી. સિદ્ધક્ષેત્ર મારાથી ન જઈ શકાય.'

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'તો ઉદય-પર્વત સુધી લઈ જા.'

રાક્ષસ વિદૂષકને ખંધોલે બેસાડીને ઘરઘરાટ કરતો ઊડ્યો છે અને વાતની વાતમાં ઉદય પર્વત પહોંચી ગયો છે.

ઉદય પર્વતની તળેટીમાં એક વાવડી પાસે રાક્ષસે વિદૂષકને નીચે ઉતાર્યો છે ને કહ્યું છે: 'હું પાછો જાઉં છું. ફરી યાદ કરીશ ત્યારે આવીશ.'

સિદ્ધક્ષેત્રમાં તો રાક્ષસ જઈ શકે નહિ, મનુષ્ય પણ જઈ શકે નહિ. વિદૂષક વાવડી પાસે વિચાર કરતો બેઠો છે ત્યાં તો એણે જમીન ઉપર જાણે કે કમળ પાંદડીઓ ન વેરાણી હોય એવાં સ્ત્રીઓનાં પગલાં દીઠાં છે. પગલાં પડેયાં છે તો જરૂર અહીં કોઈ આવતું હશે, એમ વિચારી એ તો ત્યાં બેસી રહ્યો છે.

થોડીવાર થઈ છે ને રૂમઝૂમ કરતી કેટલીક સુંદરીઓ માથે સોનાનાં બેડાં લઈ ત્યાં પાણીડાં ભરવા આવી છે. વિદૂષકે એક સુંદરીને પૂછ્યું છે: 'બાઈઓ! કોને માટે પાણીડાં ભરી જાઓ છો?'

ત્યારે સુંદરીએ કહ્યું છે: 'ભદ્રા વિદ્યાધરીને સ્નાન કરવું છે. એને માટે પાણીડાં ભરીએ છીએ.'

ભદ્રા વિદ્યાધરીની ભાળ મળી છે ને હવે પોતાનો સંદેશો એને પહોંચાડવો જોશે.

એણે તો યુગતેથી એક સુંદરીના ઘડામાં ભદ્રા વિદ્યાધરીએ આપેલી રત્નની વીંટી નાખી દીધી છે. અને વાટ જોતો વાવડી પાસે બેઠો છે.

સિદ્ધક્ષેત્રમાં ભદ્રા વિદ્યાધરી સ્નાન કરવા બેઠી છે. ત્રાંબાકુંડીએ પાણીડાં ભર્યાં છે સહિયરો ત્રાંબાકુંડીમાં ઘડા ઠાલવે છે ને વિદ્યાધરી બેઠી બેઠી નહાય છે.

ને એમાં ત્રાંબાકુંડીમાં ખડાંક કરતો અવાજ થયો છે, ભદ્રા વિદ્યાધરીએ હાથ નાખી વીંટી બહાર કાઢી છે ને વીંટી ઓળખી છે. એ તો સખીઓને પૂછી રહી છે, 'વાવડીને કાંઠે કોઈ મુસાફર આવ્યો છે?'

ત્યારે સખીઓએ કહ્યું છે, 'રૂડો ને રૂપાળો એક જુવાન છે.'

ત્યારે વિદ્યાધરીએ કહ્યું છે: 'એને અહીં તેડી આવો સહિયરો.'

ત્યારે સખીઓએ કહ્યું છે, 'સિદ્ધક્ષેત્રમાં માનવી ન પ્રવેશી શકે, દેવ હોય તો ત્યાં બેસી ન રહે,'

ત્યારે વિદ્યાધરીએ કહ્યું છે: 'ચાલોને સખીઓ! આપણે એની તપાસ કરીએ'

સરખી સાહેલીના સાથમાં ભદ્રા વિદ્યાધરી વાવડી પાસે આવી છે. એણે તો પ્રિતમને ઓળખી કાઢ્યો છે. બન્ને પ્રેમીઓ એકમેકને હળ્યા મળ્યા છે ને આનંદે અંઘોળ કર્યાં છે.

ત્યારે વિદૂષકે કહ્યું છે: 'અહીં વાવડીઓ બેઠાં દિવસ જાય નહિ ને સિદ્ધક્ષેત્રમાં કાંઈ અન્યાય નહિ. આપણે ઉજેણી જઈએ.'

વિદૂષકે રાક્ષસને યાદ કર્યો છે. પ્રેમીઓ એને ખંધોલે ચડી બેઠાં છે. જ્યાં જ્યાં પ્રિયાને પરણીને મૂકી રાખી છે ત્યાં ત્યાંથી પ્રિયાને સાથમાં લીધી છે. ને બધાં ઊડતાં ઊડતાં એક બંદરે આવી ચડ્યાં છે.

બંદરમાં વાણિયાનાં વહાણ નાંગર્યાં છે. રુદ્રદાસ વહાણવટી હરેફરે છે ને માલ વેચે સાટે છે. વિદૂષકે એને દીઠો છે. દીઠો છે ને આગળની દાઝ દિલમાં જાગી ઊઠી છે. એણે તો રાક્ષસને હુકમ કર્યો છે. રાક્ષસે વહાણવટીના વહાણ લૂંટી લીધા છે. બગચો કરી બંગલામાં નાખ્યો છે. ને બધાં ઊડતાં ઊડતાં ઉજેણી આવ્યાં છે.

વાજતે ગાજતે સામૈયાં થયાં છે. ને બધાનાં આનંદઉછરંગનો પાર રહ્યો નથી.

ને એમ પરાક્રમ કરીને વિદૂષક સંપદા પામ્યો છે ને સિદ્ધિને વર્યો છે.

ઉદયને વાત પૂરી કરી છે.

## ૬ દિગ્વિજય

ઉદયને દિગ્વિજયની તૈયારીઓ શરૂ કરી છે. દેશ દેશના રાજવીઓ પાસે સંદેશિયા મોકલ્યા છે, એ તો મિત્રો હશે તે આવી મળશે ને દુશ્મન હશે એની ખબર પડી જશે.

દેશ દેશથી રાવરાણાના સુભટો લાવલશ્કર અને પોશાક પહેરામણી લઈ આવી રહ્યા છે. ચંડમહાસેને આશીર્વાદ પાઠવ્યા છે ને ભેળું લશ્કર પણ મોકલ્યું છે. પ્રદ્યોતના સુભટો આવી પહોંચ્યા છે. ઉદયનનું લશ્કર તો સમુદ્રના વાયુની જેમ વધી રહ્યું છે.

બધા ય આવ્યા છે. એક વારાણસીના બ્રહ્મદત્ત રાજા તરફથી કાંઈ ખર કે ખબર નથી. બ્રહ્મદત્તના અભિમાનનો પાર નથી. ને વળી મોટા રાજનો રાજા છે. એ કાંઈ ઉદયનનું શરણ સામો આવીને સ્વીકારે નહિ ને એની સાથે યુદ્ધ કર્યા વિના છૂટકો નથી.

ઉદયન કહે: 'ચાલો પહેલા બ્રહ્મદત્તને ભીડાવીએ.'

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: પૂર્વ દિશા તરફ પ્રયાણ કરવું છે, એટલે પહેલો બ્રહ્મદત્ત જ સામો મળશે, પણ દુશ્મન કેટલામાં છે એની તો તપાસ કરવી જોશે ને.'

મંત્રીએ વારાણસી તરફ જાસુસો મોકલી આપ્યા છે. જાસુસોએ સાધુસન્યાસીનો વેશ લીધો છે. ગંગાને કિનારે મઢૂલી બનાવી અડ્ડા જમાવ્યા છે. સાધુસન્યાસી ગામને દીકરા દે છે, ધનદોલતના આશીર્વાદ દે છે, મોટા મોટા ચમત્કારની વાતો કરે છે. એમની વાતો સાંભળી વારાણસી ઘેલું બન્યું છે. સાધુની મઢૂલીએ માનવીનો મેળો ભરાય છે.

એ મેળામાં અલકમલકના માનવી મળે. અલકમલકની વાતો થાય. સાધુ સરવા કાન રાખી બધી વાતો સાંભળે છે ને એ વાતો વારાણસીથી વહેતી થઈ કોશાંબી પહોંચે છે.

સાધુની મઢૂલીએ રાજના સેવક આવે. રાજની છાની વાતો કરે ને એમ જાસુ-

સોએ કરવા જેવી બધી વાત લેખી કરી લીધી છે. બ્રહ્મદત્તે તૈયારી કરવામાં કાંઈ બાકી રાખી નથી. લશ્કરનો કાંઈ આરોવારો નથી. હથિયારોના ગંજ ખડકયા છે. ધાનના ભંડાર ભરી રાખ્યા છે. ઉદયનના માર્ગમાં ઠેકાણે ઠેકાણે ઘાતો રચાવી છે. કૂવા વાવડીના પાણીમાં ઝેર ભેળવ્યું છે. ઝાડપાન, ઘાસચારો અને ફળફૂલ ઉપર ઝેરનાં રજકણો છાંટયાં છે. વિસામે વિસામે રૂડી રૂપાળી વિષકન્યા બેસાડી છે. વિષકન્યાએ ક્યાંક પાણીના પરબ માંડ્યા છે, ક્યાંક અન્નના સદાવ્રત શરૂ કર્યાં છે, ક્યાક રૂપની હાટડી માંડી છે. એ તો ઊભે મારગડે રૂપના જાદુ કરે છે ને વિષના કુંડાળા સરજે છે.

આ વિષકન્યાઓ ખરાબ યોગનક્ષત્રમાં જન્મી ત્યારથી વિષથી પોષાતી આવી છે. એમની રગરગમા વિષ વ્યાપી રહ્યું છે. જે કોઇ એમના સમાગમમાં આવે તે પાવળું પાણી માગવા યે ન ઊભો રહે.

જાસુસોએ બધી વાત કૌશાંબી પહોંચાડી છે. ને મંત્રી યૌગંધરાયણે એના વારણ શોધ્યાં છે. ઉદયનનું લશ્કર આગળ વધી રહ્યું છે. માર્ગે માર્ગે કૂવા ને વાવડી આવે છે. વૈદરાજો ઔષધ વડે કૂવા વાવડીના પાણી દોષરહિત કરે છે. ઘાસચારો અને વનની વનરાજી શુધ્ધ થાય છે. ને એમ ઉદયન વારાણસી તરફ આગળ વધી રહ્યો છે.

માર્ગમાં વિષકન્યાઓ રૂપની રંગત જમાવતી ઠેર ઠેર આવી મળે છે. એ તો રૂપનાં કુંડાળાં રચે છે ને જોબનના જાદુ કરે છે. એનાં તો ઘેન એવાં છે કે માનવા પતંગિયાની જેમ એ જ્યોતમાં જળી મરે. પણ સેનાપતિ રુમણ્વાનની આજ્ઞા છે કે લશ્કરના કોઈ પણ સૈનિકે સ્ત્રીની સામું પણ જોવું નહિ. બ્રહ્મદત્તની એ રૂપપૂતળીઓ કાયાનું વિષ કાયામાં સમાવતી બેઠી રહી છે ને એનો આણીગર કોઈ મળ્યો નથી.

કાવાદાવા અને પ્રપંચનો કાંઈ આરોવારો રાખ્યો નથી. તોય બ્રહ્મદત્તની એકયે કારી ફાવી નથી. ને ઉદયનનું લશ્કર વારાણસીના સિમાડામાં દાખલ થયું છે.

આ પૂરના ધારો હવે ખાળ્યા નહિ ખાળી શકાય. ને એનો હવે કાંઇ ઈલાજ નથી. આખરે બ્રહ્મદત્તે ઉદયનનું શરણ સ્વીકાર્યું છે.

પછી તો ઉદયને પૂર્વમાં વંગદેશનો પરાજય કર્યો છે. આગળ જતાં કલિંગોને હરાવ્યા છે. દક્ષિણમાં કાવેરી અને ચોલ રાજાને તાબે કર્યા છે. ગુર્જરનો વિનાશ કર્યો છે. પશ્ચિમે લાટ જીતી લીધો છે. સિંધુરાજને મહાત કર્યો છે. ઇરાન, હુણનો નાશ કર્યો છે. ને એમ દિગ્વિજય કરી ઉદયન કૌશાંબીમાં પાછો આવ્યો છે. નગરજનોએ એનો ભાવભીનો સત્કાર કર્યો છે. એની કીર્તિ ચોમેર પ્રસરી રહી છે.

દિગ્વિજય કરી ઉદયન નિશ્ચિંત થયો છે. પણ તો યે એના જીવને નિરાંત નથી. બ્રહ્મદત્ત તરફ એને રહી રહીને શંકા આવ્યા કરે છે. એ તો કાવાદાવાને કાવતરાનો કરનારો છે. કોણ જાણે ક્યારે શું કરી બેસે એનો ભરૂસો નહિ. રાજાને રાત અને દિવસ બ્રહ્મદત્તની બીક રહ્યા કરે છે.

રાજાના મનની વાત મંત્રીએ વાંચી છે અને કહ્યું છે: 'રાજા તમારી શંકા અકારણ છે. બ્રહ્મદત્તને આપણા બળનો ખ્યાલ આવી ગયો છે. એ હવે કાંઈ જ નહિ કરી શકે. વળી આપણે તો એનું રાજપાટ એને સોંપી કરીને એનું ભલું જ કર્યું છે. ભલું કરનારનું હમેશાં ભલું જ થાય છે અને ભૂરું કરનારનું ભૂરું થાય છે. એ ઉપર હું તમને એક વાત કહું.

## ૭ ફૂળભૂતિની વાત

પનીદેશમાં ફૂળભૂતિ નામનો એક બ્રાહ્મણ રહે, બ્રાહ્મણનો દીકરો છે ને તો ય એ તો વંઠ્યો છે ને તરકડાથી યે ગયો છે, આખો દિવસ હરામ હલાલીઓ સાથે હરેફરે, ને ન કરવાનાં કામા કરે.

બ્રાહ્મણનો દીકરો વંઠી ગયો છે ને એ વાત એક વૃદ્ધ બ્રાહ્મણથી જોઈ જતી નથી. વૃદ્ધ એક દિવસ ફૂળભૂતિને શિખામણના બે બોલ કહેવા બેઠો છે, પણ ફૂળભૂતિને તો લાજ નથી, શરમ નથી, વૃદ્ધની વાત સાંભળવી તો દૂર રહી, ઊલટાંનો એણે તો બિચારાને લાત લગાવી છે.

રીસે ભરાઈને વૃદ્ધ બ્રાહ્મણે રાજદરબારે રાવ ખાધી છે. રાજના માણસો ફૂળભૂતિને પકડવા ચાલ્યા છે. ફૂળભૂતિએ હેતુમિત્રોની સહાયથી રાજના માણસોને તગડી મેલ્યા છે.

પણ એ તો રાજ સાથેની રાડ. ને રાજાએ લશ્કરના માણસો મોકલ્યા છે. હુકમ કર્યો છે: 'પકડીને સીધો શૂળીએ ચડાવી દો'

મિત્રો આડાઅવળા થઈ ગયા અને સિપાહીઓએ ફૂળભૂતિને પકડી શૂળીએ ચડાવ્યો છે. પણ ભગવાનની માયા છે અને ફૂળભૂતિની આવરદા લાંબી છે તે શૂળી ભાંગી ગઈ. ને ભગવાને જેને છોડી દીધો છે એને રાજા દંડી શકે નહિ. રાજાએ બ્રાહ્મણના દીકરાને ઠપકો આપી ગામ બહાર કાઢી મૂકયો છે.

હેતુમિત્રોએ તરછોડ્યો, રાજાએ તિરસ્કાર કર્યો અને ગામમાં તો આબરૂ હતી જ નહિ. ફૂળભૂતિને તો મોઢું બતાવવા જેવું રહ્યું નથી. ફૂળભૂતિનું એક ખેતર છે. ખેતરે ઝૂંપડી બાંધી ફૂળભૂતિ રહે છે. ખેતર ખેડી ખાય છે ને દિવસ વિતાવે છે.

એના ખેતરમાં એક પીપળો અને પીપળા ઉપર યક્ષનું સ્થાનક. ફૂળભૂતિ રોજ સવારે નાહીધોઈ પીપળાની પૂજા કરે ને પછી કામેકાજે વળગે. ને એમ કરતાં એક દિવસ પીપળાનો યક્ષ એના ઉપર પ્રસન્ન થયો છે: 'માગ માગ!'

તો કે 'માગું તમારી દયા દેવ.'

ત્યારે યક્ષે કહ્યું છે: 'તું શ્રીકંઠ શહેરમાં જા. તારે બીજું કાંઇ કરવું નહિ. ફક્ત એટલું જ બોલવું કે ભલું કરનારનું ભલું થાય છે અને ભૂરું કરનારનું ભૂરું થાય છે. આટલું કરજે ને લક્ષ્મીદેવીના તારા ઉપર ચારે હાથ હશે.'

યક્ષનું વરદાન પામીને ફૂળભૂતિ શ્રીકંઠ નગરમાં આવ્યો છે. એ તો મંત્રોચ્ચાર કરતો નગરની શેરીઓમાં ફરે છે ને એમાં રાજના ઘરનું તેડું આવ્યું છે. રાજદરબારે એને માન મળ્યું છે. ને એ તો પનોતો થઈ પડયો છે.

શ્રીકંઠ નગરનો આદિત્યપ્રભા રાજા ને એની કુવલયાવલી રાણી પૂર્વભવે પાપ કરવા અધૂરાં રહી ગયાં હશે તે આ ભવે

ય રાણી ન કરવાનાં કામા કરે છે. એ તો મંત્રતંત્રની સાધના કરે છે અને ધરતીને માથે ડાકણ થઇને હરેફરે છે.

વિશ્ણુસ્વામી નામનો એક બ્રાહ્મણ અને એની કાળરાત્રિ પત્ની. એને ઘડીને તો ભગવાને જાણે હાથ ધોઇ નાખ્યા છે. જાડાં ભમ્મર, કાકચ સરખી આંખો, નીચું અને ચપટું નાક, જાડા અને ભયંકર હોઠ, મોટા મોટા દાંત, લાંબી ગરદન, મોટું પેટ અને પેટ ઉપર પડતી છાતી. જોતાં જ માનવીની છાતી ફાટી પડે. એવી એ કાળરાત્રિ. ડાકણમંત્રની સિદ્ધિને વરેલી અને એનાં કાળરાત્રિ સરખાં કામા.

રાણી કુવલયાવલીનો સાહેલી કાળરાત્રિ.

વિશ્ણુસ્વામી નિશાળ ભણાવે અને એની નિશાળે સુંદરક નામનો એક વિપ્રબાળ વિદ્યાભ્યાસ કરવા રહ્યો છે એ તો ગુરુની સેવા કરે છે ને વિદ્યા ભણે છે.

સુંદરક કામદેવ સમો રૂપાળો ને કાળરાત્રિને એની રઢ લાગી છે. એક દિવસ મહેતાજી બહાર ગયા છે ને કાળરાત્રિએ સુંદરકનો હાથ ઝાલ્યો છે. નાના એવા બાળક પાસે મોટી એવી મનની વાત કરવા બેઠી છે.

ત્યારે સુંદરકે કહ્યું છે: 'તું તે શી વાત કરે છે, મા તું ગુરુની પત્ની મારી માને ઠેકાણે.'

ત્યારે કાળરાત્રિ કહ્યું છે: મારી વાત માનશે તો તને બાવન ભોગ મળશે. ના પાડશે તો રાનરાન ને પાનપાન થઈશ.'

ત્યારે સુંદરકે કહ્યું છે: 'મારું તો જે થાવું હશે તે થાશે. દેખી પેખીને પાપમાં નહિ પડું.'

ને કાળરાત્રિએ પતિ પાસે સુંદરકની રાવ ખાધી છે. વિશ્ણુસ્વામીએ એટલું ય વિચાર્યું નથી કે આ બને તો આ દીકરાના સંબંધને જોગ છે. એમાં બીજા સંબંધની સંભાવના યે નથી એણે તો સુંદરકને વગર લેવેદેવે મારીમારીને ઘરમાંથી કાઢી મૂકયો છે.

કાળી ડિબાણ જેવી રાત છે ને એવી રાતે સુંદરકને ઘરમાંથી કાઢી મૂકયો છે. આવી અઘોર રાતે એ બિચારો કયાં જશે? એ તો છાનોમાનો ગામના એકઢાળિયામાં ગયો છે ને ગમાણમાં સંતાઈ બેઠો છે.

મધરાત થઈ છે ને કાળરાત્રિ એકઢાળિયામાં આવી છે. માથે છૂટા વાળ છે. કપાળે સિંદૂરની આડ છે ને હાથમાં કટારી છે. સુંદરકે કાળરાત્રિને જોઈને એના ઘરણ મરી ગયા. આ ડાકણ આવી પહોંચી છે ને હવે શું થશે?

પણ કાળરાત્રિએ આઘુંપાછું કાંઈ જેયું નથી. મોઢેથી મંત્ર ભણ્યો છે ને એકઢાળિયાને પાંખો આવી છે. એ તો ઘરરર કરતું આકાશમાર્ગે ઊડયું છે

ઉજેણી નગરી ને એનું ગંધરવું મસાણ. મસાણને કાંઠે એક વાડી છે. વાડીમાં એકઢાળિયું ઊતર્યું છે. ડાકણ સ્મશાનમાં ગઈ છે ને જોગણીઓ સાથે રાસડા લેવા લાગી છે. સુંદરક બીતો બીતો બહાર નીસર્યો છે. હાથ લાગ્યાં એટલાં ફળમૂળ વાડીમાંથી વીણી લીધાં છે. ખવાય એટલાં ખાધાં છે ને બાકીના બાંધી લીધાં છે, એ તો પાછો એકઢાળિયામાં સંતાઈ બેઠો છે.

રાસે રમીને ઠાકણ પાછી આવી છે. એકઢાળિયું ઉડાડીને ઘેર આવી છે. સવારે સુંદરક એકઢાળિયામાંથી બહાર નીસર્યો છે, જઈને અસક્ષેત્રમાં રહ્યો છે.

સુંદરક ગામમાં હરેફરે છે ને ભિક્ષા માગી ખાય છે. એક દિવસ કાળરાત્રિએ એને દીઠો છે ને વળી પાછી મનની વાત એને કહી છે. સુંદરક પાસે તો એકનો એક જવાબ છે અને પત્નીની ભંભેરણીથી વળી પાછો વિષ્ણુસ્વામીએ સુંદરકને કૂટયો છે.

આ ગામમાં તો હવે નહિ રહી શકાય. સુંદરક આવીને એકઢાળિયામાં સંતાયો છે. એના મનમાં એમ છે કે એકઢાળિયું ઊડીને ઉજેણી પહોંચે એટલે પોતે ત્યાં જઈને રહે.

ઊડીને સુંદરક ઉજેણી આવ્યો છે. વાડીમાંથી ફળફૂલનું પોટકું બાંધ્યું છે ને ઉજેણીની બજાર તરફ ચાલી નીકળ્યો છે. ખાધું હોત તો કોઈને ખબર ન પડત, પણ આ તો પારકી મતા બજારે વેચવા બેઠો છે. વાડીના ધણીએ પોતાનો માલ ઓળખ્યો છે ને રાજદરબારે ફરિયાદ કરી છે.

સુંદરકે વીતી વાતો રાજાને કહી સંભળાવી છે. પણ રાજા કાંઈ એ વાત માને નહિ. એને તો વાતનું પ્રમાણ જોઈએ છીએ. રાજાએ સુંદરકને એકદંડિયા મહેલમાં પૂર્યો છે. કહ્યું છે: તારી વાતની સાબિતી આપ.'

ઠાકણનો ભણેલો મંત્ર સુંદરકને હૈયે છે. સુંદરકે ઠાકણનો મંત્ર ભણ્યો છે. મંત્ર ભણતાં તો એકદંડિયો આખો ઊડયો છે એ તો ઊડયે જાય છે, ઊડયે જાય છે. લોકોને મન જોણું થયું છે.

[ ચાલુ

અંગ્રેજ—અમારા દેશમાં હિન્દીઓને કાળાયોક કહેવામાં આવે છે.

હિન્દી—પણ પ્રાણીઓનો અભિપ્રાય શા કામનો ?

અંગ્રેજ—પ્રાણીઓ કેમ ?

હિન્દી—અમારા દેશમાં અંગ્રેજોને માંકડા કહેવામાં આવે છે.

*

એક જણે, આગલે દિવસે પોતે સીતાહરણનાટકની જે ફિલ્મ જોઈ આવ્યો હતો તેની વાત તેના મિત્રને આ પ્રમાણે કહી:

પછી તો ખભામાંથી રામ નીકળ્યા અને માથામાંથી સીતાજી નીકળ્યાં. ત્યાં બીજી કોરના ખભામાંથી રાવણ નીકળ્યો એટલે રામ માથામાં ભેગા થઈ ગયા.

પછી બીડીના ધોડા ધુંવાડા અને તેમાંથી સીતાજી દેખાયાં...

આ વાત ક્યાંય સુધી ચાલત ! પણ સાંભળનાર મિત્રની ધીરજ ખૂટી તેણે, કહ્યું ! ભલા માણસ આવી તે ફિલ્મ હોતી હશે ?'

'હા હા' પેલાએ જવાબ આપ્યો, 'મારી આગળની બેઠકમાં બેઠેલ એક જણ બેઠેલો તો હસ્યા કરતો હતો કે મને આખી ફિલ્મ આવી જ દેખાઈ.

## આ અંકની સફળતામાં જેમનો સહકાર છે

### તે માનવંતા લેખકો મહાશયોની

# વાર્તાઓનો અનુક્રમ





આં અંકના પ્રકાશનમાં જેમના સૌજન્યે પ્રાણ પૂર્યાં છે
તે પ્રતિષ્ઠિત વેપારી અને ઉદ્યોગપતિઓની કંપનીઓની

# જાહેરખબરોનો અનુક્રમ

સંગીનતા અને સંતોષ મેળવવા આપની જરૂરિયાત વેળા નીચેની
પ્રતિષ્ઠિત કંપનીઓને અવશ્ય યાદ કરશો



[ જુઓ અનુસંધાન પેજ ૧૧૮

# નૂતન વર્ષાભિનંદન





દીપોત્સવી જૂનું વર્ષ અનેક સુખદ અને દુઃખદ સંસ્મરણો સાથે વિદાય લે છે અને નૂતન વર્ષની પ્રભાતે નવ આશા, પ્રફુલ્લ મનોરથો અને મહત્ત્વાકાંક્ષાઓને નવ કુંપળો ફૂટે છે.

જૂના વર્ષનો અંત એટલે કાર્ય-નિષ્કાર્ય, સાફલ્ય-વૈફલ્ય પ્રગતિ-પરાગતિનું એકંદર સરવૈયુંઃ રાષ્ટ્રમાં પ્રકટેલા સ્વાતંત્ર્ય ભાનુના તેજરશ્મિઓએ દેશના અને માનવોનાં હૈયાં કેટલાં ઉજાળ્યાં છે, એ પ્રતિ એક વિહંગાવલોકન કરવાની પરાં ૩૬૦ દિવસોને અંતે આવેલી મહત્ત્વની પળ આજે ભારતનો આત્મા અનેક વિષમ અને કૃત્રિમ વિટંબણાઓથી પરેશાની અનુભવી રહ્યો છે. સુવર્ણયુગની એક સમયની આ સુવર્ણભૂમિમાથી તેનાં બાળકોને હાલમાં પૂરતાં અન્નવસ્ત્ર પ્રાપ્ત થતાં નથી વિશ્વની અધ્યાત્મભૂમિ ગણાતા આ રાષ્ટ્રનાં સંતાનોને આધ્યાત્મિક-આત્મિક શાંતિ નથી. ચોતરફ રોટી, વસ્ત્ર, વિસંવાદ અસંતોષ, વર્ગીય વેર, અને નર્યા શોષણના ચિત્કારો સંભળાઇ રહ્યા છે.

આવા કપરા કાળે માનવીને નવા વર્ષની અનેક આશાભરી ઉષાનો પાલવ સ્પર્શી જાય છે. માનવીના મનોરથો સફળ થશે ખરા? પરમ કૃપાળુ પરમેશ્વર આપણામાં એ સફળ કરવાની શક્તિ પ્રેરે એવી પ્રાર્થના કરીએ.

આ શુભ પ્રસંગે 'કહાની'ની પ્રગતિનો પણ થોડો ખ્યાલ આવી જાય છે. 'કહાની' આવતા ડિસેમ્બર માસમા છ વર્ષ પૂરાં કરી સાતમા વર્ષમાં પગલાં માંડશે. વર્ષોને હિસાબે 'કહાની' હજી કિશોરાવસ્થામા ગણાય પરંતુ કહેતાં આનંદ ઊપજે છે કે, આટલાં વર્ષોમાં 'કહાની'એ પોતાના ઉદ્દેશમાં અને કાર્યમાં ધાર્યા કરતાં વધુ સફળતા મેળવી છે આ સિદ્ધિ જોઇ અમને અભિમાન લેવાનુ મન થાય છે, અને એ સાથોસાથ તેને આટલી કક્ષાએ વિકસાવવામાં ફાળો આપનારા ગ્રાહકો વાર્તા-લેખક બંધુઓ, વાંચકો, તથા મારા સુરબ્બી શ્રી. ભાનુશંકર વ્યાસ (બાદરાયણ)ને સહૃદયે નૂતનવર્ષાભિનંદન પાઠવી નવા વર્ષના શુભ મનોરથોની સફળતા વાંછી વિરમું છું.

રસતીક વી. મહેતા
સંપાદક

વાર્તાઓનું અનોખું માસિક
★
દીપોત્સવી અંક



काव्येषु रम्या कथा

# મને વખત નથી

રમણલાલ વ. દેસાઈ

: ૧ :

આ એક રસિક વાર્તા નથી. ટૂંકી નોંધ માત્ર છે પ્રસંગની નોંધ છે અને એમાં નાયક છે એટલા પૂરતી વાર્તા કહો તો જુદી વાત! લોકશાસનમાં પત્રકારોને અને નેતાઓને પરસ્પર સ્નેહ, સંબંધ, સગપણ ઘણું વધી જાય છે. પત્રકારો વડે નેતાઓ અને નેતાઓ વડે પત્રકારો અલબત્ત નેતાઓ એમ માનતા નથી એ જુદી વાત છે. નેતાઓ પોતાના નેતૃત્વનો આધાર પોતાની સેવાવૃત્તિ ઉપર રહેલો માને છે. છતાં પોતાના ભાષણની લાંબી નોંધ, પોતાની સભાનો ઝળકતો અહેવાલ, પોતાની સુશોભિત છબી, પોતાના કાર્યક્રમના સમાચાર, પોતાનાં નિવેદનો અમુક પાના ઉપર, અમુક ઢબે આવે છે કે નહીં તેની બહુ જ કાળજી રાખતા હોય છે. એટલે નેતાગીરીએ પત્રકારોને કહાડી નાખવા જેવા તો ન જ કહેવાય. તેમની ઇચ્છાનુસાર અહેવાલો ન આપીએ તો તેમને ખોટું પણ લાગે છે એ હું જાત અનુભવથી જાણું છું.

હું હજી પીઢ પત્રકાર નથી. પાંચછ વર્ષનો શીખાઉ પત્રકાર કહેવાઉં, છતાં નેતાઓ ઉપર અમારું ઘણું અવલંબન રહે છે—જાહેરખબરો બાદ કરતાં—એ હું બેધડક કબુલ કરું છું. એમનાં વ્યાખ્યાનોથી અમારાં કોલમો ભરાય છે, એમની છબીઓથી અમારી કલા પોષાય છે, એમની વાતચીતમાંથી નવનવા સમાચારો ઊભા થાય છે, એમના સ્મિતમાંથી મહાપ્રશ્નો ઉકેલાય છે અને એમના મૌનમાંથી ગહન પ્રશ્નો જન્મે છે. એટલે પત્રકારોને તો નેતાઓ વગર ચાલે જ નહીં.

જે પક્ષ જોરમાં એ પક્ષનો બહુબોલો સભ્ય એ અમારે મન નેતા. જો કે નિર્બળ પક્ષને હસવા માટે પણ અમે સ્થાન આપી અમારું ન્યાયીપણું સિદ્ધ કરીએ છીએ ખરા! જેને પક્ષ નહીં એનું પત્રકારિત્વમાં જ અસ્તિત્વ નહીં; સિવાય કે ગાંજો વેચતાં પકડાયો હોય, ખૂન કરી ભાગી ગયો હોય, કોઈની પરણેતરને ભગાડી ગયો હોય કે ગાય જેવા મુખવાળું બાળક એને ઘેર અવતર્યું હોય!

અમારા શહેરના મહાન નેતા ભગવાનદાસથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હોય. એમના નેતૃત્વ નીચે ઘણી સભાઓ ભરાઈ, ઘણા સમારંભો ગોઠવાયા, ઘણી લડતો લડાઈ અને ઘણી જેલ જાત્રાઓ પણ થઈ ચૂકી. સ્વરાજ્ય આવવામાં તેમનો સક્રિય ફાળો ઘણો મોટો. પ્રધાનપદ માટેની પૂરી લાયકાત છતાં રહી ગએલા અનેક નેતાઓમાં તેમનું સ્થાન આગળ હતું. પરંતુ તેઓ પોતાના અસંતોષને આગળ કરી સેવાકાર્યમાં પાછળ પડી જાય એવા સ્વાર્થી ન હતા. આમ સ્વરાજ્ય આવ્યા છતાં, ઓછા લાયક માણસો પ્રધાનની ખુરશીઓ ઉપર ઠસી જવા છતાં, ભગવાનદાસનું નેતૃત્વ તો ચાલુ રહ્યું જ. એમની હાજરી વગર જિલ્લાનું એક પણ કામ આગળ વધી શકતું નહીં. દેશને સ્વરાજ્ય મળ્યા છતાં હજી અંગ્રે-

જી ભાષાનો અને અમલદારોના અંગ્રેજી હોદ્દાનામોનો મોહ હજી તદ્દપૂર પણ ઓછો થયો નથી. એટલે બ્રિટિશ અમલ દરમિયાન ઓળખાતા કલેક્ટરો અને ડેપ્યુટી તથા એસીસ્ટન્ટ કલેક્ટરો હજી એ જ નામથી ઓળખાય છે. તેમને પોતાને તેમજ પ્રજાજનોને બીજા દેશી નામે અમલદારોને ઓળખાવવામાં ભારે અપમાન લાગે છે. એ કલેક્ટરો ડેપ્યુટીઓ તેમજ એસીસ્ટન્ટોની કાર્યપદ્ધતિનો ધ્રુવ ભગવાનદાસની ધોળી ટોપી જ હતી અને ભગવાનદાસની વાતમાં પણ કમીશનર, કલેક્ટર, ડેપ્યુટી, કે કોઈનો હિસાબ હોય એમ લાગતું જ નહીં.

'એમાં શું! કમીશનરને કહું!' 'કલેક્ટર ઉપર ચિઠ્ઠી લખી આપું!' 'મામલતદાર! એને પાંશરો કરવો છે! વાર શી!' આવાં આવાં વાક્યોની ફૂલખણીઓ ફોડતાં ભગવાનદાસભાઈનું આપણા લોકજીવનમાં કેટલું ભવ્ય મહત્ત્વ હશે તે સહજ સમઝી શકાય એમ છે બ્રિટિશ અમલમાં કલેક્ટર કમીશનરની સાથે 'સાહેબ' શબ્દ લગાડવામાં આવતો હતો તે હવે અદૃશ્ય થઇ ગયો છે એટલો વિવેકમાં તેમજ પ્રજાકીય હક્કના ભાનમાં વધારો થયો છે એ એ નોંધ જરૂર કરવી જોઇએ.

:૨:

હું ઘણું ખરું ભગવાનદાસભાઇ પાસે જતો. એઓ પોતે ભગવાનદાસભાઈ કહેવાતા એ સ્વરાજ્યમાં કોઇએ ભૂલવું ન જોઈએ. બાજરીના ભાવ વધશે કે ઘટશે? સડેલા ઘઉં મળતા ક્યારે બંધ થશે? ખાંડ મેળવવા શું કરવું? અને મારે પત્રકાર તરીકેનું વધારે જોઇતું કેરોસીન ક્યાંથી લાવવું? કાશ્મીર સંબંધી ભગવાનદાસભાઇનો શો મત છે? અને ડાંગની ભાષા ગુજરાતી છે કે મરાઠી એ વિષે ભગવાનદાસભાઈ શું માને છે? અંગ્રેજોનાં બાવલાં શહેરમાંથી ઉઠાવી લેવાની દેશાભિમાનથી ભરપૂર જેહાદનું અંતિમ પરિણામ કેઈ દિવસ ગાંધીજી કે જવાહરલાલની છબીઓ દૂર કરવામાં પણ આવે કે કેમ? સુરત નવસારીની જિલ્લા રચનામાં વલસાડ અંતે ફાવી જવાનું છે એમ લોકો કહે છે એ વિશે ભગવાનદાસભાઈ કંઈ પ્રકાશ પાડશે કે? વગેરે પ્રશ્નો પૂછવાના તો હોય જ એટલે ખબરપત્રી તરીકે મારે તેમની પાસે રોજ જવુંઆવવું થાય જ. મારો અને તેમનો અંગત સંબંધ પણ વધતો જતો હતો. ઘરના સ્ત્રી બાળક વર્ગ સાથે પણ મારો પરિચય ગાઢ બનતો જતો હતો.

સ્વરાજ્યની લડતમાં પરદેશીઓને સીધી ગાળ દઈ તાળીઓ પડાવતા ભગવાનદાસભાઇ હવે જવાબ આપવામાં કે પોતાના નિવેદનો ઘડાવવામાં ભવ્ય મુત્સદ્દીગીરીએ પહોંચી ગયા હતા એ પણ મારા ધ્યાનમાં આવેલું જતું હતું. ડાંગની ભાષા ગુજરાતી જ છે એવાં ભાષણો કરીકરાવી, લેખ લખાવી, અભ્યાસો છેડાવી, અંતે મુંબઇ સરકારે ડાંગને મરાઠી ભાષાના ઝંડા નીચે ખેંચી બાંધી આપ્યું ત્યારે બેનમૂન અને અપૂર્વ સંયમ દર્શાવી ભગવાનદાસભાઈએ જે વાક્ અને કલમ શાન્તિ પકડી એ જોતાં અને બહુ ખેંચ પકડ થતાં તેમણે કોઇને પણ ન સમજાય એવું મારી પાસે લખાવેલું નિવેદન, જેની નીચે અલબત્ત એમણે સહી ન જ કરી એ જોતાં–મારી ખાતરી થઈ કે હિંદનું રાજકીય ભાવિ આવા મુત્સદ્દીઓના હાથમાં ઉજ્વલ અને ઉજ્વલ થતું જવાનું છે. ગાંધીજીની સત્યનિષ્ઠામાં એક જ ભયંકર ખામી હતી. એમાં મુત્સદ્દીગીરીનો સંપૂર્ણ અભાવ હતો. એ અભાવને લઇને ગાંધીજીએ પોતાનો પ્રાણ ગુમાવ્યો. ગાંધીજીને પગલે ચાલતા તેમના અનુયાયીઓએ ગાંધીજીની એ ભૂલ સુધારી સત્યને મુત્સદ્દીગીરીમાં વીંટાળવા માંડ્યું છે! એટલે હિંદના મુદ્રાલેખ અનુસાર સત્યનો સાચો જય થવાનો જ છે! હવે પરદેશીઓ સામે રાજનીતિની પટાબાજી ખેલવાની સફળ કલા હિંદને આવડી જશે.

આ મુત્સદ્દીગીરી વર્તમાનપત્રોની દૃષ્ટિએ બહુ આવકારદાયક હતી. ભગવાનદાસભાઈની આંખમાં પણ હવે મુત્સદ્દીગીરીના હોજ ભરેલા લાગતા હતા—અલબત્ત, અંગ્રેજોની માફક અગર હિંદના ગુંડા ઘર્દુંગાઓની માફક તેઓ આંખમીચકારો ન જ કરે એ સમજી શકાય એમ હતું. એ જ મુત્સદ્દીગીરીનાં મને વખતોવખત દર્શન થતાં, અને હું રાજી થતો કે આપણા સ્વરાજ્યની માફક આપણા નેતાઓનાં વર્તન પણ ધર્મના અંચળાને બાજુએ ફેંકી સાદી સમજનો આશ્રય લેતાં થઈ ગયાં હતાં. મારે ભગવાનદાસભાઈ પાસે નિત્ય જવાનું એટલે તેમની મુત્સદ્દીગીરીના પરચા મને રોજ મળતા.

એક ગામમાં મુસ્લિમ તંગદિલી વધી ગઈ. મુસ્લિમોને કોઈની સલાહ જરૂરી હોતી જ નથી. પરંતુ હિંદુઓની સલાહ મસલત માટેની દોડાદોડી કોઈ પણ શાંતિપ્રિય પ્રજાને શોભાવે એમ હોય છે. સલાહ પણ ભગવાનદાસભાઈ વગર કોની લેવાય? આઠદસ આગેવાનો એકાએક આવી પહોંચ્યા ભગવાનદાસભાઈ પાસે. ગામના કામ માટે એકલ દોકલ માણસ ન જ આવી શકે.

હાં! બોલો!...તમારા ગામમાં તો કાંઈ કોમી ઝઘડો સંભળાય છે...નહીં? 'એક સર્વંગ જોધીની' અદાથી ભગવાનદાસે પૂછ્યું:

'વાત ન કરશો, ભગવાનદાસભાઈ, અમારા દુઃખની!' કહી ગામના આગેવાનોમાં આગેવાને દુઃખની વાત શરૂ કરી. મુસલમાનો વિરુદ્ધ ગામડાંમાં મુખ્યત્વે બે ફરિયાદો આગળ આવતી એ તો તેઓ લીગવાદી પ્રવૃત્તિ કરે છે એ, અને બીજી ફરિયાદ એ કૂવાતળાવ ઉપર પાણી ભરવા જતી ગામનારીઓની તેઓમાંના કેટલાક ગુંડાઓ છેડતી કરે છે.

આસપાસ મારા સિવાય બીજું કોઈ બેઠું નથી એમ ખાતરી થતાં તેમણે ગામ લોકોને કહ્યું:

'તે તમે બંગડીઓ પહેરી બેઠા છો? ચાલ્યા ચાલ્યા આવો છો અહીં સુધી તે!' ભગવાનદાસભાઈની આ સૂચનામાં હિંસાનું નામ પણ ન હતું, છતાં ગામ લોકો સમજ્યા કે ભગવાનદાસભાઈએ હિંસક સામનો કરવાની સલાહ આપી છે! અઠવાડિયામાં એ ગામે રમખાણ થયું, મારામારી થઈ અને હિંદુ મુસલમાન બન્ને લતાઓ જોડાજોડ હોવાથી બન્નેમાં ભયંકર આગ લાગી—અલબત્ત, એમાં વધારે તો હિંદુઓનાં જ ઘર બળ્યાં એ જુદી વાત છે. પરંતુ ભગવાનદાસભાઈ એ ગામે પહોંચી ગયા. સામસામી ફરિયાદો કરાવી. તેના નીકાલ કરાવ્યા અને આખા ગામમાં હતી એટલી મોસંબીનો રસ મધ સાથે પી તેમણે ઉપવાસ પણ જાહેર કર્યો.

કેટલાક લોકો ફરિયાદ લાવતા: અમારા ગામમાં ગોળ મળતો નથી! કેટલાક લોકો ફરિયાદ લાવતા: અમારા ગામમાં ઢોરને ખવરાવવા કપાસિયા નથી. કેટલાક કહે: અમારે *ત્યાં અનાજમાં જવ અપાય છે; અમે બાપજન્મારે જવ ખાધા નથી.* કંટાળીને ભગવાનદાસભાઈ કહેતા:

'હું બધે ક્યાં આવી શકું? કહો તો ચિઠ્ઠી લખી આપું.'

'ચિઠ્ઠી નહીં માને.'

'એ ન માને તો આવજો...ચિઠ્ઠી ન માનનારો એવો કયો પાક્યો છે!' કહી તેઓ મારી સામે જોતા.

આમ જનતાને કોઈ પણ બાબતમાં સંતોષ ન જ હોય એવી વૃત્તિ ધારણ કરવાની દસેક વર્ષથી ટેવ પડી ગઈ છે. કુટિલ નીતિવાળી બ્રિટિશ સલતનતનું રાજ્ય હતું ત્યારે અમલદારોને ગભરાવવા માટે આ અસંતોષનો ઠીક ઉપયોગ થતો. પરંતુ સ્વરાજ્યમાં પણ આ ટેવ ચાલી આવે એ લોકશાહી દૃષ્ટિએ વાજબી કહેવાય નહીં. પરદેશી અમલમાં તો લગાર પણ દુઃખ પડે—કે દુઃખ પડ્યાનો ભાસ થાય એટલે લોકોની ખૂમાખૂમ આગેવાનો

દ્વારા વૃદ્ધિ પામતી. પરંતુ સ્વરાજ્યમાં લોકો સહજ દુઃખ વેઠે એમાં શા માટે તેમણે બૂમ પાડી ઊઠવું જોઈએ? પરદેશી રાજ્યમાં દુઃખ એ દુઃખ–નિર્મળ દુઃખ હતું! સ્વરાજ્યમાં દુઃખ એ પ્રજા ઘડતરની કસોટી ગણાય.

'ભગવાનદાસભાઈ, ગોળ તો મળ્યો, પણ 'પરમીટ' મકનજીભાઈને આપી!' લોકોએ ફરિયાદ કરી.

'તમારે ગોળ સાથે કામ છે કે મકનજીભાઈ સાથે?' ભગવાનદાસે શિખામણરૂપે પ્રશ્ન કર્યો.

'પણ તમે તો ઓળખો છો મકનજીભાઈને! પરહદમાં અનાજ ચગાવી દેતાં પકડાયલા અને તમે છોડાવેલા તે...નફાખોરી વગર એનો ધંધો નહીં....'

'જુઓ. ગોળ આવે છે તે આવવા દો. નફાખોરી જણાય તો સ્થાનિક સમિતિનું નામ ન લેશો. બધાય...'

'વાંધો લાગે તો ફરી આવજો. હમણાં તો મારે જરૂરી કામ છે...' કહી ભગવાનદાસે મારી સામે જોયું અને મેં હા પાડી ઉતાવળ કરવા વિનંતિ કરી.

લોકોના ગયા પછી મેં જરૂરી કામ વિશે પૂછ્યું. અલબત્ત, કામ હતું જરૂરી. પરંતુ તે બે કલાક પછી કરવાનું હતું. એમણે કહ્યું:

'આમ ન કરીએ તો પાર પણ ન આવે! મારે બીજાં કેટકેટલાં કામ કરવાનાં હોય છે? રાત્રે ઊંઘ પણ નથી આવતી.'

'ખરું છે, ભગવાનદાસભાઈ. જરા કામ અને મુલાકાતો ઓછાં કરી નાખો.' મેં કહ્યું.

'હું તો બહુએ ઇચ્છું છું! પણ લોકો ક્યાં છોડે છે મને?'

નિવૃત્તિ માગતા આગેવાનોની સ્થિતિ પણ નિવૃત્તિ પામતા અમલદારો જેવી જ થતી રહે છે. લોકોની અવરજવર ઓછી થાય તો તેમનો દિવસ બોજે જતો લાગે છે. ભગવાનદાસની હરીફાઈ કરવા તૈયાર થયેલા એક આગેવાનને ઘેર કોઈ પણ પ્રશ્ન સલાહ લેવા ન જાય એવી સફળ યોજનાઓ ભગવાનદાસે કંઈકવાર કરી હતી.

બદલાયેલા સંજોગોમાં–એટલે કે સ્વરાજ્યમાં–ભગવાનદાસનું કામ હતું એના કરતાં બમણું થઈ ગયું. પ્રાન્તિક, જિલ્લા, નગર, ગ્રામ, પોળ, ચકલો, શેરી વગેરે સમિતિઓમાં ભગવાનદાસ તો હોય જ. ઉપરાંત પુસ્તકાલય, સહકારી મંડળી, યુનિયન, ખેડૂત મંડળ, વ્યાપારી મંડળ, તપાસ સમિતિમાં તો તેમના વગર ચાલે જ નહીં. સિવાય કોઈ સભામાં પ્રમુખ થવું પડે; ઇનામોના મેળાવડાઓમાં ઇનામો આપવાં પડે અને પ્રધાનોની વધી પડેલી અવરજવરમાં હાજરી જતે આવતે અને વચમાં આપવી પડે એ જુદું.

'ભાઈ, હવે ચોવીસ કલાક મને ઓછા પડે છે.' 'અઠવાડિયા પછી મને મળો.' જેવા જવાબોને ઘોળી પી જનાર જનતા સામે ફરી ફરી ઘરમાં ભગવાનદાસ હોવા છતાં 'નથી' એમ કહેવડાવવાની પણ તેમને જરૂર પડવા માંડી–અલબત્ત મારી હાજરીનો કશો જ વાંધો ન હતો. હું તો તેમનાં અતિક્રમનાં ફરી ફરી વર્ણનો આપી આજના નેતાઓની વધી પડેલી મુશ્કેલીઓ જનતા પાસે રજૂ કરી તેમનું મહત્ત્વ વધારે જતો હતો.

એક મહારુદ્રના સમારંભમાં તેમને બોલાવવા આવેલી મંડળીને–જેમાં એક સંન્યાસી અને તેના આશીર્વાદથી અત્યંત ધનિક બનેલા શેઠ હતા તેમને–ભગવાનદાસે કહ્યું:

'આપ આવ્યા છો એટલે પાંચ મિનિટ આપી જઈશ...પણ ખરેખર મને વખત નથી.' ત્યારે મને ભગવાનદાસનું કથન સાચું લાગ્યું.

વળી એક ટ્રેક્ટર એક ખેતરમાં ભગવાનદાસને હાથે ચલાવવાનું મુહૂર્ત આવી પહોંચતાં બહુ જ કંટાળાપૂર્વક સમયનો અભાવ દર્શાવ્યા છતાં મુહૂર્ત સાચવવા અને ટ્રેક્ટર ઉપર ઊભા રહી હસતે મુખે છબી પડાવી

સન્માનાર્થે અપાયેલા ચાંદીના ટ્રેકટરને સાથે લાવવું જ પડ્યું.

વર્તમાન નેતૃત્વ એ કાંટાળો તાજ છે, ખીલાનું બિછાનું છે, શૂળીની સેજમત છે એવા એવા લેખ પણ હું લખતો ચાલ્યો, જેમાં જેમાં મુખ્ય વાર્તાનાયક ભગવાનદાસ જ હોય. આવા ઘણા પ્રસંગો બનતા, અને એ પ્રસંગોમાંથી હું રસભરી કથનીઓ પણ ઉપજાવતો જે ભગવાનદાસ વાંચતા અને તેમાં હવે પછીના પ્રસંગે શું લખવું અને શું ન લખવું એની સૂચનાઓ પણ આપતા.

માત્ર એક જ પ્રસંગ એવો બન્યો કે જેને માટે મારે કેવી કથની લખવી તેની સમજ હજી મને પડતી નથી. કેટલાક લોકો ફરિયાદ લેઈ માથું ખાવા એક પ્રસંગે ભગવાનદાસને ત્યાં આવ્યા.

'કૂવો કરવો છે અને સિમેન્ટ મળતી નથી.' ફરિયાદ રજૂ થઈ.

'આપણા બાપદાદા સિમેન્ટના કૂવા કરતા હતા?' ભગવાનદાસે બહુ જ સાચો જવાબ પ્રશ્નના રૂપમાં આપ્યો.

'ભગવાનદાસભાઈ, બાપદાદાનો વખત જુદો હતો. ત્યારે ચૂનાની ચક્કીઓ ચાલતી, મજૂરો સોંઘા મળતા, ભઠ્ઠીઓ કરનાર ઘેર આવી પૂછી જતા. આજ તો ન બળદ મળે, ન મજૂર રાજી, અને ચૂનાની ભઠ્ઠીને ઓળખનાર પણ કોઈ ન મળે.'

'સિમેન્ટ જોઈતી હોય તો રાહ જુઓ.'

'પણ કેટલી રાહ જોવી? મારા પછી અરજી કરનારને એક સો થેલી મળી અને મને અરજી કે ઉઘરાણી પણ ન કરવી એવા જવાબો મળે છે...'

'કદી કદી એમ થાય. હજી સ્વરાજ નવું છે...અને હું મુંબાઈ લખી દઉં છું. બસ?' અને માથુખાતા સિમેન્ટના ફરિયાદીઓ જાય તે પહેલાં તો બે અંધ અને તેમને દોરતા એક દેખતા ગૃહસ્થ આવી પહોંચ્યા. ભગવાનદાસભાઈના મુખ ઉપર પૂરો કચવાટ દેખાયો. તેમણે કહ્યું: 'તમે ભલે આવ્યા પણ મને અત્યારે વખત નથી.'

'ભગવાનદાસભાઈ, આપના કહેવા પ્રમાણે અમે આવ્યા છીએ. ઘણુ વાર તો અમે આવી પાછા ગયા...' પેલા વાચાળ અંધે કહ્યું.

'તે મારી ગરજે તો નથી આવ્યા ને?'

'નહીં, નહીં ભાઈસાહેબ, અમે તો અમારી ગરજે આવ્યા છીએ આપના વગર અમારો આરો–ઉદ્ધાર નથી, ભગવાનદાસભાઈ'! વાચાળ અંધે કહ્યું

'આપ ફરી એક વખત આવો ને! અત્યારે તો, જુઓ હું કપડાં પહેરવાની તૈયારી કરી રહ્યો છું.'

'બાપજી, પાંચ મિનિટનું કામ છે. આપ પ્રમુખ થાઓ તો અમારો ફાળો...'

'અત્યારે કાંઈ જ નહીં. શ્વાસ લેવાનો પણ વખત નથી. તમે જાણો છો મારે વિમાન-ગૃહ ઉપર પ્રધાન સાહેબને લેવા જવું છે તે. તમે ફરી આવજો ..'

'અમે બેઠા છીએ. આપ પ્રધાન સાહેબ-ને આવકાર આપી આવો.' અંધે કહ્યું.

'નહીં, નહીં. આજ વખત મળે એમ છે જ નહીં. પ્રધાન સાહેબ સાથે મારે જમવું પડશે પછી એક મહત્ત્વની ગુપ્ત સભા છે જેમાંથી જાહેર સભામાં જઈ રાત્રે ખાણા ઉપર હાજરી આપવાની છે.' ભગવાનદાસ-ભાઈએ પોતાનો ભરચક કાર્યક્રમ કહી સંભળાવ્યો.

'ભગવાનદાસભાઈ, પ્રધાન સાહેબને લેવા તો બહુ માણસો જશે પણ અમારા અંધોને દોરનાર આપ સિવાય કોઈ નથી. આટલું એક કાગળિયું આપથી વાંચી જાઓ...'

અંધોની જીભ બહુ ચાલે છે. પરંતુ તેમને ક્યાં ખબર હતી કે આવનાર પ્રધાનનું વિમાન ઝડપ કરી રહ્યું છે! તેમને વાત કરતા છોડી ભગવાનદાસભાઈ કપડાં પહેરી બહાર આવ્યા અને કાર તૈયાર છે કે કેમ તેની તપાસ કરી.

'તે સાહેબ, અમને કોઈ જવાબ...!' એક અંધે ઝડપથી પૂછ્યું.

'મને વખત નથી.'

'ક્યારે આવશો ?'

'મારે ધારાસભાની બેઠકમાં જવું છે. હજી બે માસ ત્યાં ચાલશે.'

'ભાઈ સાહેબ, તમે તો અમારા નેતા છો...'

'તે તમારો મત લેવા આવું ત્યારે ના પાડજો...'

'એમ નહીં, ભાઈસાહેબ...તમને તો પ્રધાનપદે મળશે, ધારાસભાયે મળશે અને મત પણ મળશે. પરંતુ અમને તો કોઈ મળતું જ નથી...આપના ઉપર આશા હતી...'

ભગવાનદાસભાઈ તેમને બોલતા છોડી સીડી ઊતરી ગયા; મારે પણ તેમની સાથે જ વિમાનગૃહ ઉપર જવાનું હતું. કારણ પ્રાન્ત-પ્રધાન પધારવાના હતા. મહત્ત્વનાં કામો એટલાં વધી ગયાં છે કે એક અગર બીજા પ્રધાન સાહેબની અવર કે જવર વગરનો દિવસ ખાલી જતો જ નથી. ફૂલહારનો કંડિયો કારમાં મુકાવી અમે બંને ગયા.

મેં પૂછ્યું: 'પેલા અંધાને તો આજે જ જવા...'

'અરે કેટલા વખતથી મારો જીવ ખાય છે.'

'હું પ્રમુખ થાઉં તો એમના ફંડમાં કંઈ રકમ આપે એ આશાએ.'

'તો પછી આપ એ બિચારાઓને...'

'બિચારાઓ ! પહેલાં તો ઠોકવા હતા બીજે. કાંઈ ફાવ્યું નહીં એટલે આવે છે હવે વગાડવા ! હરામખોર...'

હું શાન્ત રહ્યો. પ્રધાન સાહેબ આવી ગયા. તેમનાં ફૂલહાર તથા ખાણાં અને પ્રવચન ભાષણ થઈ ગયાં. દેશના ફુલ્લદદ' મહાકાની યોજનાઓ ઘડાઈ અને બાકી રહેલી યોજનાઓ ઘડવા ભગવાનદાસભાઈ ધારાસભામાં પધાર્યા, તેમને હું સ્ટેશને પણ વળાવી આવ્યો.

અંધ ભાઈઓને હજી કોઈ પ્રમુખ મળ્યો જાણ્યો નથી.

આ પ્રસંગનું મેં વર્તમાન પત્રમાં નિવેદન આપ્યું નથી. કારણ મારા મનમાં પણ શંકા રહ્યા કરે છે:

અંધોને દોરવણી આપવામાં વખત નથી એમ કહેવું સારું !

કે પ્રધાન સાહેબને લેવા જવામાં વખત નથી એમ કહેવું વધારે સારું !

ગાંધીજી હોત તો શું કરે !

એટલે માત્ર આટલી નોંધ રાખી મેં આ

# ભગવાન ક્યાં છે?

ગોપાલરાવ ગ. વિદ્વાંસ

લક્ષ્મીકાંત ઉતાવળે ઉતાવળે ગીતાપાઠ કરતા હતા. સામે ઘીનો દીવો બળતો હતો. પાઠ કરતી વખતે એમનું ધ્યાન ગીતાજીના શ્લોકોમાં હતું કે સામે ખૂણામાં જમણી બાજુ લટકાવેલા ઘડિયાળ તરફ હતું એ નક્કી કરવું મુશ્કેલ હતું. મોં વાટે સંસ્કૃત શ્લોકોના થતા ઉચ્ચારો જો પાણિનીએ સાંભળ્યા હોત તો ચિડાઈ રહેલા પાણિનીને એમણે જરૂર જરૂર સમજાવ્યું હોત: 'મહેરબાન ! ઘેર બેઠાં બેઠાં મારે વ્યાકરણનાં સૂત્રો નથી લખવાં; ધંધોપાણી જોવા હોય ના ?'

ત્યાં તો ઘડિયાળમાં ટણિંગ કરતો એક ટકોરો થયો. ઝડપ કરતા લક્ષ્મીકાંત પાટલા પર ઊભા થઈ ગયા. સાડાસાત વાગ્યા હતા, ગીતાજીનો અધ્યાય પણ પૂરો થયો હતો. રેશમી પીતાંબરને બદલી ધોતિયું પહેરતા હતા ત્યાં તેમનાં પત્નીએ કહ્યું: 'બાબુને પણ સાથે લેતા જાવ તો ! એને મોટરમાં ફરવાની ભારે હોંશ છે '

'પણ એ ક્યાંઇ છાનો રહેતો હોય તો ના ! આ પૂછ—તે પૂછ, સત્તર જાતની પડપૂછ ઊભી જ હોય !'

'પણ એમ તો હજી એ બાળક જ છે ના ?'

'તારે મન નાનો હોય તો ! ' લક્ષ્મીકાંત બોલી ઊઠયા. 'તને શી ખબર પડે ? પણ એકેક એવા સવાલ કાઢે છે કે મોટાઓને પણ મોંમાં આંગળાં નખાવી દે છે ! ચાર દિવસ પહેલાં એક ઘરડા શાસ્ત્રીજી મળેલા. તેઓ એક મરી ગયાની વાત કહેતા હતા. બાબુએ તેમને પૂછ્યું: ' માણસો કેમ મરી જાય છે ? ' શાસ્ત્રીજીએ જવાબ આપ્યો: 'ઘરડાં થાય એટલે મરી જ જાય.' તરત બાબુએ સવાલ કર્યો: 'પણ એમ તો તમેય ઘરડા નથી થયા ? તમે કેમ નથી મરી જતા ?'

બાબુની હોશિયારીની વાત પત્નીને લક્ષ્મીકાંત ભારે ઉત્સાહમાં કહેતા હતા. બાબુની બા એટલી જ ઉત્કંઠાથી આનંદમાં આવી તે સાંભળતાં હતાં.

એટલામાં લક્ષ્મીકાંત નાસ્તો કરવા બેઠા. તેમણે બાબુને બેચાર બૂમો પાડી જોઈ પણ બાબુનું ઠેકાણું નહોતું. તેમણે પત્નીને કહ્યું: ' પાછા ફરતા ખૂબ મોડું થશે, એટલે બાબુને કંઈક થોડુંક ખવરાવીને જ સાથે મોકલો તો ઠીક.'

બંનેએ બાબુને ઘરમાં શોધ્યો પણ તે હાથ ન આવ્યો. વારેવારની બૂમોનો જવાબ ન મળ્યો.

વધારે ખાતરી કરવા લક્ષ્મીકાંત મેડી પર ચડ્યા. બાબુ ત્યાં જ હતો. એને મન અતિ અગત્યના વ્યવસાયમાં તે ગૂંથાયલો હતો.

ઉપર મેડીના છાપરા પાસે ચકલીનો એક માળો હતો. એ ચકલાં સામે અત્યારે બાબુએ જેહાદ મચાવી હતી વારે વારે તાળીઓ પાડતો હતો, તેમ નાના કાંકરા પણ ફેંકતો હતો. મોંમાંથી ' શૂ..શ...'ના ચિત્કાર તો ચાલુ જ હતા. માળામાંની ચકલી પણ ગભરાઈ ગઈ હતી. એણે ગોઠવેલાં તણખલાં ને દોરા અને રૂનાં પૂમડાં માળામાંથી બહાર ઊડી પડતાં હતાં.

એ જોતાં જ લક્ષ્મીકાંતને ગીતાજીનો એક શ્લોક યાદ આવ્યો—

'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।'

અને તુરત તેમણે બાબુનો હાથ ઝાલ્યો.

બાબુ ખિજાઈ ઊઠ્યો: 'પણ બાપુજી ! એ અહીં કેટલો કચરો પાડે છે ?'

'ભલે પાડે ! તણખલાંને દોરા ઉપાડીને ફેંકી દેતાં કાંઈ બળ નથી પડવાનું !'

'પણ—'

'પણ ને બણ ! તું મોટો થઈશ ત્યારે તને પણ સમજાશે. કૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે દરેક જીવમાં ઈશ્વરનો—ભગવાનનો વાસ છે.'

'આ ચકલીમાં પણ ?'

લક્ષ્મીકાંત માથું નમાવીને જ હા ભણી.

બાલુએ પથરા ફેંકી દીધા. એની આંખો પણ આંસુથી છલકાઈ ઊઠી; જાણે માળાની ચકલીની તે માફી માગતો ન હોય !

*

મોટરમાં બેઠાં બેઠાં રસ્તે બાલુએ લક્ષ્મીકાંતને અનેક સવાલો પૂછી પૂછીને હેરાન કરી દીધા. 'બાપુજી ! આ વડલામાં ભગવાનનો વાસ હશે ખરો ! પેલાં ઘેટાંઓમાં ? પેલા લંગડા કૂતરામાં ?'

લક્ષ્મીકાંત દરેક વખતે હા પાડતા હતા. જવાબ આપીને લક્ષ્મીકાંત થાકી ગયા—કંટાળી ગયા પરંતુ બાલુના સવાલો પૂરા થતા નહોતા ! એમને એમ થયું કે ભોગ લાગ્યા ને આને ગીતાના શ્લોકની વાત કરી ! તેમને શ્રીકૃષ્ણ ભગવાન ઉપર પણ ગુસ્સો થઈ આવ્યો. એ ચરણ એમણે અર્જુનને જ ન સંભળાવ્યું હોત તો શું નુકસાન થઈ જવાનું હતું એવું પ એમને થઈ આવ્યું.

*

મોટરમાંથી ઊતરતાં જ પાસે ખળખળ વહી જતી નદી જોવા બાલુ ઊપડી ગયો. થોડી વાર પાણીમાં રમી રખડીને એ પાછો આવ્યો ત્યારે બાપુજી એક ઝૂંપડી પાસે ઊભા હતા. એમની પાસે ઊભેલા બેત્રણ પોલીસ જેવા દેખાતા માણસો જોર જોરથી રાડો પાડી રહ્યા હતા, બેત્રણ માણસો ઝૂંપડીમાંથી હાંડલાં–માટલાં અને ચીંથરાના બાચકા બહાર કાઢી ફેંકી રહ્યા હતા, અને ઝૂંપડીના બારણા પાસે જ એક ડોશીમા, બે જુવાન આદમીઓ ને ત્રણચાર નાનાં નાનાં બાળકો આંખમાં આંસુ સાથે એ બધું વારાફરતી જોઈ રહ્યાં હતાં !

બાપુજી આ બધું શું કરાવે છે તે બાલુને સમજાતું નહિ. પણ તેને સવારે પોતે જોયેલો ચકલીનો પીંખાઈ ગયેલો માળો અત્યારે તુરત સાંભરી આવ્યો.

અજાણપણે એનું મન માળો અને ઝૂંપડી તથા રૂનાં પૂમડાં અને ગોદડાના બાચકાની તુલના કરવા લાગ્યું. તેને સાંભરી આવ્યુંઃ સવારે પોતે માળામાંથી ચકલીને હાંકી કાઢતો હતો ત્યારે બાપુજીને તે ગમ્યું નહોતું, ત્યારે અત્યારે બાપુજી પોતે આ ઝૂંપડીમાંથી આ માણસોને ને બાળકોને બહાર કેમ કાઢી મૂકતા હશે ?

ધીરેથી બાપુજી પાસે જઈ તેમનો હાથ પકડી બાલુએ પૂછ્યું: 'બાપુજી ! આ શું કરો છો ?'

સહેજ ગરમ બની જઈ લક્ષ્મીકાંતે જવાબ આપ્યોઃ 'જપ્તી !'

બાલુએ તો એ શબ્દ પણ પહેલી જ વાર સાંભળ્યો !

ગાભામાં કે હાંડલામાં એક પાઈ પણ જડે તેમ નહોતું. એથી લક્ષ્મીકાંત ખૂબ ગુસ્સે થઈ રહ્યા હતા. તેઓ કશું બોલવા જતા હતા એટલામાં બાલુએ કહ્યું: 'બાપુજી! દરેકદરેક જીવમાં ભગવાનનો વાસ હોય જ છે, ખરું ?'

'છાનો મરે છે કે એક અડબોથ ચોડી દઉં ?' લક્ષ્મીકાંત બરાડી ઊઠયા.

બાલુ વધારે કશું બોલ્યો નહિ. પણ ઝૂંપડી પાસે બેઠેલાં એ બાળકો અને ડોશી વગેરેને રડતાં જોઈ એની આંખો પણ છલકાઈ ઊઠી.

*

બીજે દિવસે શિક્ષક વર્ગમાં ભગવાન વિષે પાઠ શીખવતા હતા. તેમણે સવાલ કર્યોઃ 'ભગવાન ક્યાં વસે છે, કોઈ જાણો છો ?'

તુરત બાલુએ હાથ ઊંચો કર્યો.

'કહે જોઈએ, ક્યાં વસે છે ?' શિક્ષકે પૂછ્યું.

'ચકલાંઓમાં.' શાંતિથી બાલુએ જવાબ આપ્યો.

'અને માણસોમાં ખરો કે નહિ ?' બાલુના જવાબથી નવાઈ પામેલા શિક્ષકે ફરી તેને પૂછ્યું.

બાલુએ જવાબ આપ્યોઃ 'નાજી ! ભગવાન માણસમાં નથી વસતા. માત્ર ચકલાંઓમાં જ વસે છે !'

[શ્રી વિ. સ. ખાંડેકરની વાર્તાનો અનુવાદ

# સાંજને વખતે

ધનસુખલાલ મહેતા

જાહેર ગાર્ડન્સમાં મંગળદાસ એક પાટલી ઉપર બેઠો હતો. સાંજના સાડા છ વાગ્યા હતા. અંધારું જામવા માંડ્યું હતું. રસ્તા ઉપર દીવાઓ પણ થવા માંડ્યા હતા. આ સમય—સંધ્યાનો સમય મંગળદાસના અત્યારના માનસને અતિ અનુકૂળ હતો. સાંજની વેળા પરાજિત માનવીઓ માટે છે એમ મંગળદાસ માનતો. આ સમય એવો છે કે જ્યારે માનવીઓ—પરાજિત માનવીઓ ચાલ્યાં જતાં હોય ત્યારે અન્ય મનુષ્યો તેમની સામે ટીકી ટીકી જોઈને તેમનો ઉપહાસ ન કરી શકે.

જે પાટલી ઉપર મંગળદાસ બેઠો હતો, તે પાટલી પછી થોડાં ઝાડ હતાં. એ ઝાડ પછી ગાર્ડન્સના કઠેરા હતા. અને એ કઠેરા પછી ધોરી રાજમાર્ગ હતો એ રાજમાર્ગ ઉપર અસંખ્ય મોટરકારો સડસડાટ ચાલી જતી એમાં બેસનારાં મનુષ્યોનો વિજય સૂચવતી હતી એ રાજમાર્ગને બીજે છેડે આવેલાં જંગી મકાનોની અગણિત બારીઓમાંથી આવતો પ્રકાશ મંગળદાસને મીઠા લાગતા સાંજના અંધકારને પણ કોઈ કોઈ વાર ભેદીને ફતેહ પ્રાપ્ત કરીને ત્યાં રહેનારાં માણસોનું સૂચન કરતો હતો.

મંગળદાસ પોતાના અમુક લક્ષ્યને પ્રાપ્ત કરવામાં પરાજય પામ્યો હતો. એથી જ અત્યારે એ માર્ગે જતા માનવીઓના જીવનનું પૃથક્કરણ કરવાના યત્ન કરીને અમુક પ્રકારનો આનંદ માણી રહ્યો હતો. ત્યાં ઉપર એની પાસે એક વૃદ્ધ બેઠો હતો. તેના ચહેરા ઉપર નિષ્ફળ તિરસ્કાર જણાતો હતો. પોતાનું સ્વમાન હજી પોતે ઉંચક્યું... ગુમાવી બેઠો હતો એવું જાણે એ પોતાના ભાવી બતાવી રહ્યો હતો. તેનાં વસ્ત્રો ચીંથરેહાલ તો ન જ કહેવાય અને સાંજને સમયે કોઈ એને ખરાબ પણ ન કહે. પણ એ વૃદ્ધ પાસે નાખી દેવાને બાકી આના જેટલી પણ રકમ હોય એવું માન્યામાં નહોતું આવતું. જેની નાનામાં નાની આજ્ઞાનું પાલન કરે તેવું કોઈ હોય જ નહિ અને જેના દુઃખથી કોઈ બીજું માનવી આંસુ સારે નહિ એવા કેટલાય માનવીઓમાં આ એક માનવી હતો. થોડી વારે એ વૃદ્ધ ઊઠ્યો અને ધીમાં ડગ ભરતો ગાર્ડન્સમાં અંધકારમાં ભળી ગયો. એની જગ્યાએ તરત જ એક યુવાન બેઠો.

આ યુવાનનાં વસ્ત્રો સરસ હતાં પણ વદન ઉપર આનંદ તો પેલા વૃદ્ધના કરતાં વધારે હતો જ નહિ. પાટલી ઉપર બેઠો કે તરત જ તે યુવાને મોંમાંથી અમુક શબ્દો ગુસ્સાના કાઢ્યા.

'કેમ બિરાદર ! મિજાજ બહાલ લાગતો નથી.' પોતાનું વર્તન બીજાને આકર્ષે એમ પેલો યુવાન ધારતો હતો એટલે મંગળદાસે કહ્યું.

'મારા જેવી સ્થિતિમાં તમે હો તો તમે પણ મિજાજ બહાલ રાખી શકો નહિ.' પેલા જુવાને કહ્યું, 'મારી આખી જિંદગીમાં કર્યું નહોતું એવું મૂર્ખતાભર્યું કાર્ય મેં અત્યારે કર્યું છે.'

'હં શું, એમ !' મંગળદાસ બોલ્યો.

'આજે બપોર પછી હું આ શહેરમાં આવ્યો, અને પેલી રાજશાહી હોટેલમાં ઊતરવા માટે ત્યાં ગયો. ત્યારે જ મને ખબર પડી કે એ રાજશાહી હોટેલ તો તોડી પાડવામાં આવી હતી અને તે જગ્યાએ એક સિનેમા થીએટર બાંધી દેવામાં આવ્યું છે ! ટેક્સી-વાળાએ મને એક બીજી હોટેલનું નામ આપ્યું અને હું ત્યાં ગયો. ત્યાં જઈને મેં મારા ફાધરને પત્ર લખીને હોટેલનું સરનામું લખ્યું. ત્યાર બાદ હું સાબુની એક ગોટી લેવા નીચે ઊતર્યો. મારા સામાનમાં સાબુ લેવાનું હું ભૂલી ગયેલો અને મને હોટેલના સાબુ વાપરવાની ચીડ છે. તે લઈને હું આમતેમ ટહેલવા લાગ્યો. એકાદ રેસ્ટોરાંમાં મેં ચા પીધી અને પછી અંધારું

થવા આવ્યું. એટલે પાછો હોટેલ ભણી જવા નીકળ્યો.'

'હા,' મંગળદાસે કહ્યું.

'એ જ વખતે મને વિચાર આવ્યો કે હું હોટેલનું નામ ભૂલી ગયો છું એટલું જ નહિ પણ એ હોટેલ કયા રસ્તા ઉપર આવી છે એ પણ વીસરી ગયો છું. આ શહેરમાં મારે કોઈ મિત્ર નથી, હું કોઈને ઓળખતો નથી હું મારા બાપને તાર કરીને સરનામું મંગાવી શકું પણ કાગળ તો હજી આવતી કાલે એમને પહોંચશે ગજવામાં એક રૂપિયો લઈને નીકળેલો તેમાંથી સાબુની ગોટી અને ચામાં ચૌદ આના ખરચાઈ ચૂકયા છે. હવે મારી પાસે માત્ર બે આનાની રકમ રહી છે અને આખી રાત કયાં ગાળવી એ પ્રશ્ન ઊભો છે!'

આ સાંભળીને મંગળદાસ કશું બોલ્યો નહિ એટલે પેલા યુવાને કહ્યું, 'કદાચ તમને એમ લાગશે કે મેં એક અશક્ય વાત જોડી કાઢી છે.'

'ના ના, અશક્ય તો નહિ.' મંગળદાસે કહ્યું. 'એકવાર મને પણ એક શહેરમાં આવું બનેલું અને તે વખતે તો અમે બે જણ હતા એટલે આના કરતાં પણ પ્રસંગ વધુ અસામાન્ય હતો. પણ પછી અમને યાદ આવ્યું કે એ હોટેલ કોઈક પુલ પાસે છે. એ પુલ જડી આવ્યો એટલે હોટેલ પણ મળી આવી.'

'ત્યારે મને એટલો તો સંતોષ છે કે મારી વાત તમને છેક અશક્ય નથી લાગી!' પેલા જુવાને મંગળદાસનાં સંસ્મરણોથી ઉત્તેજિત થઈને કહ્યું.

'વાત તો મનાય એવી છે પણ-પણ' મંગળદાસ બોલ્યો.

'શું છે! ભલાભાઈ, બોલી નાખોને. અત્યારે મને તમે કશું પણ કહેશો તો ગુસ્સો નહિ આવે.' જુવાન બોલ્યો.

'એમ કે તમારી વાતનો મૂળ પાયો-સાબુની ગોટી તમારી પાસે છે?' મંગળદાસે પોતાના પ્રશ્નથી ખુશ થઈને પૂછ્યું.

પેલા જુવાને પોતાના કોટના અને પાટલૂનનાં ગજવાં તપાસ્યાં અને પછી પાટલી ઉપરથી એકદમ ઊભા થઈને કહ્યું, 'અરે તારી ભલી થાય! ગજવામાંથી સાબુ પડી ગયો લાગે છે.'

'એકાદ બે કલાકમાં હોટેલ ગુમાવવી અને સાથે સાથે સાબુ પણ ગુમાવવો એ જરા વધુપડતું કહેવાય.' મંગળદાસે સહેજ કટાક્ષમાં કહ્યું.

પણ આ કટાક્ષ સાંભળવા પણ પેલો જુવાન ઊભો રહ્યો નહિ. એણે જાણે પોતાને ઘણો જ અન્યાય થયો છે એવી મુખમુદ્રા ધારણ કરીને ત્યાંથી એ જરાક ટટાર ચાલતો ચાલ્યો ગયો.

'વાત સુંદર ગોઠવી હતી અને સૌથી સુંદર હકીકત એમાં પેલા સાબુની હતી. પણ એ સાબુ જ સાથે રાખતાં એ ભૂલી ગયો! એ સાબુની ગોટી એણે ગજવામાં રાખી હોત તો એણે અતિશય સરસ રીતે જૂઠાણું કહ્યું હતું એમ મારે કહેવું પડત. ગમે તે હો પણ આ જુવાન આ માર્ગે જરૂર આગળ સારો વધવાનો' જુવાનના ગયા પછી મંગળદાસે વિચાર્યું, અને બાંક ઉપરથી તે ઊભો થયો. પણ ઊભા થતાંની સાથે જ તેનાથી આશ્ચર્યનો ઉદ્ગાર નીકળી પડ્યો. પોતાના પગ આગળ જ એક સાબુની ગોટી સારી રીતે પેક કરેલી પડેલી હતી! મંગળદાસના મનમાં તરત જ વિચાર આવ્યો: 'નક્કી, આ સાબુની ગોટી પેલા જુવાનના ગજવામાંથી નીકળી પડેલી.'

તરત જ તેણે પેલા જુવાનને શોધવા આમ તેમ નજર માંડી. પેલા જુવાનને એણે જોયો અને એ જુવાને જાણે કે એની દૃષ્ટિ ચૂકવવાનું કર્યું. પોતે એને અન્યાય કર્યો હતો એથી જ એ જુવાન આમ કરતો હતો એમ મંગળદાસને લાગ્યું.

'તમે વાત કરી હતી તે સાચી જ હતી એમ સાબિત કરનાર સાક્ષી જડી આવેલ છે,' મંગળદાસે એ જુવાનની પાસે જઈને

કહ્યું. 'તમે બાંક ઉપર બેઠા ત્યારે એ સાબુની ગોટી તમારા કોટના ગજવામાંથી જરૂર નીકળીને પડી ગયેલી હોવી જોઈએ. તમે ગયા પછી મેં એ ગોટી જોઈ. મેં તમને અન્યાય કરેલો તેની હું માફી માગું છું, પણ, તમે પણ એટલું કબૂલ કરશો કે કેસનો આખો દેખાવ આ સાક્ષી કે પુરાવા વગર તમારી સામે જ હતો. આ દસ રૂપિયા તમને કદાચ કામ લાગી જશે '

પેલા જુવાને ક્ષણ પણ વિચાર કર્યા વગર દસ રૂપિયા ગજવામાં સેરવી દીધા

'આ મારા સરનામાવાળો કાર્ડ,' મંગળદાસે પોતાનો કાર્ડ પેલા જુવાનને આપતા કહ્યું 'બે ત્રણ દિવસ પછી તમારી સગવડે પૈસા મને મોકલાવી આપજો. અને, હાહાહા! આ સાબુની ગોટી તમે હવે સંભાળથી સાચવી રાખજો. એણે તો આજે તમારી આબરૂ રાખી છે.'

'તમને આ સાબુની ગોટી જડી એ હું ખરેખર મારું સુભાગ્ય સમજું છું, પણ–પણ, ચાલો સાહેબજી, ખરેખર મેની મેની થેંક્સ.' આટલું બોલી એ જુવાન ઝડપી પગલાંથી રાજમાર્ગ ઉપર જતા માનવીના સમુદાયમાં ભળી ગયો.

'બિચારો જુવાન! મારો આભાર માનતો માનતો રડવા જેવો થઈ ગયો હતો! થાય જ ને! કેવા વિચિત્ર સંજોગોમા એ ફસાઈ ગયો હતો!' મંગળદાસે વિચાર્યું અને ધીમે ધીમે પાછો જે બાંક આગળ પેલું નાનું સરખું નાટક ભજવાઈ ગયું હતું તે બાંક આગળથી જતો હતો ત્યાં પેલો વૃદ્ધ પોતાની લાકડીથી એ બાંક પાસે ચોતરફ શોધતો હતો. મંગળદાસે એને આ પ્રમાણે શોધતો જોઈને પૂછ્યું, 'કેમ, ભાઈ! કાંઈ ખોવાયું છે?'

'હાજી, મારા ગજવામાં સાબુની ગોટી હતી તે અહીં જ પડી ગઈ હશે. એથી શોધું છું.' વૃદ્ધે જવાબ આપ્યો. [સૂચિત

બહારગામથી આવીને, ડૉક્ટરે પોતાનો પુત્ર કે જે તાજો જ ડૉક્ટર થયો હતો અને જેને પોતાનું દવાખાનું સોંપીને પોતે બહારગામ ગયેલા, તેને પૂછ્યું 'કેમ બધું બરોબર ચાલે છે ને?'

'હાજી' પુત્રે જવાબ આપ્યો; 'આપણા પેલા નિયમિત ઘરાક છે તે કમળા શેઠાણી, તેને સોજો ચડયો હતો...કેમે ય ઊતરતો નહોતો...એક ઈન્જેક્શને ઉતારી દીધો...હવે કોઈ દિવસ નહીં ચડે.'

'એ તો તેં સારું કર્યું.' ડૉક્ટરે કહ્યું. 'પણ યાદ રાખજે કે એવા નિયમિત ઘરાકોના સોજાને લીધે જ હું ડૉક્ટરનું ભણી શક્યો છું.'

—આ. ક્યા.

'તો છએક વાગે આવી જશો ને?'

'હા, ટ્રામ મળી જાય તો. નહિ તો પાએક કલાક વધારે!'

'તો, જોઈએ તો કોઈ તમારા મિત્રને ત્યાં જજો!'

'પણ શા માટે! મારું ઘર અને મારી ખુરશી છોડીને, હું બીજે ક્યાં જાઉં?' મેં પૂછ્યું.

'હું ક્યારની તે જ કહી રહી છું ને!' મારી પત્નીએ કહ્યું.

'તું તો મને કશુંય કહી રહી નથી. તું સવાલ પૂછે છે, હું જવાબ આપું છું.'

'તમે સમજ્યા નહિ, હું એમ કહેતી હતી કે સાંજે મારે જરા કામ છે. પેલા તરલા-બેન છે ને–'

'ક્યા તરલાબેન?'

'તમે એને ઓળખતા નથી. મને પણ હમણાં જ એનું ઓળખાણ થયું. તે હોસ્પીટલ-માં છે, એટલે તેની ખબર લઈ આવવાનો વિચાર છે.'

'પણ હોસ્પીટલમાં વહેલી જઈ આવજે!'

'તમે યે સમજતા નથી ને! એ બિચા-રીને ત્રણચાર છોકરાં છે, અને જઈને પડી છે હોસ્પીટલમાં. એટલે મારો વિચાર હતો કે એને ઘેર જઈ, છોકરાં માટે થોડો નાસ્તો બનાવી આવું.'

'તો તું સાતેક વાગતે ઘેર આવશે?'

'ના, જરા મોડું થશે. આપણા રતીલાલ-કાકાને ઈન્ફ્લુએન્ઝા થયો છે, એટલે મને થયું કે સાથે સાથે એમની ય ખબર લઈ આવું. બિચારા આપણા પર એટલું હેત રાખે છે! હું જ્યારે જાઉં છું, ત્યારે તે તમારી ખબર પૂછે છે!'

'એટલે તું રાતના દશ વાગતા સુધીમાં આવી રહેશે?' મેં જરાક કડક અવાજે પૂછ્યું.

પણ મારો અવાજ મને કડક લાગ્યો હશે, પણ મારી પત્નીને તેની જરા ય અસર થઈ હોય એમ લાગ્યું નહિ. 'ના, પણ નવેક તો થઈ જશે. મેં અત્યારે ખાખરી કરી રાખી છે, અને તમે દૂધ ગરમ કરી લેજો! મારી ચિંતા ન કરતા.' તેણે કહ્યું.

હું એની ચિંતા ક્યાં કરવાનો હતો? મને મારી ચિંતા કરનાર કોઈ નહોતું તેની જ ચિંતા હતી. હું કોઈ દિવસ માંદો પડતો નહિ અને કમભાગ્યે મારી પત્નીને તેની સહાનુભૂતિ મારા પર ઢોળવાનો પ્રસંગ આવતો નહિ, આથી તે બીજા પર ઢોળતી હતી. પણ એટલા ખાતર કંઈ માંદા પડાય છે?

ઑફિસે જતાં જતાં, મારી પત્નીએ કહ્યું, 'તમારો કોઈ ઓળખીતો દવાવાળો છે? એક મારી બેનપણીના વરને માટે કોલન વૉટર જોઈતું હતું! એને બીચારાને ક્યાંય મળતું નથી. એને ડાક્ટરે કહ્યું છે કે દરરોજ નહા-વાના પાણીમાં પચીસ ટીપાં કોલન વૉટર નાખવું!'

મેં કંઈ જવાબ ન આપ્યો, અને ઑફિસ જવા ઘર બહાર નીકળ્યો. સાધારણ વરસાદ હતો. એટલે મને કંઈ ચિંતા નહોતી, કારણ કે મારી છત્રી મારાં કપડાંનું રક્ષણ કરતી હતી. પણ થોડેક ગયો ત્યાં પહેલે માળે રહેતા રસિકલાલ દોડતા આવ્યા, અને મારી છત્રીમાં ભરાઈ ગયા. 'સારું થયું કે તમે હમણાં જ નીકળ્યા. હું વિચાર કરતો કે આજે બજારમાં કેવી રીતે જવું?'

'કેમ? ટ્રામમાં, બસમાં, ગાડીમાં, ટેક્સીમાં —' મેં કહેવા માંડ્યું.'

'તમે તો સુધીરભાઈ, મજાક જ કરશો. વાત એમ છે કે આ વરસે ઋતુ શરૂ થઈ અને મારી છત્રી ચોરાઈ ગઈ, એટલે મેં સત્યા-ગ્રહ કર્યો કે આ વર્ષે બીજી છત્રી લેવી નહિ'

હું કંઈ બોલ્યો નહિ પણ રસિકલાલે છત્રીનો દાંડો હાથમાં પકડી લીધો ને કહ્યું, 'લાવો, હું પકડી રાખું. તમને તો, સુધીરભાઈ, વરસાદ લાગે તો કંઈ અસર ન થાય, પણ મને તો છીંકાછીંક થઈ જાય છે!'

હું ચૂપ રહ્યો. આવી નફ્ફટાઈનો શો જવાબ આપવો એ વિચાર કરતો હતો, ત્યાં એક ખાલી ટ્રામ આવતી દેખાઈ. મેં જલદીથી રસિકલાલ પાસેથી છત્રી ઝૂંટવી લીધી, બંધ કરી, અને આગલી ટ્રામે ચઢી બેઠો. હું જાણતો હતો કે માંદલા રસિકભાઈમાં તે હિંમત નહોતી.

પણ નસીબ મારી પાછળ ટ્રામમાં કૂદકો મારી બેસી ગયું હશે કારણ કે ઑફિસમાં પહોંચ્યો તો સત્તરેક માણસોમાંથી છ જણા જ આવ્યા હતા. હું મારા ટેબલ પર પહોંચ્યો, ત્યાં તો સિપાઈએ આવી કહ્યું કે સાહેબ બોલાવે છે!

હું અંદર ગયો, તો સાહેબે કહ્યું, 'જુઓને મિસ્ટર દેસાઈ, આજે સખત કામ છે, અને પાંચ જણા માંદા પડ્યા છે, તેની ચિઠ્ઠીઓ આવી છે. બીજાઓ પણ ચિઠ્ઠી મોકલી રહ્યા હોવા જોઈએ તો તમે છગનલાલનું અને શ્રીકાન્તનું કામ લઈ લો. સાંજે જરા મોડું થશે, પણ આજે આપણે કામ પૂરું કરીને જ નીકળવું છે!'

અમારા મેનેજર સારા માણસ છે. કોઈ દિવસ બીજાને કામ સોંપી પોતે લહેર નથી કરતા. આજે આટલા માણસો ગેરહાજર હતા, છતાંય તેમને ચિંતા નહોતી. તેમણે જ્યારે કહ્યું કે 'આપણે કામ કરીશું' ત્યારે મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, કારણ કે મને ખબર હતી કે તેમની તબિયત ખરાબ હતી, ડાક્ટરે તેને હવાફેર કરવા જવા કહ્યું હતું, પણ સીઝન વચ્ચે તે કેવી રીતે જઈ શકે? મેં રૂમાલ કાઢી, આંખોમાંથી પાણી લૂછી નાખ્યું.

'કેમ, શું થયું?' સાહેબે તે જોતાં પૂછ્યું.

'કંઈ નહિ, હમણાં જરા આંખો દુઃખે છે!' મેં જે યાદ આવ્યું તે કહી નાખ્યું.

'એમ? તો આજે અંધારામાં તમે પેલા લાલુભાઈના ટેબલ પર બેસજો, બરાબર લાઈટની નીચે. તમે ડાક્ટરને આંખો બતાવી?'

'ના.' મેં જવાબ આપ્યો કારણ કે હા કહું તો બીજા જવાબો આપવા પડે, અને પછી પકડાઈ જવાનો ભય રહે.

'તો, બપોરે જઈ આવજો. કામની ચિંતા નહિ. આંખ પહેલી. જોઈએ તો ફ્લોરા ફાઉન્ટન આગળ જ ડાક્ટર ચીટનીસ છે, તેની પાસે જજો. આંખનો સારો ડાક્ટર છે!'

પછી સિપાઈને બોલાવી, મારું અને લલ્લુભાઈનું ટેબલ હેરફેર કરવાનો હુકમ આપ્યો. બપોરે લન્ચ ટાઈમ પછી પાછો આવ્યો, ત્યારે પાછો સાહેબે મને બોલાવ્યો, 'કેમ ડાક્ટરે શું કહ્યું?'

હું ડાક્ટરની પાસે ગયો જ નહોતો. એ વાત પણ હું ભૂલી ગયો હતો. પણ મારે કહેવું પડ્યું કે, 'ડાક્ટરે મહિના પછી પાછો બોલાવ્યો છે.'

'તો તમે આંખોને ઓછી તસ્દી આપજો. હમણાં લખવા-વાંચવાનું કામ તમે ઓછું કરજો, અને બહારનું કામ જ કરજો'

હું બહાર આવ્યો અને મને પડતાંથી થતા ફાયદાનો ખ્યાલ આવવા માંડ્યો. બહારનું કામ કરવા માટે અમારી વચ્ચે હરીફાઈ ચાલતી કારણકે તેમાં આગળ જવા પ્રમોશનનો ચાન્સ વધારે હતો. વગર મહેનતે મને આ કામ મળી ગયું, તેથી મને આનંદ થયો.

પણ સિપાઈએ કહ્યું, 'સાહેબ તમારો ટેલિફોન છે!'

હું ટેલિફોન પર ગયો, ત્યાં મારી પત્ની હતી. 'તમે પછી સાંજે શું નક્કી કર્યું? સીનેમા જોવા જશો?'

'સીનેમા?' મેં જવાબ આપ્યો, 'ના, ડાક્ટરે મને ચોખ્ખું કહ્યું છે કે આંખને તસ્દી નહિ આપવી!'

'ડાક્ટરે? કયા ડાક્ટરે? શા માટે?' મારી પત્નીએ ગભરાટથી પૂછ્યું.

'મારી આંખો થોડા દિવસથી દુખતી હતી એટલે આજે આંખના ડાક્ટર પાસે ગયો. તેમણે મહિના પછી પાછો બોલાવ્યો છે.'

'એમ? ત્યારે તો તમે સીધા ઘેર જ આવજો. હું પણ બહાર નહિ જાઉં'. સરલાબેન

ને રતીલાલભાઈને ત્યાં ટહેલવાની ઈચ્છા કે તમારી તબિયત સારી નથી! અને કાળા ચશ્મા લાવવાનું ભૂલતા નહિ!'

'કાળા ચશ્મા ? શાના ?' મે પૂછ્યું.

'તમારી આંખ માટે! ડાક્ટરે આંખને તરદી આપવાની ના કહી છે ને!' તેણે જવાબ આપ્યો અને ટેલીફોન મૂકી દીધો.

કાળા ચશ્માને કારણે મારે માટે દુનિયા કદાચ કાળી થઈ જશે, પણ અંધારું દૂર થઈ ગયું. હું પણ માંદો પડી શકું છું, એની મારી પત્નીને ખાતરી થઇ હોવાથી, તે હવે બીજા માંદાઓની ચિંતા કરતાં મારી જ ચિંતા કરશે, એ નિશ્ચિંત થઈ ગયું.

ઓફીસના બીજા માણસો મારી આંખ વિષે પૂછે ત્યાર પહેલાં હું માથે ટોપી મૂકી, હાથમાં છત્રી લઇ, ચાલવા માંડ્યો

# દર્દ પોતાનાં

પારાશર્ય

કચ્છ-સૌરાષ્ટ્રના અદ્વિતીય વનસ્પતિશાસ્ત્રી સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજીની શતાબ્દિ આવતે મહિને ઠેરઠેર પર ઊજવવાની છે એ નિમિત્તે 'અન્ન, વ્યાધિ અને વનસ્પતિ' એ વિષય પર હું એક નિબંધ તૈયાર કરતો'તો. રાતના લગભગ ૧૧ થઇ ગયા હતા મારા અભ્યાસ-ખંડમાં બીજું કોઇ હતું નહીં. બત્તી ઝગતી'તી. બહાર ઘેરાએલાં ભર્યા ભાદરવાનાં વાદળાંમાંથી રહી રહીને સરવણાં પડતાં'તાં.

અચાનક કશો અવાજ થતાં મેં કાગળો પરથી નજર ઊંચકી જોયું તો મારી સામેની ખુરશી પર દિનેશ આવી બેઠો હતો. સાશ્ચર્ય મેં કહ્યું.

'ઓહ્ ! દિનેશભાઇ ! તું ! કેટલે વર્ષે ! આજ અચાનક અહીં ક્યાંથી ! એમણે બેઠા થઇ હાથ મિલાવતાં કહ્યું: 'આજે જ આવ્યો છું.'

'અત્યારે આવ્યો ?'

'ના સવારનો આવ્યો છું.'

'અહીં ન ઊતર્યો ? ક્યાં ઊતર્યો છો ?'

'કહું જરા ધીરજ રાખો ' દિનેશે કહ્યું. 'તમારા કરતાં ઉતાવળ મારે વધારે છે.'

'એટલે જ આ વખત ગોત્યો.' મેં કહ્યું.

તે હસી પડ્યો કપાળ પરથી પરસેવો લૂછી તેણે કહ્યું: 'મુકુન્દભાઇ, હું ખાસ કામે આવ્યો છું.'

'પતાવી લીધું ?'

'સાવ નહીં, મારે હજી તમારી થોડીક સલાહ લેવી છે.'

'એ સલાહની વાત રે'વા દેજે ભાઇ !'

'કેમ ?' કહી ઘવાયલાની પેઠે તે મારા તરફ જોઇ રહ્યો.

'મારી સલાહનો શું અર્થ છે ? સલાહ લેવી પડે તો એની લેવી કે જેને માટે આપણે જીવન કુરબાન કરવા સ્વેચ્છાથી તૈયાર હોઇએ અને જેને આપણા માટે એવા હોય. બાકી એવો પરસ્પર સંબંધ ન હોય તો સલાહ લેવી કે દેવી એ જરાકે લાભકારક નથી '

'એટલે તમે આપણા સંબંધની ઉપેક્ષા કરવા માગો છો ?'

'એમ નહીં દિનેશ ! સલાહ ન લેવાની હું સલાહ આપું છું. એની ભૂમિકા આપણી છેક બાળપણથી આજ સુધીની મૈત્રી જ છે.'

'તો તમારી એ ફિલસૂફી સંભારો નહીં.' મારી વાત પહેલાં સાંભળશો ?'

'ખુશીથી ચાલો. બોલો.' કહી મેં પેન બંધ કરી મૂકી દીધી ને અહીં વાળી ખુરશી-માં આવીને બેઠો.'

એ એકદમ સ્થિર થઇ ગયો. મુખમુદ્રા ગંભીર બની ગઇ. ભૂતકાળને ઉખેળતા કોઇ સ્થાને ફરી હોય તેમ મારા ટેબલ પરના કાગળો પર તેની નજર ચોંટી ગઇ. એ સ્થિર હતો, અવાક્ હતો; જાણે એનો શ્વાસ પણ થંભી ગયો હતો. તુરત મને સમજાયું: આ એક અનિવાર્ય વ્યથાની ઘટના લઇને આવ્યો છે. વ્યથાના હમેશા નિઃશ્વાસ હોય છે: આ-શ્વાસ નહીં.

એની કરુણકથા સાંભળવા હું સાવધ થયો.

'મેં નો'તું ધાર્યું કે મારું જીવન આમ છેક પલટો મારી જશે.' દિનેશે કહ્યું. '૧૯૪૬ માં તેત્રીશ વર્ષની વયે મેં મુંબઇ છોડ્યું ત્યારે મારા મનને એવી ખાતરી થઇ લાગતી'તી કે આ જગતમાં હવે મને ચળાવે, ડગાવે એવી કોઇ વ્યક્તિ કે વસ્તુ નથી. મને હતું: 'સંયમની કસોટી મેં કરી લીધી છે. ગવર્મેંટમાં એટલી લાગવગ હતી. લાખો રૂપિયાના માલ હેરવણી-ફેરવણીમાં એકના હવાલેથી ઉપાડી બીજાના હવાલે નંખાવતા વચમાંથી લગડીઓ કાઢી શકાય તેમ હતું. ધનપતિઓની તીજોરીઓની ચાવીઓ મારા હાથમાં હતી. પણ જે દ્રવ્ય મારે મને હાથે નો'તું લેવું તે ન જ લીધું.

આર્થિક ભીંસને અંગે હેરાન થઈ, ભૂલેશ્વરનો આપણો માળો કાઢી નાખ્યો. પણ એ ટેવ ન ગઈ.

'એ દ્રવ્ય પૂરતી વાત થઈ. ઘણી વખત એવું બને છે કે એક બાબતમાં વિનિપાતને મર્યાદા નથી જોતા તેમ સ્વચ્છંદી બને છે. તમને ખબર છે મુકુંદભાઈ, કે મારા જીવનમાં આવું કંઈ પણ નથી આવ્યું, નાની બાબતો પણ એવી છે. બહારનું ખાવાપીવામાં મને હમેશ સૂગ થઈ છે. મિત્રોના અતિઆગ્રહ સિવાય મેં કદી આઈસક્રીમ લીધો નથી, ફિલ્મ જોઈ નથી. નાટક તો મેં જોયું જ નથી. સેંટ અત્તર હું લગાવતો નથી અને સત્તા કે પૈસાના મદમાં મેં કદી રુઆબનો દોર કે અપમાન કર્યું નથી. સ્ત્રી પરત્વે મને આકર્ષણ થતું નથી. રૂપ યૌવન મેં જોયાં છે પણ જોઈને હું મોહ્યો નથી. ટૂંકમાં મુંબઈના રાજમાર્ગ પર ફરતો આજનો રેક્ડ ગણાતો ધનિક યુવક જેને બેવકૂફાઈ તથા નિર્માલ્ય-તા ગણે છે એ અંશો મારામાં સંસ્કારસિદ્ધ હતા અને મને ઊલટો એથી મગરૂબી હતી. આજે પણ એ બાબતોમાં મને સંતોષ છે.

'મને બે જ બાબતો અતિશય ગમે છે: કવિતા અને સંવેદનશીલ સંસ્કાર-સભર મિત્રોના પરિચય. તારે વાદે વાદે કવિતા કરતાં હું શીખેલો. તમારા જેવા મિત્રોએ એને પ્રકટ કરવા ઇચ્છા બતાવેલી. પણ જેને હું પિછાનતો નથી તેના હાથમાં મારા હૃદયની લાગણીઓ હડસેલી દેવાની મને કદી વૃત્તિ ન ન થઈ. અને હવે તો એ લખવાનું ય ભૂલી ગયો છું.

'એ બધું યે તું જાણે છે નાનપણથી સાથે હતા ને ઠેઠ ૧૯૪૦ સુધી સાથે હતા એટલે તારાથી કંઈ અજાણ્યું નથી. છતાં આ કહું છું એટલા માટે કે આ બધું યે હજી એમ ને એમ છે છતાં હું બદલાઈ ગયો છું. તમને નવાઈ લાગે છે! મને પણ એવી જ નવાઈ લાગે છે. હું એમ માનતો કે મારે જીવનમાં કોઈના આધાર માટે દીન નહીં થવું પડે. મારા જીવનની પરવા પણ મને એવી નો'તી. પણ આજે જીવન તરફ બેદરકાર નથી. જીવન જીવવા ઉત્કટ વૃત્તિ થઈ છે. અને એ વૃત્તિ એકલો જીવી શકીશ એમ માનતો નથી એક સ્નેહ માટે જીવવા વૃત્તિ થઈ છે.

'માણસ એકલો જનમ્યો છે, એકલો જ મરે છે. વચમાં જીવન દરમિયાન એ એકલો કેમ ન રહી શકે! એવી વાત મારે મોઢે તેં બહુ સાંભળેલી. પણ આજે હું અવલંબન માટે વિહ્વલ થઈ ગયો છું. આજે મારા શબ્દો જુદા છે: 'મરીશ ભલે એકલો પણ સ્નેહ વિના એકલું જિવાશે નહીં.'

'આ બધું કેમ બનવા પામ્યું તે સમજાવું:

'મુંબઈના નરકવાસથી હું કંટાળ્યો હતો. તારાં ભાભીની તબિયત નરમગરમ રે'તી. એમાં વળી નાની સરયૂ ૩-૪ વર્ષની. એની સંભાળ ને ઉછેરમાં પૂરતું ધ્યાન નથી દઈ શકાતું એ જાતના ખેદની એના મન પર અસર રહેતી'તી. અને ભાઈ, તેરમાંથી ત્રેવીસ લાખની વસ્તીથી ભરચક ગીરદીવાળા મુંબઈમાં મને દમ ખેંચવો મુશ્કેલ લાગ્યો. માળો તો '૪૪માં વેચી નાખેલો. એના પર મને મમતા હતી. એટલે વેચી નાખ્યા પછી એ શહેર પરથી મન ઊઠ્યું હતું. આમ '૪૬ના માર્ચમાં અમે મુંબઈ છોડ્યું.

'દેશમાં રાજકોટ માટે નિર્ણય કર્યો, જ્યાં આપણે બાળપણ સાથે વિતાવેલું. પણ બે માસમાં જ ત્યાંથી મન ઊઠી ગયું. ખરેખરા ૧૯૩૯ ના છેલ્લા વિશ્વયુદ્ધથી બધે જ માનસ પલટાઈ ગયું છે. મહૂંમ લાખાજીરાજ પછી રાજકોટમાંથી રાજત્વ ગયું છે એ પછી તો કોટના કુટિલ તત્ત્વો...'

'દીનેશ!' મેં વચમાં કહ્યું. 'મને લાગે છે કે તું આડ વાતે ચડે છે. રાજકોટને તારી વાત સાથે કદાચ સંબંધ નહિ હોય.'

'ના, એવો ખાસ સંબંધ નથી. પણ જે બધું પલટાઈ ગયું છે તેનું દુઃખ થાય છે. છતાં

તારી વાત ખરી છે. હું મૂળ વાતને જ પકડું નહિ તો સમય જાય છે ને વાત રહી જશે.' આટલું કહી તે અટકી ગયો.

મેં કહ્યું: 'જરા પાણી લઈશ ?'

તેણે હા કહી. અંદરના ખંડમાંથી પાણી લાવવા હું બેઠો થયો.

તેણે કહ્યું: 'મારાં ભાભી ક્યાં છે ?'

મેં કહ્યું: 'ચંપકભાઈના મરણના ખબર તેં કદાચ સાંભળ્યા હશે. એથી એ નગર ગયાં છે.'

'ત્યારે તો મળવાનું રહી ગયું.'

'તું તો તારા કામમાં પડ્યો છો ને ? પરવારે ત્યારે આવજે મળવા—વાતો કરવા અમે બન્ને બેઠાં જ છીએ.'

પાણી પી ફરી તેણે શરૂ કર્યું.

'મારે કહેવી છે એ વાત આમ તો બહુ જ ટૂંકી છે પણ એની પાછળ હૃદયની જે વેદના છે એ તો કેમેય કરીને શમતી નથી. અણુ-ઉતાર તાવની પેઠે એ શરીર અને મનની બધી શક્તિવૃત્તિને અણુ અણુમાં તાવે છે.

'રાજકોટથી હું તરત પોરબંદર ગયો. મકાન લીધું. નાગરનો સારો પાડોશ હતો. શરૂઆતમાં જ પાડોશી કાંતિપ્રસાદને ત્યાં એની પુત્રી બીમાર થઈ, ત્યારે અમે રાત્રે બેસવા જતાં, એ વખતે તે છોકરીની શાળાની વર્ગશિક્ષિકા તેને જોવા આવતી. એ શિક્ષિકા છોકરીની બધી ચારવાર કરે. પોતાની પુત્રી હોય તેમ કાળજી રાખે. અમે બધાં બેઠાં હોઈએ પણ એ કોઈની સાથે વાતોમાં રસ ન લે. સાંભળે બધું, પણ એનું ચિત્ત એ બીમાર છોકરી સાથે વળગ્યું હોય. મને પહેલાં થયું કે છોકરી વર્ગમાં પહેલો નંબર રાખે છે, ખૂબ આનંદી છે અને વળી શિક્ષિકાને કુટુંબ સાથે સંબંધ છે તેથી આ કાળજી હશે પણ પછી ખબર પડી કે એ શિક્ષિકા બધાં જ બાળકો પ્રત્યે એટલી જ લાગણી રાખે છે. જે રાંક હોય છે તેને એ બહુ સંભાળે છે. એની પ્રકૃતિ જ એ છે. આખો દિવસ એ બાળકો વચ્ચે જ ફરે છે. બાળકોને એના વગર ગમતું નથી. રસ્તે નીકળે તો છોકરાં તેને વીંટળાઈ વળે. 'બેન ચાલો મારે ત્યાં, મારે ત્યાં.' એવી બૂમરાટ મચે. મેં એને એ રીતે પ્રથમ જોઈ. એનું નામ માલિની.

કાંતિપ્રસાદને ત્યાં મંદવાડના નિમિત્તે એનો પ્રથમ પરિચય થયો. મંદાકિની—તારાં ભાભી—એના પરિચયમાં આવ્યાં પછી તો એને જોઈ-ને પોરસાય. બન્ને ખૂબ વાતો કરે. એને મળવા દોડી જાય. સરયૂ તો એને છેડો તાણી ઘેર પકડી લાવે. શાળામાં દાખલ થઈ, ત્યારથી સવારે માલિની ઘર પાસેથી નીકળે ત્યારે સરયૂને સાથે લઈ જાય, વળતાં સાંજે મૂકી જાય એમ થવા લાગ્યું. સરયૂને ભણાવવા આવવા મેં માલિનીને કહ્યું ત્યારે તેણે હસીને ના કહી પણ જે થોડા દિવસમાં સરયૂ શીખી ગઈ ને પછી ઘરમાં મોટેથી પુસ્તકો ઉઘાડી વાંચવા—લખવા લાગી ત્યારે ચોકખું દેખાયું કે માલિનીનું શિક્ષણ એ જુદી વસ્તુ છે.

'હું એના તરફ વધુ ખેંચાયો. ત્રીશેક વર્ષ-ની એ શિક્ષિકામાં કંઈ રૂપ નથી, વર્ણ પણ ઊજળો નથી. ગાતાં બજાવતાં આવડતું નથી. આવડતું હોય તો ય એમાં રસ લેતાં મેં એને જોઈ નથી. પણ એક માર્દવપૂર્ણ સ્વભાવની સંસ્કાર-સઘન ચારુતા છે. એ એટલી છે કે એ માટે હું વિહ્વળ થઈ જાઉં છું. જેમ આવડા મોટા હિંદમાં સિંહ એક ગિરમાં અપવાદ છે તેમ—તને ઉપમા વિચિત્ર લાગે તો હસી લેજે. પણ એ ખરી છે તેમ—આજના જમાનામાં મેં જોયેલ સ્ત્રીઓમાં માલિની અપવાદ છે.' આટલું કહી તે કંઈ જાણવા માગતો હોય તેમ મારા સામે તાકીને અટકી ગયો.

મેં કહ્યું: 'હું સાંભળું છું.'

એટલે તેણે ફરી બહુ ધીમે અવાજે શરૂ કર્યું:

'પરિચય વધતો'તો. અમે સાથે ઘણી વખત બેસતાં. મંદા હોય જ. સાથે, જમતાં—વાતો કરતાં. એને ત્યાં, અમારે ત્યાં, કલાકો ગાળતાં. સાથે ફરવા જતાં. સાંજે, રાત્રે, ઘણી વખત

દરિયે ફરવા જઈએ. ને ઓટના પાણી સાથે ક્ષીણ ચંદ્ર આથમી જાય, નાળિયેરીમાં પવન પડી જાય, પછી મોડી રાત્રે સાથે સાથે મૂંગાં મૂંગાં ચાલ્યાં આવીએ. ત્યારે બોલવાનું યે મન સાથે. ફક્ત સાથે છીએ એવા કોઈ અજાણ્યુ સંતોષે માધ્ય અનુભવું. એવી ક્ષણો અનુભવવાની મળી એ સદ્ભાગ્ય યાદ કરું છું ત્યાં રોમાંચ થઈ આવે છે...ફરીને વળતા માર્ગમાં તેનું ઘર આવે. કોઈ વાર વાતોમા મારે ત્યા મોડું થયા પછી હું રાત્રે તેને ઘેર મૂકવા જાઉં તેના ફળીમા–મોટું ફળી છે. ફરતાં નાળિયેરીનાં ઝાડ છે તેમા ખુરશી નાખી બેસીએ. ઉપર કોઈ વાર ચંદ્ર હોય. વાતો થતી હોય ત્યારે મેં કાવ્યો સંભળાવ્યાં છે. તેણે સંભળાવ્યાં નથી, પણ કોઈ પુસ્તક લાવી હાથમા મૂકે. પૂછું તો કહે કે તેણે વાચ્યું નથી પણ સારું હોવા સંબંધે સાંભળેલું છે. આવું તો ઘણુ છે. એક વખત એવું બન્યું–અમે સાંજે દરિયે ગયેલા. સરયૂ સાથ અમ બધા શંખછીપલા એકઠાં કરતા'તા. મેં મશ્કરી કરી, 'સરૂ, માલતીને કે' કે મારા જેવો એકાદ શંખ ગોતી લે.' એ સાંભળી તે હસી. ને બોલી: 'શંખ એકબીજા જેવા જ હોય છે. બધા સરખા જ. એકાદ જેવો જુદો નહીં.' કહી તેણે સરયૂને તેડી લીધી ને કહ્યું: 'શંખને મેલ પડતા, આપણે છીપલાં ગોતીએ.'

મેં પૂછ્યુ: 'ખોટું લાગ્યું?'

'જી?' તેણે આશ્ચર્યથી પૂછ્યું. 'એમાં શું ખોટું લાગવા જેવું છે?'

'દિનેશ!' મેં વચમાં કહ્યું. 'માલિનીબેન પરિણીત છે કે?'

'ના, ના. હું કે'તાં ભૂલ્યો. એ પરણ્યાં નથી. હજી કેમ કુંવારાં છે એ વાત હું કરીશ.'

મેં કહ્યું: 'તમારી વાતમાં હૃદયનો ઊર્મિનો આવેશ એવો છે કે એની પાછળથી ઘોડી હકીકતો ઝટ તરવાતી નથી. એટલે મારે પૂછવું પડ્યું.'

'કંઈ નહીં. એ મારી ભૂલ છે. હું સ્વસ્થ નથી રહી શકતો એ ઠીક નથી. પણ બનશે તેટલો સ્પષ્ટ થવા હું યત્ન કરીશ.' કહી દિનેશે વાત લંબાવી.

'મુકુન્દભાઈ, એ આપણા જેવી છે. આપણા જેવી એટલા માટે કહું છું, કે એને ધમાલિયું જીવન ગમતું નથી–શાંતિ ગમે છે, સમુદાય નહીં પણ એકાંત એ પસંદ કરે છે. છતાં એકલી સુસ્ત પેઠે એ પડી રેતી નથી. પોતે ગર્ભશ્રીમંતની પુત્રી છે, પાસે મિલકત છે પણ પોતાના અંગત ખર્ચ માટે કશું વાપરતી નથી. દેવાસેવામાં વાપરે. ગમે તે બાળક માટે ખર્ચ કરે. બાળકોને નારતા કરાવે. પણ પોતે મિતાહારી. જમવામાં મિષ્ટાન્ન કદી નહી. ફિલ્મ ન જુએ. મેળાવડામાં ભાગ ન લે. જાહેર સમારંભોમાં એ દેખવા ન મળે. એની ખુરશી ખાલી હોય. અત્યંત નિખાલસ, સરળ સેવાભાવી હોવા છતા દેવમંદિરે જતી નથી. બે ઓરડાવાળા નાના મકાનમાં રહે છે ને ત્યાં યે કશું રાચરચીલું નહીં. મકાન ખાલી લાગે. પોતે શિક્ષિકા છે, પણ પુસ્તકોનો શોખ નથી. આધુનિક નવલકથાનું પુસ્તક તેણે ઉઘાડ્યું નથી. જેના પરિચય માટે પરાણે ઉત્કંઠા થાય એવો મનોમેળ મને લાગે છે.' ફરી મેં વચમાં પૂછ્યું: 'માલિનીબેનનો અભ્યાસ ક્યાં સુધી?'

'બી. એ. સુધી. છતાં નોવેલોને બદલે બાળઉછેર ને શિક્ષણ અંગેનાં પુષ્કળ પુસ્તકો જોઈ જાય છે. ઇંગ્લાંડ, અમેરિકા, રશિયા, જર્મની, એ દેશોનાં શિક્ષણ પરત્વેનાં પુસ્તકો તેણે જોયાં છે. છતાં એવું બધું વાંચવા પાછળ તે આતુર નથી. વાતની વાતમાંથી તેમની પાસેથી મેં એટલું સાંભળ્યું છે કે શિક્ષકને પોતાના જીવનની ઉન્નતિનો ને મનોવિકાસનો ખ્યાલ હોય અને બાળકો પ્રત્યે સ્નેહ ઉપરાંત તેના ભાવી હિતની નજર હોય તો પછી શિક્ષણ-પ્રવૃત્તિ ને સાધનો વિશે થોથાં ઉથલાવવાની શી જરૂર છે?. ને આપણે ક્યાં જગતના ઉદ્ધારક શિક્ષણશાસ્ત્રી થવું છે?

'આ બધા તો પ્રસગો છે. પણ દરેક પ્રસગે મેં એનો એવો તો સુવાચ્ય, નિરપેક્ષ ઉદાર સ્વભાવ જોયો છે કે મને ઘણી વખત

થઈ આવે કે એના ઉંબરામાં પ્રવેશ થઈ પગથિયાં પર છાપો ઢાળું અને એ આવે કે જાય ત્યારે હળવેથી શિર પર ને ત્યાંથી પગ તળે મારાં ફૂલ વેરું, ગાંડો લાગું એવી આ ઊર્મિ છે. પણ મને સાચ્ચે જ એમ થઈ આવે છે. કોઈ વાર દરિયે જઈ બેઠાં હોઈએ ત્યારે તેના વાળની કપાળે ફરકતી લટ જોઈ એમ થાય કે હું પોતે જ પવન રૂપે ઢળી જઈને વાળની લટમાં અટવાઈ કપોલે સ્પર્શ કરી લઉં છું.'

'પણ દિનેશ!' મેં કહ્યું. 'આ તો તારી અંગત કોમળ ભાવનાઓ છે, તું તો વાત માલિનીબેન વિષે કહેવા ધારે છે ને?'

'એને વિષે જ કહું છું મુકુન્દભાઈ, એટલે પૂછું છું કે મારામાં આવી ભાવનાઓ અસહ્ય તીવ્રતાથી એના વગર બીજું કોણ જગાડત? મારા પર એની કેટલી અસર છે એનો ખ્યાલ આટલાથી આવશે.'

'ખરું.' મેં કહ્યું.

'ભાદ્રપદની પૂનમની રાત્રે હું તેને મળવા ગયો.' દિનેશે કહ્યું. 'વાદળાં ખૂબ ઘેરાયેલાં. એના ઘર આસપાસ વનસ્પતી ઘણી તેથી તમરાં, કંસારા, દેડકાના અવાજો આવતા'તા, નહિ જેવો પવન. ને વરસાદ નહિ જેવો ઝીણો ઝરમર ઝરમર પડતો'તો. હું ગયો ત્યારે એ બાથરૂમમાં નાવા ગયેલ. એટલે હું બહાર ઓસરીમાં એકલો બેઠો. ત્યાં એક ચિત્ર છે–બુદ્ધનું–આખા ઘરમાં એ એક જ ચિત્ર છે. ફાનસ ધરી મેં એ ધરાઈને જોયું. ત્યાં એ આવી. તે રાત્રે બહુ વાતો ન થઈ. એનો મૂંગો સ્વભાવ. બન્ને મૂગાં મૂંગાં બેઠાં. સામે ધીમે ધીમે નેવાં ટપકતાં'તાં. નાળીએરીનાં ઝૂંડ ધ્રૂજી ગયાં'તાં, કંસારા બોલતાં'તા. એમાં પવનમાં વરસાદની ફરફર માદક સ્પર્શ સાથે લહરતી'તી. એ શાંતિમાં કોણ જાણે કયા ઉન્માદ આવેશે મને થયું કે માલિનીને કહું: 'મને તારા ભાલપ્રદેશે એક જ ચુંબન કરવા દે.' પણ તર્ત એ આવેશને હું સમજ્યો મનમાં ઘણો ખેદ થયો. આવેશને દબાવી, બધી કલાક વધારે, વિના ઉચ્ચારે તેની સન્મુખ બેસી હું ચાલ્યો આવ્યો. માલિની પ્રત્યે મને આટલી હદે અનુરાગ છે એ મને તે રાત્રે જ સમજાયું. મારી Subconscious lifeમાં–અજાગ્રત જીવનમાં—એ મારી ક્યારની યે સહચારી બની ચૂકી હતી.

'તે રાત્રે જ તારાં ભાભીને મેં એ વાત કરી. એ પણ કોઈ અજબ સ્ત્રી છે. મને કહે: 'પરણીને તમારા ઘરમાં આવ્યે પાકાં દશ વર્ષ થયાં. જો પત્ની સહચારિણી ગણાતી હોય તો સમજાવો કે એક જ છાપરાં તળે સહનિવાસ કરવાથી કે પરસ્પર હૃદયને ટેકો આપી આગળ વધવા ને વધારવા પ્રયત્ન કરવાથી?'

'તે શું ઉત્તર આપ્યો?' મેં તરત પૂછ્યું.

'ઉત્તર?' અમુક પ્રશ્નના ઉત્તર હોઈ શકતા નથી, ને અમુકને ઉત્તરની જરૂર પણ હોતી નથી.' દિનેશે કહ્યું. 'પ્રશ્ન પોતે જ ઉત્તર-રૂપે કે સલાહરૂપે પુછાયો હોય છે. મને એની વાત યથાર્થ લાગી. પણ જે વાત બુદ્ધિ સ્વીકારે તેને હૃદય સ્વીકારવા તૈયાર હોતું નથી. છતાં એ રાતના પ્રસંગ માટે મને ખેદ થયો. હજુ થાય છે કે આ મારામાં હોવું એ ઈષ્ટ નથી. મને થયું 'આજ દિવસ સુધી જે સરળતા, નિર્દોષતા, હતી તે ક્યાં ગઈ? મારે મારું હૃદય નિષ્પાપ રાખવું હોય તો ભૂલનો એકરાર કરી શુદ્ધિ કરવી જોઈએ. અને નિર્દોષ માલિનીને જણાવવું જોઈએ કે હું ક્યાં છું? જે વિશ્વાસે એ અમારી સાથે સંબંધ રાખે એ વિશ્વાસની પાછળ રહી–તેને અજાણ્યુ રાખી–હું છેતરામણીશ નહીં. પ્રકટ વાત કરવી જ જોઈએ. એ જાણ્યા છતાં જો સંબંધ અખંડ રાખે તો ઈશ્વરકૃપા નહિ તો મારી ભૂલનું પરિણામ ભોગવ્યે જ છૂટકો.'

'આવા વિચારે વળતે દી રાતે ફરી હું ગયો. એ વખતની મારી સ્થિતિ હું સમજાવી શકું તેમ નથી. 'એકરાર કરવા આવ્યો છું.' કહી મેં આગલી રાતની વાત સ્પષ્ટ રીતે નિવેદિત કરી મારો ભાર ઘણો હળવો થઈ ગયો. એણે પણ અતિશય શાન્તિથી–

ધીરજથી વાત સાંભળી. વાત પૂરી થયે પણ કશું ન કહ્યું. મને નવાઈ લાગી. હું પાછો ફર્યો ત્યારે ઊલટું મને ઘેર વળાવા આવી. સરયૂ ઊંઘી ગઈ'તી. તેના માથા પર હાથ ફેરવી તારાં ભાભી ને તેણે કહ્યું, 'આ છોકરી ખૂબ ભલી, મારા ભાઈ જેવી સંસ્કારી થાય ને જરા વધુ હોશિયાર થાય એમ કરજો હો મંદાબેન! ભાઈ કોઈ વાર તેને વાચનમાળા વંચાવી કંઈ પૂછે છે?'

'હું ખૂબ શરમાયો, પસ્તાયો, અને માલિનીના હૃદયની ઉદારતા જોઈ દ્રવ્યો. મને સંતોષ અને આશ્વાસન મળ્યું કે ઠીક થયું. શુદ્ધ, નિષ્કામ સંબંધ જળવાય એ ઘણું છે. એ જ બસ છે.'

'પણ પછીથી વાત પલટી. એણે હળવે હળવે અમારે ત્યાં આવવું ઓછું કર્યું. ઓછું કરતી જ ગઈ. હળતાંમળતાં એ ઉમળકાભેર સત્કારભર્યું સ્મિત સ્ફુરતું તે ઓસરી ગયું. મિજાનના નિ:રસ ઔપચારિક, વિધિ ટકી રહી. મંદાકિની પણ પછી ઉત્સાહથી તેડી ન લાવતી. એક સરયૂને અડતું લાગતું. એટલે આજે હજી પણ સરયૂ એના કોઈ વખત પરાણે છેડો ખેંચી ઘેર પકડી લાવે ત્યારે આવે છે પણ સરયૂ સાથે જ એ બને તેટલી વાતો કરે. એનું મન રાખવા એ આવે છે. પણ મારી સાથે વાત કરતાં એના મુખ પર મ્લાન તરવરે છે. અતિશય શોકની છાયા એ દીન વદન પર ઘેરી રેખા દોરે છે. મારાથી એ સહન નથી થતું. એના હૃદયને ક્યાંક આઘાત કરનાર હું જ છું અને આ બધું પરિણામ મારે અંગે આવ્યું છે એ યાદથી મને મારા પર દાઝ ચડે છે. જો એને ન ગમતું હોય તો પરાણે મળવા ના જવું એમ વિચારી બને ત્યાં સુધી મળવાના પ્રસંગો ટાળું છું. પણ છતાં–દુઃખની એ જ વાત છે–એને મળવાની વૃત્તિ હું દાબી શકતો નથી. નિત્ય એનાં દર્શન વગર દિવસ સારો નહીં જાય એમ જ ભાન થાય છે. એના સહવાસ વગર કે મીઠા સંબંધ વગર રહી શકાય એવું મને લાગતું નથી. તેમ એ સંબંધ સજીવન કરી એને ટકાવવા શું ઉપાયો લેવા એ મને સમજાતું નથી. મુકુન્દભાઈ, હું બહુ મૂંઝાઉં છું. ઉપાય શોધવામાં તમે જો મદદ કરી શકો તો?'

'હું?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'નહિ, તો કોને કહું? તમારા વગર આવી વાત હું કોઈને જ ન કરી શકું.' દિનેશે કહ્યું.

એની વાતથી મને ખેદ થતો'તો પણ મેં કહ્યું: 'હું લાચાર છું દિનેશ!'

'બસ! આટલી ઝડપથી ના કહી દેશો?'

'સાર ખાલી છું એ આત્મભાન છે. તો જ ના પડાય ને?'

'મુકુન્દભાઈ, તમને મશ્કરી સૂઝે છે? શું આવો સ્નેહનો અનુભવ તમને કદી યે થયો નથી?'

'છી!' મારાથી પુછાઈ ગયું.

તેણે ફરી નમ્ર બની ધીમેથી છતાં મક્કમતાથી પૂછ્યું: 'શું આવો કંઈ તમને અનુભવ નથી?'

મેં સ્વસ્થ થઈ કહ્યું: 'દરેકનો અનુભવ અમુક અંશે જુદો જ હોય છે, અનુભવનારનું મન પણ જુદું જુદું હોય છે. અને વળી આ તો પ્રશ્ન જુદો છે.'

'જુદો છે પણ પ્રશ્નનું ઔચિત્ય જુદું નથી, સમજું છું કે સલાહ પરાણે લઈ શકાતી નથી.'

'તેમ પરાણે દઈ પણ શકાતી નથી.' મેં કહ્યું.

'ખરી વાત છે.' દિનેશે કહ્યું. 'પણ એકવાર આપી જુઓ તો ખબર પડે કે હું સ્વેચ્છાએ સ્વીકારું છું કેમ!'

'ધાર કે હું સલાહ આપું કે આ બાબતમાં તું મંદાકિની ભાભીનો શો અભિપ્રાય છે તે જાણીને લાવ તો?' મેં કહ્યું.

એ મૂંગો રહ્યો. મેં કહ્યું. 'સલાહ દેવાની મને વૃત્તિ નથી તેમ બુદ્ધિ બતાવવા ઇચ્છતો નથી. તને દુઃખ થાય એવા પ્રશ્નો કરતાં મને ખેદ થાય છે. છતાં તું પરાણે પૂછે છે માટે વિચારોની દિશા જોઈ જવા પૂછું છું.'

'બરાબર છે મેં તમારાં ભાભીને વાત કરી છે. એવા બધા ઉત્તર મારે મોઢેથી બોલતાં મને નહિ ફાવે. કારણ કે મારા જીવનના ચઢાવામાં એ પણ વમળે ચડેલું હૃદય છે.'

'ખરું' મેં કહ્યું; 'એટલે જ એનો અભિપ્રાય ઘણી રીતે જોવો જોઈએ. બીજું, ધાર કે હું તને એવી સલાહ આપું કે પહેલાં માલિની કોણ છે? કેવા સ્વભાવની છે? એનો ઇતિહાસ શો છે? એનાં સુખદુઃખ શાં છે? દુઃખ વખતે એનાં શાં મનોમંથન છે? શું આદર્શ છે? એ જાણવા મહેનત કર; તો તું કરશે?'

'મેં થોડો યત્ન કર્યો છે ને કરીશ.'

'પણ તારી વાતમાંથી હું કશું જ તારવી શક્યો નથી.' મેં કહ્યું.

'એ મારી કહેવાની અનાવડત કે અસ્વસ્થતાનું કારણ હશે. પણ એ વિષે જે કંઈ જાણું છું તે ટૂંકમાં કહું. એના પિતાનું મૂળ વતન જૂનાગઢ. ત્યાંના ફોરેસ્ટ ઓફિસર હતા. સંતાનમાં બે પુત્રી. બંને વચ્ચે ૧૦-૧૨ વર્ષનો ફેર. માલિની ૪-૫ વર્ષની હશે ત્યારે માતા ગુમાવી રાજકોટ મોસાળમાં ઊછરી. ત્યાં જ ભણી મેટ્રિક થઈ. કોલેજના અભ્યાસ માટે અમદાવાદ આવી ત્યાં એક યુવાન સાથે સ્નેહ બંધાયો. લગ્ન થશે એવી વાતો થયેલી. પણ લગ્ન કેમ બંધ રહ્યાં. એ યુવાન સાથેનો સંપર્ક કેમ તૂટી ગયો એનાં કારણો કોઈ જાણતું નથી. મને હજી ખબર નથી. મને તો એ યુવાનનું નામ કે જાત કે કશો જ ખ્યાલ નથી. માલિનીને એમ.એ. થવું'તું. પણ આ બનાવથી એનું મન ભણતર પરથી પણ ઊઠી ગયું. બે માસમાં જ પરીક્ષા આવતી'તી એટલે આપી પણ સારે નંબરે પાસ થઈ. ફેલોશીપ મળી પણ એણે ભણતર છોડ્યું. એ આજે જેવી છે તેવી મેં જોઈ છે. બાળપણમાં કેવી હતી, પેલા યુવાન સાથેના સંબંધ વખતે કેવી હતી અને કેમ પલટો આવ્યો એ મને ખબર નથી. એની મોટી બેન —જેને ત્યાં હું આજે ઊતરેલો—એ પેલા બાબુભાઈ વાણાવાળાની સ્ત્રી થાય—એ માલિની વિષે કંઈ જાણતી નથી. જાણે એની બેન જ નહીં. હું હકીકતો મેળવવા મથું છું. એનું સ્મરણ ને વાતો મને ગમે છે. પણ એ બધું જાણવાથી કઈ રીતે લાભ થશે?'

'લાભ ન યે થાય. પણ ઠીક લાગે તો યત્ન કરજે.'

'એ તો કરું જ છું. પણ મારાથી આમ શાપિત યક્ષ પેઠે રે'વાતું નથી. તેમ એને દુઃખ થયું છે એ સહન થતું નથી.'

'એ આપણા મનનું કારણ છે.' મેં કહ્યું.

'એટલે? મનને તમે કાબૂમાં લઈ શકો છો?' એણે તમે શબ્દ પર ભાર દઈ પૂછ્યું.

'મને મારા મન પર જરાયે કાબૂ નથી, દિનેશ!' મેં કહ્યું. પણ એક વસ્તુ મારા સ્વભાવમાં મૂળથી છે. અને અંગે મારે ઘણા સેટ બેક સહવા પડ્યા છે. પણ એ સ્વભાવથી જ છે કે કોઈ વસ્તુનો હું આગ્રહ કરતો નથી. કોઈને હું તેની ઇચ્છા વિરુદ્ધ પરાણે રોકી શકતો નથી—બાંધી રાખી શકતો નથી. દબાણથી કોઈને કંઈ કહીને કામ પણ કરાવી શકતો નથી. મને અંદરથી જ એ માટે ઉદ્વેગ પણ લાગે છે.' મેં કહ્યું.

'અને હવે ધારો કે તમારો આવો સ્વભાવ છે ત્યારે જેના વગર તમને ઘડી કે ન ચાલે તેવી પ્રિય વ્યક્તિ તમને છોડી જવા તૈયાર થાય તો?

'તો?' મારાથી સામો પ્રશ્ન પૂછાયો. મને એ કલ્પનાથી ખેદ થતો'તો.

'બસ. એ જ. મને એ તો નો ઉત્તર આપો.'

નિરુત્તર હું મૂંગો બેઠો રહ્યો. કહેવા યત્ન કર્યો પણ બેવડો ફરી મૂંગો થઈ ગયો.

દિનેશે કહ્યું, 'તમે ૧૦ વર્ષ પહેલાં હતા એ જ છો. અભ્યાસ ચાલુ રાખ્યો હોત તો

ઉપકારક થાત. પણ હું જોઉં છું કે તમે મારા જેવા અનુભવથી પણ વંચિત રહી ગયા છો.'

'જે અનુભવ વેદના સિવાય બીજું ન આપે તે શા કામના?' મેં પૂછ્યું.

'અને સંવેદન વગરનાં શુષ્ક સ્થિર જીવન શા કામનાં?'

'સ્વસ્થતામાં સંવેદન નથી એ તારી માન્યતા ભૂલભરેલી છે. દિનેશ,' મેં કહ્યું. 'વંટોળ કે પવનની મઝા માણવા ઝાંખરાની પેઠે આકાશમાં અસ્થિર રહી ઘૂમવાની જરૂર છે એથી સ્થાનભ્રષ્ટ થવાય છે જમીનને મૂળથી પકડી રાખી હવામાં પ્રબળપાન ઝૂલાવનાર વડ-પીપળા પણ હવાની મસ્તી અનુભવી શકે છે.'

'વળી એ ફિલસૂફી–' દિનેશે કહ્યું 'તમને અત્યારે ન સૂઝે તો કંઈ નહીં. વિચાર કરી જોજો. સૂઝે ત્યારે મને પત્રથી લખજો. મારે ફરી તમને મળવું જ છે. પણ ફિલસૂફી–'

'ફિલસૂફી તને ગમતી નથી.' મેં કહ્યું. 'પણ દરેક પ્રસંગના અનુભવ પાછળનું તારતમ્ય જોવાની ટેવ અને એવા ઘણા પ્રસંગોના તારતમ્ય પછી વ્યક્તિનું નહીં પણ વ્યક્તિ તથા સમાજનું સહુનું કલ્યાણ કેમ થાય એ દૃષ્ટિની વિચારસરણી તેનું નામ ફિલસૂફી...'

'આ અનુભવથી ઊગરું તો હું એ વિચારીશ.'

મેં કહ્યું, 'આ વિચારીશ તો એ અનુભવમાંથી ઊગરીશ.'

'તમે તમારી તર્કની જાળમાં મને બાંધો છો.'

'તો મારો આગ્રહ નથી.'

'ઠીક છે.' એકાએક બેઠાં થતાં દિનેશે કહ્યું. 'અત્યારે ૧૨॥ થઈ ગયા. જવું જ છે. પણ ફરી ૧૫ દિવસે આવીશ ત્યારે મારે ઉકેલ લાવવો જ છે.'

'હું તો બેઠો જ છું' ને તેને વળાવા ઊઠતાં કહ્યું, 'પણ સાથે મારાં ભાભીને તથા સરયૂને તેડી લાવજે. સરયૂ પણ મદદરૂપ થશે. અને તે દિ' આમ નહીં જવા દઉં. મારા ભાભીને પાસે બેસાડી તને સલાહ આપીશ.'

'અચ્છા.' કહી હાથ મિલાવી તેણે વિદાય લીધી.

પૂર્વોત્તર દિશાઓમાં વીજળી ઝબૂકતી'તી. વરસાદ ધીમે ધીમે પડતો' તો છત્રી ઉઘાડી તે અંધારા રસ્તા પર નીકળી ગયો.

'દિનેશ અઢી વર્ષે આજ મળ્યો. વચમાં પત્ર પણ નહીં. આવું મેં એને વિષે ધારેલું નહીં. પણ કોઇને વિષે માની લેવાનું શું કારણ છે? માનવસ્વભાવનું ભલું પૂછવું. કેવી વાતો કરી એ ચાલ્યો ગયો? રોકાયો નહીં. જીવનમાં જ્યાં જુઓ ત્યાં માણસો સુખ ઝંખે છે પણ તે મેળવવાની જડીબુટ્ટી શોધવા માગે છે, ધીરજ કોઈને કેમ નથી?

અને કેવી વિચિત્ર વાત છે! સુખ ને તેનાં સાધનો છે કે નથી એ ખબર પણ નથી હોતી એવી સ્થિતિમાં મનમાં કંઇ દુઃખ થતું નથી. પણ આ સુખ છે મેળવવા જેવું છે, મેળવવું જોઇએ કે હતું તે ફરી મેળવી લેવું જોઈએ એવી વૃત્તિ થયા પછી એ ન મેળવી શકાય તો ખેદ થાય છે. મનુષ્ય, દુઃખથી દુઃખી નથી થતો; સુખની ઝંખનામાં, અપ્રાપ્તિની વેદનામાં દુઃખી થાય છે.'

આવા વિચારે 'અન્ન, વ્યાધિ અને વનસ્પતિ' પરનો નિબંધ લખવો પડતો મૂકી હું પથારીએ ગયો. નિત્ય માફક બાઇબલ વાંચવા લીધું. તેમાં બૂક ઓફ જોબ મને બહુ ગમે છે. એના વાંચનથી ઘણી શાંતિ વળે છે. દિનેશની વાત આવતા દિવસ પર ઠેલી હું બાઈબલમાં લીન થઇ ગયો. ક્યારે એનું જ ઓશીકું કરી ઊંઘી ગયો એ કંઇ ખ્યાલ ન રહ્યો

# રહો તહીં જ સુંદરી !

મધુકર રાંદેરિયા

એમ તો એ આખા નાટકમાં ખાસ કાંઈ તત્ત્વ નહોતું, પરંતુ એમાં લગ્ન વિશે જે બેચાર ઉક્તિઓ હતી તે મારા મન પર સચોટ છાપ પાડી ગઈ હતી. એ ઉક્તિઓ કયા પાત્રની હતી તે ય આજે તો ભૂલી ગયો છું, પણ એનો મર્મ કાંઈક આવો હતો: અહાહાહા ! લગ્નમાં કેવો 'રોમાન્સ' રહેલો છે ! એ સ્ત્રી, એ લગ્ન, એ સુવાવડ, એ છૈયાં-છોકરાં, એ મંદવાડ, એ ઝઘડા, એ રિસામણાં મનામણાં...સાંજે ઓફિસેથી થાક્યા પાક્યા હાથમાં છત્રી અને બગલમાં ઓફિસનાં દફતરો મારીને આવતા હોઈએ, ઘરે પહોંચીએ અને ફળીમાં રમતાં નાગાંપૂગાં બાળકો ચારે કોરથી 'પપ્પા' 'પપ્પા' કરતાં બાઝી પડે, કોઈ મૂછ ખેંચે, કોઈ ધોતિયું ખેંચે ને પછી ઘરના આંગણામાં પગ મૂકીએ ત્યાં ગૃહદેવી, ઠમકાતી, લચકાતી, મલકાતી ચાલે બહાર આવે, એના હાથમાં દાંડી તૂટેલો ચાનો ગરમ પ્યાલો હોય, આંખમાં આંખ પરોવી એ પ્યાલો એ મને આપે, મારી છત્રી ને કાગળિયાં સાચવીને ઊંચાં મૂકે ને પછી ચા પીતાં પીતાં હું સવારથી સાંજ સુધીની, ચાલમાં એની નેતાગીરી હેઠળ ચાલેલી ધમાચકડીની રસભરી કેફિયત સાંભળું...... અહાહાહા ! ખરેખર લગ્ન એ રોમાન્સનું બીજું નામ જ છે.'

આ લાંબા કલ્પનાચિત્ર પર કોઈ ને જુગુપ્સા આવવાનો સંભવ છે; ખાસ કરીને પરિણીત પુરુષોને. પરંતુ અવિવાહિતોનો, આવા રસગુલ્લા જેવા અનુભવ માટે જીવ ઊંચોનીચો થવાનો યે એટલો સંભવ ખરો. પરણવાનો વિચાર કર્યો હોય કે ન કર્યો હોય, પણ 'તમારે લગ્ન કરી લેવું જોઈએ' એમ કોક દિવસ કાને પડે, તે દિવસે હૃદય અને ચિત્તના દર્પણ પર કલ્પના, તરંગ ને સ્વપ્નોના કેટલા ને કેવા હલ્લા થાય છે તે કિશોરાવસ્થા વટાવી ગયેલા અને પ્રૌઢાવસ્થામાં ન પ્રવેશેલા પુરુષને સમજાવવાનું હોય નહીં.'

મારે આ ભૂમિકા બાંધીને વાત કરવી છે. મારી પોતાની. આયુષ્યની પચીસ વસંત–વસંત શાની ? લગ્ન થયા પછી જ વસંત તો આવે એમ કહે છે; એટલે મારે સાચી રીતે કહેવું જોઈએ કે આયુષ્યની પચીસ પાનખર મેં હાથ જ વટાવી હતી. છવીસમી પાનખર જો બેસી જશે તો પછી મારી શી દશા થશે તેની કલ્પના કરીને મારાં સગાં, સ્નેહી, સંબંધી, વડીલો સૌ કોઈ કંપતા હતા ! અને હું પોતે પણ એનાથી અલિપ્ત હતો એમ કહેવું એ વાસ્તવિક રીતે જુઠાણું ગણાવું જોઈએ. કોઈક વનિતાલતાનું મારે આશ્રયસ્થાન બનવું જોઈએ, કાવ્યરસ અને બ્રહ્મપ્રાપ્તિના રસાનંદથી યે વિશેષ લગ્નનો અભિનવો આનંદ મારે જરૂર માણવો જોઈએ એવું તો મારા મનમાં યે ઊગવા માંડ્યું જ. અને મારા હિતચિંતકોનું કહેવું હતું કે મારે જલદી જ પાણિગ્રહણ કરી લેવું જોઈએ; અને મોટી ઉંમર થતાં લગ્ન કરવામાં શી શી અણધારી વિપત્તિઓનો સામનો કરવો પડે છે તેનું 'ઉદાહરણ' એમણે મને સમજાવેલું પણ ખરું. કોઈકે જાત અનુભવમાંથી ને કોઈકે પરાનુભવમાંથી ટાંચણ ટાંચી બતાવ્યાં હતાં:

'પેલો કમળી માસીનો મગન–આ તો કાળી અને આ તો ગોરી એમ કરતાં કરતાં ઠેઠ ચાળીસનો થયો; ને છેવટ કોઈએ કન્યા-ળમાં દીધી નહીં એટલે ઠેઠ કાઠિયાવાડમાંથી લઈ આવ્યો પૂરા રૂપિયા અઢી હજાર આપીને એક ઠીકરા જેવી બાયડી–મોંએ શીળીનાં ચાઠાં ને જીભે તોતડી ! માટે ભાઈ, બહુ ખેંચવામાં સાર નહીં. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા ન જવાય.'

બિચારા મગન પ્રત્યે મને સહાનુભૂતિ ઊપજી અને એની કથા સાંભળી સાથે મુઝારી પણ ઊપજી. હું એવી જ કોઈ કથાનો નાયક તો નહીં બની જાઉં ને ? મારી દૃષ્ટિ શાયરની છે; હું સૌન્દર્યમંદિરના મુજાવર જેવો છું. સ્ત્રીને હું અલ્લાનું ઉત્તમોત્તમ સર્જન માનું છું. એટલે કોઈ, સ્ત્રીને અસુંદર કહે તો તેમાં સ્ત્રીનો નહીં પણ તેના સર્જકનો દોષ મને લાગતો. સ્ત્રી અસુંદર હોઈ શકે ? કદાચ 'અસુંદર' કોઈ કહે તો હું એને મારી દૃષ્ટિથી સુંદર બનાવી લેતો. પરતુ મારી આ અધીન ને સ્વતંત્ર ફિલસૂફી મારા વડીલને હું સમજાવી ન શક્યો ' એમના કહેવા પ્રમાણે, ગમે તે પ્રકારનો પુરુષાર્થ કરી, મારે એકાદ લક્ષ્મીનો એનો હાથ પકડી, મારા કપાળમાં ચાંદલો કરવા, કપાળ સુધી ખેંચી લાવવી જ રહી. મારે વિષ્ણુનો એટલો અંશ ખીલવવો જ રહ્યો.

ઉપલી વાતને થોડા દિવસો વીત્યા; ને મારા એક વડીલ ફરી ઘરે આવ્યા. આવીને ઘરનાં બારણાં બંધ કરવાની સૂચના કરી હુ કાંઈક ભભગયો, કંઈક ગંભીર બનાવ બન્યો હોવાનું મને જણાયું. પરતુ તેઓ ધીરે રહીને મને દીવાનખાનાના જોડેના ખંડમાં લઈ ગયા, બેસાડ્યો, ખભે હાથ મૂક્યો, મને વિશ્વાસમાં લીધો, ને મારા કાનમાં મીઠો ફૂફાડ રેડવા માંડ્યો:

' જો ભાઈ, હમણાં જ એક છોકરી મારા વળમાં આવી છે. સારી છે, ભણેલી છે, ઘરરખુ છે, ખાનદાન કુટુંબની છે, એ પૈસે એના બાપ સુખી છે. તું એને જો; એ તને જુએ. તમે બે એકમેકને પસંદ કરી લો અને પછી આપણે આગળ દાણો દાબી જોઈએ. જો ભાઈ, અમારી થઈ ઉંમર; પણ અમે જમાના સાથે રહેનારા. આ કંઈ બજારમાંથી શાકભાજી નથી ખરીદવાનાં. આ તો આખી જિંદગીનો સોદો. અમારા વખતમાં તો એક પર બીજી કરતા, પણ હવે તો સાલો એ સામે ય કાયદો, એટલે પગલું બરાબર વિચારીને ભરવું. બોલ ભાઈ, શું કરવું છે ? '

' મારી મનોભૂમિમાં એમણે વાવેલું બીજ, વાવતાં સાથે જ ઊગી નીકળ્યું. એ ચમત્કાર અદ્‌ભુત હતો. આ એમના વળની કન્યા હતી. શાકબજારનો કાછિયો પોતાના માલની જાહેરાત જે ઉત્સાહથી ને જોરશોરથી કરે તે રીતે તેમણે એ રેખાચિત્ર દોરી બતાવ્યું. એમણે પછી તો ઘણી ઘણી વાતો કરી, ઘણા દાખલા આપ્યા; એ બધું સાંભળતો જાઉં ને મારો જુવાનિયો દેહ ને આત્મા લહેરે ચડતા જાય, આંખો ટમકતી જાય, મોં પાણી પાણી થાય, પગમાં સ્ફૂર્તિ આવે, જીવ આખો ઊડીને જાણે પેલી અણદીઠ કન્યાની પડખે જઈને ભરાઈ બેસે. મેં મારા એ વડીલને મારી સંમતિ દર્શાવી ને એમણે પાછી મારાં વડીલોને એ વિશે વાત કરી બધું ' પાકું ' કર્યું.

એઓ ગયા ને હું એકલો પડ્યો. ના, એઓ ગયા ને મને 'એકલો'—એકલો પણ નહીં, બેબાકળો કરતા ગયા ! રાતે પથારીમાં લેટતી વેળા, મારી દૃષ્ટિ સામે અનેક ચિત્રો રમી રહ્યાં. મોડી રાતે મને સ્વપ્નો સતાવવા લાગ્યાં. એ સુષુપ્તિ દશામાં જ મેં દીઠી એક કન્યા : યૌવનને આરે કંકુની પગલીઓ પાડતી, પેલા કવિએ કહ્યું છે તેવી ગુલછડી સમોવડી સ્ત્રીત્વના સુંદર નમૂના જેવી, પ્રેમાળ, ઘરરખુ, કલારસિક, બુદ્ધિમતી, લજ્જાળ ને ત્યાગવૃત્તિવાળી. મેં કલ્પી એની, વાસુકી નાગ શી એની વાળની સેર; ને એનાં મઘમઘતાં ફૂલોની ફોરમની વેણી; એનાં લોચનોમાં અનંતને વીંધીને પાર જવાની ઉત્કટતા ને શક્તિ ને મહીં દીઠી પ્રણયની ફૂટતી સરવાણી; રતુંબડા હોઠ પર દીઠો જીવનનો રસાસ્વાદ માણવાની વૃત્તિનો વિજય; હંસ જેવી ડોકના મરોડમાં હતો શાંત પ્રભાવ, કટિ ભાગની અપૂર્વતા સિંહને પણ ઈર્ષાળુ બનાવે એવી હતી; સાળુનો પાલવ ફડફડાટ કરીને પવનને પણ ઇચ્છી બનવા પ્રેરતો, ને દીપ્તિ તો અંગેઅંગમાં અભરે ભરી હતી. એ ચિત્ર મેં જોયું—ને પેલા કવિ પુરોહિતની પંક્તિઓ મને સાંભરી :

તારી આંખનો અમીણી
તારા બોલનો બંધાણી
તારા રૂપની પૂનમનો પાગલ એકલો !

રાત આ રીતે વીતાવી; ને સવારે વહેલા ઊઠીને, ત્રણેક પુસ્તકો, અને એકાદ ભાંગ્યુંતૂટ્યું સૉનેટ પણ લખી નાખ્યું.

અને એમ કરતાં કરતાં પેલો ઠરાવેલ દિવસ આવી ગયો—જે કાંઇ કાચું હતું તે તે દિવસે પાકું કરવાનું હતું. આજે—અમારે મારે, મારાં બાએ ને મારા દાદીએ એ દિવસે એ કન્યાને જોવા જવાનું હતું, એ વડીલને ઘરે. અમે નીકળ્યાં.

પરંતુ એ દિવસે મારા સાજ શા હતા ? વિજય કૂચની ભરચક તૈયારીઓ તે દિવસે મેં કરી નાખી હતી. વૉશિંગ કંપનીમાં અરજંટ ધોવડાવી તૈયાર કરેલાં કપડાં-ઇસ્ત્રીબંધ સફેદ ધોતિયું, ઇજિપ્શિયન શર્ટિંગનું રંગીન ખમીસ, ગરમ ભૂરો હાફ કોટ, ને પાલિસથી ચકચક થતાં ચંપલ. માથામાં પોમેટમ, થાપીને ઓળેલા વાળ, મોં પર પોન્ડના સ્નોનો લેપ, કાનમાં રાતરાણી અત્તરનું પૂમડું, હિમ લેસ ચશ્માં, જમણા હાથની ટચલી આંગળીએ હીરાવીંટી—બસ, નખશિખ વરણાગિયો બની હું નીકળ્યો; લાખેણી લાડીને જીતીને ઘર આંગણે લાવવાનો એ રસિક વ્યૂહ હતો.

અમે એ મુરબ્બીને ઘરે પહોંચ્યા, ત્યાં સુધી તેઓ આવ્યાં નહોતાં. મારી ધીરજ પળેપળે ખૂટતી હતી. જે સૌંદર્યના ટુકડાને—ચાંદતારાને જોવા હું તલસતો હતો તે ક્યાં હશે ! ક્યારે આવશે ! વિધિ પ્રણયીઓને કેમ પ્રતિકુળ થતો હશે ! પણ ના, તેઓ આવ્યાં—આખર આવ્યાં. પેલા વડીલે અન્યોન્ય પરિચય કરાવ્યો. મેં એ કન્યાને જોઇ-એ કન્યાએ મને જોયો, ને એ વેળા શું થયું ! બે હૃદયો ધબકયાં, ચારે આંખો મળી, સાત પાતાળ ને નવ નિધિ ખળભળ્યાં, દશ દિશાઓ ડોલી, બારે મેઘ ખાંગા થયા, ચૌદ બ્રહ્માંડ કંપી ઊઠયાં-સમુદ્રમંથનથી યે કારમું કોઇ મંદન હું અનુભવી રહ્યો.

'એ કન્યાને મેં જોઇ ને એણે મને જોયો, એ વિધિ પતી જાય પછી બધું 'પાકું' થવાનું હતું ! ભયંકર, એ જો ખરેખર પાકું થઇ જાય તો શું થશે એની આછી કલ્પના કરતાં કરતાં તો અર્જુનના વિષાદ યોગથી વધુ તીવ્ર ને ઘેરો એવો યોગ હું અનુભવી રહ્યો. મારાં ગાત્ર શિથિલ થઇ ગયાં, કંઠમાં શોષ પડ્યો, શરીર આખામાં કંપારી આવી ગઇ. રૂંવાં ઊભાં થઈ ગયાં, હાથ પગમાંથી બળ સરી પડ્યું, મન ભમી ગયું, ને મનમાં જ મેં જનાર્દન મધુસૂદન શ્રીકૃષ્ણની પ્રાર્થના શરૂ કરી: 'હે ભગવાન, આ કન્યારત્નનું પાણિગ્રહણ કરી હું મારું કાંઇ શ્રેય જોતો નથી. એને પરણીને મળનારા કોઇપણ પ્રકારના લાભની મને અપેક્ષા નથી. મારાં વડીલો મને મરદન મારવા તૈયાર થયાં હોય એમ લાગે છે, માટે હે અરિંદમ આપ મારી વહારે ધાઓ.'

સ્ત્રી વિશેનું મારું બધું તત્ત્વજ્ઞાન તે પળે સુકાઇ ગયું. સ્ત્રી અસુંદર હોઈ જ કેમ શકે, એમ હું માનતો હતો. અસુંદર સ્ત્રીને પણ મારી દૃષ્ટિથી સુંદર બનાવી દેવાની મારામાં હામ હતી. એને તો નિભાવી લેવી જ જોઈએ એવી મારી દલીલ હતી. સ્ત્રી તો બ્રહ્માની કવિતા છે; પુરુષની પ્રેરણા છે, જીવનપંથની દીપિકા છે—નહીં, નહીં, એ બધાં સૂત્રો અસુંદર સ્ત્રીના પતિને સમજાવવા મનાવવા માટે ઠીક છે મારા જીવનમાં આ કન્યારત્નનું સ્થાન હોઈ જ ન શકે ! સ્ત્રી વિશેનું મારું બધું તત્ત્વજ્ઞાન હું અમે તે પળે બદલી લેવા તૈયાર છું. હું એ દિશામાં તત્ત્વજ્ઞાની નથી એમ જાહેર રીતે કબૂલવા પણ તત્પર છું. સુધારાના મશાલચી નર્મદે છેવટે ધર્મ-વિચાર લખી વિચારપલટો કર્યો હતો, તેમ હું પણ આ વિષયમાં નાનકડો નર્મદ બની જઇશ !

પરંતુ મારી આફતમાં જાણે વધારો જ કરવાનો સૌનો ઇરાદો હોય તેમ અમને એને એકાંત આપવા માટે સૌ અંદરના ખંડમાં

ધીરે ધીરે સરકી ગયાં ! ઓહ એ આપત્તિની પળ ! એ બદ્દી છોકરી આગળ મારે શું કરવું ? શું બોલવું ? વનિતાવાત્સલ્ય, સ્ત્રી દાક્ષિણ્ય, 'શિવલ્રી' કશું જ મારી મદદે ન આવ્યું ! હું ચૂપ જ બેસી રહ્યો. કારાગારના સળિયા પાછળ પ્રેરાયેલો પેલો મુનશીનો મુંજ તો પોતાની રસિકતાનું પ્રદર્શન કરવા માટે બે વિરૂપ મૃણાલ સાથે શૃંગારભરી શબ્દ-ચેષ્ટા કરતો, પણ રસિકતનું મારું ધોરણ મુંજ કરતાં ઊંચું હતું. મારી સાથે બેઠેલી નારીને દેખીને ચળી જાઉં એવો તુચ્છ મુનિવર પણ હું નહોતો ! હું બેસી જ રહ્યો–મોંમાં મગ ભરીને.

અને ત્યાં તો વડીલો આવ્યાં. આડીતેડી વાતો થઈ, ચાપાણી પિવાયાં, હસી કરીને, હાથ જોડીને સૌ છૂટાં પડ્યાં. પેલા મુરબ્બીએ ફરી મારી સાથે મુલાકાતનો સમય લીધો. ધડકતે હૃદયે મેં કહ્યું: 'તમે ત્યારે આવો હું ઘરે જ છું.' પણ તે વેળા એમના હાથમાં મેં જન્માક્ષરનું પીંડું જોયું ને મારી છાતી બેસતી જતી લાગી. છતાં સમરાંગણમાં પડેલા સુભટની માફક તે પળ પૂરતો હું ટકી રહ્યો.

અમે ઘરે આવ્યાં. કપડાં એક બાજુ ફેંકી, ગૂંગળાઈ ગયેલા જીવને મેં જરા થાક ખવડાવ્યો. મારી વર્ષોથી કેળવાયેલી રસવૃત્તિને આ ભયંકર બનાવથી જે નુકસાની થઈ હતી એ કોણ ભરપાઈ કરી આપશે ? એને અંગે દાવા નોંધે એવી કોઈ રસ–અદાલત હજી સ્થપાઈ નથી એ સારા જગતનું હું દુર્ભાગ્ય સમજું છું. એ મૂર્છા હજી ભળી રહે એટલામાં ઉમળકાભર્યાં મારાં બા આવીને મને પૂછવા લાગ્યાં:

'કેમ, શું લાગે છે ?'

'શું લાગે છે ! એમ લાગે છે કે, મેં કોઈ ભયંકર સ્વપ્ન જોયું છે. એમ લાગે છે કે તમે બધાં ભેગાં થઈ, મારે ગળે, પથ્થર બાંધી મને દરિયાને તળિયે ડુબાડવાનો પ્રયાસ કરી રહ્યાં છો.'

'કેમ એમ બોલે છે ?'

'તો બીજું શું બોલું ! જો લગ્ન મારે આ જ કન્યા મને મળવાની હોય તો હું આ પળે પ્રતિજ્ઞા કરું છું કે પેલા બે ગોખલાઓમાં, હનુમાન એ ભીષ્મની એ નારદની મૂર્તિની પ્રતિષ્ઠા કરી, તેની પૂજા કરવા મંડી પડું. ના, કોઈ કાળે હું પરણવાની હા પાડવાનો નથી. પેલા આપણા સેલ્સમેન મુરબ્બીને કહી દેજો કે એમનો માલ આપણા બજારમાં નહીં ખપે.'

મારાં બા મારા આ ઉત્તરથી ડઘાઈ જ ગયાં. વધુ કાંઈ પૂછવાનું એમણે સાહસ ન કર્યું. તેઓ ઘરકામે વળ્યાં. મારી નજર મારાં વસ્ત્રો પર પડી. એક ઊંડી આહ એમાંથી નીકળતી મેં સાંભળી. હીરાની વીંટી બેનૂર બની ગયેલી મેં દીઠી. રાતરાણીના પૂમડાની સુવાસ લૂખી થઈ ગઈ હતી. આંખો સામેથી પેલાં રંગીન સરસ ચિત્રો એક પછી એક ભૂંસાતાં જતાં જોયાં. મેં ઊઠીને ટેબલનું ખાનું ખોલ્યું. એમાંથી પેલા મુક્તકો ને પેલું સોનેટ બહાર કાઢ્યાં. મારી રસિકતાએ સર્જેલી રૂપરમણીને ઉદ્દેશીને લખાયેલાં એ કાગળો સામે હું ઘડીભર જોઈ રહ્યો ! વેડફાઈ જતી આ કવિતાને ઝીલનાર કોઈ પાત્ર ન મળે ત્યાં સુધી આવાં કાલાં શબ્દ–રમકડે ન રમવાનો મેં નિર્ધાર કરી લીધો ને એ કાવ્યોની ઝીણી ચબરખીઓ કરી તેને હવામાં ઉડાડી મૂકી.

હવે તો જાતમહેનત કરી કોઈક 'લક્ષ્મી'-ને શોધવી એ જ નિર્ણય પર હું આવી ગયો. જો આવી જ કાંઈક 'લક્ષ્મી' લગ્નમાં મળી ગઈ તો તો પછી લગ્નમાં 'રોમાન્સ' ક્યાં શોધવો ? મારું ભાવિ કેવું હશે તેની કલ્પના હું તે પછી કરી જ ન શક્યો. 'એ સ્ત્રી, એ લગ્ન, એ સુવાવડ, એ છૈયાંછોકરાં, એ મંદવાડ, એ ઝઘડા, એ રિસામણાં મનામણાં–પેલા બેવકૂફ પાત્રની ઉક્તિઓ મને સાંભરી આવી. એ બધું ભૂલવા મેં એક પુસ્તક ઉપાડ્યું. પુસ્તક કાવ્યનું જ નીકળી પડ્યું. એમાં એક પંક્તિ હતી:

'રહો ત્યાં જ સુંદરી ! મુજ નજીક ના આવશો !

ને મને થયું ખરે કવિ, તેં મારા જ દિલની વાત કરી છે હં.

# હાથીનું ખૂન

વિજયગુપ્ત મૌર્ય

સપ્ટેમ્બર મહિનો હતો. ચોમાસું હજી વરસતું હતું. હું મારા માણસોને લઈને ગૌરના શિકારે ગયો હતો. એક તો વિનાડ—નીલગિરિનો જંગલ અને પહાડવાળો પ્રદેશ અને તેમાં વળી ચોમાસું, પછી તો જંગલના ફૂલવા-ફાલવાની વાત જ શું કરવી! ઊંચે આકાશને ઢાંકી દેતાં વૃક્ષોની ઘટા અને નીચે જમીનને ઢાંકી દેતું ઊંચું ઘાસ જાણે લાંબું વધીને ઝાડ સાથે હરીફાઈ કરતું હતું, અને આ હરીફાઈમાં પોતાનું વર્ચસ્વ સ્થાપવા માટે અગણિત વેલા પોતાની અગણિત શાખાઓ સાથે વૃક્ષો ઉપર ચડીને તેમને ગૂંગળાવી નાખી જંગલના ધણીરણી થઈ જવા માગતા હતા. મારો તંબૂ એક નદીકાંઠે ઊભો કરવામાં આવ્યો હતો. અમે વહેલી સવારે નીકળી પડ્યા. થોડે દૂર ટેકરીઓની હારમાળા હતી અને તેને મથાળે સપાટ ઉચ્ચ પ્રદેશ હતો. ત્યાં હાથીને પણ ઢાંકી દે તેવા ઘાસનો વિસ્તાર હતો. ગૌર અને હાથીઓનું તે ક્રીડાસ્થાન હતું. તેની પાછળ અઘોર જંગલ હતું અને તે અનેક પ્રકારનાં પ્રાણીઓથી ગાજતું હતું. અમે આ ઉચ્ચ પ્રદેશ ઉપર ચડ્યા અને ગૌરના પગલાં શોધતાં અમને હાથીનાં તાજાં પગલાં જોવામાં આવ્યાં. મારો વિચાર હાથીનો શિકાર કરવાનો ન હતો. તે દિવસોમાં જ્યારે હું હજી નવો શિકારી હતો ત્યારે પણ મને હાથી જેવા ઉમદા પ્રાણીનો વધ કરવામાં આનંદ નહોતો આવતો. જંગલના મુક્ત જીવનમાં આ ઉમદા પ્રાણીઓનું ટોળું તેમના નૈસર્ગિક વાસમાં જોવું એ જિંદગીનો એક લહાવો છે અને જ્યારે હાથી હમણાં જ અહીંથી પસાર થયા છે તો પછી એમનાં વિરલ દર્શન કરીને આંખ કેમ ન ઠરાવી? પણ આ પ્રદેશના જંગલવાસીઓ ગમે તેટલા સાહસિક અને હિમ્મતવાન હોવા છતાં હાથીથી ભડકે છે અને મેં જ્યારે હાથીનો પીછો પકડવા દરખાસ્ત મૂકી ત્યારે તેમનાં મોં ઊતરી ગયાં. પરંતુ મારા આગ્રહ પાસે તેઓ બિચારા શું કરે? છેવટે મેં ચિક-મારાને મારી સાથે લીધો અને બીજા માણસોને ત્યાં જ બેસાડી અમે બંને હાથીને પગલે પગલે ચાલ્યા. અહીંથી હાથીનાં પગલાં નીચે તળેટીમાં જતાં હતાં. આ પારકી હદ હતી, પણ મારે કંઈ શિકાર નહોતો કરવો, એટલે અમે હાથીનો પીછો પકડવાનું ચાલુ રાખ્યું. વાંસથી ઢંકાયેલા ઢોળાવ ઉપરથી અમે તળેટીમાં ઊતર્યા ત્યાં હાથીની લાદ નજરે પડી. ચિક-મારાએ તેમાં આંગળી નાખીને મને ઈશારત કરી કે લાદ ગરમ છે માટે હાથી આટલામાં જ હોવો જોઈએ. અમે જરાય અવાજ કર્યા વિના ચુપકીદીથી આગળ વધ્યા. સૂર્ય આકાશમાં ઊંચે ચડી ગયો હતો, પરંતુ આકાશ વાદળથી ઘેરાયેલું હતું એટલે તડકો તો નહોતો પડતો પરંતુ ગરમી ઘણી હતી આ વખત હાથીના આરામનો હતો જ્યારે તેઓ ગરમીથી બચવા ઊંડા જંગલમાં ઊતરી જાય છે. પક્ષીઓ પણ બપોરની વિશ્રાંતિ માટે ઝાડનાં ઝુંડોમાં ભરાઈ બેઠાં હતાં, પણ કોયલ અને હોલાનો આનંદ એમના ગળામાં સમાતો ન હતો અને ઝાડની ઘટામાં છુપાઈ બેઠેલા પોપટના ટોળાની વાતો ખૂટતી ન હતી જમીન ઉપર સૂકાં પાંદડાં જ્યાંત્યાં પડ્યાં હતાં અને તેની ઉપર અમારો પગ ન પડી જાય અને અવાજ ન થાય તે માટે અમે સાવચેતી રાખતા હતા. થોડી વાર પછી કંઈ અવાજ આવ્યો અને અમે એક ઝાડના થડ પાછળ સંતાઈને કાન દઈ સાંભળવા લાગ્યા. હાથી વાંસનાં કૂણાં પાન તોડતો હતો તેનો આ અવાજ હતો. અમે પાછા ખૂબ સાવચેતીથી આગળ વધ્યા અને વાંસનું એક મોટું ઝાડું વટાવતાં તેની પાછળથી એક કદાવર હાથી નજરે પડ્યો. હું અને ચિક-મારા

તરત એક ઝુંડ પાછળ સરકી ગયા અને ત્યાંથી છુપાઈને જોવા લાગ્યા. થોડીવારમાં મોટા હાથી પાછળથી એક નાનો હાથી નીકળ્યો. તેઓ વાંસના ઝુંડ પાસે ઊભા હતા. મોટા હાથીએ એક વાંસના થડ ઉપર પગ મૂક્યો અને તેના વજનથી થડ મોટા કડાકા સાથે નીચે તૂટી પડ્યું એટલે બંને હાથી તેમાંથી કૂણાં પાન તોડી તોડીને મોંમાં મૂકવા લાગ્યા. આ સુંદર દૃશ્ય હતું, પરંતુ જેણે મને ચકિત કરી નાખ્યો એ તો મોટા હાથીનાં દંતૂશળ હતાં. મને તેમનો લોભ લાગ્યો. તે દિવસોમાં મેં હજી જંગલના આ ઉમદા પ્રાણી માટે એટલો પ્રેમ નહોતો કેળવ્યો જેટલો આજે છે, એટલે એ દંતશળ મેળવવા માટે હાથીનો શિકાર કરવા મને ભારે ઉત્કંઠા થઈ. પરંતુ અમે પારકી હદમાં હતા તેનો ખ્યાલ રાખીને મેં તે ઇચ્છા બળજબરી-થી દબાવી દીધી. થોડી વાર પછી મોટો હાથી અમારી તરફ વળ્યો અને તેની પાછળ નાનો હાથી પણ ચાલ્યો. અમે બહુ સાવધાનીથી ઝુંડની પાછળ છુપાતા ગયા અને બંને હાથી અમારાથી માત્ર દોઢસો પગલાં દૂરથી પસાર થયા. સારે નસીબે પવન પડી ગયો હતો એટલે તેમને અમારી ગંધ ન ગઈ. તમે પાળેલા હાથીને ગમે તેટલી વાર જુવો તો પણ ધરાતા નથી તો પછી પોતાના જંગલના સામ્રાજ્યમાં નિર્બંધ અવસ્થામાં સ્વતંત્ર જીવનનો આનંદ ભોગવતા હાથીને સ્વચ્છંદે વિહાર કરતાં જુવો એ દૃશ્ય કેવું આકર્ષક હશે! જ્યારે તેઓ બીજી ઝાડીમાં ઘૂસીને અદૃશ્ય થઈ ગયા ત્યારે ચિક-મારાએ મને કહ્યું કે આ બંને હાથી મિત્ર છે, સાથે જ ફરે છે, અને આપણી હદમાં પણ ઘણી વાર આવે છે, એટલે હું તેમને ઓળખું છું. ચિક-મારાની વાત સાંભળીને હું ઉમંગમાં આવી ગયો અને મેં તેને વચન આપ્યું કે જો તું આપણી હદમાં હાથી આવે ત્યારે મને ખબર આપીશ તો હું તને ઇનામ આપીશ

આ વાતને આઠેક દિવસ થયા પછી હું તાવમાં પટકાઈ પડ્યો અઠવાડિયું તાવની બીમારી ભોગવ્યા-પછી એક દિવસે સવારે હું મારી બારી પાસે બેસીને સામેના પહાડ પર જાણે વિસામો ખાવા બેઠાં હોય તેવાં વાદળની પરંપરા જોતો બેઠો હતો ત્યાં ચિક-મારાએ આવીને ખબર આપી કે પેલા બંને હાથી આપણી હદમાં આવી ચડ્યા છે. હું ખૂબ નબળો પડી ગયો હતો, પરંતુ આવી ઉમદા તક કેમ જતી કરાય! આવી હાલતમાં પણ આ સાહસ ખેડવા હું તૈયાર થઈ ગયો. મેં મારા પગીઓને સૂચના આપી દીધી કે હાથીની હિલચાલ ઉપર નજર રાખજો અને હું કાલે સવારે આવીશ.

બીજે દિવસે પણ મને અશક્તિ તો હતી જ, પરંતુ તાવ ઊતરી જવાથી સ્ફુર્તિ અને હિમ્મત આવી હતી. સવારે હું જંગલમાં ગયો ત્યારે મારા પગીઓએ ખબર આપી કે હાથીઓ દોઢેક માઈલ છેટે છે. અને તેમની સાથે બે હાથણી અને એક મદનિયું પણ છે. પરંતુ જ્યારે અમે ત્યાં પહોંચ્યા ત્યારે હાથી-ઓનું ટોળું ખીણમાં ઊતરી ગયું હતું એટલે તેમની લગોલગ પહોંચતાં મધ્યાહ્ન થઈ ગયો. તાપ જોકે સખ્ત હતો, પરંતુ મારા માણસોને સૂર્યના તાપ કરતાં હાથીઓનો તાપ વધારે લાગતો હતો, કારણ કે તેઓ જાણતા હતા કે આ વખતે કંઈ સંતાઈને હાથીનાં દર્શન નથી કરવાં. આ વખતે તો હાથીના ટોળા સાથે દાવમાં ઊતરવાનું હતું. જેમ જેમ અમે પાસે જતા ગયા તેમ તેમ મારા માણસો ઢીલા પડતા ગયા હાથીના હુમલામાંથી બચવું કંઈ સહેલું નથી તમે કદાચ કહેશો કે જ્યાં આટલાં બધાં ઝાડ છે ત્યાં એકાદ ઝાડ ઉપર ચડી જવું એમાં શું મુશ્કેલ છે? પણ તમે હાથીની ઊંચાઈનો ખ્યાલ કરો અને તેની ઉપર પાછી તેની સૂંઢની લંબાઈનો ખ્યાલ કરો તો સમજાશે કે હાથી ઝાડ ઉપર કેટલે ઊંચેથી માણસને પકડી લઈ શકે છે.

બપોરનો વખત હાથીઓના આરામ અને

હળવી નિદ્રાનો છે. ઠેકઠેકાણે વાંસનાં ઝુંડ ઊભાં હતાં. વચ્ચે વચ્ચે શેમળો, સાગ, ગુલ-મહોર ને બિલ્વનાં ઝાડોની ઘટા જામી હતી. જંગલમાં એવી સુંદર શાન્તિ હતી કે જે મહાસાગરના તળિયે જ જોવા મળે. આવી શાન્તિમાં એક સાવ સાધારણ અવાજ પણ કેટલે સુધી સંભળાય છે તેનો ખ્યાલ તો જેણે અનુભવ કર્યો હોય તેને જ આવે. એ શાન્તિમાં થોડાક અવાજ ઓળખાઈ આવતા હતા. ઘટામાં બેઠેલી મેના કલ્લોલ કરતી હતી. જમીન ઉપર પડેલાં સૂકાં પાંદડાં ઉથલાવીને જીવડાં ગોતતા લેલાં એકબીજા સાથે કાંઈ ડમરી વાતો કરતાં હતાં. વનવગડાના શણગાર જેવા સક્કરખોરા પોતાના નાનકડા કંઠમાંથી મધુરતાનો ધોધ રેડતા હતા. એક ઝુંડમાંથી બીજા ઝુંડમાં ઊડી જતા રૂપાળા ખરેખટાના ટહુકા જેટલા રૂપાળા હતા તેટલું જ રૂપાળું તેમનું ઉડ્ડયન હતું. ડાળી ઉપરથી હવામાં જીવડાં પાછળ સેલારા મારતા પતરંગા ઉપર સૂર્યનાં કિરણો પડતાં તેમના લીલા રંગ ઉપર હેમવર્ણી છાયા દીપી નીકળતી હતી અને એટલો જ કોમળ તેમનો ટવી–ટવી–ટવી અવાજ હતો. સૂર્યનાં કિરણો વૃક્ષોની શાખાઓ અને પાંદડાં વચ્ચેથી એવાં ચળાઈને આવતાં હતાં કે જમીન ઉપર વાઘ બેઠો હોય પણ આ પ્રકાશની ભાતમાં અણસાર ન પડે. આવા મનોહર વાતાવરણમાં અમે હાથી જોયા એક હાથી, એક મદનિયું અને બે હાથણી ઉપર અમારી નજર પડી. હાથીને મેં ઓળખી કાઢ્યો. એ જ કદાવર શરીર, વિશાળ દંતૂશળ, અજગર જેવી સૂંઢ અને તોતીંગ માથું, કાળા શરીરમાં ચળકતા ધોળા હાથીદાંત. તેમને અમારી હાજરીનું ભાન ન હતું. મંદ મંદ પવન વાતો હતો, પણ તે હાથીની દિશામાંથી અમારી તરફ આવતો હતો એટલે તેમને અમારી ગંધ જાય એવી બીક ન હતી. હાથીઓને પણ ત્રાસ આપનાર અને તેમનું પણ લોહી ચૂસનાર માખીઓનો બણબણાટ અમારા કાન સુધી આવતો હતો અને તેમને ઉડાડવા હાથીઓ પોતાના કાન ફફડાવતા હતા તેના પટાકા સંભળાતા હતા અને પૂંછડી તથા સૂંઢ વીંઝાતી હતી તેનો અવાજ પણ સ્પષ્ટ સંભળાતો હતો. શિકાર માટે આ સોનેરી તક હતી. અમે એક વિશાળ વૃક્ષના પહોળા થડની પાછળ સંતાઈને ઊભા હતા.

મારા બીજા માણસોને અહીં જ રહેવાનું કહીને માત્ર બે માણસને મારી સાથે રાખીને હું આગળ વધ્યો. મારે એક માણસને તો મારી સાથે રાખવાની જરૂર હતી કે જેથી તે મારી વધારાની રાઈફલ ઉપાડે. હાથી મોટે ભાગે તો માણસને જોઈને નાસે છે, પરંતુ ઘવાયા પછી તે ક્રોધે ભરાઈને માણસ ઉપર હુમલો કરે તેવી સંભાવના બહુ મોટી છે એના જેવા બળવાન અને પડછંદ પ્રાણીના હુમલાને બંદૂકથી ખાળવો એ કંઈ સહેલી વાત નથી. તમે રાઈફલમાંથી બે બાર કરો અને જો તેનાથી હાથીનો હુમલો ન અટકે તો સંભવ છે કે તમે બીજા કારતૂસ ચડાવો ત્યાં સુધીમાં તો તે તમારા ઉપર આવી પડે. તે માટે અણીને વખતે કામ આવે તેટલા સારુ સલામતીને ખાતર વધારાની રાઈફલ પાસે રાખવી તે ઇચ્છવા જોગ છે. શિકાર સાહસ છે, પરંતુ તેમાં શિકારીએ પોતાની સલામતીનો વિચાર પણ રાખવો જોઈએ. મારા આ બે માણસોનો ગભરાટ જોઈને પણ હું વિચારમાં પડ્યો કે રખે ને તેઓ ગભરાટના માર્યા ઉતાવળી ઘડીએ કંઈ અવાજ કરી બેસે તો મારી બધી બાજી પાણીમાં જાય પણ ચિકુ–મારાએ મને ખાતરી આપી કે તે છેવટ સુધી મારી સાથે અડગપણે ઊભો રહેશે છેવટે મેં તેને મારી વધારાની રાઈફલ આપી મારી સાથે લીધો અને બીજા બધા માણસોને પાછળ રાખ્યા. હવે નિશાન લેવા માટે મારે પાસે જવા જેટલી મજલ કાપવાની હતી

ભારે સાવચેતી રાખીને અમે એક વિશાળ ઝાડ પાછળ પહોંચ્યા જ્યાંથી આ લાંબા દંતૂશળવાળો હાથી માત્ર પચોતેર પગલાં દૂર

હતો. અહીંથી બરાબર તેના કાનનું નિશાન લઈ શકાય તેમ હતું. અને જેવો હું નિશાન લેવા ગયો કે એ જ ક્ષણે મારી બધી મહેનત અને સાવચેતી ઉપર પાણી ફરી વળ્યું. ચિક-મારા ગમે તેટલો બહાદુર હતો, પણ જ્યારે હાથીનો ડર આટલે પાસે હતો ત્યારે તેની હિમ્મત પીગળી ગઈ. આ લોકો હાથીને પગલે પગલે જઈને તેમની હિલચાલ ઉપર નજર રાખવા ટેવાયેલા હતા, પણ શિકાર માટે ટેવાયેલા ન હતા જ્યારે ચિક-મારાએ જોયું કે આ મહાબળવાન પ્રાણી માત્ર પોણોસો પગલાં જ દૂર છે અને સંભવિત છે કે ગોળી લાગતાંવેંત ભયંકર ચિચિયારી કરી રૌદ્રરૂપ ધારણ કરીને હુમલો કરશે ત્યારે એ વિચારે તેના ગાત્ર ગાળી નાખ્યાં અને અદ્ધર રહી ગયેલો તેનો શ્વાસ જે ગળામાં ઘૂટાતો હતો તેણે અવાજ કરી નાખ્યો. એ જ ક્ષણે હાથી ફર્યો, ઊંચા કાન, ઊંચી સૂંઢ અને ઊંચું માથું કરીને અમારી સામે તીવ્ર અને વેધક દૃષ્ટિથી જોયું અને બીજી જ ક્ષણે તે મોઢું ફેરવીને ભાગ્યો.

મારી બધીય મહેનત એળે જતી હતી અને આ સોનેરી તક સરી જતી હતી. મેં ઉતાવળે એક બાર કરી દીધો. હું પણ તંગ થઈ ગયો હતો. અઠવાડિયાની માંદગીને અંતે આવેલી અશક્તિ, લાંબી રખડપટ્ટીનો થાક અને બપોરનો તાપ, અને તેમાં વળી આ અણધાર્યો વિક્ષેપ. ભાગતા હાથી ઉપર દોડીને નિશાન લેવા ગયો તો મારી આંખે અંધારાં આવ્યાં, નિશાન માટે નજર માંડી તો કૂંડાળાં દેખાવા લાગ્યાં! છતાં એક ગોળી છોડ્યા પછી તરત બીજી ગોળી મારી દીધી. બીજી ચોટ ખાતાં જ હાથીએ ગોથું ખાધું. પણ તરત પગભર થઈ ગયો અને ઊભો થઈને પાસેના ઢોળાવ ઉપરથી નીચે ઊતરી જવા દોડ્યો મે બીજી રાઈફલ લેવા હાથ પાછળ લંબાવ્યો, પણ ફોકટ. પાછળ ફરીને જોયું તો ચિક-મારા ન મળે! તેણે ઉપાડેલી રાઈફલ થોડી દૂર ધરતી ઉપર પડી હતી અને તેનાથી દૂર હાથણી ને મદનિયું ટેકરી ચડીને ભાગતાં હતાં.

જ્યારે ચિક-મારાના ગળામાંથી બીકને માર્યો અવાજ નીકળી ગયો ત્યારે તે એટલો બધો ડરી ગયો હતો કે જેવું હાથીએ ચમકીને કાન તથા સૂંઢ ઊંચાં કરીને અવાજની દિશામાં જોયું કે ચિક-મારાનો મક્કમ રહેવાનો છેલ્લો નિર્ણય, દેવતામાં બરફ પીગળે તેમ પીગળી ગયો. તે ભાગ્યો અને તેના આ અવિચારી પગલાએ તેની ઉપર આફત નોતરી. જે આફતનો સામનો માણસ હિમ્મતથી કરી શકે છે તેને તે ભયથી પોતાના ઉપર નોતરી લે છે. તેને ભાગતો જોઈ તે હાથણીએ તેના ઉપર હલ્લો કર્યો, પરંતુ તેની સ્વભાવગત ચપળતાએ અજબ રીતે તેને બચાવી લીધો. ચિક-મારા સમયસૂચકતા વાપરીને એક ઝાડ ઉપર ચડી ગયો અને તે વખતે હાથણી લગભગ તેની લગોલગ આવી ગઈ હતી. જ્યારે તે ઝાડ ઉપર અરધે સુધી ચડ્યો ત્યારે હાથણીએ ત્યાં પહોંચી જઈને તેને પકડવા સૂંઢ નાખી, પરંતુ એ અજગર જેવી સૂંઢ તેને અડે તે પહેલાં તો વાંદરાને શરમાવે એવી ઝડપથી ચિક-મારા તેના સપાટામાંથી છટકી ગયો. દરમ્યાન ગોળી બારના અવાજથી ડરીને હાથણી નાસી ગઈ. ચિક-મારાને શોધતાં મેં થોડે છેટેથી એક ઝાડમાંથી સિસકારો સાંભળ્યો અને બીજી ક્ષણે ચિક-મારા નીચે ઊતરીને દોડીને મારી પાસે આવી ઊભો તે શરમથી ઝંખવાણો પડી ગયો હતો. પરંતુ તેનો દોષ પણ શું હતો? હાથીના નૈસર્ગિક ભય ઉપરાંત, હું માંદગીમાંથી ઊઠી, નબળો નબળો આવું ગંભીર જોખમ ખેડવા નીકળ્યો હતો ત્યારે હું તેનું રક્ષણ કરી શકીશ કે કેમ તેની ચિક-મારાને શંકા રહે અને હિમ્મત ગુમાવી બેસે તો તેમાં તેનો દોષ પણ શું?

હવે મારે ઘવાયેલા હાથીનો પીછો પકડવાનો હતો. મારા પગીઓ પણ હવે આવી પહોંચ્યા હતા. ઘવાયેલા હાથીનો પીછો પકડ-

વાની વાત આવતાં બધાની હિમ્મત ઓસરી ગઈ. તેઓ મારા શરીરની હાલત જાણતા હતા અને ઘવાયેલા હાથીનો પીછો પકડવો તેમાં કેટલું જોખમ છે તે પણ સમજતા હતા. પરંતુ મેં મારી હઠ છોડી નહિ. આ લોકોની દલીલ પણ સાચી હતી. આવું સાહસ કરવા જેટલી મારામાં શક્તિ ન હતી. હું બીમાર હતો અને આટલી મહેનત મારા માટે વધુ પડતી હતી પરંતુ દતૂશળની લાલસા મને મારી શક્તિ ઉપરાંત કામ કરાવતી હતી જ્યારે મારે પથારીમાં પડીને આરામ કરવો જોઈએ ત્યારે હું અહીં આડે વગડે રખડતો હતો અને અરધો દિવસ તો આવા જોખમી કામમાં કાઢ્યો હતો છતાં એકાદ માઈલ તો મારે હાથીની પાછળ જવું જ હતું અને માગ પગીઓને મેં સમજાવ્યા કે તમારે માત્ર હાથીનો રસ્તો જ શોધવાનો છે, જ્યારે હાથી નજરે પડે ત્યારે તમે તમારે ઝાડ ઉપર ચડી જજો છેવટે બધાને મારી પાછળ ઘસડાવું પડ્યુ.

અમે ઢોળાવ ઊતરીને નીચે ગયા હાથી જે માર્ગે ગયો હતો તે શોધવામાં કંઈ મુશ્કેલી ન પડી, કારણ કે જમીન ઉપર તથા આસપાસની વનસ્પતી ઉપર લોહીનો છંટકાવ થયો હતો. અમે જ્યારે નદી પાસે આવ્યા ત્યારે મારા પગીઓએ ઈશારત કરીને નદી કાંઠે એક ઝાડ નીચે ઉભેલો હાથી મને બતાવ્યો. આ બધા માણસોની જવાબદારીનો બોજો હું મારા શિરે રાખવા માગતો ન હતો, એટલે તેમની સલામતીની ચિંતાથી મુક્ત થવા મેં તેમને ઝાડ ઉપર ચડાવી દીધા. આ માણસો ન હોત તો હાથી સાથે હું ભટકાઈ પડત ત્યાં સુધી પણ મારું ધ્યાન ન પડત. શું આ જંગલવાસીઓની નજર છે! ઉપરથી ઘટાદાર ઝાડની ગુન્જાદાર લાંબી લટકતી ડાળીઓ અને નીચેથી ઊંચું વધેલું ઘાસ તથા આડે આવતા ઘાસના સોટા, એ બધાની વચ્ચે હાથી એવો ઓતપ્રોત થઈ જતો હતો કે જો પગીઓએ તેને શોધી ન કાઢ્યો હોત તો મારું તો ધ્યાન જ ન પડત. આ લોકોની આંખ શકરા જેવી હોવા ઉપરાંત એવી ટેવાયેલી હોય છે કે ગમે તેવી તાકાતવાળી આંખ પણ તેમની હરીફાઈ ન કરી શકે.

મારા માણસોને ઝાડ ઉપર સલામત કર્યાં પછી મે નીરખીને હાથીને જોયો તેનું મગજ બહેર મારી ગયું હોય તેમ તે માથું ધુણાવતો હતો હું સમજી ગયો કે મારી ગોળીએ કામ કર્યું છે. આ કંઈ મારી જેવી તેવી ખુશનસીબી ન હતી! ઘવાયેલો હાથી બીજીવાર સપાટામાં આવે એવા પ્રસંગ કંઈ વારવાર નથી બનતા; અને ઘવાયેલા હાથીને પકડી પાડવા માટે તો મોટે ભાગે કલાકોના કલાક

સુધી રખડવું પડે. મને ખાતરી થઈ કે આજે દંતૂશળ માટે મારું નસીબ તેજ કરે છે. હું ધીમે પગલે, સાવચેતીથી આગળ વધ્યો. આ વખતે જો હાથી ચેતી જાય તો આવી અમૂલ્ય તક બીજીવાર ન સાંપડે. બીજી તરફ હું પણ હવે બહુ થાકી ગયો હતો. થાક, અશક્તિ અને માંદગીથી મારું શરીર કળતું હતું. જ્યારે મક્કમ છાતી, મજબૂત હાથ અને સ્નાયુઓની જરૂર પડે છે ત્યારે રાઈફલ ઉપાડતાં મારા હાથ કંપતા હતા અને એ પણ વિચાર આવતો હતો કે દંતૂશળની તૃષ્ણાને ખાતર હું આ ગાંડું સાહસ કરી રહ્યો છું. છતાં બધી માનસિક અને શારીરિક નબળાઈઓ ઉપર મક્કમ મનોબળથી કાબૂ મેળવીને મેં છેલ્લો દાવ શરૂ કર્યો. મેં એક ઝાડ મારી નજરમાં રાખ્યું હતું કે જેની પાછળથી નિશાન લઈ શકાય. પરતુ ત્યાં પહોંચ્યા પછી મેં જોયું કે અહીંથી બરાબર નિશાન લેવાશે નહિ. આ વખતે નિશાન ચૂકવું પાલવે તેમ ન હતું, કારણકે જો હાથી નાસી જાય તો તેને બીજીવાર પકડી પાડવાની આશા સાવ વ્યર્થ હતી, અને જો તે મારા ઉપર હુમલો કરે તો મારી આવી હાલતમાં તેનો હુમલો ખાળવો એ બહુ જ કપરું કામ હતું. ત્યાથી મેં એક બીજું સાગનું ઝાડ ધાર્યું, જે હાથીથી લગભગ ત્રીસ વાર છેટે હતું. આ હવે છેલ્લી મજલ હતી અને છેલ્લો વ્યુહ હતો, પરંતુ જેવો હું એ ઝાડ પાછળ જતો હતો ત્યાં અધવચ્ચે હાથીને મારી ગંધ આવી હોય કે ચાલતાં મારાથી સહેજ અવાજ થઈ ગયો હોય, પણ હાથી ચેતી ગયો. તેણે મારી સામે ફરીને જોયું, ચમકીને કાન ઊંચા કર્યા, સૂંઢ ઊંચી કરી, માથું ઊંચું કર્યું અને બરાડો પાડ્યો. હું સમજી ગયો કે આ તેના નાસી જવાના ચિહ્ન નથી તેના ઢંગ મારી ઉપર હુમલો કરવાના હતા અને હું કંઈ તેનાથી દૂર ન હતો. બીજી જ ક્ષણે તેણે ત્રાડ મારી પૂછડું ઊંચું કરીને રૌદ્ર રૂપે મારા ઉપર હુમલો કર્યો. આ વખતે તેને જો હું અચૂક નેમ લઈને જમીનદોસ્ત ન કરી શકું તો મારું આવી બન્યું હતુ. સામલો કટોકટીનો હતો. જાણે પર્વત ઉપરથી વિશાળ શિલા ગબડીને મારી ઉપર આવી પડતી હોય તેવો તે મારી ઉપર ધસ્યો. મને જેમ હાથીની શક્તિનો ખ્યાલ હતો તેમ મારી અશક્તિનો પણ ખ્યાલ હતો, બધો આધાર મારા સચોટ નિશાન ઉપર હતો અને નિશાનનો આધાર મારા મનોબળ અને ઠંડી હિમ્મત ઉપર હતો. રેલ્વેના પાટા વચ્ચે માણસ ઊભો હોય અને સુસવાટા કરતું એન્જિન તેની લગોલગ આવી

પહોંચે તેવો મને ભાસ થયો. અહીંથી તેની સામે ઊભીને તેના ભેજાનું નિશાન તો લઈ શકાય તેમ હતું નહિ. અને માથામાં ગોળી મારતાં રખે ગોળી હાડકાને વીંધ્યા વિના છટકીને ચાલી જાય તો પછી મારે જ હાથીનો શિકાર થવાનું રહે. બચવાનો એક જ રસ્તો હતો અને તે તેની ઊંચી કરેલી સૂંઢના ઉપલા ભાગે ગોળી મારવાનો. મેં હિંમત રાખી મક્કમ હાથે નિશાન લઈ [illegible] ને ઠેકડો મારીને બાજુમાં

તે પછી હું જેમ જેમ જંગલી હાથીઓના પરિચયમાં આવવા લાગ્યો તેમ તેમ મને તેની ઉપર પ્રેમ આવવા લાગ્યો. મેં નિશ્ચય કર્યો કે ગાંડા હાથી સિવાય કોઈ હાથીનો હું શિકાર નહિ કરું. આજે પેલા બે વિશાળ દંતૂશળ મારા દીવાનખાનામાં શોભે છે. હું જ્યારે તેને જોઉં છું ત્યારે મારો નિશ્ચય વધારે મક્કમ બને છે. એ ખરું છે કે મેં ભારે જોખમ ખેડીને આ કદાવર હાથીનો શિકાર કર્યો હતો, પરંતુ ગાંડા હાથીનો શિકાર.

# બુલબુલ ને ગુલાબ

રમણીકલાલ જ. દલાલ

સવિતાને રાતું ગુલાબ જોઈએ છે ને મારા બાગમાં રાતું ગુલાબ નથી.' શ્રીકાન્ત પોતાના બગીચામાં બેઠો બેઠો વિમાસણ કરી રહ્યો હતો.

પાસે જ એક આસોપાલવનું વૃક્ષ હતું. એના પર એક બુલબુલે માળો બાંધ્યો હતો. તેને કાને શ્રીકાન્તના બોલ પડ્યા. નીલવર્ણાં પર્ણગુચ્છથી બનાવેલા કુમાશભર્યા માળામાંથી એણે બહાર નજર કરી.

'અરે રે, મારા બાગમાં રાતું ગુલાબ નથી.' શ્રીકાન્ત રડી ઊઠ્યો, 'હું શું કરું?' એનાં સુંદર નયનોમાં અશ્રુનાં પૂર ઊભરાયાં. 'કેવી ક્ષુલ્લક વસ્તુઓ દ્વારા સુખ સર્જાય છે! ડાહ્યા માણસોનાં અનેક જ્ઞાનવાક્યો મેં વાંચ્યાં છે, ફિલસૂફીની વિવિધ ગૂંચો મેં ઉકેલી છે, છતાં એક રાતા ગુલાબ સિવાય આજે મારું જીવન ધૂળ છે.'

'આ કોઈ દિલી પ્રેમી જણાય છે.' બુલબુલે વિચાર્યું, રાત્રિદિવસ હું પ્રેમનાં ગીતો ગાયાં કરું છું પરંતુ સાચા સ્નેહને ઓળખ્યો આજે જ. રાતોરાત મેં તારકગણો સાથે એની વાતો ઉકેલી છે પણ એને જોયો આજે. કેવો શ્યામળો એનો કેશકલાપ છે! એના અધર-દ્વય એ ઝંખી રહ્યો છે એ ગુલાબ જેવા રાતા છે, પરંતુ આજની એની પ્રેમવેદનાએ એને હાથીદાંત જેવો ફિક્કો પાડી દીધો છે. એના વદનમંડળ પર વિષાદછાયાએ ઘર કર્યું છે.

'આવતી કાલે સત્યેન્દ્રે ઉપવનમિલાપ રાખ્યો છે.' વિદ્યાર્થી શ્રીકાન્ત બબડ્યો. 'સવિતા ત્યાં આવવાની જ, એને જો રાતું ગુલાબ લાવી આપું તો જ એ મારી સાથે રહે. અમે હાથમાં હાથ રાખી ટહેલીએ. વિરામ કરવાનો પ્રસંગ આવે તો ય મારા સ્કંધ પર જ કરે પણ મારા બાગમાં રાતું ગુલાબ નથી. એટલે મારે એકલવાયા જ રહેવું પડે. સવિતા મારી પડખે ફરકે જ નહિ. મારી પરવા પણ કરે નહિ, મારું હૈયું ચિરાઈ જશે.'

'ખરેખર, આ શુદ્ધ પ્રણયી જ જણાય છે.' બુલબુલ બબડ્યું. 'હું જે ગીત ગાઉં છું એ દર્દ આ યુવાન અનુભવતો જણાય છે. મને જે આનંદ અર્પે છે એ એનું દર્દ છે. ખરેખર, પ્રેમ અદ્ભુત છે. હીરા કરતાં એ મૂલ્યવાન છે. પરવાળાં કરતાં વિરલ છે. મોતીથી એનું મૂલ્ય અંકાય તેમ નથી. બજારમાં એ વેચાતો મળતો નથી. વ્યાપારીઓ એનો વેપાર ખેડી શકતા નથી—સોનૈયાથી એ તોળાતો નથી.'

'એ ઉપવનવિહારમાં સંગીતનો જલસો ગોઠવવામાં આવ્યો હશે.' શ્રીકાંતની વિચાર-માળા આગળ વધી, 'તંતુવાદ્યોના રમઝટ જામશે. વીણા ને બંસરીના સૂર સાથે કદાચ સવિતા ગાશે. કદાચ નૃત્ય પણ કરશે. આમંત્રિત મહેમાનો એના ગીતને વધાવી લેશે. પરંતુ મારાથી એ અળગી રહેશે. એને આપવાનું રાતું ગુલાબ મારી પાસે નથી ને?' એણે હરિયાળી પર લંબાવ્યું. હાથમાં મોં છુપાવી આક્રંદ કર્યું.

'પણ એ આક્રંદ શું કામ કરે છે?' પોપટે પ્રશ્ન કર્યો.

'આક્રંદ શા માટે?' સૂર્યકિરણ પાછળ ભમતા પતંગિયાએ પણ એ જ વાત ઉચ્ચારી.

'હા. પણ શા માટે?' પાસે ખીલેલા સૂર્યમુખીએ પણ એ જ વાત ઉચ્ચારી.

'રાતા ગુલાબ માટે એ રડે છે.' બુલબુલ બોલ્યું.

'રાતા ગુલાબ માટે?' સૌએ આશ્ચર્ય-બોધ કાઢ્યો. 'કેવું વિચિત્ર!' પોપટ મુક્ત-કંઠે હસી પડ્યો.

પરંતુ બુલબુલે એની પીડા પારખી. એ પોતાના માળામાં લપાઈ બેઠું. પ્રેમમિમાંસાની વિચારણાએ ચઢ્યું.

થોડીક ક્ષણોમાં જ એણે નિર્ણય કરી લીધો. પાંખો પ્રસારી એ આકાશ માર્ગે ઊડ્યું. બાગબગીચા ને વૃક્ષોની વાડીઓ વટાવતું એ આગળ ને આગળ ચાલ્યું.

એક સુંદર હરિયાળા મેદાન વચ્ચે એક ગુલાબછોડ ઊભો હતો. બુલબુલ એની ડાળે જઈ બેઠું.

'મને એક રાતું ગુલાબ આપ,' બુલબુલ બોલ્યું. 'હું તને એક સુંદર ગીત સંભળાવીશ.'

પરંતુ એ ગુલાબ–છોડે માથું ધુણાવ્યું 'હું જરૂર આપત પણ નાઈલાજ છું. મારાં ગુલાબ સફેદ છે' તેણે ઉત્તર દીધો 'એના આગળ શ્વેત સમુદ્રફીણ પણ પાણી ભરે. ગિરિ-શૃંગે પથરાયલો બરફ પણ એની આગળ ઝાંખો પડે. મારી બેન આ પાસેની જ વાડીમાં છે એની પાસે જા. કદાચ તારી ઇચ્છા એ પૂરી કરશે.'

ને બુલબુલ એ બીજા બગીચામાં ગયું.

'મને એક રાતું ગુલાબ આપ હું તને એક ગીત સંભળાવું.'

પણ એ ગુલાબ–છોડે પણ ડોકું ધુણાવ્યું.

'મારાં ગુલાબ પીળાં છે.' એણે ઉત્તર દીધો, 'કોઈ મનોરમ મત્સ્યગંધાના કેશકલાપ સમોવડું એ સુવર્ણ છે. સવારે સાંજે કળાએ ખીલતા સૂર્યમુખીથી પણ એ સોહામણું છે. પણ એક કામ કર. જેને માટે તારે રાતું ગુલાબ જોઈએ છે એ શ્રીકાન્તના દીવાનખંડની બારી નજીક જ એક મારી બેન વસે છે, એ કદાચ તારી આશા પૂરી કરશે.'

પેલું બુલબુલ શ્રીકાન્તના બગીચામાં પાછું વળ્યું, એની બારી આગળ જ એક ગુલાબછોડ એની નજરે પડ્યો.

'મને એક રાતું ગુલાબ આપ' બુલબુલે પોતાની વાત રજૂ કરી, 'એક મીઠું ગીત હું ગાઈશ.'

પરંતુ એ ગુલાબ–છોડે પણ ઇન્કાર કર્યો.

'મારાં ગુલાબ રાતાં છે એ વાત ખરી,' તે બોલ્યો, 'પારેવાના રતુંબડા પગ સમોવડાં. સમુદ્ર–ગુફામાં પાકતાં પરવાળાંની જ્યોતિ સમોવડાં. પરંતુ આ શિયાળાની તીવ્ર ઠંડીથી મારા દેહને પક્ષાઘાત લાગુ પડ્યો છે. હિમથી મારી કળીએ કળી કરમાઈ ગઈ છે. તૂફાનથી મારી ડાળીઓ તૂટી પડી છે. એટલે આ વર્ષે એક પણ ગુલાબ આવવાની વકી નથી.'

'પણ મારે ફક્ત એક જ રાતું ગુલાબ જોઈએ છે.' બુલબુલ રડવા જેવું થઈ ગયું. 'ફક્ત એક પુષ્પ. એ મેળવવા કોઈ ઉપાય નથી!'

'ઉપાય તો છે, પણ ખૂબ જ જલદ છે. તને કહેતાં મને સંકોચ થાય છે.'

'મને કહે,' બુલબુલ અધીરું બન્યું. 'જરા પણ સંકોચ રાખવાની જરૂર નથી. મને કશાનો ભય નથી'

'તારે રાતું ગુલાબ જોઈતું જ હોય,' ગુલાબ–છોડે વાત છેડી, 'તો આજની જ્યોત્સ્નામયી રાત્રિએ મધુર સંગીત છેડી, હૈયાનું હીર નિચોવી તારે એનું ઉત્પાદન કરવું જોઈએ. મારા કંટક પર તારું હૈયું દાબી તારે મીઠું સંગીત છેડવાનું, આખી રાત ગાવાનું, કંટક હૈયા પાર ઊતરી જવો જોઈએ. તારું જીવન-સત્ત્વ મારી શીરાએ શીરામાં ફરી વળવું જોઈએ, તારું જીવન મને પ્રાપ્ત થાય તો કાંઈક આશા રહે.'

'એક રાતા ગુલાબ માટે પ્રાણાર્પણ કરવું એ તો ભારે કિંમત ચૂકવવાની થઈ' બુલબુલે દલીલ કરી. 'જીવન કોને વહાલું નથી! નીલ-વર્ણ ક્ષેત્રમાં કોઈ નવપલ્લવિત આંબાડાળે બેસી અરુણદોર્યા રથમાં વિરાજતા સૂર્યનાં કે મોતી ભર્યાં ચંદ્રનાં દર્શન કરવાં એ એક વાત છે. મનોરમ સંધ્યા સમીરની મીઠી સુગંધ લહરીઓ ઝીલવી એ બીજી વાત છે. છતાં સ્નેહ જીવન કરતાં સુંદર છે એ નક્કી વાત છે. વળી માનવ-હૈયા આગળ એક પંખી હૈયાનો શો હિસાબ!'

એ ફરીથી આકાશમાં ઊડ્યું, બાગબગીચાઓમાં એક બીજું ચક્કર લગાવી આવ્યું. શ્રીકાંત હજી ઘાસ પર જ પડ્યો હતો એનાં સુંદર નયનો હજી યે અશ્રુભીનાં છે.

'સુખી થા. મારા બંધુ.' બુલબુલે

આશીર્વાદ દીધો. 'તને કોઈ પણ હિસાબે રાતું ગુલાબ મળશે. આજની જ્યોત્સ્નામયી રાત્રીએ હું મારા હૈયાનું હીર નીચોવી એનું સર્જન કરીશ. તારી સાથે હું ફક્ત એક જ શરત કરું છું. તું સાચો સ્નેહી થજે. સ્નેહ ફિલસૂફીથી વધારે સમજું છે. જગતની સર્વોત્તમ શક્તિ છે. એની પાંખો જ્યોતિમય છે. અગ્નિશિખા સમોવડો એનો સુવર્ણરંગ છે. એના અદ્વરસ્ય મીઠા મધ જેવા છે. અગરબત્તીની સુવાસ કરતાં ય એનો પરિમલ મધુરતર છે.'

શ્રીકાંત તંદ્રામાંથી જાગ્રત થયો. બુલબુલના બોલ એણે સાંભળ્યા તો ખરા પણ એને કાંઈ સમજ પડી નહિ. એને તો માત્ર પુસ્તકિયા જ્ઞાન જ હતું.

પરંતુ પેલું આસોપાલવ બુલબુલની વાત સમજ્યું એનું દિલ વિષાદથી ઘેરાઈ ગયું એની ડાળે માળામાં વસનાર નાનકડું બુલબુલ એને અતિશય પ્રિય હતું.

'એકાદ ગીત તો ગાતું જા.' તે બોલ્યું, 'તારા વિના મને સૂનું સૂનું લાગશે.'

બુલબુલે તેને વિદાયગીત સુણાવ્યું. રૂપેરી ઝારીમાંથી જાણે જલબિંદુઓ ટપક્યાં ગીત પૂરું થતાં જ શ્રીકાંત ઊઠ્યો. ખિસ્સામાંથી પેનસીલ ને ડાયરી કાઢી.

ઉદ્યાનઘટામાંથી બહાર નીકળતાં બબડ્યો: 'સવિતા સુંદર છે. એની ના પડાય તેમ નથી. પરંતુ તેના દિલમાં સદ્ભાવ હશે? કદાચ ન પણ હોય. બધા કલાકાર જેવી એ. ખાલી બહારની ટાપટીપ. સહૃદયતા ન મળે. બીજા માટે સ્વાર્પણ કરવા તૈયાર ન પણ થાય એને માત્ર સંગીતની જ ધૂન છે. કલાકારો ધૂની હોય છે. સ્વાર્થી પણ એટલા જ. પરંતુ સવિતાના કંઠમાં ગજબ મોહિની છે એ તો કબૂલ કરવું જ પડશે. પરંતુ એ કશા ય કામનું નહિ એ કેવી કરુણતા! એ વ્યાવહારિક હિત શું સાધી શકે!' પોતાના અભ્યાસખંડમાં જઈ એણે પલંગ પર લંબાવ્યું. સ્નેહના વિચાર ચગડોળે ચડ્યો ને એમ જ નિદ્રાવશ થયો.

જ્યારે ચંદ્ર બરાબર મધ્યાકાશે આવ્યો ત્યારે બુલબુલ પેલા ગુલાબ છોડ પર આવી બેઠું. એના હૈયાને કંટક સાથે બીડી દીધું. એમ શૂલકોર્યા હૈયે એણે સંગીત છેડ્યું. ચંદ્ર પણ એનું ગીત સાંભળવા થડીક થંભી ગયો. આખી રાત એણે ગાયા કર્યું. પેલો કંટક એના હૈયા સોંસરવો ઊંડો ને ઊંડો ઊતરતો જ ગયો. એનું જીવનતત્ત્વ ગુલાબ છોડમાં વહી ચાલ્યું.

એક બાલક ને બાલિકાના હૈયામાં પ્રણયની પહેલી ચિનગારી કેવી રીતે પ્રદીપ્ત થાય છે એની કથા બુલબુલે ગાઈ, ને પેલા છોડની ટોચે એક મનોરમ ગુલાબ પુષ્પ ખીલી ઊઠ્યું. ગીત પર ગીત ગવાતાં ગયાં એમ એની પાંખડી પર પાંખડી ઊઘડતી ગઈ. પ્રથમ તો સરિતાપટ પર છવાયેલા ધુમ્મસ સરીખું એ ફીકું હતું. પ્રભાતનાં ચરણ જેવું નિસ્તેજ ને અરુણની પાંખ જેવું રૂપેરી. ચાંદીના અરીસામાં જાણે ગુલાબનું પ્રતિબિંબ. જલકુંડની જલધારામાં ગુલાબફૂલનો પડછાયો. એવું ગુલાબ એ છોડની ઊંચામાં ઊંચી ડાળીએ ડોલી રહ્યું.

ને ગુલાબછોડે બુલબુલને કંટકને ગાઢ આલિંગન દેવા વિનવ્યું, 'જોરથી, બુલબુલ! તારા આલિંગનને હજી પણ ગાઢ બનાવ, ગુલાબપુષ્પમાં હજી જીવનહીર નીચોવ, પ્રભાત પ્રગટે તે પહેલાં તારું કામ પૂરું કર.'

ને બુલબુલના હૈયામાં કંટક વધારે ઊંડો જવા લાગ્યો. બુલબુલના ગીતમાં વધારે ને વધારે તીવ્રતા આવતી ગઈ. કુમારને કુમારિકાની પ્રણયગાથા એણે રજૂ કરી.

ને પેલી ગુલાબપાંદડીએ લજ્જાભરી નાજુક ગુલાબી પ્રસરી રહી. નવપરિણીત યુવાન નવોઢાને ચુંબન લે ત્યારે એના કપોલપ્રદેશે ફરકી જાય એવી લાલી ત્યાં ઊભરાઈ રહી. પરંતુ કંટક હજી હૈયું કોર્યું નહોતું. અને ગુલાબનું હૈયું પણ સફેદ જ હતું. બુલબુલના હૈયાનું હીર જ ગુલાબપુષ્પના હૈયાને જીવન સત્ત્વ અર્પી શકે.

ગુલાબછોડે હજી આલિંગન ગાઢ બનાવવા બુલબુલને આગ્રહ કર્યો: 'હજી પાસે આવ,

ઓ પ્યારા પંખી, તારા હૈયાના ઊંડાણમાં એ શલ્યને સ્પર્શી જવા દે. પ્રભાત પ્રગટે ત્યાર-પહેલાં ગુલાબફૂલને સોળે કળાએ ખીલવા દે.'

બુલબુલે આલિંગન ગાઢ બનાવ્યું કંટકના છોડે એના હૈયાને તોડ્યું. એના અંગેઅંગમાં ભયંકર દર્દ વ્યાપ્યું. દર્દની કડવાશ જેમ વધતી ગઈ એમ એનું ગીત. ઘેરું બનતું ગયું. પ્રણયના સ્વાર્પણની કથા એ ગીતમાં એણે મઢી દીધી. અમર પ્રેમની મનોહર કહાણી એણે રજૂ કરી.

ને પેલું અદ્ભુત ગુલાબ રક્તરંગી બની ગયું. જાણે પૂર્વાકાશમાં અરુણે પ્રકાશજ્યોતિ ઝળકાવી એની પાંદડીએ પાંદડીએ રતાશ આવી. રાતા માણેક જેવું એનું હૈયું પણ સુરંગભર્યું શોભી રહ્યું.

પરંતુ બુલબુલનો સ્વર નરમ પડતો ગયો એની પાંખો ઢીલી પડી એનાં નયનોનું નૂર જવા લાગ્યું. એનું ગીત ધીમું થતું ગયું. જાણે એના કંઠમાં કાચકી બાઝી

છેવટે એણે એક છેલ્લી તાન આપી. શ્વેતચંદ્ર એના સંગીતથી મુગ્ધ બન્યો. અરુણો-દયની હાકલ પણ એ વિસરી ગયો ને નિયત સમયથી પણ વધારે અંબરપટે થંભી રહ્યો. રાતા ગુલાબે એ સાંભળ્યું ને રસાનંદથી એની પાંદડીએ પાંદડી નાચી ઊઠી. ઠંડા પ્રભાત સમીરણને વધાવવા એણે પાંખડીઓ પ્રસારી. દૂર દૂરની ગિરિગુહામાં એના પડ-છંદ પડ્યા. નિદ્રાધીન ગોવાળો એમનાં શમ-ણાંની મોહિનીમાંથી ઝબકી ઊઠ્યા. સરિતાના કલ્લોલે કલ્લોલે પસાર થઈ સાગરતરંગોને એણે સંગીતનો મધુર સંદેશ સુણાવ્યો.

'જુઓ, જુઓ' ગુલાબછોડ હર્ષાવેગથી બોલી ઊઠ્યો, ગુલાબફૂલ પૂર્ણ કલાએ ખીલી રહ્યું છે. પરંતુ બુલબુલે કોઈ જ ઉત્તર ન દીધો, એના હૈયામાં કંટક ખૂંપી ગયું હતું. એનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

શ્રીકાન્તે બારી ઉઘાડી ચંદ્રદર્શન કર્યાં.

'વાહ નસીબ!' તે ઉલ્લાસભર્યો બોલી ઊઠ્યો. 'આ રહ્યું રાતું ગુલાબ, આવું ગુલાબ જીવનભરમાં મેં કદી દીઠું નથી.' એણે સંભાળપૂર્વક ગુલાબ હાથ કર્યું.

સીધો તે આચાર્યને ઘેર દોડ્યો. આચાર્યપુત્રી સવિતા વાદળી સાડી લઈને બારણામાં બેઠી હતી.

'તેં રાતું ગુલાબફૂલ માગ્યું હતું ને!' શ્રીકાન્ત બોલ્યો. 'લે આ ગુલાબફૂલ જગત-માં બીજે શોધ્યું પણ નહિ જડે. આજે તેને તારી અલક લટમાં ગૂંથી લેજે, તું નૃત્ય કરીશ ત્યારે એ તારા હૈયાથી અળગું નહિ થાય,' મારા સાચા સ્નેહની એ સાખ પૂરશે.'

પરંતુ સવિતાના મુખારવિંદ પર શોક-વાદળી આવીને ઊડી ગઈ. 'મારા વાદળી વસ્ત્રાલંકારમાં એ બિલકુલ બંધ બેસતું નથી.' તેણે ઉત્તર દીધો. 'વળી પ્રિયકાન્તે તો મને સાચાં રત્નો પહેરવા મોકલી આપ્યાં છે. પુષ્પો કદી રત્નોની તોલે આવ્યાં છે?'

'ખરેખર, સવિતા, તું કૃતઘ્ની છે.' શ્રીકાન્ત-ના રોષે માઝા મૂકી. એણે ગુલાબફૂલને રાજ-માર્ગ પર ફેંકી દીધું, એ રસ્તા ઉપર રવડ્યું ત્યાં એક ગાડીનું ચક્ર એના પર ફરી ગયું.

'કૃતઘ્ની!!!' સવિતા ગાજી. 'મારે કહેવું પડશે કે હજી તમારામાં સૌજન્યની કમીના છે. આખરે તમે કોણ? એક વેદિયા વિદ્યાર્થી. શ્રીકાન્ત, તમારું નામ શ્રીકાન્ત ભલે હશે પણ તમારાં ખિસ્સામાં એક કોડી પણ હોય એમ હું ધારતી નથી.' બારણામાંથી ઊઠી તેણે પૂંઠ વાળીને ધડાકાબંધ બારણું બંધ કર્યું.

'આ પ્રેમ!!!' પાછાં પગલાં ભરતો શ્રીકાન્ત બબડ્યો, 'પ્રેમ એટલે મુખાંધ તર્ક જેટલો પણ એનો ઉપયોગ નહિ એ કશું જ સિદ્ધ કરી શકે નહિ એની બધી યે વાતો અશક્ય. એની બધી ય માન્યતાઓ ખોટી. બિલકુલ અવ્ય-વહારુ ને આ જમાનામાં તો વ્યવહારુ બનવામાં જ જીવનનો આદર્શ પૂરો થાય છે એટલે હું ભલો ને મારી ફિલસૂફી ભલી વિદ્યાર્થીને વિદ્યા ...આ પ્રેમનાં લફરાં શું કરવાનાં!'

પોતાના અભ્યાસખંડમાં જઈ પુસ્તક ઉપાડી શ્રીકાન્તે અભ્યાસમાં દિલ પરોવ્યું:

# આત્માનાં આંસુ

યંગકલ્પ

પાત્રો : બિન્દુ, નોકર, ત્રણ છાપાના પ્રતિનિધિઓ, પ્રોફેસર અભિજીત અને શેખર.
સમય : સવારના સાડાઆઠ પછીનો.
સ્થળ : મુંબઈમાં પ્રોફેસરનું દીવાનખાનું.

[પડદો ખૂલે છે ત્યારે બિન્દુ ટેબલ પર ફ્લાવરવાઝ સરખું કરતી હોય છે–ઓરડો દીવાનખાનું હોઈને જરૂર પ્રમાણે ફરનીચર છે–જમણી તરફ અંદર આવવાનું બારણું છે (ડેકોરેશન માટે દેખાડવી હોય તો પાછળ બારી દેખાડવી) પાછળના ટેબલ ઉપર એક ફોટો–યુવાનનો છે, તેને ફૂલનો હાર પહેરાવવામાં આવ્યો છે.]

બિ : (ફૂલો ગોઠવતાં) કેવાં સરસ ફૂલો છે!

નો : (ખુરશી સાફ કરતા) જી, મારી વાડીના છે.

બિ : તે તું તો અહીં નોકરી કરે છે તો પછી વાડીનું ધ્યાન કોણ રાખે છે?

નો : મારા બાપા છે ને...બાપા ક્યાંક બહાર જાય ત્યારે મા ક્યારીઓ પાય.

બિ : તારી મા પણ છે!

નો : જી, માબાપ તો હોય જ ને, એક મોટોભાઈ પણ છે.

[બહારથી call bell વાગે છે, નોકર જાય છે.]

બિ : (વિચાર કરતી હોય તેમ) હં...બધાના નસીબમાં એવું સુખ નથી હોતું.

[બિન્દુ ફ્લાવરવાઝ ટેબલ ઉપર ગોઠવીને એક ખુરશી પાસે જઈ ઊભી રહે છે. નોકર પહેલા નંબરના છાપાના પ્રતિનિધિ (રીપોર્ટર)ને લાવે છે.]

૧ પ્ર. : નમસ્તે...(બિન્દુ હાથ જોડે છે) આજે પ્રોફેસર અભિજીતે મને બોલાવ્યો છે.

બિ : આપ કયું પેપર રેપ્રીઝેન્ટ કરો છો?

૧ પ્ર. : (નોટ પેન્સીલ કાઢતા અને પોતાનું કાર્ડ આપતા) હું 'અભ્યુદય'નો ખબરપત્રી છું. ગઈ કાલે મેં પ્રો. સાહેબના પરિચય માટે વખત માગેલો...અને મને આજે સાડા-આઠનો સમય આપવામાં આવ્યો છે.

બિ : જી. હું જાણું છું...મેં જ આપને ફોનથી એ ખબર આપેલા. બીજા બે ખબરપત્રીઓ પણ આવવાના છે.

૧ પ્ર. : જી. માફ કરજો...પણ આપ પ્રોફેસર સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી છો?

બિ : (હસતાં) હું તેમનું કામ કરું છું પણ સેક્રેટરી નથી (કોલબેલ વાગે છે, નોકર જાય છે–થોડી વાર પછી) હું તેમની દીકરી છું. મારું નામ બિન્દુ.

૧ પ્ર. : માફ કરજો બિન્દુબહેન, મેં ઓળખ્યા નહિ.

[ઉપરનું વાક્ય પૂરું થાય કે તરત જ બીજા બે પ્રતિનિધિઓ આવે છે–જેમાં એક પારસી છે.]

બિ : આવો ગૃહસ્થો–અમે તમારી જ વાટ જોઈએ છીએ.

પારસી : માફ કરજો બાનુ...પણ આય મેં તો સાંભળ્યું છે કે પ્રોફેસર અભિજીતનાં wife તો ઘનનાં જ વર્ષો પહેલાં ગુજર્યાં છે...તો...આપ......

બિ : (હસતાં) હાજી. પ્રોફેસર સાહેબનાં ગુજરી ગએલાં વાઇફ મને બે વર્ષની મૂકીને ગુજરી ગએલાં.

પારસી : ઓહ ! તમે રમજ બી કરી સકો છ ને સું !

૧ પ્ર : અને દીકરી જામસ...તેમનું નામ મિસ બિન્દુ છે. કોલમમાં અવારનવાર નજરે પડે છે તે.

૨ પ્ર.: નમસ્તે ( બિન્દુ સામા નમસ્કાર કરે છે ).

બિ : હવે કોઇ આવવાનું બાકી નથી–તો હું પ્રોફેસર સાહેબને આપના આવ્યાના ખબર આપું છું ( જવા માટે ફરે છે–પણ અચાનક કશું યાદ આવ્યું હોય તેમ તે પાછી ફરીને ). એક વાત તરફ આપનું જરા લક્ષ દોરું તો ખોટું નહિ લગાડતા...આપ લોકો પ્રોફેસર સાહેબને તેમની શોધ વિષે જે પૂછવું હોય તે પૂછજો, પરંતુ...તે શોધ કઈ રીતે થઈ......એ ન પૂછતા...કારણ એ તેમની અંગત બાબત છે...અને તેઓ લાગણીવશ હોઇને ઉશ્કેરાય જાય છે. હું પછીથી એ બધું તમને સમજાવીશ.

પારસી : વા . રૂ...( બિન્દુ જાય છે ) જોયું કે આ છુપી છે અમરાઇ...આપરો આય વિસમી સદીના જમાનામાં સાયન્સના એક પ્રોફેસરના ઇન્ટરવ્યુ માટે આવીયા છીએ કે મોગલ રંગમહેલના ભેદભરમો જાણવા ટે સમજવા દેટી નથી.

૧ પ્ર : તે તમારા પારસીઓમાં છોકરીઓને ક્યાં સુધી છુપી કહે છે !

૨ પ્ર.: આ જામસજીને તો બધું ભેદી જ દેખાય છે–મિસ બિન્દુએ એટલા માટે જ આપણને ધ્યાન રાખવા કહ્યું છે–કારણ કે પ્રોફેસર સાહેબનો દીકરો ગવર્નમેન્ટ તરફથી ચાઇનામાં જે રીલીફ માટે મિશન મોકલવામાં આવ્યું હતું તેમાં ગયો હતો–અને ત્યાંથી કશીક લડાઇ થતા અચાનક તેના ગુજરી જવાના સમાચાર આવ્યા...એ હકીકત મને રેડક્રોસ તરફથી મળી છે...પરંતુ ત્યાર પછી પ્રોફેસરે આ શોધ કરી છે.

પારસી : પ્રોફેસર સાહેબનો ડિકરો ટો ચિનમાં ડોક્ટર કોટનીસની મીસાલ હીરો થઇને મરીયો હોસે પન આય આપરે ભુંજાઇને મરી જઇશું તેનું કેમ ! પેલો પટ્ટાવાલો ક્યાં મરીયો છ–તેને જરા ફેનનું કહે ને !

૨ પ્ર : ફેનની કશી ય જરૂર નથી... અને તું મરી જાય તો પણ નરકનો ખાસ ખબરપત્રી થઈ શકશે.

પારસી : મોં સમાલ–હું તમારા નરકમાં સા માટે જાઉં ?

૨ પ્ર.: કેમ નહિ ! છાપામાં કામ કરનારો કયો આદમી સ્વર્ગે ગયો છે કે વળી તું જા

૧ પ્ર : લડો નહિ...આપણે પ્રેસની ડીગ્નીટી જાળવવી જોઇએ.

૨ પ્ર : હિન્દીમાં બોલ...તારૂં પત્ર તો તદ્દન રાષ્ટ્રીય છે.

પારસી : પણ આય ડીગ્નીટીનું હિંદી શું !

૧ પ્ર : એ વાત જવા દો...તમે લોકો બધાની મશ્કરી કરો છો પણ મારી જેવો કોઇ ખીજાઈ જશે તો કોઇને ભારી બેસશે.

પારસી : અરે સાહેબ એમાં છેરાઇ શું પરીયા...અને હું તમોને પૂછું છ કે આય પ્રોફેસર અભિજીતની સોધ પછી મરનનો ભય કાં રહ્યો છ ! જેમ એરોપ્લેન આવટાં અમડાવાદ અને ભાવનગર બોમ્બેના પરાં જેવા બની ગયા છે ટેમ આય પ્રોફેસરની સોધ પછી તમારા હિન્દુ સાસ્તરનાં આય લોક અને પરલોક બન્ને સરખા જ બની ગયા છે...આપ સમજ્યા કે આય થીઅરી.

૧ પ્ર : તમને એ થીયરીની જરા જેટલી પણ સમજણ પડે છે !

પારસી . ટો હું તમોને પૂછું છ કે તમને એ થીઅરીના નામ સિવાય જરા જેટલીબી સમજ પરે છ !

૨ પ્ર.: અરે જામસ...જો તે લોકો આવ્યા.

[બિન્દુને ખભે હાથ મૂકીને પ્રોફેસર અમિટ્ટવ ૬૦ વર્ષના વૃદ્ધ અધિજા– આવે છે. બિન્દુના હાથમાં ન્યુસપેપરના કટીંગ્ઝ અને એક ફાઇલ છે તે પ્રોફેસરને ખુરશી ઉપર બરોબર બેસારે છે અને બેઠા પછી પ્રો. નમસ્કાર કરે છે, આ વખતે ત્રણે પ્રતિનિધિઓ ઊભા થઇને કેમેરા લે છે.]

પ્રો : મને બિન્દુએ હમણાં જ તમારા આવવાના સમાચાર આપ્યા. બોલો, મારી પાસેથી તમે શું જાણવા માગો છો ?

પારસી : આપની શોધ વિશેસ્તો.

[બિન્દુ પણ નોટ કરતી જાય છે]

પ્રો : એટલે.

૨ પ્ર.: આપે મરેલાની સાથે પણ વાતચીત કરવાનો જે અખતરો કર્યો તે કયા સિદ્ધાંત પર ? તે અમો જાણવા માગીએ છીએ.

પ્રો : (વિચાર કરીને) હું સમજાવો–જુઓ સમજાવું–(ત્રણે લખવા માંડે છે). તમે જાણતા હશો કે આલોક અને પરલોક વચ્ચે 'મેન્ટલ ટેલીપથી,' બિન્દુ આનું ગુજરાતી શું ?

બિ : ચક્ષુચેતના–વ્યવહાર,

પ્રો : તેનાથી સંદેશાઓ ચલાવવામાં આવતા...પરંતુ તેમાં સામેની બાજુનો માણસ જોઇ શકાતો નહિ હવે રેડીયો પછી ટેલીવીઝન આવવાથી જેમ સંદેશો આપનારને આપણે જોઇ શકીએ છીએ તેમ મારા સિદ્ધાંત પ્રમાણે બે આત્મા વચ્ચેના વ્યવહારમાં પણ આપણે સામા આત્માને જોઇ શકીએ છીએ.

૧ પ્ર : એ આત્માને શરીર કે આકાર હોય છે ?

પ્રો : બેશક.

૧ પ્ર : તો એ આપણા જેવા જ છે કે જુદી જાતના ?

પ્રો : હું કહું...માણસ ગુજરી જાય છે ત્યારે કા તો તેનું શરીર માટીમાં અગર તો આગમાં બળીને ખાખ થાય છે પણ તેમ થતાં પહેલાં તેનો આત્મા તો એ શરીર છોડીને ચાલ્યો ગયો હોય છે હવે આપણી સાથે વાત કરનાર તો આત્મા છે અને તે પણ આપણા સ્વજનનો જ આત્મા છે...એટલે આપણી કલ્પના તે સ્વજનની આકૃતિ રચે છે અને આપણી કલ્પના મુજબ આપણા સ્વજનનો આત્મા આપણને દેખાવ દે છે.

૨ પ્ર.: એ કેવી રીતે ?

પ્રો : તમે છાપામાં હીરોશીમાની વાતો તો વાંચી હશે !

[ત્રણે પ્રતિનિધિઓ એકબીજા સામું જુએ છે.]

પારસી : ...માફ કરજો પ્રોફેસર સાહેબ...પન અમે આંય છાપાના ભમતા ભૂતો પોતાના લખાણ સિવાય બીજું કશું કદી વાંચતા જ નથી.

પ્રો : વા...રુ હીરોશીમા ઉપર એટમ્ ફેંકાયા પછી ત્યાં જીવતાં રહેલા લોકોને મૂએલા માણસો-ની અને નાશ પામેલી ચીજોની આકૃતિઓ દેખાતી હતી એ વાત તો જાણો છો ને ?

૧ પ્ર.: અમે તો એ અમેરિકન છાપાનો એક સ્ટંટ માનેલો.

પ્રો : (હસતાં) ના ના એ સ્ટંટ નહોતો જપાનીઝ આર્મી હેડક્વોટરે પોતાની હેરફેર માટે ત્યાં એક કામચલાઉ રેલ્વે પુલ બાંધ્યો હતો. જે વખતે બોમ્બ પડ્યો તે વખતે તેના પરથી એક માલગાડી પસાર થતી હતી. એટલે પુલ તથા ટ્રેઇનના ફુરચેફુરચા ઊડી

ગએલા. પણ 'રેડીઓ એક્ટીવ વેવ'ને લઈને એ આખી આકૃતિ હવામાં રહી ગએલી અને પછી ઘણો વખત સુધી ત્યાંના લોકોને તે દેખાયા કરતી હતી–અરે! બિન્દુ પેલા ફ્રેટીગ્ઝ તથા ફાઈલ લાવ તો.

[ બિન્દુ છાપાના ફ્રેટીગ્ઝ પ્રતિનિધિઓની સામે ધરે છે. ]

૨ પ્ર. : જી. એની કશી યે જરૂર નથી. અમે આપનું કહેવું બરોબર સમજી શકીએ છીએ.

પ્રો : તો પછી હવે તમને મારી શોધ સમજવામાં મુશ્કેલી નહિ પડે. ખરેખર તે તદ્દન સહેલી જ છે. આ લોક અને પરલોક–જો કે આ બે શબ્દો મારી વાતમાં અવારનવાર આવ્યા કરે છે તેથી તમને કંટાળો તો નથી આવતો ને!

પારસી : જી નહિ ટો. ધંધો કરવો કાળાબજારનો અને મોરારજીભાઈની બીક રાખવી એ કેમ બને!

બિન્દુ : ઓહ, તમે રમૂજ કરી શકો છો ને શું!

પ્રો. : તમારી એ કહેવત છે તદ્દન મોડર્ન, પણ જરા અસ્થાને છે. પણ હવે આગળ–આલોક અને પરલોકની સાથે સંદેશાનો વ્યવહાર તો હતો જ. પણ તેમાં પરલોકના માણસોને ટેલીવીઝનની જેમ જોઈ શકીએ તેટલું કરવાનું બાકી રહેતું હતું. એ વાત ખરી છે કે હું જો આંધળો ન થયો હોત તો કદાચ આ શોધ મારાથી ન થઈ હોત, કેમકે આંખે જોએલું બધું રેટીના ઉપર પડે છે–જ્યારે આત્મા રેટીનાથી જોઈ શકાતો નથી. એટલે થોડા રોજમાં હું મારી શોધનો પહેલો પ્રયોગ દુનિયા સમક્ષ મૂકીશ કે જેમા મારા સિદ્ધાંત અનુસાર અંતરિક્ષમાં ફરતા આત્માઓ નરી આંખે જોઈ શકાશે અને આજનાં વૈજ્ઞાનિક સાધનો વડે તેની સાથે વાતચીત પણ કરી શકાશે.

૧ પ્ર. : અજબ–આપણે આજ સુધી જેને ગપગોળા મનતા હતા તે પિતૃલોક તો વિજ્ઞાનનું સત્ય ઠર્યું… પ્રોફેસર સાહેબ આપની આ શોધ માત્ર ભૂગોળની નહિ ખગોળની પણ પણ મોટામાં મોટી શોધ છે.

૨ પ્ર. : આપની આ શોધ ફત્તેહમંદ નીવડો અને દુનિયાના લોકને શાન્ત્વન આપનારી બનો. જેમના સ્વજનો અકસ્માત આ દુનિયા છોડી ચાલ્યા ગયા હશે તે આપને આ શોધ બદલ દુવા દેશે.

પ્રો : જો કે હું તો માત્ર મારા મરેલા પુત્રને મેળવવા માગતો હતો અને તેમાં કુદરતની કૃપાથી આ શોધ થઈ ગઈ.

૧ પ્ર. : એ તો આપની નમ્રતા છે સાહેબ…પણ એક પૂરા જુવાનજોધ દીકરાને ખોવાનો ગમ ભૂલીને કંઈ બધા સાયન્ટીસ્ટો શોધ કરી શકતા નથી

પ્રો : પુત્રને તો ક્યાંથી ભુલાય–ભાગ્યે જ એવી ક્ષણ ગઈ હશે કે જેમાં હું શેખરને ભુલીને ગયો હોઈશ. અહોનીશ એ મને દેખાયા જ કરે છે–એ મોટી અને ચપળ આંખો–ગોળ મજાનું મોઢું–અને ભરાવદાર શરીર…ને તે જ્યારે ચીન જવા ઊપડ્યો ત્યારે ખાખી પોશાકમાં કેવો ખૂબસૂરત લાગતો હતો–નાનપણમાં હું તેને ઘણીયે વાર વઢ્યો હોઈશ છતાં પણ બીજી જ મિનિટે એ બધું ભૂલીને મારે ગળે વળગી પડતો…એ બધું કેમ ભુલાય! આંખો ગઈ છે પણ યાદદાસ્ત કાંઈ થોડી ગઈ છે?

પારસી : પ્રોફેસર સાબ, આય એક છેલ્લો સવાલ–ટો આપ હવે આપનો બદ્ધો ટાઈમ આપના પોરીયા સાઠે વાટચીટમાં જ ગાળવાના કે?

[ પ્રોફેસર ખુરશીમાં ટટ્ટાર થાય છે–બિન્દુ અને બીજા બે પ્રતિનિધિઓ પારસી તરફ મૂંઆ મૂંઆ ખિલખ છે. ]

પ્રો : ( જરા ગુસ્સાથી ) તમે મારી શોધની બાબતમાં જરૂરી વિગતો માગેલી તે મેં કહી-હવે હું કોની સાથે વાત કરવાનું છું તે જાણવાની તમારે જરૂર નથી (ઊભા થતાં) એક ખ્યાલ રાખજો કે જો જનતાનું કલ્યાણ મારી શોધથી થતું હશે તો એ વાત મને મારા પુત્ર કરતાં પણ વધુ મહત્વની છે. ગૃહસ્થો-મારે કામ ઉપર ચડવાનો વખત થઇ ગયો છે-નમસ્તે.

[ બિન્દુ નોકરને ઇશારો કરે છે એટલે તે પ્રો. ને દોરીને અંદર લઇ જાય છે ]

બિ : મેં તમારું લક્ષ દોર્યું હતું તે જ ભૂલ તમે કરી. જોયું તે કેવા ખિજાઈ ગયા ?

પારસી : હું દિલગીર છેવ મીસ બિન્દુ.

૧ પ્ર. : પણ બિન્દુ બહેન-પ્રોફેસર સાહેબની શોધમાં એકબે કડીઓ તૂટે છે તે જરા...

બિ : હું જાણું છું...તમે એ જ પૂછવા માગો છો ને કે આ શોધ કઈ રીતે થઈ? હં ?

૧ પ્ર. : બરોબર.

બિ : તમે જાણતા હશો કે ભાઇના ચીનમાં ગુજરી ગયાના સમાચાર મળ્યા પછી બાપાજી આંધળા થયા-ત્યાર બાદ એક રાત્રે તેમને સ્વપ્નું આવ્યું કે શેખર તેમને બોલાવી રહ્યો છે અને કહે છે કે મારાં કાવ્યોની ચોપડી છપાવો-બીજે દિવસે સવારમાં ઊઠીને તેમણે મને તે કવિતાની નોટબુક ગોતવાનું કહ્યું પણ મને તે કંઇ જડી નહિ. ત્યારબાદ બીજે દિવસે ફરી એવું એ સ્વપ્ન આવ્યું અને તેમાં ભાઇએ એ નોટબુક ક્યાં પડી છે તે કહ્યું...સવારમાં એ મુજબ નોટબુક ગોતી તો મળી પણ ખરી અને પછી તો બાપાજી રોજ રાતે ભાઇનું જ ચિન્તવન કર્યા કરતા અને રોજ સવારના મને તે ભાઇની નવી નવી વાતો કરતા ( ફાઇલ દેખાડી ) આમા તે બધાનો પહેલેથી છેવટ સુધીનો અહેવાલ છે.

૨ પ્ર. : પ્રોફેસર સાહેબ જે તેમનો સિદ્ધાંત કહે છે તે આ જ કે ?

પારસી : જરૂર......મેન્ટલ ટેલીપથી.

બિ : બસ આથી વધુ વિગતો તો હું આપી શકું તેમ નથી.

૧ પ્ર. : જરૂર પણ નથી.

૨ પ્ર. : આટલું ઘણું છે...અને તમે પણ તમારા પિતાની જે સેવા બજાવી રહ્યા છો તે પ્રશંસનીય છે.

બિ : જરૂર હોય તો ફોટો મોકલાવું.

૧ પ્ર. : ઘણું મજાનું...આપની છબી અમારું પેપર ઘણી જ ખુશીથી છાપશે.

બિ : ના ના...હું તો બાપાજીના ફોટાની વાત કરું છું.

૧ પ્ર. : હા. જી...જરૂર જરૂર

બિ : વારુ ત્યારે નમસ્તે.

[ બિન્દુ અંદર જાય છે અને પહેલાં નોકર અને પાછળ પ્રતિનિધિઓ જાય છે. ]

પારસી : (જતાં જતાં) આમ મેં શું કીધેલું બુચી છે ચગરાક-ટને કેવો બનાવીયો. (જાય છે.)

[ બિન્દુ કટીંગ્ઝ અને ફાઇલ પાછા લેવા આવે છે. ]

પ્રો : ( અંદરથી અવાજ ) બિન્દુ.

બિન્દુ : જી...આવી. (પાછા ફરેલા નોકરને ફાઇલ વગેરે બતાવી ) આ બધું જરા બરોબર મૂકજો તો.

[ અંદર જાય છે નોકર ફાઇલ તથા કટીંગ્ઝ લેતા લેતા સાફ ગોઠવે છે ત્યાં ડોરબેલ વાગે છે. ]

નો : વળી પાછું કોણ આવ્યું ! આજ તો સવારથી મળવા આવનારા શરૂ થઇ ગયા છે.

[નોકર જાય છે અને તરત જ શેખર-કલાપ્રેમી જુવાન-દાખલ થાય છે અને પાછળ નોકર દાખલ થાય છે.]

નો : અરે ભાઈ પણ એમ કંઈ પૂછ્યાગાછ્યા વિના બસ ઘાલ્યા આવો છો અંદર.

શે : પ્રોફેસર સાહેબ છે ને !

નો : છે...કામમાં છે.

શે : તેમનાં દીકરી છે !

નો : હા...તે પણ કામમાં જ હશે.

શે : મારે પ્રોફેસર સાહેબને મળવું છે.

નો : તે તમે ક્યા છાપા તરફથી આવો છો ?

શે : હું છાપાવાળા તરફથી નથી આવતો-મારે તો અંગત કામ છે.

નો : તે તમને મળવાનો ટેમ આપ્યો છે.

શે : ના મને ટાઇમ તો નથી આપ્યો પણ જો તું એમ કર...પ્રોફેસર સાહેબ કામમાં હોય તો એમનાં દીકરીને બોલાવ...મને જોઈને રાજી થશે.

નો : આપનું નામ પૂછે તો શું કહું ? આપ ક્યાંથી આવો છો !

શે : એ બધી પંચાત મૂકી દે-તને ખબર છે આ ઘરમાં તો મને રજા વગર પણ જવાનો હક છે.

નો : તે હશે...પણ મારાથી એમ ને એમ જવા ન દેવાય.

શે : તો તું તારે કર પંચાત-હું તો જાઉં છું અંદર

નો : અરે સાબ...તમારું માન સાચવું છું ત્યાં સુધી ઠીક છે...નીકર પછે થાશે જોયા જેવી.

[શેખર અંદર જવા કરે છે નોકર તેને આડો ફરે છે.]

શે : ચાલ...આઘો ખસ,

નો : આવા કાંઇ સમજે નહિ...ભાઈ મારો રોટલો જશે......

[દરમિયાન બિન્દુ આવે છે]

બિ : આટલી બધી ગરબડ શી છે !

નો : જુઓને બેન-આ ભાઇ ક્યારનાં લમણા ઝીક કરાવે છે.

બિ : તમે કોણ છો ! કોનું કામ છે !

શે : અરે બિન્દુ ! મને ન ઓળખ્યો !

બિ : કોણ ! ભાઇ ! તમારો ચહેરો આવો !

[શેખર બિન્દુ સાથે હાથ લંબાવે છે પરંતુ બિન્દુ ઓચિંતી વિચારમાં પડીને-નોકરને ]

બિ : તમે અંદર જાવ તો...બાપાજી પાસે

[ નોકર જાય છે ]

શે : કેમ બાપાજીની તબિયત કેમ છે !

બિ : સારી છે.

શે : તો તું ચિંતામાં કેમ જણાય છે...આટલે વર્ષે મળતા ભાઇનું આવું ઠંડું સ્વાગત !

બિ : એમ ન બોલીશ; હું તો બીજો વિચાર કરતી હતી.

શે : શું ! કાંઈ ગંભીર બનાવ બની ગયો છે ?

બિ : [illegible]

શે : બિન્દુ—કંઈ સમજાય તેવું બોલને.

બિ : તને ખબર નથી લાગતી કે અમે તો તને મરેલો માનીએ છીએ.

શે : એટલે.

બિ : ( કબાટમાંથી એક પત્ર બતાવતા ) જો વાંચ આ કાગળ........

શે : બસ એ એક કાગળ પરથી માની લીધું કે હું ગુજરી ગયો છું !

બિ : ગવર્નમેન્ટ તરફથી જ્યારે ઓફિસિયલ ખબર મળે કે તમારો પુત્ર દુશ્મનોની શેલનો ભોગ બન્યો છે ત્યારે તો તે ખાનરીવાળા હોયને. એ લોકો આવી મશ્કરી તો ન જ કરે !

શે : મને ભયંકર અકસ્માત નડેલો.. હા પણ પછી મારું શરીર તેમને હાથ નહિ લાગ્યું હોય એટલે તેમણે આવા ખબર આપ્યા હશે...

બિ : તમને શો અકસ્માત નડેલો ?

શે : ટીમેરના પાછળના ભાગમાં અમારી ટુકડી રીલીફ વર્ક કરતી હતી ત્યાં જપાનીઝ ધસારો પાણીના પૂરની માફક આવ્યો—અમને તેની ખબર પણ નહિ પડેલી કે કારણ કે તે દિવસ બરફ અને વરસાદનું વાવાઝોડું સખત હતું. એક ચમકારો...એક અવાજ...અને હું અચાનક જમીન પર પટકાઈ પડયો, પછી શું થયું તેનું ભાન મને નહોતું રહ્યું. પણ જ્યારે જાગ્યો ત્યારે મારી આસપાસ ત્રણચાર દાઢીવાળા પુરુષો બેઠેલા હતા. તેઓ લામાઓ હતા અને મને એક ધર્મશાળામાં રાખવામાં આવ્યો હતો. તેઓના કહેવા મુજબ મારું શરીર તેમને એક ખાડા નીચેથી મળી આવેલું—ચહેરો તો લગભગ દાઝી ગયો હતો—જીવન અને મરણ વચ્ચે લગભગ બે માસ ઝોલાં ખાધા પછી તેમની સુંદર માવજતને લીધે હું હરતો ફરતો થયો...અને તારી અને બાપાજીની યાદ કે પછી પૂર્વજોના પુન્યે આજે અહીં આવી પહોંચ્યો છું.

બિ : તમે તમારા હેડ ઓફિસરને મળ્યા !

શે : ના ના. પણ મળવું તો પડશે જ ને ! પછી વળી લઈશ.

બિ : તો મહેરબાની કરી મળતા નહિ.

શે : કેમ ? એમાં શું વાંધો છે ?

બિ : એ હું સમજાવી શકું તેમ નથી...પણ...પણ...એક બીજી વાત પણ કહેવાની છે.

શે : તો કહે ને.

બિ : ( આસ્તેથી ) હું વિચાર કરતી હતી કે ( ઝડપથી ) બાપાજીના આંધળા થયાના સમાચાર તને કેમ આપવા.

શે : બાપાજી આંધળા થયા છે ! કેમ કરતાં !

બિ : એ બહુ લાંબી વાત છે...એ દિવસે હું કોલેજમાં ગઈ હતી : બપોરે મને ફોન મળ્યો કે જલદી હોસ્પીટલ આવો...હું ત્યાં ગઈ. ત્યાં ડૉ. ચોધે મને જણાવ્યું કે બાપાજીને શોક પત્ર મળતાં લેબોરેટરીમાં જ બેહોશ થઈ ગયા છે—એક અઠવાડિયાની સતત માવજત પછી જ્યારે તેઓ બેભાનીમાંથી જાગ્યા ત્યારે તેમની આંખોમાં નૂર નહોતું. ડૉ. ચોધે કહ્યું કે કાં તો સતત આંસુ નીકળ્યા કરવાથી અગર તો લેબોરેટરીમાં ટેબલ ઉપર બેભાન થયા ત્યારે કશીક દવા આંખમાં પડી ગઈ હોય એ અંધાપાનું કારણ છે.

શે : તો પછી ચાલ આપણે અંદર જઈએ...મારે બાપાજીને જોવા છે

બિ : એમાં પણ એક તકલીફ છે.

શે : તકલીફ !

બિ : કારણ કે એણે તો તને મરેલો માન્યો છે.

શે : પણ હવે જાણશે કે હું જીવતો છું ત્યારે કેટલા બધા ખુશી થશે!

બિ : (વિચારતી હોય તેમ) ખુશી તો થશે જ...પણ.

શે : એમાં અચકાય છે શું...કહી દે ને જે કહેવાનું હોય તે.

બિ : તને ખબર નથી. પણ બાપાજીના જીવનમાં જે એક નવો ફેરફાર થયો છે, તેમાં જીવતો પુત્ર જોવા કરતાં મૃત પુત્રનું વધારે મહત્ત્વ છે.

શે : એ કાંઈ ન સમજાયું.

બિ : તારા મૃત્યુ પછી તે આંધળા થયા અને ત્યાર બાદ તેઓ સ્વપ્નામાં તારા આત્મા જોડે વાતો કરતા અને અત્યારે તે એટલી હદે આગળ વધ્યું છે કે–'મરેલા સાથે વાતચીત'ના પ્રયોગો કરવા તૈયાર થયા છે. તે માને છે કે ગમે ત્યારે તે તારા આત્મા સાથે વાતચીત કરી શકે છે અને દુનિયા તેમની આ શોધ માટે તેમને મહાન માને છે.

શે : આ શોધ બાબતમાં તને શુ લાગે છે.

બિ : મારે કશુ લાગવા ન લાગવાનું છે જ નહિ...કારણકે મારે તેમની મિટીંગો ગોઠવી દેવી, ભાષણો ગોઠવવા, મુલાકાતો ગોઠવી આપવી, વગેરે કરવાનું હોઈને મને પણ તે એક મહાન શોધ છે એમ જ લાગ્યા કરે છે.

શે : પણ આ તે કઈ જાતની શોધ!

બિ : બાપાજી એમની શોધમા એટલે સુધી આગળ વધ્યા છે કે તારા આત્મા સાથે વાતચીત કરીને તેમણે તારા દાવ્યો પણ છપાવ્યાં છે.

શે : મને તો એ એક જાતની વીલ પાવરનું કારણ લાગે છે.

બિ : નવાઈ જેવું તો એ છે કે આ શોધ એ તેમના જીવનનું એક મહાન ધ્યેય બની રહી છે.

શે : પણ બિન્દુ બાપાજીને મળવામાં ખાસ વાંધો તો નહિ આવે...હું તેમને કહીશ કે તમારા સતત ચિંતનથી જ કદાચ હુ જીવતો રહ્યો હોઈશ. કારણ કે તારી વાત પરથી લાગે છે કે બાપાજી સ્વપ્નામા મને જોવા લાગ્યા તે વખતે હું બનતા સુધી બેભાનીમા જ હતો.

બિ : એ બધી વાત તારી સાચી...પણ હું ઇચ્છું છું કે તું બાપાજીને ન મળ તો સારું.

શે : આટઆટલી વિટંબણાઓ ભોગવી, મોતની સાથે લડતો, હિમાલય પાર કરીને હું જ્યારે તેમને મળવા માટે આંહી આવ્યો ત્યારે તુ શુ કામ ના પાડે છે!

બિ : હુ તને મળવાની ના નથી પાડતી–અને મારાથી તને ના પડાય પણ કેમ કરીને! કારણ ઘરમાં મારા કરતાં તારો વધારે હક છે,

શે : બિન્દુ દીકરી કરતા દીકરાનો હક્ક ઝાઝો એ જમાનો ગયો–પણ ચાલ મને અંદર લઈ જા.

બિ : હું બાપાજીને નહિ કહું કે તું શેખર છો.

શે : કેમ! [ અંદરથી નોકર આવે છે ].

નો : બેન–બાપાજી પૂછાવે છે કે આજે સાંજનું ભાષણ તૈયાર કર્યું!

બિ : કહો કે હું આવું છુ. (નોકર જાય છે. બિન્દુ ઊભી થઈને) ભાઈ એ બાબતમાં કશી સલાહ આપી શકું તેમ નથી પરંતુ ફરી ફરીને કહું છુ કે આજે બાપાજીની શોધ એ જ એમના જીવનનો સૌથી મોટો ટેકો છે.

[ અંદર આંસુ લૂછતી ચાલી જાય છે શેખર એકાદ બે આંટા માર્યા પછી ટેબલ પરના કાગળ તરફ જુએ છે ]

શે: અરે હું આટલો બધો કદરૂપો થઈ ગયો છું ? કદાચ એટલે તો બિન્દુ બાપાજીને મળવાની ના નહિ પાડતી હોય ! ના, ના બાપાજી તો ક્યાં આ ચહેરો જોઈ શકવાના હતા. ત્યારે ? કદાચ બિન્દુ બાપાજીના વારસા માટે તો ના નહિ પાડતી હોય ?

[ અરીસાનું પ્રતિબિંબ હસે છે ]

પ્રતિબિંબ: અરે કદરૂપા, તું તો આંધળો પણ છો

શે: ( અરીસા સામે ) હું આંધળો ?

પ્રતિ: હા–હા. આંધળો–હજારવાર આંધળો

શે. ના–ના. હું કરૂપ છું...આંધળો નહિ.

પ્રતિ: તારો અંધાપો તો તારા કરૂપ ચહેરાને સારો કહેવરાવે તેવો છે.

શે: એટલે ?

પ્રતિ: તું જ વિચાર કરને.

શે: ( વિચાર કરતો ) બાપાજી આંધળા છે એ ખરું પણ...

પ્રતિ: આંધળા પ્રોફેસર કરતાં તું વધારે આંધળો છે–તે આંખથી જોઈ શકતા નથી–તો તું હૃદયથી જોઈ શકતો નથી ..વધારે આંધળો તો તું છો.

શે: ( ખીજાઈને ફ્લાવરવાઝ મારવા ઉગામે છે ) હું આંધળો એમ !

[ પ્રતિ. ખડખડાટ હસે છે. ]

શે: એમાં હસે છે શું ? એક ભેગા ટુકડેટુકડા કરી નાખીશ.

પ્રતિ: અને એક એક ટુકડો તને કહેશે આંધળો...આંધળો...

શે: ( ફ્લાવરવાઝ નીચે મૂકતાં ) પણ આમ ગાળો દેવાનું કારણ ?

પ્રતિ: તું વિચાર તો કર. જે બ્હેન પોતાનો સર્વસ્વત્યાગ કરીને એક વૃદ્ધ બાપ માટે ભાઈનો પણ ત્યાગ કરવા બેઠી છે...તે એક મામુલી વારસા માટે ? ક્યા જિગરથી એ તને આ ઘરમાંથી જવાનું કહી રહી છે ? એ તો સમજ...

શે: તો પછી પિતાજીને મળવાની શા માટે ના પાડે છે ?

પ્રતિ: એટલા માટે કે જેવી તારા પિતાને ખબર પડી કે તું જીવતો છે...એવી એમની શોધ વિષેની બધી શ્રદ્ધા ડગી જવાની...પરિણામે એને લાગશે કે અત્યાર સુધીના બધા અખતરાઓ સ્વપ્નાઓ જુઠ્ઠા હતા...

શે: પણ સાથોસાથ મને જીવતો મળ્યાનો આનંદ પણ થશેને ?

પ્રતિ: જરૂર એમને આનંદ તો થશે જ...પણ તે સાથે એમના જીવનનો અંત પણ–આવશે.

શે: અંત આવશે ? શા માટે ?

પ્રતિ: આજે તેમને મહાન વૈજ્ઞાનિક તરીકે માન આપતી દુનિયાને જેવી ખબર પડી કે તું જીવતો છે...ત્યારે ખબર છે એ તારા પિતાને શું કહેશે તે ?...આ આંધળાએ આપણને ઠગ્યા છે...જોયો ન હોય તો મોટો આત્મા સાથે વાતો કરનારો...બદમાશ...અને પેલી તેની દીકરી...એ પણ ઠગાઈ કરવામાં સાથે જ હતી...પકડો...એ બન્ને બદમાશોને ...પછી પોલીસ કેસ...બદનામી...જેલ અને તું માન છે કે આવું અપમાનિત જીવન તારા પિતા કે બ્હેન જીવશે ? અને એટલે ! આપઘાત......

શે: ( વચ્ચેથી ) ના, ના, નહિ જ...માન મારે ખાતર થઈને તો હું એવું નહિ થવા દઉં. હું સમજ્યો છું કે બિન્દુ શા માટે મને ના કહે છે...અને તે બીચારી મને સમજાવે પણ શી રીતે ?

[ નેપથ્ય બારે છે ]

નો : સાહેબ આવે છે.

[બિન્દુને ખભે હાથ મૂકી પ્રો. આવે છે.]

પ્રો : બિન્દુએ મને હમણાં જ કહ્યું કે કોઈક મુલાકાતે આવ્યું છે...શું કામ છે આપને ?

શે : જી...હું તો એક સાદો સૈનિક છું. શેખરભાઈ અને હું ચીનમાં સાથે હતા.

પ્રો : (ઉત્સાહમાં આવી) અરે બિન્દુ ..શું તું મને કહેતીય નથી...આ તો શેખરના ભાઈબંધ છે...કહો તો છેલ્લા તમે શેખરને કયારે મળેલા ?

શે : આખરની ઘડી સુધી અમે બંને સાથે જ હતા.

પ્રો : વીરને છાજે તેવું મૃત્યુ એ પામ્યો હતો ને !

શે : હજુ સુધી તેના મૃત્યુ જેવું બીજું મૃત્યું થયું જ નથી.

પ્રો : અરે બિન્દુ...આ ભાઈને શેખરની પેલી કવિતાની ચોપડી ભેટ આપને...તેમને પણ શેખર તરફની એક યાદગીરી રહેશે.

[બિન્દુ ચોપડી લેવા જાય છે.]

પ્રો : તમે છાપાં તો વાંચતા હશો !

શે : હાજી...મેં આપની શોધ વિષે વાંચ્યું.

પ્રો : દેશના ઘણા ઘણા ભાગોમાંથી મને અભિનંદનના પત્રો એ માટે આવ્યા કરે છે

શે : આપે એ શોધથી લોકો ઉપર ઉપકાર કર્યો છે.

[બિન્દુ ચોપડી લઈને આવે છે.]

પ્રો : લ્યો આ કવિતાનું પુસ્તક...મારી શોધની પહેલી સાબિતી...એ શેખરે લખેલું છે... એમાં તેનો ફોટો પણ મૂકયો છે. કેવો છે !

શે : ઘણો જ સ્માર્ટ છે.

પ્રો : તમે તો એને જુવાનીમાં જોએલો. પરંતુ નાનો હતો ત્યારે પણ એવો જ ચાલાક હતો ...કેવો એ ખૂબસુરત હતો...એના વાંકડિયા વાળ, મોટી અને ચપળ આંખો, ગોળ મજાનું મોઢું અને ભરાવદાર શરીર...અને બિન્દુ, જ્યારે ચીન જવા ઊપડયો ત્યારે લશ્કરી પોશાકમાં કેવો ખૂબસુરત લાગતો હતો ! તેની મા મરી ગઈ એટલે મારે જ તેને મોટો કરવો પડયો હતો. ઘણીવાર તેને વઢવો પણ પડતો...કોઈ વાર નાહ્યા વિના જમવા બેસી જાય...કોઈવાર કપડાં ગમે ત્યાં ફગાવી દયે...સ્લેટપેન ખોઈ નાખે...કોઈવાર રેંકડીમાંથી ખાઈ લે એટલે હું તેના ઉપર ગુસ્સે તો થતો. એક પ્રસંગ મને બરોબર યાદ છે. હું સવારના છાપા વાંચવામાં મશગૂલ હતો—અને તે મારા ઓરડામાં આવ્યો. મારા વાંચનમાં ખલેલ પડી. મેં તેને દબડાવ્યો 'કેમ આવ્યો છે !' તે કંઈ બોલ્યો નહિ. ધીમે ધીમે મારી પાસ આવ્યો—મારા ખોળામાં ચડી તેના બંને હાથ મારા ગળાની આસપાસ વીંટાળ્યા...હું ગુસ્સે થયો...મેં તેને તરછોડી કાઢયો...અને વીલે મોંયે તે પાછો ફર્યો... શી ખબર અંતરમાં કેવો ભાવ ભરીને તે મારી પાસે આવ્યો હશે !

શે : સાહેબ...બાળક તો બધું ભૂલી જાય...એમાં દુ:ખી થવાની જરૂર નથી.

પ્રો : બીજી એક વખત હું લેબોરેટરીમાંથી થાકીને ઘરે આવતો હતો...શેરીની અંદર ગટરનું પાણી પડી કાદવ થયો હતો...ચાર પાંચ છોકરાઓ જોડે શેખરે પણ કાદવનાં રમકડાં બનાવ્યાં હતાં...મને આવતો જોઈ એ નવ વર્ષનો બાળક પોતાનાં રમકડાં બતાવવા દોડ્યો આવ્યો...તેના મોં પર કાદવના ડાઘ પડેલા હતા...વાંકડિયા વાળ ગંદા થયા હતા...કપડાં ભીંજાઇ ગયાં હતાં અને આખો કાદવ કાદવ થઈ ગયો હતો...પણ તેની

આંખમાં નવું સર્જન કર્યાની ઝલક હતી...મેં તેની આંખ કે તેના ભાવો ન જોયા. જોયા માત્ર તેણે બગાડેલાં કપડાં અને ગુસ્સે થઈ મેં તેને તમાચો માર્યો...રમકડાં ફેંકાવી દીધાં અને કહ્યું, 'આવો કદરૂપો થઈને આવ્યો છે તો ચાલ્યો જા મારી સામેથી.'

બિ : પિતાજી......

પ્રો : એના મિત્રોએ તો માનેલું કે તેને ઇનામ મળશે...પણ તેને બદલે આ જાહેર અપમાન થએલું જોઈને તેઓ સ્તબ્ધ બની ગયા. એ બનાવ પછી તેનું હૃદય એવું તો ઘાયલ થએલું કે થોડો વખત સુધી તેણે મારી સાથે વાત પણ નહિ કરેલી...

શે : બાપાજી...સાહેબ...પ્રો. સાહેબ, મેં કહ્યું નહિ કે બાળકો એવું જલદી ભૂલી જાય છે ...કદાચ તેજ રાતે તેણે તમારા ગળા આસપાસ હાથ ભેરવીને શાંત નિદ્રા લીધી હશે.

પ્રો : તમે શું કહ્યું ?

શે : ઠીક સાહેબ, હું જાઉં છું...હવે વધારે વાર મારાથી ખોટી થવાય તેમ નથી...જાઉં છું.

બિ : ( રોતા ) અમને યાદ તો રાખશો ને...

[ ત્યાં તો તે પ્રો. સાથે શેક-હેન્ડ પૂરી કરીને ચાલ્યો ગયો હોય છે ]

પ્રો : એણે મને શું કહ્યું ? બાપાજી ?...શેખર પણ આમ જ કહેતો અને એના હાથનો સ્પર્શ પણ કેટલો જાણીતો મને લાગ્યો...બિન્દુ...ઓ...બિન્દુ...કેમ કોઈ નથી અહીં–એને કહો કે તે રોકાય.

બિ : એ તો ગયા...

પ્રો : બચો...બસ ચાલી બચો ! (રોઈ પડે છે.)

બિ : આ શું ! પિતાજી તમારી આંખમાં આંસુ !

પ્રો : આંખ દેખે નહિ પણ તેથી તેનો હૃદય સાથેનો સંબંધ કંઈ ઓછો તૂટી જાય છે. અત્યાર સુધી હું આત્માઓ સાથે વાતચીત કરી શકતો...પણ મને લાગે છે હું મારા આત્માને જ નથી ઓળખી શક્યો...અને બિન્દુ આ તારો બાપ નથી રડતો પણ તેનો આત્મા રડે છે. જ્યારે હૃદયમાં લાગણીઓનાં મોજાં વધી જાય ત્યારે આંખ વાટે તેનું પાણી બહાર નીકળે છે...લોકો તેને આંસુ કહે છે.

બિ : પણ એ નકામાં શા માટે વહાવવાં ?.

પ્રો : કહી નહિ તો...તને એમ છે, કે તારા બાપને એ આંધળો છે માટે તું છેતરી શકીશ કહે તો એ જુવાન કોણ હતો ?

બિ : (ચમકીને) પિતાજી એ વાત મૂકી દ્યો...

પ્રો : કહે...કોણ હતો એ...શેખરનો મિત્ર કે શેખરનું ભૂત ?

બિ : (રડી પડતી) પિતાજી, તેને હવે શીદને યાદ કરો છો ? તેના જીવતર પર તો છરી ફેરવાઈ ગઈ છે.

[ આ વખતે પ્રો. ફરી જની નજીક આવ્યા હોય છે. ]

પ્રો : સાચું...જીવતર પર છરી ફેરવાઈ ગઈ તે સાચું...પણ કોના જીવતર પર ? ઇતિહાસ એનો નિર્ણય તમે કરજો.

[ પડદો ]

૧૯૧૪ની લડાઈ દરમ્યાન એક માણસના જીવનમાં આવો પ્રસંગ બનેલો તેને આધારે આ નાટક લખવામાં આવેલ છે.

આ નાટક ૪૮ ઓક્ટોબરની દશમીએ ભાવનગરમાં યંગ ક્લબે ભજવ્યું હતું. જેમાં નીચેનાઓએ ભાગ લીધો હતો.

| | |
|---|---|
| બિન્દુ...કુ. ઉષા શેઠ | પડદાવાળો...શ્રી. જયન્તી ભટ્ટ |
| ૧ પ્રતિનિધિ ..ચન્દ્રકાન્ત શેઠ | ૨ પ્રતિનિધિ...જશવન્ત ઓઝા |
| ૩ પારસી પ્રતિનિધિ...શ્રી. અનીલકુમાર ભટ્ટ | શેખર... શ્રી. મહેન્દ્ર શેઠ |
| પ્રો. અભિજીત...બાબુભાઈ વ્યાસ | |

# હિન્દુ-કુટુંબ

બાદરાયણ

કમળે દિવસ દરમિયાન ફુરસદ મળી ત્યારે પોતાના વિચિત્ર સ્વપ્નનું નિગાકરણ શોધવા પ્રયત્ન કર્યો. તે રાત્રે સુધા સાથે થયેલી વાતમાં એવું કંઈ બીજ હતું કે કેમ તેનો તે નિર્ણય કરી શક્યો નહિ. સુધાએ પુરુષ થવાની ઇચ્છા દર્શાવી હતી તે માત્ર રમૂજ હતી કે તેની પાછળ કંઈ રહસ્ય હતું તે જાણવા તેણે પ્રયત્ન કર્યો. પણ સુધાના સ્વભાવમાં એવો રમૂજનો અંશ તે હમેશાં જોતો એટલે એવી રમૂજમાં ખોટું ગામ્ભીર્યનું આરોપણ કરવું તેને ઉચિત લાગ્યું નહિ છતાં પુરુષો અને સ્ત્રીઓના જીવનમાં અને સ્ત્રીઓના પરસ્પર જીવનમાં પણ ભેદને સ્થાન હતું એવું કંઈક તેને લાગવા માંડ્યું. ધીમે ધીમે એ સ્વપ્ન પણ દૂર સરવા લાગ્યું.

તે ઘેર પહોંચ્યો એટલે સુધાએ એક કાગળ આપ્યો. કાગળ આપતાં સુધા હસી. કારણકે પોતાના પિતાનો તે કાગળ હતો તેમ તેને જણાઈ ગયું હતું. કમળે કાગળ વાંચીને સુધાને વાંચવા આપ્યો અને પોતે કપડાં બદલવાની તૈયારી કરવા માંડી.

સુધાએ કાગળ વાંચીને પૂરો કર્યો પણ કાંઈ બોલી નહિ. એટલે કમળે જ પૂછ્યું:

'કેમ રમેશને બોલાવી લઈશું ને?'

રમેશ સુધાનો નાનો ભાઈ હતો. આ વરસે તે મેટ્રિકમાં આવ્યો હતો. સુધાના પિતાને એમ લાગ્યું કે મુંબઈમાં એક વરસ અભ્યાસ કરાવ્યો હોય તો રમેશને વધારે લાભ થાય એટલે કમળકાન્તને તે બાબત સૂચન માત્ર કર્યું હતું. કમળકાંતને વધારે સ્પષ્ટ લખવાની જરૂર પણ ન હતી. કારણકે રમેશ સુધાનો ભાઈ હતો એટલું જ નહિ પણ એની પ્રકૃતિથી કમળને એ ઘણો પ્રિય થઈ પડ્યો હતો.

વળી રમેશના જીવનવિકાસમાં આ રીતે પોતે નિમિત્ત બની શકશે એ વિચારથી પણ રમેશ ખુશ થયો હતો. તે ઉપરાંત પોતે બીજા કામમાં રોકાએલો હોય ત્યારે સુધા માટે અને ઘર માટે પણ Company મળશે એ વિચારે એણે તત્કાળ નિર્ણય કર્યો કે રમેશને બોલાવી લેવો.

સુધાએ કંઈ ઉત્તર ન આપ્યો એટલે કમળે ફરીને એનો એ પ્રશ્ન પૂછ્યો.

'પણ અમારે ત્યાં છે તે હાઈસ્કૂલ પણ સારી જ છે. અને મુંબાઈનો મોહ તો ઘણી બાબતોમાં નડતર બનીને ઊભો રહે.' સુધાએ ઉત્તર આપ્યો.

રમેશને અહીં બોલાવવામાં પોતે સંમત નથી એવો સ્પષ્ટ અર્થ સુધાના આ ઉત્તરમાં કમળને જણાયો એટલે તેણે કહ્યું:

'સુધા, આપણા જીવનના વ્યવહારોમાં બંધાયેલા સગપણથી અમુક અમુક મર્યાદાઓ આવીને ઊભી રહે છે તે હું સમજું છું. પણ તેટલા ખાતર આપણે આપણા સર્વ સંબંધોને કૃત્રિમ બનાવી દઈએ તે કેમ ચાલે? લાગણી હોય ત્યાં પણ તેને દબાવીને વ્યવહાર સાચવી લેવાનો? તને એમ લાગે છે કે રમેશને અહીં બોલાવવામાં ઉપકાર વૃત્તિ જેવી સહેજ પણ લાગણી મ્હારામાં ઉદ્ભવી છે?'

સુધાને કંઈ સ્પષ્ટ ઉત્તર મળ્યો નહિ એટલે તેણે મૌન જ સેવ્યું. વળી કમળકાન્તની સરળતામાં વહેવારની નીતિનો જરા પણ આડંબર ન હતો એ પણ તે સમજતી હતી. ઉપકારવૃત્તિનું ગૌરવ પણ તેમાં પ્રવેશે એવો એને ભય ન હતો. તે છતાં કુટુમ્બ એટલે કમળકાન્ત એક જ નહિ, તેમાં અન્ય વ્યક્તિઓનો પણ સમાવેશ હતો. એ વિચારે રમેશને તેડાવવામાં અનુમતિ આપતાં એ અચકાતી હતી.

કમળને સુધાનું મૌન રુચ્યું નહિ. તેને

લાગ્યું કે સુધાને આ બાબતમાં વિશેષ છે એટલે તેણે તે બાબત અનિચ્છાએ તજી દેવી પડતી હોય તેવા સ્વરે કહ્યું, 'વારુ, ત્યારે હું ના જ લખી દઈશ ' હવે સુધાને સ્પષ્ટ બોલવા સિવાય છૂટકો નહતો. તેણે પોતાની પરિસ્થિતિ સ્પષ્ટ કરવા કહ્યું, 'જુઓ, રમેશ અહીં આવે તે માટે મારી સહેજ પણ અનિચ્છા ન હોય. પણ આપણી કુટુમ્બ સંસ્થાઓ એટલી દૃઢ કિલ્લેબંધી કરી મૂકે છે કે આગંતુક માણસનો તેમાં સહેલાઈથી સમાવેશ થઈ શકતો નથી '

'એટલે, તું કે હું રમેશને આપણા જીવનમાં સહેજ પણ સ્થાન કે સમય, નહિ આપીએ, એના જીવનનો આપણા જીવન જોડે સ્પર્શ પણ નહિ થવા દઈએ, એમ જ ને?'

સુધાએ ખુલાસો કરતાં કહ્યું:

'જુઓ, હું કહું છું તેમાંથી જરા પણ ગેરસમજ નહિ કરતા. આપણે એટલે પ્રત્યેક વ્યક્તિ એકબીજા તરફ અથવા આગંતુક તરફ સદ્‌ભાવ અને પ્રીતિ બતાવીએ તે બાબતમાં મ્હને જરા પણ શંકા નથી. અનેક કુટુમ્બોમાં આગંતુકને વ્યક્તિસ્નેહ મળે છે તે હું પ્રત્યક્ષ અનુભવથી પણ જાણું છું. પરંતુ મ્હારો અભિપ્રાય તો કુટુમ્બ પરત્વે છે. એટલે વ્યક્તિ વ્યક્તિ તરીકે જે વર્તન કરે તે જ વર્તન કુટુમ્બના એક અંગ તરીકે તે હમેશાં કરે એમ બનતું નથી. દાખલા તરીકે તમે કે હું વ્યક્તિ તરીકે અમુક કરીએ અને આપણા કુટુમ્બના અંગ તરીકે પણ તેમ જ કરીશું એવો સનાતન નિયમ હોઈ શકે ખરો?'

'એટલે રમેશનું સ્થાન આપણા આ ન્હાના સરખા કુટુમ્બમાં પણ ત્હને નિર્ભય કે સરળ નથી લાગતું એમ જ ને?' કમળે પૂછ્યું.

'મ્હારા બોલવાનો એવો અર્થ ત્હમે કરો તે તદ્દન ખોટો છે.' સુધાએ ઉત્તર આપ્યો, 'રમેશનું સ્થાન અહીં—ત્હમારી પાસે નિર્ભય છે—સરળ છે એ પણ હું સમજું છું ત્હમારું મમત્વ તેના તરફ કેટલું છે એ પણ

બક્ષીસ આપનારી જુની દુકાન

હું જાણું છું. તેને પણ અહીંના વાતાવરણમાં વિષમતા નહિં જણાય એ હું કબૂલ કરું છું. છતાં મ્હને જે મુશ્કેલી મૂંઝવે છે તે મ્હેં ત્હમારા આગળ રજુ કરી દીધી છે. હવે ત્હમે જે નિર્ણય કરો તે મ્હારે માન્ય છે. હવે આ બોલાવે તે પહેલાં મ્હને જવા દો' કહી સુધા હસીને ચાલી ગઈ.

સુધા ગઇ કે તરત રમેશની નાની બ્હેન લતા પોતાનો લખેલો અંગ્રેજી નિબંધ સુધરાવવા કમળ પાસે આવી. કમળે, તે નિબન્ધ વાંચી બેત્રણ સુધારા કરી આપ્યા. લતા તે લઈ ચાલવા માંડી. પાંચછ ડગલાં આગળ ગઈ હશે, ત્યાં કમળે બૂમ પાડી, 'લતા, અહિં આવ તો'

લતાએ તરત પાછા આવીને કહ્યું, 'કેમ ભાઇ?'

'જો, ત્હારે માટે એક દોસ્ત હું બોલાવવાનો છું. ત્હને ગમશે ને?'

'પણ દોસ્ત કોણ છે, કેવો છે, કેવડો છે તે તો કાંઇ કહેતા નથી ને હું શો જવાબ આપું?'

'સુધાના ભાઇ રમેશને તું ઓળખે છે? એ મેટ્રીકમાં આ વરસે આવ્યો છે, એ અહીં ભણવા આવે તો?'

લતાએ કાંઈક યાદ કરતી હોય તેમ કરીને કહ્યું, 'રમેશભાઈને હું ઓળખું છું એમ તો નહિં કહું, પણ ત્હમે પરણ્યા ત્યારે એમને જોયેલા મને યાદ છે. મને ગમશે કે નહિં એ તો હું અત્યારે કેવી રીતે કહું? પણ સુધાભાભી આટલાં બધાં ગમે છે એટલે એમના ભાઈ જરૂર ગમે તેવા જ હશે. અને પછી તો મ્હારી તો કાંઈ મુશ્કેલીઓ હશે તે પણ હું એમને પૂછી શકીશ એટલે તમારા જેવા કે સુધાભાભી જેવાં પોતપોતાના કામમાં રચ્યાપચ્યા રહેનારની મારે ગરજ ભોગવવી ન પડે.'

કમળકાન્ત હસ્યો. તેણે એક પુસ્તક હાથમાં લીધું, એટલે લતા તેનો નિબંધ લઈ ચાલી ગઈ. રમેશને બોલાવવો જ એવો નિર્ણય તેણે કરી લીધો. છતાં સુધાનાં વચનો તેને તદ્દન નિરર્થક લાગ્યાં નહિ હિંદુઓની કુટુમ્બ સંસ્થા શું એટલી બધી દઢ છે કે તેમાં કોઈ પણ આગંતુક વ્યક્તિનો સમાવેશ જ ન થઈ શકે? હિંદુ કુટુમ્બને આધારે પ્રાચીન સમયમાં સાધુસંતો, વિદ્યાર્થીઓ વગેરે કેટલી બધી વ્યક્તિઓ નભતી? શું તે જ હિન્દુ કુટુમ્બ આજ વિકૃત દશામાં આવી ગયું છે? કે અર્વાચીન સમયમાં વ્યાપક બનેલા વ્યક્તિના સ્વાતંત્ર્યવાદથી એ સંસ્થાનાં અંગોમાં પરસ્પર વિરોધ ઉત્પન્ન થયો છે?

આ બધી વિચારમાળા કમળના હૃદયમાં આવી અને ચાલી ગઈ

ત્રણ પૈસાદાર સન્નારીઓ ક્લબમાં ભેગી થઈ. એકે કહ્યું: 'મારો આ વીસ હીરાનો હાર-દર મહિને હું એને મારા ખાસ સોની પાસે સાફ કરાવું છું-સોનીને બે દિવસ તો સાફ કરતાં લાગે છે. સમજ્યાં?' ત્યાં બીજી સન્નારી પોતાનો દસ હીરાનો હાર બતાવતાં બોલ્યાં: 'આ હાર તો જુઓ-દર અઠવાડિયે હું સાફ કરાવવા ફ્રાન્સ મોકલું છું-અલબત્ત એરોપ્લેન મારફત-છ કારીગરો એના પર ચાર દિવસ સુધી રોકાય છે-સમજ્યાં?'

ત્યાં તો ત્રીજી સન્નારી કે જેણે એક જ હીરાવાળો હાર પહેર્યો હતો તે બોલી ઊઠ્યાં: 'હું તો દર બબ્બે દિવસે મોતી મેલું થયું દેખાય કે તરત જ ફેંકી દઉં છું-સમજ્યાં ને?

× × ×

'ચૌદમો લુઈ શાને માટે જવાબદાર હતો?'-ઇતિહાસ શિક્ષકે પૂછ્યું.

છેલ્લે બાંકડેથી જવાબ મળ્યો-'પંદરમા લુઈ માટે.'

—બા. બા.

# યુગની કોર

બકુલેશ

આ પોરે વયરાનની, વિશાળ સુકા, રસહીન, દયાહીન ધરતીપટ ઉપર પથરાયેલી રેતી ઉપર સૂરજનાં આગ-ઝરતાં કિરણો પડતાં અને રેતી સળગ્યા કરતી—ઊકળ્યા કરતી: વાદળા વિહોણું, સિતમગર અને બેરહેમ જલ્લાદના જિગર વિહોણું, આકાશ વયરાન પર એવી રીતે તોળાઈ રહ્યું હતું કે એ વયરાન પટના મુસાફિરને એની પોતાની કરુણતાનો ખ્યાલ આવી જાય!... રાત પડતી ત્યારે એ વયરાનની રેતી, દિવસના તાપને ઠંડો કરવા નિઃશ્વાસ નાખ્યા કરતી; ઠંડી રીતે-સમસમતી પડી રહેતી.

એ રેતી પાછળ રાહુલ ગાંડો થયો હતો: જ્યાં એ વયરાનનો અન્ત આવતો હતો એની પાસે જ કબરસ્તાન હતું; પાંદડાંવિહોણાં, ડાળીડાંખળાંથી ઊંચા ઊંચાં ઊભેલાં હાડપિંજર જેવાં વૃક્ષો અને બેચાર પુરાણાં મકાનો રેતીમાં અડધા-પડધા દટાયેલી હાલતમાં નિરાધાર આત્માની આરામગાહની માફક ત્યાં નિઃશ્વાસ નાખતા દેખાયા કરતા.

રાહુલને આ વિશાળ, રેતીછાયા પટ સાથે એવી દોસ્તી થઈ ગઈ હતી કે એ એની પાસેથી કદી દૂર જતો જ નહિ: એક પુરાણા મકાનનાં ખંડિયેરની અટારીમાં એ પોતાનો સામાન રાખી મૂકતો—અને પાસે જ ઊભેલા હાડપિંજર સમા ઝાડનાં ડાળીડાંખળાં-માંથી આવી રહેલાં સૂરજનાં કિરણોમાં કંઈક જોયા કરતો: એના આ જાતના પાગલપણા વિષે પાસેના ગામલોકો જુદી જુદી જાતની અનેક વાતો કર્યા કરતા: કોઈ કહેતું કે વર્ષો પૂર્વે અહીં એક સુંદર નગરી હતી. અને એ નગરીમાં પાપ-પુણ્યના ત્રાજવામાં જ્યારે પાપનું પલ્લું વધારે નમી ગયું અને પુણ્ય જ્યારે પરવારી જ ગએલું સાબિત થયું ત્યારે કોણ જાણે શાથી ત્યાં ભયાનક ધરતીકમ્પ થયો અને એ ધરતીકંપમાં એ નાનકડી સુશોભિત હવેલીઓ અને શ્રીમંતોનાં અટારીઓ-વાળાં મહાલયો ધરતીના પેટાળમાં સમાઈ ગયાં: માત્ર બાર કલાકનો પ્રલય, ધરતીકંપ અને ઝંઝાનિલના ગડગડાટ પછી જ્યારે વાતાવરણમાં શાન્તિ ફેલાઈ ત્યારે ત્યાં—જે સ્થળે નગરી ઊગી હતી ત્યાં વયરાન-રેતી છાયેલો વિશાળ પટ દેખાવા લાગ્યો:

આ રાહુલ, કાળી કાળી રાત્રિઓમાં તારાઓ ગણ્યા કરતો—અને પછી જ્યારે એકાએક નક્ષત્ર મંડળમાંથી કોઈ એકાદ તારો ખરી પડતો ત્યારે એ જે દિશામાં ખરી પડ્યો હોય તે દિશામાં જઈ અમુક ગણતરી કરીને, પોતાની આંખો અને આત્માના સૂચન અનુસાર, રેતીમાં અડધા દટાએલા પુરાણા મકાનની અંદર જઈ, મહિનાઓ સુધી રેતી ઉલેચ્યા કરતો—અંદરના પાયા ખોદ્યા કરતો. એને વિષે કહેવાતું કે એ કોઈ પુરાણા શિલાલેખ માટે, ઇતિહાસની કોઈ વિચ્છિન્ન અને વિખૂટી પડેલી કડીને શોધવા માટે શ્રમ વેઠી રહેલો પુરાતત્ત્વવિશારદ પુરુષ છે: કોઈ કહેતું કે એથી એ કોઈકનું, ધરતીમાં દટાયેલું ધન-આભૂષણો, ઝવેરાત અને બીજાં સુવર્ણના દાગીનાઓ મેળવવા મથી રહ્યો છે: પણ એની જિંદગીનું સાચું રહસ્ય કોઈ પણ જાણતું નહોતું.

ત્યાં બેચાર કબરો એ વયરાનના પટના અન્ત પાસેથી જુદી જ પડી ગઈ હતી: ત્યાં એક જરીપુરાણો કૂવો ઊભો હતો: એમાં ભાંગી ગએલી પાષાણપ્રતિમાઓ, મૂર્તિઓ અને બેચાર, કોતરકામથી વિભૂષિત બનેલા સ્થંભોનાં ખંડિયેર સૂતાં રહેલાં દેખાતાં.

એ કૂવા પાસેની આ બેચાર કબરોમાંની એક કબર ઉપર છાયા થઈ શકે એ માટે

કોઈએ ત્યાં બે લીલાં ઝાડવાં વાવ્યાં હતાં. રોજ સાંજે અને રોજ પ્રભાતે કોઈ ત્યાં આવી કૂવામાં તળિયે દેખાતા બેચાર ઘડા જેટલા જ પાણીને બહાર ખેંચીને એ લીલાં ઝાડવાના મૂળ આગળ રેડી જતું.

પણ ખૂબીની વાત એ હતી કે સાંજની ધૂસરમાં જ્યારે સૂરજ ક્ષિતિજની લાલીમાં ઓગળી જતો અને પછી જ્યારે રાત્રિ પણ આવી ન હોય ત્યારે–સાંજ અને રાત્રિ–બંનેની વચ્ચેના સમયમાં એક યુવતી, મોંને ઘૂંઘટમાં છુપાવી, દૂરના રેતીના ઢગ પાછળથી એકાએક દ્રુત ગતિએ ચાલી આવતી દેખાતી: કૂવા પાસે એ જરાક થંભી જતી અને એના ઊંડાઊંડા પેટાળમાં ચળકી રહેલી નીલા, કાળા પાણીને નિહાળી, ધીરેકથી પેલી કબર પાસે પહોંચી જતી.

અને જ્યારે વાતાવરણમાં અંધારા ઘોળાતાં માંડતાં અને વયરાનની બાલુ જ્યારે નિશ્વાસનાં પહેલા આલાપને શરૂ કરતી ત્યારે એ યુવતી, નાજુકાઈથી બે નીલા ઝાડવાના ઝૂલી રહેલા ઝૂંડની નીચે આરામ લેતી, લાલ ચાદરથી ઢંકાયેલી કબર પાસે આવી પહોંચતી· ધીમેથી એ યુવતી ઘૂંટણમંડીએ પડીને પોતાની બંદગીમાં ગોઠવાઈ જતી ત્યારે રાહુલ પોતાના પુરાણા ખંડિયેરની અટારીમાં, દિવસ દરમિયાન ઊડેલી બાલુને ખંખેરતો, આ કબરની દિશા તરફ મીટ માંડીને જોઈ રહેલો નજરે પડતો.

પેલી યુવતી કબર પર ફૂલ ચઢાવતી વર્ષમાં બેચાર પ્રસંગોએ એ યુવતી કબર પર રેશમી ચાદર અને ફૂલોના હારફૂલોથી ગૂંથેલી ચાદર ચઢાવતી દેખાતી: પણ રોજ સાંજે અને વહેલી સવારે એ યુવતી અહીં દીવો જલાવી ખોવાઈ ગયેલી સ્મૃતિને પાછી બોલાવવા મિન્નતો અને બંદગી કર્યા કરતી

) રાહુલ એ દીવાનાં આછાં અજવાળામાં પેલી યુવતીના આસમાની રંગના દુપટ્ટાને અને પીળી–ગુલાબી છાંટણાંવાળી ચૂંદડીને જોયા કરતો. અને પછી જ્યારે પેલી યુવતી ઊભી થઈ કબરના પગ અને મસ્તક બંનેની ચૂમી લીધા પછી એ પાછલે પગે અદબપૂર્વક કુરનિશ બજાવી, જે રસ્તેથી એ આવી હોય તે રસ્તેથી ચાલી જાય અને પછી તો રાત્રિના અજવાળા–અંધારામાં અદૃશ્ય થઈ જાય:

રાહુલ એ અદૃશ્ય થઈ રહેલી યુવતીની છાયાને, એના દુપટ્ટાના ફરફરાટને, એની ચૂંદડીના ચળકાટને–કલાકો સુધી જોયા જ કરતો. અચાનક એ પુરાણી કિતાબોનાં પાનાં ઉખેળવા મંડી જતો–અને જ્યારે એની આંખો એ કિતાબોના અક્ષરો ઉકેલી ન શકતી ત્યારે એને દીવાની જરૂર પડતી અને એ દીવાની વાટને ચેતાવી લેતો

દિવસે રેતી તપ્યા કરતી; સળગ્યા કરતી; ઊકળ્યાં કરતી: રાત્રે રેતી ઊંડા નિ:શ્વાસ અને ટાઢી આહો ને વહાવ્યા કરતી: કબરનો દીવો ટમટમાટથી ભૂતકાળની સ્મૃતિના ટપકાંની માફક બે લીલાં ઝાડવાંની પાસે ઝબૂક્યા કરતો ત્યારે રાહુલ એ વેરાનનાં રહસ્ય ને ઊકેલવા ત્યાંના ખંડિયેરમાં રખડ્યા કરતો.

મેઘલી રાત હતી પણ રેતી પર મેઘનું બિન્દુસરખું યે ન્હોતું પડતું: રેતી ઠંડી આહ ભરતી હતી અને આકાશમાં વાદળાં હોવા છતાં યે એ વરસ્યા વિના અનંત સુધી તોળાઈ રહ્યું હતું.

રાહુલે આકાશ સ્હામે જોયા કર્યું–અને પછી દીવાના આછા અજવાળે કિતાબોના અક્ષરોની દુનિયામાં ચિત્તને ડુબાવી દીધું.

'રાહુલ! તું જેની શોધમાં છે એ શોધ માટે કેટલાય રાહુલો જોશે' આ અવાજે રેતીના એક દ પડને સરકવા દીધો'

રાહુલ થંભી ગયો. એણે પોતાના સીનાને ટટ્ટાર કર્યો. ફરી એણે સમયની સરકતી રેતીને નિહાળ્યા કરી–

'કેટલા રાહુલો જોઈશે!' રાહુલે સ્હામેથી પ્રશ્ન કર્યો.

'સમય અને રેતી: એ બન્નેની તરસ છીપી શકે તેટલા!' જવાબ મળ્યો.

'આ મારું શરીર: મારો આત્મા:

મારું જ્ઞાન; મારો અભ્યાસ અને મેં જે શક્તિ પ્રાપ્ત કરી છે એ બધાનું સમર્પણ કરવાની તાકાત માગમાં છે !...

પછી કંઈ જવાબ મળ્યો નહિ: એણે રાત્રિના શૂન્યકારમાં અંધારામાં, કાજળઘેરી રાત્રિના પેટાળમાં ઊંડે ઊંડે નીહાળ્યા જ કર્યું—

એક કલાક વીતી ગયો—

અને પછી કોઈએક મેઘગર્જના થઇ અને એ પોતે જ્યાં ઊભો હતો ત્યાં આકાશથી પાણી વરસવા માંડ્યું—

'વર્ષા ?!!'

'હા !—વર્ષા...વરસાદ !'

'આ ધરતી પર કદી વરસાદ થયો હતો ખરો ?...' કોઇએ પૂછ્યું.

'મે તો નથી જોયો !—પણ આજે...!' રાહુલે, જવાબ વાળ્યો—ત્યારે પવન જોરથી ફૂંકાઈ રહ્યો હતો. એનાં પુરાણાં ખંડિયેરની અટારીમાં ઊભાં ઊભાં, એણે દૂર દૂર, પેલી કબર અને પેલાં બે ઝાડવા તરફ દૃષ્ટિ સ્થિર કરી: એ કબરની પાસે એક દીવો ટમટમી રહ્યો હતો.

વરસતો વરસાદ—અને ફૂંકાતો પવન !... સૂતેલી રેતીનો વિશાળ વેરાન-પટ અને ઘૂમરીઓમાં ચોળાઈ રહેલા રેતીનાં નાનાં નાનાં વંટોળિયા !

એણે જોયું કે પેલી કબર આગળ પેલો દીવો અજબ ખૂબીથી, પ્રાણપૂર્વક તેજ પ્રસરાવી રહ્યો હતો.

'આ જ્ઞાનનો દીવો !..એને માટે કુરબાની જોઈએ.'

એણે અવાજ સાંભળ્યો: જાણે પાસેનું ખંડિયેર બોલી રહ્યું, 'જ્ઞાનના દીવાને સદાય જલતો રાખવા માટે કોઈની કુરબાની જોઈએ: એ કુરબાની, એ સ્વાર્પણ,—એ બલિદાન સાચા દિલનું હોવું જોઈએ.'

વરસાદ જેમ જેમ વધારે તેજીમાં પડવા લાગ્યો ત્યારે, જે ખંડિયેરમાં રાહુલ ઊભો હતો તે ખંડિયેરની અને આસપાસના ખંડિયેરોને દબાવી, દાટી રહેલી રેતી જાણે ધીરે ધીરે ધરતીમાં ઓગળી જતી હોય તેમ તેણે ઇમારતોનાં નવાં ખંડિયેરો બહાર નીકળી આવતાં નીહાળ્યા:

ક્યાંય સુધી રાહુલ ઊભો જ રહ્યો: ત્યારે આખી રાત્રિએ પવન ફૂંકાયા કર્યો :—ત્યારે આખી રાત્રિ રેતીએ ટાઢી આહો વહાવ્યા કરી :—ત્યારે આખી રાત્રિ સુધી તારાઓ અને નક્ષત્ર મંડળે ઘનશ્યામ વાદળોની પાછળ રહીને અદશ્ય સ્થિતિ ભોગવ્યા કરી......ત્યારે આખી રાત્રિ સુધી પવનનાં સુસવાટાનું કોઈ ગહન, ઘેરું સંગીત સંભળાયા કર્યું. સમય અને સ્થળ; રેતી અને પાણી; માનવી અને આત્મ-બળ; ઇન્સાન અને આસ્તા; ઈચ્છા અને શ્રદ્ધા; ઇતિહાસ અને જિંદગી; યુગ અને વર્તમાન—એ બધાંએ સાથે મળીને સમાધાન અને સંધી-ઓના ખતનામાઓ રચવા માંડ્યા હતા.

જ્યારે પ્રભાતનું પહેલું કિરણ ક્ષિતિજને ચુંબન કરવા બહાર આવ્યું ત્યારે રાહુલે જોયું કે એની સામે, વર્ષો પહેલા ખોવાઈ ગએલી નગરીનાં જર્જરિત બનેલા મહાલયોનાં ઘૂમ્મટો અને મસ્તકો બહાર ડોકાઈ રહ્યાં:

એ જ્યારે હર્ષથી પાગલ બની ગયો ત્યારે એણે જોયું કે પોતે જે પુરાણી ઇમારતના ખંડિયેરની અટારીમાં ઊભો છે એ ઇમારતનો ત્રીજો માળ હતો. અને હવે બીજે અને પહેલે માળ જવા કયો રસ્તો લેવો—એણે બહાર કૂદકો માર્યો. જાણે રેતી માથે પોલાણ હોય અને પોલાણુની હવાએ એને ગોદમાં ઝીલી લીધો હોય ને એવી રીતે એ કોઇ નવા જ વાતાવરણમા, નવા જ યુગના સરજનાં કિરણની તેજરેખાઓનો ઉત્સવ ઊજવી રહ્યો:

પેલી કબર પાસેના દીવો ઠરી ગયો નહોતો ત્યાં એક સુંદરી બેઠી હતી. તે પેલી જ યુવતી હતી ને રોજ સવારે અને સંધ્યાની વચ્ચેની સંધી સમયે અહીં આવીને દીપ જલાવી જતી હતી.

એ સુંદરીના શરીર પર નીલા આસમાની વસ્ત્રો પાણીથી ચોંટી ગયા હતા: એના કાજળ ઘેરા, કાળા મેઘશ્યામ વાળ માથા ઉપર ચોંટી ગયા હતા: એની ગોરી દેહલતા આસમાની રંગની, ઝીણી, બારીક–આછી સુંદડીમાંથી પણ બહાર દેખાઈ આવતી હતી.

રાહુલે જોયું કે એ યુવતી અતિ લાવણ્ય-મયી સુંદરી હતી:

'સુંદરી! તું સદાય દીપને જલતો રાખે છે ખરું ને?'

જાણે વાતાવરણે જ જવાબ આપવાનું સ્વીકાર્યું હોય તેમ રાહુલે સાંભળ્યું :

'હા!......એ જ મારું કર્તવ્ય છે.'

'પણ તું કોણ?'

'હું?...મને ન ઓળખી?...હું તારી સાથે જ, તારા હૈયાની પાસે જ—અડોઅડ—અંગોઅંગ રહેતી આવી છું—છતાંયે મને ન ઓળખી?'

'એટલે?'

એ પરમ લાવણ્યમયી સુંદરીએ એક અપૂર્વ માધુર્યથી ભરેલું, અતિ સુમોહક, મંગલકારી સ્મિત કર્યું—

'હું પ્રેરણા—...'

રાહુલ ઘુંટણીએ એની પાસે ઝૂકી પડ્યો ત્યારે લીલા ઝાડવા પર ખીલેલા બે પીળાં, પાકાં પુષ્પ કબર પર ખરી પડ્યાં.

પ્રભાતનાં સુનહરી કિરણોમાં હૃદય અને મીઠી શક્તિ જાણે બીન બજાવી રહ્યાં.

એક મંગલ યુગની કોર સુનહરી બની રહી હતી.

# ક્ષિતિજનો સનકારો

વેણીભાઈ પુરોહિત

ત્રીજા મજલાનાં પગથિયાં પૂરાં થયાં. સામે જ દીવાનખાનું ખુલ્લું હતું. માદી બેઠીબેઠી એલચી ફોલી રહી હતી. તેના પિતા છાપું વાંચી રહ્યા હતા. માદીની માતા કબાટ ખોલીને કંઈક ચીજ શોધી રહી હતી. એ બધું ય જોયા વગર પ્રિયકાન્ત સીધો ડાબી તરફ વળ્યો ને ત્રીજી રૂમનું બારણું ખખડાવવા લાગ્યો. એટલામાં પાટીવાળો પણ ઉપર આવ્યો. પ્રિયકાન્ત ઊભો હતો ત્યાં તેણે સામાન ઉતાર્યો. સીટી બજાવતાં બજાવતાં પ્રિયકાન્તે પૈસા ચુકાવી દીધા ને પાટીવાળો ચાલતો થયો.

ફરીથી તેણે રૂમનું બારણું ઠોક્યું. જવાબ જ ને મળ્યો. એટલે તેણે જરા આસપાસ જોઈને બૂમ મારી: 'ઇન્દુ! મિસ્ટર ઇન્દુકુમાર!...અરે ગોમતી બહેન!'

પણ જવાબ ન મળ્યો, એટલે તેણે બારણા પરનું પાટિયું વાંચ્યું. ત્યાં ઇન્દુનું જ નામ લખેલું હતું. પોતે રૂમ તો ભૂલ્યો નહોતો. સવારનો પહોર છે ને આ લોકો હજી ઘોરે છે કે શું? તેણે ફરી જોરથી બારણું ઠોક્યું.

એ ખખડાટ સાંભળીને માદી બહાર ચાલીમાં આવી. ખાખી સ્કાઉટના ગણવેશમાં સજ્જ થયેલા પ્રિયકાન્તને જોયો. પછી તેણે દીવાનખાના તરફ નજર કરી ને પ્રિયકાન્ત પાસે આવી પૂછ્યું: 'તમારે કોનું કામ છે?'

'ઇન્દુકુમાર અહીં જ રહે છે ને?'

'હા.'

'તો પછી તે બારણું કેમ ખોલતો નથી? અં'હ!' એમ બોલીને પોતાની ખબર પૂછવા આવેલ યુવતી તરફ જોયા વગર ફરીથી બારણું ઠોકવા માંડ્યું.

માદીને આ જોઈને હસવું આવ્યું.

'તમે હરવા કરો છો એના કરતાં મારી ભૂલ થતી હોય તો કહો. આમ તો તમે હરવા કરશો, હું બારણું ઠોક્યા કરીશ ને...'

'બારણું કદી ખૂલશે જ નહિ,' માદીએ હકીકતનો ઈશારો કરતાં વાક્ય પૂરું કર્યું.

'કેમ નહિ ખૂલે?'

'અજાણ્યા ને આંધળા એ બને બરાબર, માફ કરજો મારો મતલબ એમ છે કે તમે અજાણ્યા છો, પણ અક્કલ દોડાવતા નથી એ કેવું?'

એટલી વારમાં માદીના પિતા પણ બહાર આવ્યા: 'શું છે માદી?'

'કંઈ નહિ બાપુ, આ તો આ ભાઈ ઇન્દુભાઈનું બારણું ખખડાવ્યા કરે છે તેમને હું કહી રહી છું કે જરાક ઉપર નજર કરો.' અને તે હસી પડી.

પ્રિયકાન્તે ઊંચે જોયું તો ઉપરની સાંકળમાં તાળું ટીંગાતું હતું. એ જોઈ તે એટલું જ બોલ્યો: 'ઓહ!'

માદી ને તેના પિતા પોતાના ખંડમાં ચાલ્યાં ગયાં હતાં. આ છોકરીએ પોતાની મશ્કરી કરી તેથી પ્રિયકાન્ત થોડોક ભોંઠો પડી ગયો હતો ને થોડોક ગુસ્સે થઈ ગયો હતો. ત્યાં જવાને બદલે બિસ્તરો ને પેટી બાજુ પર ભીંત બરોબર રાખી અને તેના પર બેઠો. સિગરેટ કાઢી અને ફૂંકવા લાગ્યો. થોડી વારે માદીના પિતા ઊઠ્યા ને પેલા મિસ્ટર શું કરે છે તે જોયું તુચ્છકારભર્યું હસીને તે નહાવા જવાની તૈયારી કરવામાં પડ્યા.

ઇન્દુની બાજુની રૂમનું બારણું ઊઘડ્યું તેમાંથી એક આધેડ ને દુબળી બાઈ બહાર નીકળી. પ્રિયકાન્ત તરફ જોઈને તે કોલસા કાઢવાના કામે લાગી. કોલસા લઈ તે પાછી પ્રિયકાન્ત તરફ પ્રશ્નાર્થભરી નજર કરતી કરતી રૂમમાં ચાલી ગઈને બારણું વાસી દીધું. ત્યાર બાદ દાદર પર અવાજ આવ્યો. પ્રિયકાન્તને લાગ્યું કે ઇન્દુ આવ્યો હશે, પણ ના, આ તો એક દસેક વર્ષનો છોકરો હતો. તેના હાથમાં

આદુ–કાશમીર મરચાં હતાં. તે ચાલુ સિનેમાના ગાયનની કડી લલકારતો ઉપરના માળાનાં પગથિયાં ચડી ગયો. સિગરેટ પૂરી થઇ. પ્રિયકાન્ત ઊભો થયો ને વિચારવા લાગ્યો કે હવે શું કરવું ? આ ઇન્દુ ? આ ઇન્દુ અત્યારમાં સહકુટુંબે ક્યાં ગયો હશે ?

નાહીને શ્લોક બોલતાં બોલતાં માદીના પિતાએ દીવાનખાનાના ઉંબરા આગળ ઊભા ઊભા જ જોયું, તો પ્રિયકાન્ત હજી ત્યાં જ ઊભો હતો. તે આગળ આવ્યા ને શ્લોક બોલવા વચ્ચેથી અટકાવી દઇને જનોઈ લૂછતાં લૂછતાં બોલ્યા : 'ઇન્દુકુમાર તો બહાર ગામ ગયા છે. તમે અહીં ક્યાં સુધી બેસી રહેશો ?'

'હેં ? ઇન્દુ બહાર ગામ ગયો છે ? હોય નહિ. બને નહિ.' ચમકીને પ્રિયકાન્તે કહ્યું.

'પણ એમ જ બન્યું છે.' ટૂંકો જવાબ વાળીને માદીના પિતા પાછા પોતાના પૂજા ખંડમાં ચાલ્યા ગયા.

પ્રિયકાન્તે વળી એક બીજી સિગરેટ સળગાવી ને વિચારતો ને સિગરેટના ધુમાડા કાઢતો માળાને બારણે લટકતા તાળા તરફ તે તાકી જ રહ્યો પછી તરત જ તે માદીના ઉમ્બરા આગળ આવીને બોલ્યો: 'જરા કોઇ મોટો ખીલો આપશો ?'

માદીએ પાલવ સમો કર્યો ને બોલી: 'કેમ ખીલાનું શું કામ પડ્યું ?'

'ખીલો ન હોય તો તાવીથો તો તમારા ઘરમાં હશે જ.'

'પણ કામ શું છે તે વાત કરશો ?'

'ઇન્દુનું તાળું તોડવું છે, બીજું શું થાય ?'

'એમ તે કોઇનાં તાળાં તોડીને ઘરમાં ઘુસાતું હશે ? તમે ય ઠીક છો !'

'અરે પણ આ તાળું ય કોઇનું નથી ને ઘર પણ કોઇનું નથી. મારું જ છે એમ હું માનું છું. ઇન્દુ મારો ભાઇથી વિશેષ એવો ભાઇબંધ છે '

'તે હશે એની સાથે અમને કંઇ નિસ્બત નથી. તમે એમ તાળું તોડી શકશો નહિ. આ તો મુંબઇ છે.'

'હા, હા, મને ખબર છે કે આ મુંબઇ છે. ટિકિટ મેં આપી દીધી છે, નહિતર તમને બતાવત કે મેં મુંબઇની જ ટિકિટ કઢાવી હતી, જાફરાબાદની નહિ.'

'પણ ઇન્દુભાઈ બહારગામ ગયા છે અને ત્રણેક અઠવાડિયાં સુધીમાં આવવાના ય નથી. એટલે હવે તમારે બીજે કશે સગવડ કરવાની રહી. તમારી ઇચ્છા હોય તો તમારો સામાન હમણાં અહીં મારા ઘરમાં મુકાવો ને બીજા ઓળખીતાને ત્યાં કે પછી કોઈ લોજમાં સગવડ કરી આવો '

'વાત મુદ્દાની છે, પણ...'

'તમારે ઇન્દુભાઈનું જ કામ હતું કે પછી...'

'કેમ ઇન્દુનું નહોતું પણ તેના ઘરનું હતું તેનું ઘર મળે તો મારે બીજું કાંઈ જ જોઇતું નહોતું. હું તો અહીં ફરવા આવ્યો છું મહિનો–માસ ગાળવા. પણ–'

'તે એમ આગળથી જણાવ્યા વગર–'

'પણ હું એ જ કહી રહ્યો હતો કે મેં તેને કાગળ આગળથી જ લખ્યો હતો, સ્ટેશને આવવાની કંઈ જરૂર નથી, મેં ઘર જોયું છે એમ પણ જણાવ્યું હતું '

'કેટલા દહાડા પહેલાં કાગળ લખ્યો હતો ?'

'ત્રણ દિવસ પહેલાં.'

'બસ, તો એ કાગળ એમના રૂમમાં જ પડ્યો હશે. ઇન્દુભાઈ તો પાંચેક દિવસથી ગયા છે.'

'ઓચિંતું જવાનું કંઈ કારણ ?'

'એમના મામા ગુજરી ગયા એટલે–?'

'એ . મ ? ભારે કરી ! અચ્છા ત્યારે મારે લોજમાં જ જવું પડશે.' એમ બોલીને પ્રિયકાન્તે બિસ્તરો ઉપાડીને બમે મૂકયોને બીજા હાથમાં બેગ લીધી. ત્યાં માળાનો ભૈયો આવ્યો. તેને જોઈ પ્રિયકાન્તે કહ્યું. 'લે બાબા, ઈસકો જરા નીચે ઉતાર દે, કયા લેગા ?'

'મૈં મજૂર નહિ હૂં! ક્યા તુમને મુઝે હમાલ સમજ લિયા?'

માદી ને માદીની માતા આ સંવાદ સાંભળીને હસી પડ્યાં. પ્રિયકાન્ત ઉપરથી રુઆબદાર રહેવા પ્રયાસ કરતો હતો, પણ મનમાં ક્ષોભ અને શરમથી લેવાઈ ગયો હતો. તેનું મોઢું પસીનાથી તરબોળ થઈ ગયું હતું. આ કઢંગી પરિસ્થિતિ અને આ મશ્કરી રૂપ અવદશાથી તે ક્રોધભરી મૂંઝવણમાં પડી ગયો અને એમ તથા ખિન્નતર થઈને રુઆબમાં પગથિયાં ઊતરવા લાગ્યો. સાત-આઠ પગથિયાં હજી માંડ ઊતર્યો હશે ત્યાં તેનો પગ ચૂક્યો ને ધડબડધડબડ તે ગબડી પડ્યો પેટીએ જબરદસ્ત અવાજ કર્યો. બિસ્તરો તો બહેરામૂંગાની જેમ અવાજ કર્યા વિના ઊંધ મૂંધ જઈને એક ઠેકાણે રોકાઈ ગયો અને પ્રિયકાન્તનાં હાડકાં ખોખરાં થઈ ગયાં ટોપો ઊડીને છેક પહેલે માળે પહોંચ્યો. કાંડા ઘડિયાળનો કાચ તૂટી ગયો કાંટા મરડાઈ ગયા ને ગોઠણ છોલાઈ ગયા.

આ અવાજ સાંભળીને માદી, તેની માતા, તેના પિતા અને ભૈયો બધાં જ બહાર દોડી આવ્યાં. તરત જ માદી બોલી ઊઠી. 'અરે ભૈયાજી! જાવ જાવ ઉસકો ઉપર લે આવ.'

માદીના પિતા તથા ભૈયાએ મળીને અર્ધમૂર્છાવસ્થામાં પડેલા પ્રિયકાન્તને ઉપર લાવીને અંદરના પલંગ પર સુવાડ્યો એ દરમિયાનમાં માદીએ પોતાના ફેમિલી ડૉક્ટરને ફોન કર્યો. શાંત વાતાવરણમાં એકદમ ભંગ પડી ગયો. ઘાટી, રસોયો, ભૈયો માદી ને તેનાં માતા-પિતા બધાં પ્રિયકાન્તની આસપાસ વીંટળાઈ વળ્યાં, લોહી બંધ કરવાના ઉપાય શરૂ થઈ ગયા.

થોડીવારમાં જ ડૉક્ટર આવ્યા ને પાટા પિંડી પતાવી હસતા હસતા ગયા. લગભગ સાંજે ચારેક વાગ્યે પ્રિયકાન્તને કળ વળી તે પરિસ્થિતિ સમજી ગયો. અનેક વિચારોથી તે ઘેરાઈ ગયો વળી અડધો કલાક તેને ઊંઘ આવી ગઈ પણ એ ઊંઘ બહુ ટકી નહિ તે જાગ્યો કોઈકને બોલાવવા તે ઇચ્છતો હતો, પણ તેને કોઈનું ય નામ આવડતું નહોતું. થોડીવાર તે મૂંઝાયો પછી તેણે યુક્તિ કરી. તેણે સાદ પાડ્યો 'ઇન્દુ! ઓ ઇન્દુ!'

અવાજ સાંભળતાં જ માદી દોડી આવી: 'કેમ? તમે ઇન્દુભાઈને ત્યાં નથી, તેના પડોશમાં છો.'

'હા, એ મને બરાબર ખબર છે, પણ હુ તમારા ઘરના કોઈ પણ માણસનું નામ જાણતો નથી. મારે પાણી પીવું છે, મેં વિચાર્યું કે ઇન્દુનું નામ દઉં કે કોઈ આવે.'

'તમે ય બડા ઉસ્તાદ લાગો છો! લો આ પાણી.'

પાણી પીને પ્રિયકાન્ત બોલ્યો: 'તમારું નામ શું?'

'મારું નામ માદીદેવી.'

પ્રિયકાન્ત હવે કંઈક સ્વસ્થ થયો હતો. તે બોલ્યો: 'પડ્યાં પડ્યાં ખૂબ કંટાળો આવે છે, અને મુંબઈ આવવા બદલ ખૂબ અફસોસ થાય છે. હું તકલીફમાં મુકાઈ ગયો કારણ કે ઇન્દુ પોતે જ અચાનક તકલીફમાં મુકાઈ ગયો અને તમે તકલીફમાં મુકાઈ ગયાં કારણ કે—' એમ બોલતાં બોલતાં પોતાના જખમો તરફ નજર કરી પ્રિયકાન્ત હસી પડ્યો ને આગળ બોલ્યો: 'તમને તસ્દી આપવા બદલ ખરા અંતઃકરણથી દિલગીરી વ્યક્ત કરું છું ને જલદી સાજો થઈ ઘર ભેગો થાઉં એવી પ્રભુ પાસે પ્રાર્થના કરું છું.'

હસતા હસતાં માદી બોલી: 'અને અમારો આભાર નહિ માનો? એ પણ માની લો એટલે કંઈ બાકી ન રહી જાય.'

'આભાર તો હું નહિ માનું.'

પ્રિયકાન્ત બેધડક બોલી ઊઠ્યો.

'કેમ?'

'તમે લોકોએ મારી હાંસી કરીને મને નર્વસ કરી નાખ્યો ન હોત તો હું દાદરેથી ગબડી ન પડત. તમે મને મશ્કરીનું મધ્ય બિંદુ બનાવ્યો, એ વિહ્વળ મનોદશામાં જ હું ગબડ્યો

છું. એટલે તમે કર્યું છે ને તમે ભોગવો એમાં મારે તમારો આભાર માનવો જોઈએ એમ મને જરાય લાગતું નથી.'

'તમે તો બહુ વિચિત્ર છો.'

'એમ!'

'હાસ્તો.'

'તો મ્યુઝિયમમાં મૂકી આવો.'

આવો જવાબ સાંભળી માદી ખડખડાટ હસી પડી. એને આમ હસતી સાંભળી તેનાં બા પણ ત્યાં આવ્યાં ને બોલ્યાં, 'કેમ બેટા માદી! આ ભાઈ સાજા થઈ ગયા!'

'હા બા; બેભાન હતા તેમાંથી ભાનમાં આવ્યા છે, પણ હજી એમની અપંગતા તો છે જ.' એમ કહીને માદી હસી પડી.

માદીના બાવડા પર ચોંટિયો ભરતા તેનાં બા બોલ્યાં 'ચુપ કર છોકરી! જેમ ફાવે તેમ શું બકે છે!'

'કાંઈ વાંધો નહિ માજી! એમનું બોલવું ગમે છે. હું પોને આવી ટીખળમાં અપમાન માનતો જ નથી. પણ આ અપંગતા ટલે દહાડે મટશે એનો અંદાજ ડોક્ટર સાહેબ કહી ગયા છે?'

માદી કૃત્રિમ ગંભીરતાથી બોલી! 'સાડા ણ મહિને.'

વળી પાછો માદીના બાવડા પર ચોંટિયો રીને તેનાં બા બોલ્યાં: 'ચલ જુઠ્ઠી! ભાઈ, પંદરવીસ દિવસમાં તો તમે સાજા જશો. ઘેર કાગળ લખવો, હોય તો લખી બજો.'

એ વાતચીત ચાલતી હતી તે દરમિયાન ી ત્યાંથી ચાલી ગઈ હતી. 'કંઈ જોઈતું તો ઘાટી છે, રસોયો છે તેને કહે જો.' કહીને માદીનાં બા બહાર આવ્યાં. કપડાં ીં ને દર્શને ઊપડ્યાં. ઉમ્બરા પર તેમણે ર કરી તો માદીના બણ જોડી ચંપલ- ે બે જોડી જ ત્યાં હતી એટલે તેમણે માન્યું દી પણ કોઈ બહેનપણીને ત્યાં ગઈ હશે. બા જેવાં કમ્પાઉન્ડની બહાર નીકળી ગયાં કે તરત જ માદી દોડતી દોડતી પ્રિયકાન્તના રૂમમાં આવી. 'કેમ છો શ્રીમાન!'

'શ્રીમાન તો હું નથી, કારણ કે મારી શ્રી એટલે કે લક્ષ્મી નથી. શ્રીમાન નહિ, પણ મહેમાન કહો.'

'બોલવે જબરા છો.'

'ચાલો, પ્રમાણપત્ર મળી ગયું.'

એનો કંઈ જવાબ આપ્યા વગર ખુરસી ખેંચી ને માદી બેઠી ને છાપું ઉપાડ્યું. પાંચેક મિનિટ બાદ પ્રિયકાન્ત બોલ્યો: 'તમારા ઘરમાં ગંજીપો છે?'

'કેમ પત્તે રમવું છે?'

'હાસ્તો. આમ ને આમ ગમતું નથી. તમને પત્તે રમતાં આવડે છે? માફ કરજો. આવડતું તો હશે, પણ શોખ છે?'

'શોખ તો શું, પણ કોઈ કોઈ વાર રમું છું ખરી.' એમ બોલીને માદી ઊભી થઈ. 'હું લઈ આવું.'

માદી જ્યારે પાછી આવી ત્યારે એની સાથે એનો નાનો ભાઈ પણ હતો. ખંડમાં પ્રવેશતાં જ તે બોલી: 'આ મારો નાનો ભાઈ છે. અને મારા કરતાં તેને પત્તાંનો ભારે શોખ છે.'

પ્રિયકાન્તે હસીને કહ્યું: 'એમ! હાં—તારું નામ શું?'

'મહેન્દ્ર.' હસીને તેને જવાબ આપ્યો.

'હું તને મનુ કહું તો ચાલશે?' પ્રિયકાન્તે મહેન્દ્રના હાથમાં હાથ મિલાવીને કહ્યું.

'ભાઈબહેન બન્ને હસી પડ્યાં. હસતાં હસતાં માદી બોલી: 'તમે જ્યોતિષી છો કે શું! અમે ઘરમાં બધા એને મનુ જ કહીએ છીએ.'

પ્રિયકાન્તે મહેન્દ્રને પૂછ્યું: 'તને કઈ રમત ગમે છે?'

'ડોસો.'

પ્રિયકાન્ત ને માદી ખડખડાટ હસી પડ્યાં. પ્રિયકાન્ત જરા ટહાર બેઠો થયો અને બાજી શરૂ થઈ.

હજી બેત્રણ રમત થઈ હશે ત્યાં તો માદ્રીના પિતા આવ્યા. ઘરમાં પગ મૂકતાં જ તેમણે બૂમ મારી: 'માદ્રી! મનુ! ક્યાં છો?'

'એ આ રહ્યાં...બાપુજી.' બન્ને જણ બોલી ઊઠ્યાં ને પછી દીવાનખાનામાં આવ્યાં.

'તારી બા ક્યાં ગઈ છે?'

'દર્શન કરવા.'

'જો મારે કલકત્તા જવાનું થયું છે. દસેક દહાડામાં પાછો આવીશ.' પછી ઘાંટીને બૂમ મારી: 'અરે રામા! મારો બિસ્તરો તૈયાર કર.'

બધું તૈયાર થયું અને માદ્રીના પિતા કલકત્તા જવા ઊપડ્યા. માદ્રી ને મનુ તેમને સ્ટેશને મૂકવા ગયાં.

પાછા આવ્યા પછી ખાવાપીવામાં ને બા સાથે ગપાટા મારવામાં ઘણો વખત નીકળી ગયો.

બીજે દિવસે સવારે માદ્રી પ્રિયકાન્તના ખંડમાં આવી. પ્રિયકાન્ત સ્થિર નયને કંઈક વિચારમાં પડી ગયો હતો. થોડી વાર સુધી માદ્રી તેની સામે જોઈ જ રહી, પણ પ્રિયકાન્તની એ ધ્યાનાવસ્થા કાયમ જ રહી; એટલે તે બોલી: 'કેમ છો દર્દી! શું વિચારમાં પડી ગયા છો?' પછી જરા જુદો ટહુકો કરીને મશ્કરીમાં બોલી: 'કોના વિચારમાં પડી ગયા છો?'

માદ્રીની ટકોર સમજી જઈને પ્રિયકાન્તે કહ્યું: 'એક સુંદર છોકરી યાદ આવી ગઈ'

તદ્દન આવો બેધડક જવાબ પ્રિયકાન્ત આપશે તેવો માદ્રીને ખ્યાલ જ નહોતો. તે નજીક આવીને ખુરસી પર હસતી હસતી બેસી ગઈ ને બોલી: 'એ છોકરી ક્યાં રહે છે?'

પ્રિયકાન્તે પોતાના હૃદય પર હાથ રાખી કહ્યું: 'અહીંયાં.'

આવા બિલકુલ સંકોચ વગરના ઉત્તરથી માદ્રી સહેજ વિહ્‌વળ બની ગઈ, પણ સ્વસ્થતા જાળવીને બોલી: 'હું પ્રેમની કવિતામાં વાત નથી કરતી, સમજ્યા સાહેબ! હું તો એટલા માટે પૂછું છું કે તમે તેનું નામઠામ આપો તો તેને બોલાવી આપું. એટલે તમારે આમ વિરહના નિસાસા નાખવા મટે'

'ના ના, એ મારી પાસે જ છે એમ હું માનું છું.'

'પણ તમારી સેવા કરવાના લહાવાથી તેને વંચિત શા માટે રાખવી?' માદ્રીએ હસતાં હસતાં પણ કંઈક વીંધાયેલા મનથી જવાબ આપ્યો.

પ્રિયકાન્ત માદ્રી તરફ જરા મિજાજમાં જોઈને બોલ્યો: 'તમે કહેતાં હો તો હું હમણાં જ અહીંથી ચાલ્યો જાઉં. બાકી એ સુંદરીને સેવાનો લહાવો આપવાને બહાને અહીંથી જવાની સૂચના કરવા કરતાં ચોખ્ખું કહેવું સારું. બનાવટી રેશમ જેવા તમારા હાસ્યના ચળકાટને હું સાચો ચળકાટ સમજી બેઠો હોઉં તો મારી ભ્રાન્ત તરત દૂર કરવાનો પરોપકાર કરો.'

માદ્રીની આંખમાં આંસુ આવી ગયાં. પાલવના છેડાથી તેણે તે લૂછી નાખ્યાં ને નીચું જોઈને બેસી રહી. થોડી વાર મૌન છવાઈ ગયું.

પ્રિયકાન્ત જરાક છોભીલો પડ્યો ને બોલ્યો: 'માફ કરજો, પણ તમે જરા આળી જગા પર સ્પર્શ કર્યો તેથી મારાથી કહેવાઈ ગયું. હું જરા બોલવે બરછટ છું. હવે હું કદી આવું નહિ બોલું તમે મને માવજત કરીને સાજો કરી રહ્યાં છો, તે બદલ ખરેખર આભારી છું અને આટલા ટૂંકા ગાળામાં આપણી વચ્ચે જે છૂટથી હસવા-બોલવાનો વહેવાર થઈ ગયો તેમાં જ મેં આટલું સ્પષ્ટ કહી દીધું.' આમ બોલી લીધા પછી જરાક લાગણીવશતાના ઉછાળામાં પ્રિયકાન્તે માદ્રીના મુખ તરફ કોઈ નિગૂઢ નજરથી જોયું અને હાથ લંબાવીને માદ્રીના હાથને સ્પર્શ કરી લીધો.

પછી તરત જ પોતાની આ આવેશમયતાનો ખ્યાલ આવતાં, ઉતાવળે હાથ લઈ લીધો. માદ્રી પણ જરા ચમકી તો ખરી જ. તેની આંખમાં ફરીને આંસુ આવ્યાં, પણ તેનું મુખ અત્યારે પ્રિયકાન્ત સામે જોઈને હસતું હતું.

પ્રિયકાન્ત બોલ્યોઃ "'શું વિચાર કરો છો ? હું કેટલો ખરાબ માણસ છું ! સ્થળ, સમય, પરિચય, સામા માણસનું દિલ કોઈ જ વાતનો વિચાર કર્યા વગર બોલી નાખું છું.' વળી તે ચૂપ થઈ ગયો. જરા વાર પછી તેણે ફરી પેલો સવાલ કર્યોઃ 'હં, બોલોને, શું વિચાર કરો છો !'

'કંઈ નહિ, તમે કેટલા સદ્‌ભાગી છો તેનો જ હું વિચાર કરું છું. અને તમે જે છોકરીના વિચાર કરો છો તે પણ કેવી નસીબદાર ! એની જરાક મેં નિંદા કરી કે તમે ઊકળી પડ્યા !' એમ બોલીને માલતી અટકી ગઈ.

પ્રિયકાન્ત હવે સ્વસ્થ થઈ ગયો હતો. તે બોલ્યોઃ 'પછી ?'

'પછી કંઈ નહિ' માલતી સહેજ કરુણાર્દ્ર ભાવુકતાથી બોલી. શરમની સુરખી તેના હાસ્ય અને વદન પર છવાઈ ગઈ હતી.

પ્રિયકાન્તનો હાથ વળી પાછો આ વખતે પણ ભાનભૂલો બની ગયો ને માલતીની આંગળી પરની વીંટી પકડીને તે બોલ્યો. 'હજી કંઈક કહેવાનું છે, તે હું જાણું છું. તમે મને જ્યોતિષી કહ્યો છે તે ખોટું નથી. હું છું જ જ્યોતિષી પણ પ્રેમી જિગરને જ હું ઉકેલી શકું છું.' પેલી છોકરીની તમે નિંદા કરી ને હું ઊકળી પડ્યો...હં...પછી ? ન કહો તો તમને મારા સમ છે.'

માલતી મીઠી ચીડમાં છણકો કરીને બોલી ઊઠીઃ 'તમારી આ રીત ઘણી જ ખરાબ છે. કોઈના મનની વાત પરાણે જાણી લેવી એ અસહ્ય છે. આવી વાતમાં તે સોગન દેવાતા હશે ?'

'પણ સોગન પાળવાનું ય તમને કોણ કહે છે ! મારે ને તમારે શું ? તમે સોગન નહિ પાળો તેથી તમને કંઈ નુકસાન જવાનું નથી. અને જીવનમાં નુકસાનીનો ધંધો કરવાને તો હું ટેવાયલો જ છું.'

'તમે સોગન ફોક કરી દો. પછી હું વાત કરીશ. નહિતર હું ચાલી જાઉં છું. હું ય મૂરખ છું તે આખો દહાડો તમારી આગળ જ બેસી રહું છું.'

'ખોટી વાત. આખા દિવસમાં માંડ એકાદ કલાક સવારે ને એકાદ કલાક સાંજે તમે આવો છો. અને તે તો તમારી ફરજ છે. જે દર્દીની તમે સારવાર કરો છો તેની ખબર પૂછવા તો તમારે આવવું જ જોઈએ. હાં, કહો જોઈએ, તમે આગળ શું વિચારતાં હતાં ! સોગન હું પાછા ખેંચી લઉં છું.'

હસતી હસતી માલતી બોલીઃ 'તમારી એ સુંદરીનાં નસીબ સાથે હું મારું નસીબ પણ વિચારી રહી હતી. એ કેવી નસીબદાર છે ! ને હું...?'

'તમે પણ નસીબદાર છો.' પ્રિયકાન્તે કહ્યું.

એનો કંઈ જવાબ આપવાને બદલે માલતી બોલીઃ 'શું તે એટલી બધી સુંદર છે ? એટલી બધી પ્રિય હૃદયની છે ! મને ય પાછળ રાખી દે એવી ?'

'આ દુનિયામાં શેરને માથે સવાશેર હોય જ છે. પણ તમે આટલી બધી ચિંતામાં કેમ પડી ગયાં ?'

આ પ્રશ્નનો જવાબ ખાઈ જઈને માલતી બોલીઃ 'તમે તેને વચન આપી ચૂક્યા છો ?'

'ના, જરાય નહિ.'

'તો પછી ?'

'એ મારા હૃદયમાં વસી ગઈ છે ને મને લાગે છે કે હું ય એના હૃદયમાં વસ્યો છું. પછી તો કોણ જાણે !'

આ જવાબ સાંભળીને માલતીમાં કંઈક ચેતન આવ્યું, તે બોલીઃ 'એણે કદી ય તમારી કને પ્રેમનો એકરાર કર્યો છે ? આડકતરી રીતે પણ ?'

'ના, એવું તો કંઈ નથી. કદાચ મને એવો ભાસ થયો હોય, એમ પણ બનવાજોગ છે.'

તોફાને ચડેલી નાવડીને માંડ માંડ કિનારો મળે તેમ માલતીના તોફાની મનને આ

જવાબથી જાણે કે કિનારો મળી ગયો. તેણે હર્ષાવેશમાં પ્રિયકાન્તનો હાથ ઝાલી લીધો. જરાક દબાવ્યો અને બોલીઃ 'તો હું મારા પ્રેમનો ખુલ્લો એકરાર કરું છું. હવે મને જવાબ આપો!'

'હેં!' પ્રિયકાન્ત સહેજ ચમકી ગયો.

'હા.' માદી એટલી જ મક્કમ ઊર્મિવશતાથી બોલી.

બન્નેના મનનું વાતાવરણ રોમાંચક બની ગયું અને આઠેક દિવસમાં એ રોમાન્સ હકીકતમાં પરિણામ પામ્યો. માદીનાં માતપિતાને સારો મુરતિયો મળ્યો—સારો જમાઈ મળ્યો. માદીને એના મનનો માલિક મળ્યો. ખાસ કશી ય હરકત વિના આ બધું બની ગયું. અને એટલા માટે જ બન્ને જણ પોતાને નસીબદાર માનવા લાગ્યાં.

ઇન્દુ પણ આવી રહ્યો ને આ વાત જાણી પહેલાં આશ્ચર્ય પામ્યો પછી ખુશખુશ થઈ ગયો.

લગભગ અર્ધેક મહિના આમ નીકળી ગયા. માદીના મનનો મદ તેની કાયાને ને કલેજાને કેફ ચઢાવી રહ્યો. એક દિવસે તેણે પ્રિયકાન્તના બે દિવસની દાઢી ચઢેલા ગાલ પર ચોંટિયો ભરતાં કહ્યુંઃ 'એ...ય! હવે તમે મને તમારી પેલી ભૂતકાલીન પ્રિયતમા તો બતાવો. હું જોઉં તો ખરી કે તે કેવીક સુંદર છે. તેનામાં એવું શું હતું કે તમે તેનાથી ઘાયલ થઈ ગયા હતા.'

'હવે ગઈ વાતને જવા દે એમાં જ મજા છે. એ બિચારી કમનસીબ કે એકરાર કરવાનું મુરત જોતા રહી ગઈ અને તું જીતી ગઈ, કારણ કે...કારણ તો તું જાણે જ છે.'

'ના, કાન્તુ, એમ નહિ. એને જોવાનું મને ખૂબ જ મન છે. મારા પર તને પ્રેમ નથી? હું તને હૃદયથી નથી ચાહતી?'

'અરે એ બધું ય છે, પણ હવે આપણે આપણા રસ્તા પર જ આગળ વધીએ. એનું કામ શું છે હવે? મૂકને લપ!'

'ના, એ લપ નથી. મારી એટલી ઇચ્છા ય તું પૂરી નહિ કરે?'

પ્રિયકાન્તને હસવું આવ્યું. તે ખૂબ જ હસ્યો ને બોલ્યોઃ 'સ્ત્રી આખરે અદેખી છે, શોખીખોર છે એની મને ખાતરી થઈ. હું તારી આ ઇન્તેજારી જોઈને સમજી શકું છું. તારે એની આગળ વિજેતાના અભિમાનથી જવું છે અને તેને આડકતરી રીતે કહેવું છે કે તારી પસંદગી એ મારી પણ પસંદગી હતી. ને એમાં હું જીતી ગઈ છું. તું રખડી ગઈ.'

'એ તો હું જાણું જ છું કે તમે સ્ત્રીનું મન બહુ ચાલાકીથી સમજી જાવ છો. પણ મારી આટલી માગણી પૂરી નહિ કરો?'

'મને ખબર છે કે એને તું જોઈશ ને ઓળખીશ એટલે તું ખડખડાટ હસી પડશે અને મને તારી ટેવ મુજબ ચોંટિયાથી વીંધી ન નાખે તો સારું!' એમ કહીને પ્રિયકાન્ત બોલ્યોઃ 'ચાલ ત્યારે–આજે સાંજે આપણી પેલી માનીના હોટલના ફેમિલી રૂમમાં તેને બોલાવું છું—તૈયાર રહેજે.'

'હું તો તૈયાર જ છું.' એમ બોલતાં બોલતા માદીની ડોક લાપરવાહીથી લહેંકો કરી રહી.

તેની સામે જોયા વિના હસતો હસતો પ્રિયકાન્ત બહાર નીકળ્યો. ઉમ્બર પરથી જ તેણે માદી સામે જોઈને ફરી હસી લીધું ને બોલ્યો: જો, જઉં છું હો! પછી મને દોષ દેતી નહિ! કેટલીક વાર સ્ત્રીનું કહેવું ન માનવું જોઈએ, પણ આજે માનું છું.'

'હવે ટાહલાં કરતા જાવ છો કે...'

'મારો મત પિચકારી રાધા...' એમ અવળી રીતે ગીત ગાતો ગાતો ઝડપથી પગથિયાં ઊતરી ગયો.

સાંજે માદી ખુશ હતી. તેની આંખમાં અભિમાન અને સંતોષની ખુમારી હતી. તેના પોષાકમાં ઠસ્સો હતો. તેના રોમેરોમમાં ડંખીલી મસ્તી હતી.

પ્રિયકાન્તે કંઈ બોલ્યા વિના વિક્ટોરિયા

ફરી. વિક્ટોરિયામાં પણ આવી વાતો ન થઇ. માદી પેલી સુંદરીને જોવાનું લક્ષ્ય સાધી બેઠી હતી. પ્રિયકાન્ત માદીને તે સુંદરી બતાવવાના ધ્યાનમાં હતો.

માદી ઊભી રહી. બંને ઊતરીને તેમની રોજની માનીતી હોટલના માનીતા ફેમિલી રૂમમાં ગયાં—અંદર ગોઠવાયાં. માદીએ ઘડિયાળ સામે જોયું અને જરા ગંભીર મુખ ભાવે બોલી: 'હજુ કેમ આવી નહિ હોય? મને લાગે છે કે તેં એને તારા લગ્નની વાત કરી હશે. તેથી તે તારા પર ગુસ્સે થઇ હશે. મને લાગતું નથી કે તે આવે. કોઇ સ્ત્રી એમ આવે નહિ. તેં રસ્તો બદલ્યો પછી હવે એને શું લેવાદેવા?'

'બોલો બોલો, હજી બાપણુઆગળ ચલાવો.' મરકતાં મરકતાં પ્રિયકાન્ત બોલ્યો. ને માદીના ગાલ પર ટપલી લગાવી.

જરાક છંછેડાઇને માદી બોલી: 'કેમ, તમારે ઘરબર છે કે નહિ? આ હોટલમાં કેમ બેઠું હાય નથી રહેતું?'

'માફ કરો દેવી!'

હોટલવાળો આવ્યો. તેને બે પિક–મી–અપ લાવવાનો ઓર્ડર આપ્યો. ગ્લાસ આવ્યા. સ્ટ્રોથી પીતાં પીતાં ફરી માદીએ કાંડા ઘડિયાળમાં જોયું ને બોલી: 'હજી તે કેમ ન આવી? મને લાગે છે કે તે નહિ જ આવે!'

પ્રિયકાન્ત મુગ્ધી મુગ્ધતાથી હસતો હસતો ઊભો થઇને બોલ્યો: 'લે, આ આવી.' એમ કહીને તેણે બારણા તરફ નજર રાખી ને હાથ માદી સામે... માદી પણ કંઇક ગભરાટમાં કે ગમે તે લાગણીમાં ઊભી થઇ ગઇ ને જુએ તો કોઇ નહોતું.

ખડ...ખડ ખડ...પ્રિયકાન્ત હસી પડ્યો. પછી બોલ્યો: 'સાચુ કહું માદી! એવી કોઇ છોકરી હતી જ નહિ. મેં તો અમસ્તું મજાકમાં કહ્યું ને તેં ગંભીરતાથી સાચું માની લીધું એટલે મેં એ ભેદને ભેદ જ રહેવા દીધે. જો એમ ન કર્યું હોત તો તું મને ક્યાંથી મળત?' ફરીથી તે હસતો જ રહ્યો.

માદી ઓચિંતી અવાક્ બની ગઇ. તેના મગજમાં ઝમઝમાટી થઇ ને તે ધ્રૂજવા લાગી. કોઇએ થપ્પડ મારી હોય ને તમ્મર આવે તેવી તેના હૃદયની દશા થઇ ગઇ. તદ્દન ફાટે ડોળે સ્થિરતાથી આરસના ગોળ ટેબલ તરફ એ જોઇ જ રહી.

પ્રિયકાન્ત પણ આ જોઇ મૂંગો બની ગયો. જરાક ગભરાયો પણ ખરો. ગંભીર મોઢું કરી તેણે માદીનો હાથ પકડ્યો. હાથને એક જોરદાર ઝટકાથી છોડાવીને માદી બોલી: 'છેટો રહે! તેં મને જિંદગીભર ન ભૂલી શકું એવો ફટકો માર્યો છે. હું તને હવે કદી નહિ ચાહી શકું.'

'પણ મારી વાત સાંભળ. જો સાચોસાચ કોઇ છોકરી મારા પ્રેમમાં પડી હોત ને તું મને આકર્ષીને પરણી ગઇ હોત તો તે છોકરીના દિલને કેટલો આઘાત લાગત તેનો તને વિચાર આવ્યો છે? આખી વાત એકપક્ષી રીતે જોવી છે. માત્ર પોતાના સ્વાર્થને જ જોવો છે ને વાતો સાચા પ્રેમની કરવી છે. ભાવનાના ભરસાગર છલકાવવા છે! અરે વાહ! માદી તું એમ ન સમજતી કે તું મને નહિ ચાહે તેથી હું વનવનમાં ભટકતો ફરીશ. જીવનનું નિશાન ચૂકી જનારો આ કાન્ત નથી. હું જેટલો મસ્ત છું તેટલો જ મસ્ત જીવનભર રહેવાનો છું. પેલી મારી કાલ્પનિક ભૂતકાલીન પ્રિયતમાના ભગ્ન હૃદયને પોષવાની ફરજ અદા કરવા તું અહીં કેવા રોનકદાર લિબાસમાં આવી છે! આજનો તારો મિથ્યાભિમાની દોર તો જો! તમારા જેવા માણસો બીજાનું જે કંઇ સારું હોય તે કોઇ બી હિસાબે, છેવટ પૈસાને જોરે પણ પોતાનું કરીને પડાવી લેવા સિવાય બીજું કરે છે શું? અને પછી એ પડાવી લીધેલી ચીજ પર મુસ્તાક થઇને ફરે છે!'

માદીની આંખમાં આંસુ આવી ગયાં હતાં. તે ઉપર છતમાં જોઇ રહી હતી. તેની હડપચી ખેંચીને પ્રિયકાન્ત બોલ્યો: 'ઊંચે વસે છે તે પ્રભુનો તારા દિલમાં વાસ હશે તો

પણ ઘસાઇ જવાનો છે. ઊંચે પછી જોજે. પહેલાં મારી વાત સાંભળી લે તને કોઇ દિવસ આટલા વખતમાં પ્રિયકાન્તનું આ સ્વરૂપ જોવા મળ્યું નહોતું.

તું મને પરણી એનો મને આનંદ હતો, ગર્વ હતો. હજીય છે. આને આકસ્મિક સુખ માનું છું. મશ્કરી સાચી પડી ગઈ. અને એમાં મને કે તને કોઇની ખોટ ગઈ નથી. છતાં મેં તને કહ્યું હતું કે હું તો નુકસાનીનો ધંધો પણ કરતો આવ્યો છું.'

માદ્રીએ હવે સહેજ પ્રિયકાન્ત તરફ ઝાંખી આંખે જોયું ને પછી નીચું જોઈ ગઇ હોટલનો વેઇટર આવ્યો. બન્ને ગ્લાસ લઈ ગયો.

પ્રિયકાન્તે આગળ ચલાવ્યું: 'જો માદ્રી આજે પહેલી ને છેલ્લી વાર સાંભળી લે. આ લગ્નથી તને પસ્તાવો થયો હોય કે થતો હોય તો તું ખુશીથી બાજો આશક શોધીને તેને પરણી શકે છે. છૂટાછેડાનો પ્રશ્ન વિકટ બનવાનો નથી તેની હું તને ખાતરી આપું છું. આટલા સહવાસ અને અંગત સંબંધ પછી મારા હૃદયમાં તારું સ્થાન અજરામર બની ગયું છે હવે હું તો તારું જ સુખ જોવા ઝંખું છું તારી ફરજ તું જાણે. તું એ બજાવશે કે નહિ બજાવે તોય તેનો મને કશોય વસવસો કરવાની લાગણીવશતા જ મેં મારી જિન્દગીમાંથી તડીપાર કરી દીધી છે. તું બીજે જઇશ તોય મને જરાય દુઃખ નહિ થાય. હું મારા જીવનની મેં નિરધાર કરેલી મહત્ત્વાકાંક્ષાએ બેધડક મેળવવાને પુરુષાર્થ કર્યા કરીશ. તું ચાલી જઇશ તેથી નિરુત્સાહનો એક અંશ પણ મારા હૃદયમાં આવશે નહિ.'

ટેબલ પર માથું ઢાળી માદ્રી રડી પડી. એને રડવા દઈને પ્રિયકાન્ત ઊભો થયો. અંદરથી તેણે ફેમિલી રૂમને કડી દઇ દીધી. પછી તેણે ઊભાં ઊભાં જ માદ્રીના મુલાયમ ને રોનકદાર ચોટલા પર હાથ મૂકીને તે ઊભો રહ્યો. પછી માથે હાથ ફેરવ્યો. માદ્રી રડતી જ રહી. પ્રિયકાન્ત મૂંગો જ રહ્યો થોડી મિનિટો એમ ચાલ્યું. પછી માદ્રી બોલી: 'હું તને છોડી પણ નહિ શકું ને તને ચાહી પણ નહિ શકું. જાણે કેમ તને છોડવાનો વિચાર કરતાં જ હું કમકમી ઊઠું છું.'

'તને સમાજનો ડર હશે એટલે એમ થતું હશે. બાકી મારા માટે ઊંડે ઊંડે પ્યાર છે એટલે એવી લાગણી થઈ રહી છે એવું ભાવુક હું નથી બોલતો.'

'સમાજનો મને કશો જ ડર નથી. મારા હૃદયમાં પ્રવેશેલ તમે જ પ્રથમ પુરુષ છો. તેને છોડવામાં મને કંઇ જ નથી નડતું. હું ય તદ્દન લાપરવા નારી છું. પણ કોણ જાણે કેમ, તમને છોડીને જવાનો ગુસ્સો કે જુસ્સો જન્મતાં નથી.'

'હશે. દુઃખનું ઓસડ દહાડા. તું ધીમે ધીમે મને છોડી શકશે અત્યારે તો તું ઊર્મિવશતાથી ઘેરાઈ ગઈ છે. સ્વસ્થપણે ગમે ત્યારે નિશ્ચય કરી, ગમે તેની સાથે તું જઇ શકશે. મને જણાવજે ખરી કે બીજી વ્યાવહારિક ને કાયદાની રીતરસમોમાંથી હું તને હેમખેમ પાસ કરી દઈ શકું.'

માદ્રી કંઈ બોલી નહિ. પ્રિયકાન્તે બારણાની

અંદરથી દીધેલી કડી ખોલી નાખી. પાકિટમાંથી પૈસા કાઢ્યા ને પછી ભીંત પરની બેલ બજાવવાનું બટન દાબ્યું ને બોલ્યો: 'ચાલ હવે મોડું…'

હોટેલનો છોકરો આવ્યો. તેના હાથમાં પાંચની નોટ મૂકી. પૈસા પાછા લઈ ને પ્રિયકાન્ત ઊઠ્યો ને બોલ્યો : 'ચાલો.'

બન્ને બહાર નીકળ્યાં ટેક્સીની શોધ કરતાં થોડેક ગયાં ત્યાં તેમને ટેક્સી તો નહિ, પણ વિક્ટોરિયા મળી ગઈ. બન્ને તેમાં બેસી ગયાં. પ્રિયકાન્ત હસતાં હસતાં માદ્રી સામે જોઈને બોલ્યો: 'પેલી હોટલમાં બેઠેલા બધા માણસો માનતા હશે કે કેવું સુખી ને શ્રીમંત જોડું છે. કોઈ નસીબદાર જ લાગે છે! અને ખરેખર આપણે નસીબદાર જ છીએ.'

માદ્રી બોલી: 'હું એમ નથી માનતી.'

'પણ હું તો માનું જ છું, કારણ કે માદ્રી, હું હંમેશાં મારી જાતને અને સામા માણસને–દુનિયાને સમજાય તેટલી સમજી ચૂક્યો છું ને સમજવા પ્રયત્ન પણ કરતો રહું છું; એટલે મને વસવસો થતો જ નથી.'

માદ્રી નિસાસો નાખીને બોલી: 'હશે.'

પ્રિયકાન્ત બોલ્યો: 'ત્યારે આપણે હમણાં તો પતિપત્નીની માફક દુનિયાની નજરે તો સાથે રહેવું છે ને, થોડા દહાડા?'

માત્ર માથું હલાવી માદ્રીએ હા પાડી.

પ્રિયકાન્ત હસ્યો: 'ભેગાં છતાં જુદાં ને જુદાં છતાં ભેગાં! એમ બોલીને તેણે વિક્ટોરિયાની ઉપરની છત્રી ખોલી નાખી. સમી સાંજનું આકાશ ટાઢું ટાઢું લાગતું હતું. હવાની લહેરખીઓ અડપલાં કરી જતી હતી રસ્તા પર ઘોંઘાટ હતો. માદ્રીના હૃદયમાં લાગણીઓની ધમાચકડી હતી. પણ પ્રિયકાન્ત એ ધમાલને ભોગવતો હતો છતાં જાણે કે તેનાથી પર હતો. અચાનક તેણે ઊંચે જોયું.

ને બોલ્યો: 'ત્યારે તું જીવનભર મને નહિ છોડી શકે?'

'ના.'

'મને લાગે છે કે તું સ્વસ્થ બુદ્ધિથી મને છોડવાના વિચારો કરશે તો થોડા દહાડામાં જ તને ઉપાય મળી આવશે. તારામાં એ માટે હિમ્મત પણ આવશે.'

'એ બનવાનું જ નથી. હું તમને છોડી શકું એમ છું જ નહિ–આ ઊર્મિવશતા નથી, કાન્ત! આ તો મડાગાંઠ જેટલી મજબૂત લાગણી છે.'

'બસ, તો પછી આ ક્ષિતિજ તરફ જોઈ લે. પૃથ્વી ને આકાશનું આપણને ત્યાં મિલન લાગે છે, સ્પર્શ લાગે છે, પણ વાસ્તવમાં તેમ નથી. પૃથ્વી ને આકાશ કદી મળતાં જ નથી. આપણે પણ એવી રીતે દુનિયાની નજરે જુદાઈમાં ખુમારીથી જિન્દગી જીવી જઈશું–મરવાને વાંકે નહિ, ઝિન્દાદિલીથી જીવી જઈશું. તું તારી તરક્કી કરજે, હું મારી મહત્ત્વાકાંક્ષાઓને મૂર્તિમંત કરવા મેદાને પડીશ બીજો કોઈ ઉપાય નથી.'

માદ્રીએ કોણ જાણે કેવી નજરે પણ પ્રિયકાન્ત સામે જોયું, જવાબમાં પ્રિયકાન્ત હસ્યો ને બોલ્યો: 'મને તો વિશ્વાસ છે જ કે હું એક ઘણો જ સારો માણસ છું ને તારે લાયક જ છું એવું ભાન વહેલું મોડું તને થશે જ અને ત્યારે તું જે ઊંડા પ્રેમથી મને ચાહવા લાગીશ તે ઊંડાણનો અતાગ હશે. ચાલ હવે તારી અસલી મસ્તીની છટા તારામાં લાવી દે ઘર આવ્યું.'

માદ્રીએ કંઈ જ જવાબ ન આપ્યો. તેણે ક્ષિતિજ તરફ જોવા પ્રયાસ કર્યો પણ ત્યાં ક્ષિતિજ હતું જ નહિ, કારણ કે આસપાસ મહેલાત જેવાં મકાનો જ હતાં. હા, ઉપર આકાશ દેખાતું હતું.

મા—જો બચ્ચું હું તો કાળો ડીકરો છો. ચાલ હવે મોઢું ઉઘાડ એટલે ડૉક્ટર એનું આંગણું કાઢી લે.

# ચીમનનો વરઘોડો

વજુ કોટક

પ્રાણજીવન મોદીનું નામ અમારા ગામમાં બહુ જાણીતું હતું કારણ કે પ્રમાણિકપણું એ એનો ખાસ ગુણ હતો. મોદીની દુકાન એટલે એમને ત્યાં જોઈએ તે વસ્તુ મળી રહેતી અને ઘરાકીનો કંઈ પાર ન હતો. ઘરનો ખર્ચ પુરો કરતાં થોડીક આવક વધે એટલી એમની કમાણી તો હતી પણ કંઈ બચતું નહિ કારણ કે એમનો દીકરો ચીમન પૈસા ઉડાવવામાં પહેલે નંબર! એકનો એક છોકરો એટલે પિતા એને કંઈ બહુ કહેતા નહિ અને મા તો હંમેશાં ચીમનનો પક્ષ તાણતાં બોલતી:

'પૈસા ખરચે તો ભલેને ખરચે; આપણે ક્યાં આપણા માટે કમાઈએ છીએ?'

આમ આ ચીમન દિવસે દિવસે પૈસા ખર્ચવાની બાબતમાં આગળ વધતો ગયો બાપ આખો દી પરસેવો પાડે, ફાટેલ ધોતિયાને થીગડાં મારીને પહેરે તો દીકરો કપડું સહેજ ફાટતાં તરત જ નવું લઈ આવતો. પ્રાણજીવન મોદીએ એને કોઈ બોર્ડિંગમાં ભણવા મોકલ્યો તો તે ત્યાંથી પાછો આવ્યો કારણ કે ગૃહપતિનો સ્વભાવ એને ફાવ્યો નહિ.

ચીમને ભણવાનું છોડી દીધું એટલે પિતાએ કહ્યું: 'તું આપણી દુકાને બેસી જા.'

તેણે જવાબ આપ્યો: 'આવું કામ મને ન ફાવે; કોઈને હળદર તો કોઈને તેલ જોખી દેવું અને કોઈને ધાણાજીરાનું પડીકું વાળી દેવું એ મારું કામ નહિ.'

'પણ બાપનો ધંધો કરવામાં શરમ શાની? એમાં તું કંઈ હલકો નહિ પડી જા.'

'ના ના; એવું કામ કરતાં મારાં કપડાં બગડે.'

અને તેણે કામ ન સ્વીકાર્યું. ગરમ પાટલુન અને રેશમી ખમીસ પહેરીને બાંકેલાલની જેમ ગામમાં ફર્યા કરતો અને મિત્રોની વચ્ચે હોટેલમાં ઘણો ખરો વખત પસાર કરતો. રાત્રે પણ મોડો આવતો. એ એમ જ માનતો કે આખા ગામમાં પોતે એકલો જ રૂપાળો છે અને જીવનમાં સિનેમામાં કામ કરવા માટે જ સર્જાયો છે એવી એની ગણતરી હતી. વાળ પણ એવા જ રાખતો અને પંજાબી ઢબના સાંકડા મોઢાનાં પાટલુન પહેરતો.

બપોરનો વખત એ સીનેમા કંપનીઓને કાગળ લખતો, પોતાના ફોટા મોકલતો, જાણીતી એક્ટ્રેસોને 'બ્હેન' કહીને લખતો અને જણાવતો કે 'આ ગરીબ ભાઈને તમારી લાઈનમાં લઈ લો. તમે કહેશો એ કામ કરવા તૈયાર છું. મને ફિલ્મ–લાઈનમાં દાખલ કરાવશો તો હું તમારા ઘરનું જે કામ હશે તે કરીશ.'

પણ કદી કોઈનો જવાબ આવતો નહિ. એક વખત તો તેણે પૈસા મોકલાવીને મુંબઈના સિને–અઠવાડિકમાં પોતાનો ફોટો છપાવ્યો અને નીચે લખાવ્યું કે—

'આ યુવાન ફિલ્મમાં હીરો તરીકે કામ કરવા માગે છે.'

આ છાપું જ્યારે ગામના પાનાચંદ શેઠના હાથમાં આવ્યું ત્યારે જૂના જમાનાના એ ડોસા સીધા પ્રાણજીવન મોદી પાસે દોડી ગયા અને બોલવા લાગ્યા.

'એલા પ્રાણજીવન! આ જો તારા દીકરાનો ભવાડો; છાપે ચડ્યો છે છાપે. ફિલ્મમાં કામ કરવા નીકળી પડ્યો છે તે તું કેમ કાંઈ બોલતો નથી? આપણે રહ્યા વેપારી માણસ, આપણને તે આવું શોભે?'

પ્રાણજીવન મોદીએ પોતાના પુત્રનો ફોટો છાપામાં જોયો; દુઃખ તો ઘણું થયું પણ બતાવ્યું નહિ તેણે કહ્યું:

આજકાલ બધા જુવાનિયા ફિલ્મમાં જ કામ કરવાની વાત કરે છે; કોઈને કાંઈ બીજો કામ ધંધો સૂઝતો નથી, ભલે ત્યાં ધક્કા ખાઈ આવે.'

પાનાચંદ ડોસા બોલ્યા: 'તારું પણ

ચસકી ગયું છે. તેં જ છોકરાને ફટવી માર્યો છે કાન પકડીને દુકાને બેસાડી દે દુકાને ! હવે જો તું કડપ નહિ રાખ તો છોકરો હાથથી જશે હાં.'

'કાકા, ઘણું સમજાવ્યો પણ માનતો નથી.'

'માને કેમ નહિ ? મારી પાસે મોકલજે. હું એને સીધો દોર કરી દઈશ. ફિલ્મમાં જશે તો કોઈ નટી જોડે બગડી જશે અને તું દીકરો હાથથી ખોઈ બેસીશ પછી કે'તો નહિ આ પાનાચંદ કાકાએ તને ચેતવ્યો નહોતો.'

'ભલે કાકા, તમારી પાસે મોકલીશ.'

પ્રાણજીવન મોદીએ ચીમનને રાત્રે પાનાચંદ ડોસા પાસે મોકલ્યો અને આવા તૂત ન કરવાનું સમજાવ્યું, તો ચીમન બોલ્યો, 'કાકા, શું કરવું એ કંઈ સૂઝતું નથી એટલે ફિલ્મમાં કામ કરવાનું સૂઝ્યું.'

'બાપની દુકાને બેસ'

'એ ન ફાવે. એમાં કંઈ ઊંચા ન આવીએ. પૈસા કમાવા માટે આ લાઈન સારી છે.'

ડોસા બોલ્યા; 'પેલી રાંડો સાથે તારા ફોટા આવે અને તું શેરીએ શેરીએ છાપે ચડે એવું આપણને ન શોભે, જો ભાઈ આપણે રહ્યા વેપારી માણસ; આવા એલફેલ આપણને ન પોસાય. પૈસા કમાવાના બીજા ઘણાં રસ્તા છે.'

'ક્યાં છે, મને તો કંઈ દેખાતું નથી.'

ડોસા વિચારમાં પડી ગયા. તેમણે કહ્યું:

'હું તને ઉપાય બતાવું. મારા એક જૂના દોસ્ત મહમદભાઈ રંગુનમાં વેપાર કરે છે. હું તને ત્યાં જવાની વ્યવસ્થા કરી દઉં. બોલ જવું છે ?'

'રંગુન !'. ચીમન આ નામ સાંભળીને વિચારમાં પડી ગયો. તેને બરમીઝ સ્ત્રીઓ વિષે જે કંઈ સાંભળ્યું હતું કે વાંચ્યું હતું તે યાદ આવ્યું. રંગુન એ રંગીલું શહેર છે એવી તેણે ઘણી વાતો સાંભળી હતી. ચીમન કંઈ કામ કરતો ન હતો એનું એક જ કારણ હતું કે એને ક્યાંય સાહસ જેવું દેખાતું ન હતું અને આ ગામમાં પોતે શું સાહસ ખેડી શકે એ એને સૂઝતું. નથી તેણે કહ્યું:

'ત્યાં જઈને શું કરું ?'

'ત્યાં તો બેટા, જો નસીબ સીધું ચાલશે તો પછી તારા બાપને આ ગદ્ધામજૂરી નહિ કરવી પડે.'

'ચીમનને આ વાત ગમી અને તેણે જવાનું કબૂલ કર્યું: એના બાપે પણ હા પાડી. ચીમનને એના મિત્રો કહેવા લાગ્યા:

'બસ યાર, તું તો હવે જવાનો; મોટો માણસ થઈ જા તો અમને ભૂલતો નહિ.'

'ના રે ના તમને તે કેમ ભૂલાય !'

ચીમન જાણે અત્યારથી જ લાખોપતિ બની બેઠો છે એવી છટાથી વાત કરતો હતો.

'થોડા વખતમાં ચીમન રંગુન પહોંચી ગયો. મહમદ શેઠને ત્યાં ગોઠવાઈ ગયો. અહીં આવ્યા પછી એને જાણવા મળ્યું કે જે શેઠીઆઓએ આ દેશમાં મકાનો બંધાવ્યા છે એ બધા શરૂઆતમાં ચીમન જેવી સ્થિતિમાં જ આવ્યા હતા. ચીમનનો સ્વભાવ પલટાયો; ક્રમને અંગે જરા જવાબદારીનું ભાન આવ્યું અને થોડા વખતમાં તો તેણે શેઠનો પ્રેમ સંપાદન કરી લીધો

અહીં દેશમાં પ્રાણજીવન મોદી પણ સંતોષ પામ્યા અને ગામમાં ગર્વથી કહેવા લાગ્યા કે દીકરો ખૂબ આગળ વધી રહ્યો છે. હવે તો ચીમન માટે માગાં આવવા લાગ્યા અને ચીમનની રજા વિના તેમણે એક સુંદર કન્યા સાથે ચીમનનું સગપણ પણ કરી નાખ્યું.

ચીમને તરત જ કાગળ લખ્યો કે એની રજા વિના આ કામ કર્યું છે તે ખોટું થયું છે. બાપ મૂંઝાયો અને જવાબ લખ્યો કે છોકરી ખરેખર બહુ જ રૂપાળી છે અને તને સંતોષ થાય એવું ઠેકાણું છે. આ સાથે એનો ફોટો પણ મોકલ્યો છે.'

છોકરીનો ફોટો જોયા પછી ચીમનને શાંતિ થઇ. એ મનમાં બોલ્યો: 'જો બંગાળી સાડી પહેરે અને નવી ડીઝાઇનના ચંપલ ધારણ કરે તો છોકરી ખરેખરે કોઈ સિનેમા નટી જેવી લાગે. વાંધો નહિ, એ તો મારા પરિચયમાં આવ્યા પછી ઠેકાણે આવી જશે. ગામડાની છોકરી કુમળા છોડ જેવી હોય છે, વાળીએ તેમ વળે.'

ચીમનના જીવનમાં નવું જોર આવ્યું અને થોડા વખતમાં તો કોઈ મિત્રની થોડી મૂડી ઉધાર લઈને તેણે સ્વતંત્ર દુકાન શરૂ કરી દીધી. ચીમન દિવસે દિવસે ફાવતો ગયો. એવામાં લડાઈ શરૂ થઇ અને ગુજરાતીઓ ધંધોપાણી મૂકીને દેશમાં નાસવા લાગ્યા. ચીમન ન ખસ્યો. તેણે ગુજરાતીઓનો માલ પાણીના મૂલે ખરીદી લીધો અને એમાંથી લાખો રૂપિયાની કમાણી કરી લીધી. ચીમન શેઠ બની ગયો. પિતાને આ વાતની ખબર પડી અને એના આનંદનો પાર ન રહ્યો.

થોડાં વર્ષો પછી લડાઈ શાંત પડી અને ચીમન દેશ તરફ આવવા નીકળ્યો. હવે એ કંઈ પહેલાંનો ચીમન ન હતો. બાપે લગ્ન લઈ લીધાં. ચીમન જ્યારે દેશમાં આવ્યો ત્યારે એના કુટુંબમાં આનંદનું વાતાવરણ છવાઈ રહ્યું. આવતાંની સાથે જ તેણે પાનાચંદ ડોસાની તપાસ કરાવી પણ ડોસા સ્વર્ગવાસી થયા હતા. ચીમને એ ગરીબ કુટુંબને ત્રણ હજારની મદદ કરી. ગામમાં ચારે બાજુ 'ચીમન શેઠ ચીમન શેઠ' થઇ રહ્યું અને એના સસરા તો જમાઈ અઢળક ધન કમાઈને આવ્યો છે એ જાણીને જમીનથી ત્રણ ફૂટ ઊંચે ચાલવા લાગ્યા. જૂના મિત્રો પણ ચીમનને 'ચીમન લાલ શેઠ તેમ' કહેવા લાગ્યા.

લગ્નની તૈયારીઓ થઈ ચૂકી હતી અને બે દિવસ પછી ચીમન વરરાજા બન્યો. સાંજે લગ્ન હતાં. ચીમન ઘણો મિજાજમાં હતો અને આસપાસ એના જૂના મિત્રો એને ઘેરી વળ્યા હતા. વરરાજાનો પડતો બોલ ઉઠાવવા સૌ તૈયાર હતું.

કાનજી નામનો એનો એક જૂનો દોસ્ત હતો; ભારે ખટપટીઓ; એ કંઈ ચિંતામાં હતો. એની એવી ઇચ્છા હતી કે એની બહેન શાંતા સાથે જો ચીમનનું થયું હોત તો સારું હતું અને તેણે ચીમનના બાપ સાથે વાત પણ કાઢેલી. પ્રાણજીવન મોદીએ એ વાતનો સ્વીકાર ન કર્યો ત્યારથી આ કાનજી મનમાં રોષે ભરાયેલો.

પ્રાણજીવન મોદીએ શાંતા માટે ના પાડી એનું કારણ એ હતું કે છોકરી માટે ગામમાં જાતજાતની વાતો થતી હતી. કોઈ એમ કહેતું કે ફતેમહમદ જમાદાર સાથે એને આડો વ્યવહાર હતો. ગમે તેમ હોય પણ શાંતા માટે કોઈ સારી વાત કરતું નહિ.

જાન રવાના થાય એ પહેલાં કાનજીએ ચીમનને એક બાજુ બોલાવ્યો અને કાનમાં કહ્યું

'ચીમન તું મારો જૂનો દોસ્ત છે એટલે એક વાત ખાનગીમાં કહેવા માંગું છું.'

'શું?'

કાનજીએ આસપાસ જોયું અને કોઈ નથી એવી ખાતરી થયા પછી કહ્યું:

'તું ઊંડા કૂવામાં ઉતરી રહ્યો છે. તું જે છોકરી સાથે લગ્ન કરવા માગે છે તે...'

'બોલ તો ખરો, અટકી શા માટે ગયો?'

'દુઃખ ન લગાડતો પણ એક દોસ્ત તરીકે મારે તને ચેતવવો જોઈએ. છોકરીના અને પગે કાદવ છે.'

'શું વાત કરે છે?'

'હા, ધરમના સમ ખાઈને કહું છું. હજી બાજી તારા હાથમાં છે; ચોકખી ના પાડી શકે છે. તને તો એક નહિ પણ અનેક કન્યાઓ મળી રહેશે.'

ચીમનના ચહેરાના હાવભાવ ફરી ગયા અને સીધો બાપ પાસે પહોંચ્યો. બધી વાત કરી અને બાપને નવાઈ લાગી તેણે કહ્યું:

'હું લગ્ન નહિ કરું; કોઈપણ હિસાબે નહિ કરું.'

બાપે પ્રાર્થના કરતાં કહ્યું: 'બેટા, આપણા વેવાઈ સો ટચના સોના જેવા છે, એ કોઈ

દિ ' આપણને અંધારામાં ન રાખે. હવે આ પગલું ન ભરાય તું શાંત થા '

ચીમન ન માન્યો અને પિતા મુશ્કેલીમાં મૂકાઈ ગયા. તેણે ખાનગીમાં વેવાઈને બોલાવ્યા અને બધી વાત કરી આ સાંભળીને વેવાઈને ફાળ પડી. ચીમનને બોલાવ્યો અને પાઘડી ઉતારીને પગે લાગતાં કહ્યું, ' ચીમનલાલ શેઠ, ભગવાનના સમ ખાઈને કહું છું કે મારી દીકરીના પગે કોઢ નથી એ તો દેવી જેવી છે. મે જિંદગીમાં કોઈને છેતર્યા નથી. મારા ઉપર વિશ્વાસ રાખો. '

ચીમન ન માન્યો. તેણે કહ્યું, ' મને એના પગ બતાવો. '

' અરે શેઠ, આ શું બોલ્યા ! શું તમને વિશ્વાસ નથી ? હું મારી એકની એક છોકરીના સમ ખાઈને કહું છું કે વાત ખોટી છે. તમને કોઈએ ખોટું ભરાવી દીધું છે. '

પણ ચીમન એકનો બે ન થયો. વેવાઈની આંખમાં પાણી ભરાઈ આવ્યા. ચારે બાજુ અંદર અંદર ગભરાટ ફેલાઈ ગયો. વેવાઈ ઘેર દોડ્યા અને પોતાની પત્નીને આ વાત કરી. બન્ને મુંઝાઈ ગયાં દીકરી શાણી હતી. એ પામી ગઈ કે કંઈ આફત આવી પડી છે. બાપ પાસે પહોંચી ગઈ અને દુખનું કારણ પૂછ્યું. બાપે રડતાં રડતાં સાચી વાત કરી આ જાણીને દીકરી ઊંડા વિચારમાં પડી ગઈ. તેણે નિશ્ચય કરતાં કહ્યું :

' બાપુજી, શા માટે ગભરાઓ છો ? એને મારા પગ જોવા હશે તો હું જરૂર બતાવીશ. ખાનગીમાં એમને અહીં બોલાવો. '

' બેટા મણી આવું તે કદી બને ? '

' હા, બને; મારે લોકોને ખાતરી કરી બતાવવી છે કે મારા બાપ કદી જુઠું બોલતા નથી. તમે જરા પણ મુંઝાશો નહિ. '

છોકરીનો બાપ હડ્ડિમાટ્ટિઓ ડોસો અને પ્રાણજીવન મોદીને બધી વાત જણાવી. તાબડ-તોબ ખાનગીમાં મુલાકાત ગોઠવવાનું નક્કી કરવામાં આવ્યું. કોઈને આ વાતની ખબર ન પડે એની તકેદારી રાખવામાં આવી.

એક ઓરડામાં મણી લાજ કાઢીને શાંત બેઠી હતી. એનું હૃદય રડી રહ્યું હતું અને કાયા ધ્રૂજતી હતી. ચીમને પ્રવેશ કર્યો. બંને એકલાં હતાં. મણી લગ્નનો પોશાક પહેરીને ઓરડા વચ્ચે એકલી બાજોઠ ઉપર બેઠી હતી.

હિમ્મત એકઠી કરીને તે બોલી, 'આવો શું પૂછવું છે ? !

ચીમને જવાબ આપ્યો; સાંભળ્યું છે કે ગોઠણથી માંડીને ઘૂંટી સુધી તમને કોઢ છે.'

'એ વાત તદ્દન ખોટી છે. એવું કંઈ નથી.'

'તો પછી બતાવો.'

'તમને આટામાં પણ વિશ્વાસ નથી ? હું તમારી પત્ની બનવાની છું. એનો પણ ભરોસો નથી ?'

ચીમન ચૂપ થઈ ગયો. થોડીવાર પછી એ બોલ્યો.

'મારે ખાતરી કરવી છે.'

મણીએ ઘુંઘટ ખોલ્યો ન હતો. આ સાંભળીને એનું કાળજું કપાઈ ગયું. ધીમેથી તેણે પગ ઉપરનો રેશમી ચણિયો ગોઠણ સુધી ઊંચે લીધો; એના હાથ કંપતા હતા. આરસ-માંથી જાણે કોતરી કાઢ્યા હોય એવા ઘાટીલા પગ જોઈને ચીમન દીંગ થઈ ગયો એના દેહમાં તરત જ વાસના પ્રગટ થઈ. મણીની લાજ તેણે ઊઘાડી નાખી અને રૂપ જોઈ ને અંજાઈ ગયો. મણીને પકડતાં તે બોલ્યો:

'મને ખાતરી થઈ ગઈ છે. તું સાચી છો હું તારી સાથે જ...' પણ ત્યાં તો

મણી વાઘણની જેમ કૂદી અને ચીમનને એવો તો ધક્કો માર્યો કે તે બારણા સાથે અથડાયો.' બહાર બેઠેલા. બને વેવાઈ ચમક્યા; મણીએ કહ્યું:

'ખબરદાર જો હવે કંઈ કર્યું તો. આજ-થી તમારો અને આપણો સંબંધ પૂરો થાય છે. જે પુરુષ છોકરીના પગ જોઈને પરણવા માગે છે એનો હું કદી વિશ્વાસ કરતી નથી.'

તેણે બારણાં ખોલી નાખ્યાં અને ચીમ-નના બાપને કહ્યું: 'પ્રાણજીવન શેઠ! તમારા દીકરાને પાછો લઈ જાઓ. અમારે આંગણે એને વરરાજા તરીકે લાવતા નહિ.'

મણીના બાપ પણ દોડી આવ્યા મણીનું રૌદ્ર સ્વરૂપ જોઈને એ ગભરાય મણીએ કહ્યું:

'બાપુજી, આપ અસત્ય નથી બોલ્યા એની મેં ખાતરી કરાવી આપી છે. હું મરી જઈશ તોપણ એની સાથે લગ્ન નહિ કરું.'



રૂપથી ઘાયલ થયેલા ચીમનની સ્થિતિ વિચિત્ર થઈ પડી. એનું અંગેઅંગ ઠંડું પડી ગયું હતું કાપો તો લોહી ન નીકળે. બાબાપે મણીને ઘણું સમજાવી પણ તે એકની બે ન થઈ અને વીલે મોઢે ચીમન તથા એનો બાપ પાછા ગયા. થોડા વખતમાં જ આખા ગામમાં આ વાત ફેલાઈ ગઈ અને હો હો થઈ પડ્યું.

કાનજી એકદમ ચીમન પાસે દોડી ગયો અને કહ્યું.

'દોસ્ત, તારી આબરૂ પર પાણી નહિ ફરવા દઉં. આ વરરાજાના કપડાં નહિ ઊતરે'

'શું કરવું?'

'મારી બહેનને તો તેં જોઈ છે. તમે લોકો જાન લઈને તરત જ મારે ત્યાં આવો; હું બધી તૈયારી કરું છું.'

પ્રાણજીવન મોદી પણ કબૂલ થઈ ગયા. કારણ કે આબરૂનો સવાલ હતો. કાનજી હર્ષભેર ઘેર દોડ્યો અને ચીમન જેવો માલેતુજાર બનેવી મળે છે એ વિચારે એનું હૈયું ફાટફાટ થવા લાગ્યું. બહેનને બધી વાત કરી શાંતાએ ઠંડે કલેજે વાત સાંભળી; કંઈ ઉત્સાહ ન બતાવ્યો. કાનજીએ તો તડામાર તૈયારીઓ કરી નાખી.

કલાક પછી શેરીના નાકે વાજાં વગડ્યાં; ચીમન ઘોડે ચડીને શાંતાને પરણવા આવતો હતો ચીમનનું ભાવભીનું સ્વાગત થયું. વરને સૌએ વધાવ્યા અને કન્યા પધરાવો સાવધાન!' પોકાર પડ્યો.

પણ કન્યા આવી નહિ. કાનજીએ દોડા-દોડ કરી મૂકી. શાંતાનો ક્યાંય પત્તો ન લાગ્યો. વેરાં બધા મુંઝાઈ ગયા અને કોયડો થઈ પડ્યો.

કાનજી ઢગલો થઈ ગયો, માંડવામાં હોહા થઈ પડી. પણ કન્યા હોય તો આવે ને!

શાંતા પોતાના જુના પ્રેમી ફતેમહમદ જમાદાર જોડે ચૂપકીથી નાસી ગયેલી!

# ડાકબંગલો

મૂળ લેખક: ગજાનન ત્ર્યંબક માડખોલકર
અનુવાદક: મુરલી ઠાકુર

માછીમારોએ પેલા મૃતદેહને પાણીમાંથી બહાર કાઢી તળાવ કાંઠે પડેલા એક પથ્થરને ટેકવી મૂક્યો.

તે સાથે તો શબ બહાર નીકળે એની આટલી વાર ઉત્કંઠાથી વાટ જોઈ રહેલા લોકો દોડીને પાસે આવ્યા.

ક્ષણ માત્ર બધાં જ સ્તબ્ધ ઊભાં રહી ગયાં. થોડીવારે એક જણના મોઢામાંથી ઉદ્‌ગાર નીકળ્યો:

'અરેરે! આ તો કાંચનબાઈ!'

'કોણ કાંચનગૌરી? આપણા પેલા ખાણના માલિકની દીકરાની વહુ.'

તે માણસની પાછળ જ ઊભેલા એક જણે જરા પાસે આવી શબને નિહાળ્યું ને બોલ્યો: 'હા. એ જ છે. બરોબર એ જ છે.'

'ઠીક વાત કહી. તે આ ડાકબંગલામાં આવી રહે કે તેની સરભરા હું જ કરું છું! તો પછી હું તેને ઓળખી કાઢું એમાં કંઈ ભૂલ હોવાનો સંભવ જ નથી.'

'નક્કી એ જ છે! કાલે સાંજે જ હું તેને મળવા ગયો હતો. તેને જોયાં ને હજી તો ચોવીસ કલાક પૂરા થયા નથી એના મોઢા પરનું તેજ કેવું એવું ને એવું છે!'

'પણ આટલી નાની વયમાં એને વળી મરવાનું શું સૂઝ્યું!'

'સંપત્તિ ને બાળબચ્ચાંને શું કરે એ એકલી! ધણી નહોતો ને! અને વળી ઉપરથી આવો સસરો!'

'ધણી નહોતો તો તેમાં શું થઈ ગયું! દર દિવાળીએ આ બંગલામાં રહેવા આવે કે કાયમ કોઈ જુવાન તો હોવાનો જ એની સાથે-'

'અરે ધીરે બોલ! કોક કોઈક નકામું સાંભળી જશે! પેલો તેની પાસે ઊભો છે એ એનો દીવાન છે!'

'દરેક વર્ષે દીવાનજી બદલાતા લાગે છે! તારા જેવો ચોકીદાર માત્ર જૂનો ચાલે પણ દીવાનજી દરવર્ષે નવો જ આવતો હશે ને! ખૂબ મમત્વ દેખાડે છે તે મોરો ઇમાનદાર લાગે છે!'

'એમ નથી ભાઈ! મરેલાં માટે કાંઈ ખરાબ બોલવું નહીં અમસ્તું. બીચારી શિયાળાના આરંભમાં અહીં આ ડાકબંગલામાં રહેવા આવી, એટલે આસપાસના ખેડૂતોને ય મઝા પડી હશે!'

'ખેડૂતોને લહેર હતી કે નહીં એ તો કોણ જાણે પણ તારે મોજ હતી એમાં કંઈ શંકા જેવું નથી. શાકભાજી તેના માટે લાવે તે ચારપાંચ ઘણા ભાવે, અને ફળફળાદિ વેચી એક આખા વર્ષની કમાણી માત્ર એકાદ જ મહિનામાં તું કરી લે તો, બચ્ચા! પણ એણે આમ આપઘાત કેમ કર્યો?

'આપણને એમાં શી સમજણ પડે? કોણ જાણે શા સારુ એણે આત્મહત્યા કરી હશે! તે રોજ સાંજસવાર તરવા જતી. કોઈ ઝાડઝાંખરાં યા વેલમાં પગ ભરાઈ જવાથી બૂડી ગઈ હશે કદાચ!'

'અરે એમ અકસ્માત થયો હોય તો બૂમાબૂમ ન કરત ને! ડાકબંગલાનો પેલો તારો દોસ્ત ચોકીદાર અને પેલો ખાનસામા વળી એને અકસ્માત થતો જોઈ શું મૂંગા બેઠા રહ્યા હોત કે? અકસ્માત નથી. આ સવારના પહોરમાં જ આપઘાત કર્યો હશે એણે. હમણાં ફોજદાર સાહેબ આવશે એટલે બધી વાત બહાર આવશે.

'મને ય લાગે છે કે કદાચ એણે આપઘાત કર્યો હશે. બપોરે માછીમારો માછલીઓ પકડવા આવ્યા ત્યારે એમણે પાણી ઉપર કંઈક તરતું જોયું. એ લોકોએ જણાવ્યું કે તરત જ ચોકીદાર ને હું અહીં આવ્યા. પણ આ કાંચનબાઈ હશે એનો તો અમને સ્વપ્નેય ખ્યાલ નહોતો હોં.'

‘એમ કહે છે તું ! એ ડાકબંગલામાં નો’તી એના પરથી તો ચોકીદારે ખ્યાલ કરવો હતો !’

‘કેમ ખ્યાલ આવે ? તે તો મનમાં આવે ત્યારે બહાર આવે જાય, તવંગર, લહેરી બાઈ ! સવારે ખાનસામા ચા લઈને ઓરડામાં ગયો તો ઓરડામાં કોઈ મળે નહીં. એણે ધાર્યું કે બાઈ ગઈ હશે કપાંક ફરવા, માછલી પકડવા કે પોતાને બંગલે રમવા. આમ આવી વિચિત્ર ઘટના ઉપસ્થિત થશે એનો કોને ખ્યાલ આવે ? માછીમારો કહેવા આવ્યા ત્યારે મેં ધાર્યું કે કોઈ ખેડુતની સ્ત્રીએ સાસુ યા પતિના ત્રાસથી કંટાળી આપઘાત કર્યો હશે આ તળાવમાં ! અને આપણા આ રામસાગરને વરસમાં પાંચેક ભોગ તો જોઈએ જ છે ને !’

એ આમ બોલતો હતો એટલામાં ચોકીદાર એની પાસે આવ્યો.

શબ પાસે એકઠા થયેલા માણસોને હટાવી એ બોલ્યો:

‘ફોજદાર સાહેબ ઉપર ડાકબંગલામાં આવ્યા છે. પંચનામું કરવા એ અહીં આવે છે અને જમાદારે લોકોને ખસેડવાની શરૂઆત કરી.

❦

કાલે સવારે કાંચન આ ડાકબંગલામાં રહેવા આવી ત્યારે તો કદાચ એને સ્વપ્ને ય ખ્યાલ નહીં હોય કે આ એના આયુષ્યનો છેલ્લો દિવસ છે.

આ ડાકબંગલા પ્રત્યે એને એક પ્રકારનું ખાસ આકર્ષણ હતું. અને ખરું પૂછો તો આ ડાકબંગલો પણ ગમે તેને આકર્ષક લાગે એવો હતો.

આગગાડીમાંથી એક એકને અડીને ઊભેલી એ ત્રણ ટેકરીઓ જોતાં જ જોનારને એકાદ ઊંટ બેઠું હોય એવો ભાસ થતો.

સવારના કૂમળા પ્રકાશમાં ઝાડીથી ઢંકાયેલો તાણુસવર્ણો એ ગિરિપ્રદેશ જાણે કોઈ સહ્યાદ્રી ઊંટ લીલા કીનખાબનો ઝૂલ પહેરી રહ્યો હોય એવો લાગતો; જ્યારે સાંજે ધૂસર લીલી રેખાકૃતિ જેવા દવગંધી ગાઈ દિગ્ગજ ભૂમિ પર આવ્યો હોય એમ લાગતું. વિશેષ તો; નોમની છાયા મિશ્રિત ચાંદનીમાં એ ત્રણ ટેકરીમાંની વચલી ટેકરી પર આવેલું ભગવાન રામચંદ્રનું પુરાતન શુભ્ર મંદિર એ જાણે પેલા દિગ્ગજની પીઠ પર ચઢાવેલી ચાંદીની અંબાડી જ ન હોય એવું લાગતું.

આ ત્રણ ટેકરીઓમાંથી નાની ટેકરી કાંચનના સસરાની હતી. અને એની માલિકીના જોરે અગણિત પૈસા કમાઈ એણે મુંબાઈના શ્રીમંતોમાં આગળ પડતું સ્થાન મેળવ્યું હતું. ટેકરીની તળેટીમાં ચારેક માઈલના અંતરે નદીકાંઠે એનો સુંદર બાગબંગલો હતો. અને શિયાળામાં દોઢબે મહિના એમનો મુકામ પણ ત્યાં જ રહેતો, ખનીજ પદાર્થો નીકળતા તેની વ્યવસ્થા વગેરે કરવાની ઓફિસ માત્ર મુંબઈમાં હતી. મુંબઈમાં મહાલક્ષ્મી આગળ એનો વિશાળ બંગલો હતો. તેને બાંધ્યાને આજ કેટલાં ય વર્ષ વીતી ગયાં હોવાથી એ બંગલો ને એનો વૈભવ તેનાથી સેંકડો માઈલ દૂર આવેલી આ ટેકરીઓના પ્રતાપે છે એ લક્ષમાં રહેતું નહોતું. લગભગ પચ્ચીસ વર્ષ પહેલાં એ ખાણનો સર્વ કારભાર પોતે જાતે કરતા; પણ હમણાં હમણાં છેલ્લાં પંદરેક વર્ષથી એ ખાણનો સર્વ કારભાર ને વ્યવસ્થા તેમણે એક એંગ્લો ઈન્ડીઅન તજજ્ઞને સોંપી દીધાં હતાં; અને લગભગ દરેક બાબતમાં એ એંગ્લો ઈન્ડીયન ગૃહસ્થનું જ સર્વ કાંઈ ચાલતું, અને સહેજ ગોરો રંગીલો અને લાલઘુમ લાગતો વ્યવસ્થાપક જ, ખરું પૂછો તો એ ખાણનો માલિક હોય એમ લાગતું. ટેકરીની આજુબાજુનાં ગામડાંનાં લગભગ બે ત્રણ હજાર માણસ ત્યાં મજૂર તરીકે કામ કરતાં અને એ બધાં ઉપર એનું અનિયંત્રિત પ્રભુત્વ પણ હતું. એની વ્યવસ્થાશક્તિ અજબ હતી. પોતાની કુનેહથી એ કદી હડતાળ પડવા દેતો નહિ ! અને આ જ આવડતને જોરે એ માલિક ઉપર પણ પોતાની હકૂમત ચલાવતો.

પેલો ડાકબંગલો તે આ ત્રણ ટેકરી-

ઓમાંની છેલ્લી ટેકરી પર હતો. પહેલી ટેકરી પર મેગેનીઝની ખાણો હતી, વચલી ટેકરી પર હતું પેલું ભવ્ય રામમંદિર અને છેવટની ટેકરી પર ઝાડના ઝુંડમાં હતો સંતાઈ રહેલો હોય એવો લાગતો પેલો ડાકબંગલો. જાણે કે ભારતીય જીવનની કોઈ ત્રણ વિશિષ્ટતાનાં આ ત્રણ પ્રતીક જ ન હોય!

એ ડાકબંગલાની આગળના વરંડામાં પડેલી નેતરની ખુરસીઓ પર બેસી નજર નાખીએ તો પેલી બે ટેકરીઓની તળેટીમાં પ્રસરેલો રામસાગરનો ભવ્ય વિસ્તાર, એની મીઠી શીતળ લહેરોથી આપણી નજરને આનંદ આપે એવો હતો અને પાછળના બગીચામાં જઈ ઊભા રહીએ તો ત્યાં આથમતા સૂરજના તેજમાં તળાવ અને ફંદીગાર નાગરવેલના પાનની લતાઓ હીરામોતીની માળાઓ શી ચમકતી દેખાતી હતી; અને શરદઋતુમાં આકાશના ખૂણે ખૂણેથી સાંજસવાર ઊડતાં રંગબેરંગી વાદળાં જ્યારે રામસાગરના જળમાં ઝિલાતાં ત્યારે લાગતું કે આ જળાશય નથી પણ દેવી શારદાએ પોતાનાં કોરાં નાજુક રેશમી વસ્ત્રો પહેલી જ વાર ધોઈને સૂકવવા લહેરાતાં મૂક્યાં પવનના જોરથી ઊઠતો અને શમતો રામસાગરના જળનો ધ્વનિ અને પાળ નીચેથી વહી જતા પાણીનો ખળખળ અવાજ ડાકબંગલાના વાતાવરણને ભરી દેતો આવતો હતો અને શબ્દો વિનાની શાંતિ ત્યાં ફેલાવતો હતો.

કાંચને તો આ ડાકબંગલા આગળના સૌન્દર્યનો ત્રણે ઋતુઓમાં અનુભવ કર્યો હતો. ચોમાસામાં જ્યારે રામસાગર છલોછલ ભરાઈ સાગર જેવી ગર્જના કરતું અને પેલી ટેકરીઓની તળેટીના પ્રદેશમાં પણ નાનમોટાં બીજાં તળાવ ભરાતાં ત્યારે એ જળવિસ્તારમાં પડતાં વર્ષાનાં અનેક બિન્દુ જોવાની એને મઝા પડતી; ઉનાળામાં રામસાગરમાં આવતી જળની ઓટનો કરુણધ્વનિ અને મસ્ત કોકિલાનો વાસંતિક વાતાવરણને કંપિત કરનારો ભેદક કલરવ એકસૂર બની કાન પર પડતો; ત્યારે પણ તે એટલો જ આનંદ અનુભવતી. ઉનાળામાં ક્યાંક સુકાયેલું તળાવ અને એના પરથી વહી આવતા ફંડા પવન પણ એને એટલો જ આનંદ આપતા.

અને શરદ ઋતુથી માંડી ને ઠેઠ શિશિર આવતાં સુધી ફંડી ઝાડપાનના જે રંગો બદલતી! ને પછી નિર્દયતાથી તે ઝાડપાનની ડાળીઓ ડાળીઓમાંથી ફંડો પવન જે તાંડવ કરતો! તે પણ તેણે કડકલક્ષ્મીનો * નાચ કરી કરી જોતા બાળકની ઉત્કંઠાથી જોયું હતું.

અને ત્રણે ઋતુઓમાં ડાકબંગલાના વરંડામાં બેસી આકાશ તરફ તાકી તાકી જોવામાં પણ તેને એટલો જ આનંદ આવતો. વર્ષાનો સૌમ્ય પ્રસન્ન, શિયાળાનો મંદ મંદ અને ઉનાળાનો પ્રખર ધગધગતો સૂર્ય આકાશને જે પ્રસન્નતા ધૂસરતા અર્પતો અને રાત્રે નજીક અરણ્યમાંથી પાણી શોધતા આવતા પશુઓની જેમ નક્ષત્રોના પૂંજ જે નીરવ પણ અખંડ ગતિથી પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે; અને તેનાથી પણ વધુ ચંદ્ર ક્યારેક પૂર્વ ક્ષિતિજ ઉપર તો ક્યારેક પશ્ચિમ ક્ષિતિજ ઉપર એક એક નક્ષત્રના વચ્ચેથી પ્રવાસ કરી પૂનમની રાતે આ બાજુ રામસાગર અને પેલી બાજુના મેદાનને જે ધવળ સુધામાથી ભરી દેતો તે અને આકાશના દિવ્ય તેજનું નિઃશબ્દ ગતિ સૌંદર્ય–તે સર્વ તેણે આંખ ભરી ભરીને નિહાળ્યું હતું.

ખરું પૂછો તો એનો પોતાનો બંગલો તો નદીને કાંઠે પોતાના સસરાના બંગલાથી લગભગ માઈલ સવા માઈલ દૂર હતો. તે મુંબઈથી આવે એટલે આ બંગલામાં જ રહે. પણ કંઈક હોંશ ને કંઈક નિવાસસ્વાતંત્ર્યની લાલસાથી બંધાવેલા પેલા રમ્ય બંગલા કરતાં ડાકબંગલામાં આવી રહેવું એને વધુ ગમતું. કંઈ નહીં તો છેવટે અઠવાડિયામાં એક બે દિવસ તો એ ડાકબંગલામાં રહેવા આવતી જ. જો કોઈ મોટો યુરોપીયન યા હિંદી અમલદાર

---

* રસ્તામાં નાચી શરીરે કોરડા લગાવનારને કડક-લક્ષ્મી કહે છે.

ત્યાં આવી રહ્યા હોય તો એ ડાકબંગલા બાજુ ફરકતી પણ નહીં: પોતે ડાકબંગલામાં રહેતી હોય અને કોઈ અમલદાર રહેવા આવે તો તે તાબડતોબ ત્યાંથી મોટરમાં બેસી પોતાને બંગલે પાછી ચાલી જતી. એકાંત, માનવી-સંસર્ગ વિહોણું એકાંત—એ જ જાણે કે ડાકબંગલામાં રહેવાનું એક માત્ર આકર્ષણ હતું !

તે દિવસે સવારમાં ચા પીતાં પીતાં એચિંતા જ તેને ત્યાં જવાની ઇચ્છા થઇ આવી; કે તરત જ શોફરને મોટર કાઢવા તેણે કહ્યું.

તે નીકળી ત્યારે ઠંડી ઠીક ઠીક હતી પણ આઠનવ માઇલનું અંતર કાપી ડાકબંગલે પહોંચે એટલામાં શરદ ઋતુના કડક તાપે પોતાનો પરચો દેખાડવાનું શરૂ કરી દીધું.

તેની મોટરના હોર્નનો અવાજ ને તેના પૈડાંનો ગડગડાટ, ચોકીદારના કાન જાણતા હતા. તે અવાજ કાને પડતાં, જેમ કૂતરો પોતાના માલિકને જોઈ પૂંછડી હલાવતો શરીર ઉપર ધસવા કૂદકા મારે છે તેમ, ચોકીદાર પણ દોડતો આવ્યો; અદબથી સલામ ભરીને મોટરનું બારણું ઉઘાડ્યું.

'કોઈ મહેમાન છે !'

'ના બાઈસાહેબ–'

'ઠીક.' મોટરમાંથી ઝડપથી ઊતરતાં તે બોલી.

તેની તે રુઆબદાર પણ ચપળ ચાલ અને તેમાંય તેણે જે પોતાનો ઉપર રંગી સાળુ જરા ઊંચો લીધો હતો તે જોઈ ચોકીદારને થયું–આ કંચનબાઈની જુવાની કદી ઓસરવાની નહીં શું !'

આજથી સોળ વરસ ઉપર જ્યારે તેને પહેલીવહેલી આ ડાકબંગલામાં જોઈ, ત્યારે ખાણના માલિકના મોટા છોકરા–રતિલાલની મોટરમાંથી નીચે ઊતરતાં તેની ગતિમાં જે ચપળતા, જે ચારુચંચલ વિભ્રમ તેણે નજરે જોયો હતો, તે જ વિભ્રમ, ગતિની તે જ ચારુતા ને ચંચળતા—આજ પાંત્રીસ વરસની એ થવા આવી તો ય તેની ગતિમાં દેખાતી હતી. આ વૃદ્ધ ચોકીદારમાં તો આ વાત રહી રહીને વિસ્મય પેદા કરતી હતી.

અને રાતે એ પોતાના હુક્કાનો દમ લેતાં કહેતો–' સલામ, આપણી આ નાની બાઈ કદી વૃદ્ધ થવાની જ નથી શું !' (ક્રમશઃ)

લોકોને મન જોણું થયું છે ને એકદંડિયામાં બેઠાં બેઠાં સુંદરકનો જીવ જાય છે. ઊડવાનો મંત્ર યાદ રહી ગયો છે, પણ ઊતરવાનો મંત્ર તો આવડતો નથી. આકાશની ફેરફૂદડી તે હવે કે દિવસે બંધ થશે?

એકદંડિયો ઊડ્યે જાય છે ને એમ કરતાં નીચે ધરતીના પટ ઉપર સુંદરકે ગંગા જેવી નદી દીઠી છે. સુંદરકે કાંઈ વિચાર કર્યો નથી ને ઉપરથી નદીમાં પડતું મેલ્યું છે.

નદીને તીરે મોટું એવું શહેર ને એ શહેરનો રાજા સહેલગાહે નીકળ્યો છે. રાજાએ આકાશમાંથી એક માનવીને નદીમાં પડતો દીઠો છે ને એને અચરજ થઇ છે. આ તે દેવ હશે કે માનવ હશે? રાજા વિચાર કરતો ઊભો છે ત્યાં સુંદરક એની પાસે આવ્યો છે: 'હું મહાદેવનો ગણ! માનવીનો ભોગ લેવા અવનિએ આવ્યો છું.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'તારે જે જોઈએ તે બીજું લે. ધન લે, દોલત લે, નગર લે, રાજ લે. પણ કૃપા કરી માનવીનો ભોગ ન લે.'

ત્યારે સુંદરકે કહ્યું છે. 'બીજું જે આપશો તે બધું લઇશ. પણ એક માનવીનો ભોગ લઇશ, લઇશ ને લઇશ.'

ને સુંદરકે કાળરાત્રિનાં કરતૂકોની વાત કરી છે. એ નગરનું નામ શ્રીકંઠ અને એનો આદિત્યપ્રભ રાજા. વાત સાંભળીને રાજાએ કાળરાત્રિને પકડી મંગાવી છે. નાકકાન કાપી લઈ દેશપાર કરી છે ને સુંદરકને સરસ ગરાસ આપ્યો છે.

કાળરાત્રિની તો થાવી'તી એ થઈ, પણ એનો ડાકણમંત્ર રાણી કુવલયાવલી પાસે રહી ગયો છે ને રાણી રોજ રોજ એ મંત્રની સાધના કરે છે. ને ધરતીને માથે ડાકણ થઈને ફરે છે. ને એની રાજાને ખબર નથી.

એક દિવસ આદિત્યપ્રભ રાજા શિકારેથી પાછો આવ્યો છે. રાણીવાસમાં જઈને જુએ તો ત્યાં અનોખી લીલા ચાલી રહી છે. ફરતાં સાત ધાનના સાત કૂંડાળાં કર્યાં છે. મદ્યમાંસના પાત્ર ભર્યાં છે. મંડળ વચ્ચે કુવલયાવલી બેઠી છે. એ તો બેઠી બેઠી મંત્ર ભણે છે.

રાજાએ રાણીને પૂછ્યું છે: 'આ તે શી વાત છે, રાણી!'

ત્યારે રાણીએ કહ્યું છે: 'તમારા ઉદય માટે મંત્ર સાધના કરું છું.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'રાણી! આપણે ત્યાં શી વાતની ખોટ છે તે મેલા દેવોની અને મેલા મંત્રોની સાધના કરી એની દીધેલી મલીન સંપત્તિ ઘરમાં ઘાલીએ?'

ત્યારે રાણીએ કહ્યું છે: 'મેં તૈયારી કરી છે ને હવે તમે ના પાડશો તો દેવો રૂઠશે ને આપણો નાશ થશે.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'તો ભલે રાણી, કરો સાધના પૂરી.'

ત્યારે રાણીએ કહ્યું છે: 'આજે તો હવે સાધનામાં વિઘ્ન ઊભું થયું.

કાલે પ્રથમ શ્રી ગણપતિની પૂજા કરી આપણે બન્ને સાધના કરવા બેસીશું.’

ત્યારે રાજાએ પૂછ્યું છે: ‘શ્રી ગણપતિની પૂજા શા માટે કરવી?’

ત્યારે રાણીએ કહ્યું છે: ‘શ્રી ગજાનન સિદ્ધિબુદ્ધિ દાતા છે. દરેક શુભ કાર્યમાં પ્રથમ તેની આરાધના કરવી જોઈએ. કન્યાકાળમાં મેં શ્રી ગણપતિની પૂજા કરી તો તમ જેવા સ્વામીને પામી.

પૂર્વે તારકાસુર નામનો દાનવ ઇંદ્રને અને દેવોને હેરાન કરી રહ્યો હતો. એના નાશનો ઇલાજ શોધવા ઇંદ્ર બ્રહ્માજી પાસે ગયો. બ્રહ્માજીએ કહ્યું: ‘એ તો ભગવાન શંકરના હાથની વાત છે. શંભુજી જો પાર્વતીમાં પુત્ર ઉત્પન્ન કરે તો એ પુત્ર તમારી ભીડ ભાગે.’

ત્યારે ઇંદ્રે કહ્યું છે: ‘એ તો શી રીતે બની શકશે, દેવ? શંભુજીએ કામદેવને તો બાળીને ભસ્મ કર્યો છે.’

ત્યારે બ્રહ્માએ કહ્યું છે: ‘એ વાત તો સાચી છે. મેં કામદેવને મનથી ઉત્પન્ન કર્યો. એ તો જન્મ્યો ત્યારથી જ ગર્વ કરવા લાગ્યો એટલે મેં એનું નામ કંદર્પ રાખ્યું અને એને કહી રાખ્યું કે બધાની સાથે વઢવાડ કરજે, એક શંભુજીની સામે વઢપણ તોળવા જઈશ મા.

પણ એ કાંઈ ગાંઠ્યો રહે? એ તો શંભુજી સાથે બાથ ભીડવા ગયો અને શંભુજીએ એને બાળીને ભસ્મ કર્યો.’

ત્યારે ઇંદ્રે કહ્યું છે: ‘એનો તો હવે કાંઈ ઉપાય નથી. પણ અમારું કામ થઈ જાય એવો કોઈ માર્ગ બતાવો.’

ત્યારે બ્રહ્માએ કહ્યું છે: ‘અગ્નિને શંભુજી પાસે મોકલ. એ જો કાંઈ કરી શકે તો.’

ત્યારે ઇંદ્રે અગ્નિને આજ્ઞા કરી છે: ‘તું જઈને શંભુજીના શરીરમાં પ્રવેશ કર.’

આજ્ઞા થઈ છે એટલે ગયા વિના તો છૂટકો નથી. પરંતુ. અગ્નિને ખબર છે કે પોતાનું શંભુજી પાસે કાંઈ ચાલે તેમ નથી. એ તો છાનોમાનો એક તલાવડીમાં સંતાઈ બેઠો છે.

ઇંદ્રને ખબર પડ્યા એટલે એણે દેવતાને અગ્નિની શોધમાં મોકલ્યા છે. તલાવડીના દેડકાએ ચાડી ખાધી છે ને અગ્નિનો પત્તો બતાવ્યો છે.

અગ્નિએ ક્રોધે ભરાઈ દેડકાને શાપ આપ્યો છે: ‘તમારી વાણી અસ્પષ્ટ થાઓ.’ તે દિવસથી દેડકાઓ ડરાંઉ ડરાંઉ કરે છે ને શું બોલે છે એની કોઈને સમજ પડતી નથી.

અગ્નિ તો ત્યાંથી નાસી છૂટ્યો છે ને મંદાર પર્વત ઉપર એક ઝાડની બખોલમાં નાના શંખલાનું રૂપ લઈ સંતાઈ બેઠો છે.

દેવો અગ્નિની શોધમાં મંદાર પર્વત ઉપર આવ્યા. હાથી અને પોપટે અગ્નિનો આવાસ બતાવી દીધો. અગ્નિએ એ બંનેને શાપ આપ્યો: ‘તમારી જીભ ઊંધી થઈ જાઓ.’

પણ પછી પોતાનું કાંઈ વળશે નહિ એમ ધારીને અગ્નિ મહાદેવ પાસે ગયો છે. અને પ્રાર્થના કરી શંભુજીને રીઝવ્યા છે.

સો વર્ષ સુધી શંભુજીએ પાર્વતી સાથે રંગરાગ માણ્યા, તોય સતીને ઓધાન રહ્યું નહિ, ત્યારે શંભુજીએ સતીને પૂછ્યું છે: ‘સતી! આનું શું કારણ છે?’

ત્યારે સતીએ કહ્યું છે: 'મને તો કંઈ સૂઝ પડતી નથી.'

ત્યારે શંભુજીએ કહ્યું છે: 'તમે શ્રી ગજાનનની પૂજા નહિ કરી હોય, સતી.'

ત્યારે સતીએ કહ્યું છે: 'વાત તો સાચી છે.'

સતીએ ગણુપતિનું પૂજન કર્યું. એના પ્રતાપે કરીને અગ્નિથી કાર્તિકેયનો જન્મ થયો.

ઈંદ્ર કાર્તિકસ્વામીના પરાક્રમોથી ડઘાઈ ગયો. એને થયું કે આ તો આપણું સ્વર્ગનું રાજ લઈ લેશે. એટલે તારકાસુરની વાત બાજુએ રહી ને ઈંદ્રે તો કાર્તિકસ્વામી સાથે લડાઈ શરૂ કરી છે.

ઈંદ્રે કાર્તિકસ્વામીને વજ્ર માર્યું, એટલે સ્વામીના દેહમાંથી શાખ અને વિશાખ ઉત્પન્ન થયા અને ઈંદ્રની સ્થિતિ નિરાધાર થઈ પડી છે.

શિવજીએ વચ્ચે પડી આ ભયંકર અંદરનું યુદ્ધ અટકાવ્યું છે. એમણે કાર્તિકેયને કહ્યું છે: 'તું તો દેવોને મદદ કરવા સરજાયો છે તારાથી દેવો સાથે યુદ્ધ ન થઈ શકે.'

ઈંદ્રને કહ્યું છે: 'દેવસેનાનો અધિપતિ થવા માટે એ નિર્મ્યો છે, એની સામે તમે યુદ્ધે ચડ્યા છો?'

એટલે ઈંદ્રે કાર્તિકસ્વામીને સેનાપતિપદે નિયુક્ત કરવા સારૂ અભિષેકની તૈયારી કરી છે. સોનાની ઝારી હાથમાં લઈ ઈંદ્રે હાથ ઊંચો કર્યો છે. ત્યાં તો હાથ હવામાં ચોંટી ગયો છે.

ત્યારે શંભુજીએ ઈંદ્રને પૂછ્યું છે: 'તેં ગણુપતિની પૂજા કરી?'

ત્યારે ઈંદ્રે કહ્યું છે: 'ના, પ્રભુ'

ત્યારે શંભુજીએ કહ્યું છે: 'એટલે જ તો હાથ હવામાં ચોંટી ગયો. હવે ઝટઝટ શ્રી ગજાનનની પૂજા કરી લે.'

ત્યારે ઈંદ્રે શ્રી ગજાનનની પૂજા કરી છે. શ્રી ગણુપતિની કૃપાએ કરીને ઈંદ્રનો હાથ છૂટો થયો છે. કાર્તિકસ્વામીનો વિધિએ કરીને સેનાપતિપદે અભિષેક થયો છે અને કાર્તિકેયે તારકાસુર દાનવનો નાશ કર્યો છે.

એમ શ્રી ગણુપતિની કૃપાએ કરીને બધાં કાર્યો સફળ થાય એમની કૃપાએ કરીને હું તમને પામી અને એમનું પૂજન કરીને આપણે મંત્રસિદ્ધિને વરશું'

ત્યારે રાજાએ કહ્યું છે. 'મંત્રસિદ્ધિ માટે નરમાંસનું બલિદાન દેવું જોઈશે. એનું શું કરશું?'

ત્યારે રાણીએ કહ્યું છે: 'ફળભૂતિ નામનો બ્રાહ્મણ આપણે ઘેર નોકરી કરે છે એને મારીને રસોયો એનું માંસ રાંધશે. એ બધી વ્યવસ્થા હું કરી લઈશ.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'ભલે રાણી, તમને યોગ્ય લાગે તેમ કરો.'

રાણીએ રસોયાને કહ્યું છે: 'કાલે સવારે જે કોઈ તને રસોઈ માટે ઉતાવળ કરવાનું કહેવા આવે એને મારીને એનું માંસ રાંધજે.'

રસોયો તો ચિઠ્ઠીનો ચાકર એણે કહ્યું છે: 'ભલે.'

બીજે દિવસે સવારે રાણીએ ફળભૂતિને બોલાવ્યો છે: 'જઈને રસોયાને કહે કે રસોઈના ઉતાવળ કરે, રાજા ને રાણી આજ સાથે જમવાના છે.'

ફળભુતિ હુકમ માથે ચડાવી ત્યાંથી ચાલી નીકળ્યો છે.

મારગ જાતાં એને રાજકુમાર મળ્યો છે. રાજકુમારે કહ્યું છે: ' ફળભૂતિ! મારું એક કામ કરશે? '

ત્યારે ફળભૂતિએ કહ્યું છે: ' હું તો રાણીના કામે જાઉં છું. એક સાથે બે કામ કેવી રીતે થઈ શકશે! '

ત્યારે રાજકુમારે કહ્યું છે: ' તારું કામ હું કરું. મારું કામ તું કર. '

ત્યારે ફળભૂતિએ કહ્યું છે: 'ભલે.'

ત્યારે રાજકુમારે થોડું સોનું ફળભૂતિને આપ્યું છે: ' આ સોનાનાં બે કુંડળ ઊભો ઊભો ઘડાવી લાવ. '

ત્યારે ફળભૂતિએ કહ્યું છે: ' તમે કુંવર! રસોયાને એટલું કહી આવો કે રાજા ને રાણી સાથે જમવાના છે, એટલે રસોઈની ઉતાવળ કરે. '

બંને પોતપોતાને મારગે ચાલી નીકળ્યા છે.

રાજકુમાર રસોડે આવ્યો છે અને રાણીનો આદેશ રસોયાને કહી સંભળાવ્યો છે. રસોયાને શું કરવું ને શું નહિ એની સૂચના તો મળી ગઈ છે. પણ આદેશનો પહોંચાડનારો રાજકુમાર છે ને રસોયો વિમાસણમાં પડી ગયો છે શું રાજા અને રાણીને પેટના જણ્યાનું માંસ ખાવાનો ભાવ થયો છે!

પણ એ બિચારો ચિઠ્ઠીનો ચાકર. હુકમ માથે ચડાવવાનું એનું કામ. બીજું ત્રીજું એણે જોયું નથી. રાજકુમારને મારીને એનું માંસ રાંધ્યું છે. રાંધીને રાજારાણીને પીરસ્યું છે.

મંત્રસિદ્ધિ પૂરી કરીને રાજા ને રાણી બેઠાં છે. ત્યાં ફળભૂતિ હાથમાં કુંડળ લઈને આવ્યો છે.

ફળભૂતિને જોતાં રાણીને ફાળ પડી છે: ' અરે ફળભૂતિ! તું ક્યાંથી! '

ત્યારે ફળભૂતિએ કહ્યું છે: ' રાજકુમારે મને કુંડળ ઘડાવી લાવવાની આજ્ઞા કરી. કુંડળ ઘડાવી લાવ્યો છું અને રાજકુમારને શોધું છું. '

ત્યારે રાણીએ પૂછ્યું છે: ' ત્યારે રસોડે કોણ ગયું હતું! '

ત્યારે ફળભૂતિએ કહ્યું છે: ' રસોડે રાજકુમારે સંદેશો પહોંચાડ્યો હતો. '

સાંભળીને રાજારાણીને મૂર્છા આવી ગઈ છે. અરેરે નખ્ખોદ નીકળી ગયું. પેટના પૂતરનું માંસ ખાધું અને એ વાત તો કોઈને કહી જાય તેમ નથી.

પરંતુ વાત કાંઈ છાની રહી નથી. રહેતે રહેતે નગરમાં સમાચાર ફેરી વળ્યા છે. ચારે તરફથી રાજારાણી ફટ ફટ થઈ રહ્યાં છે. રાજારાણીથી આ તિરસ્કાર સહ્યો જાય તેમ નથી. બન્ને અગ્નિમાં બળી મૂઆ છે

અને ફુજભૂતિએ કહ્યું છે: 'ભલું કરનારનું ભલું થાય છે. ભૂરું કરનારનું ભૂરું થાય છે.'

યોગંધરાયણે વાત પૂરી કરી કહ્યું છે: 'આપણે બ્રહ્મદત્તનું ભલું કર્યું છે, અને ભલું કરનારનું હમેશાં ભલું જ થાય છે'

વાત સાંભળી ઉદયનની શંકા દૂર થઈ છે ને દિગ્વિજયમાં મેળવેલી સંપત્તિ બ્રાહ્મણોને દાનમાં દેવાના કાર્યમાં રાજા લાગી ગયો છે.

## ૭] ઉદયનની વાત

(વાસવદત્તા સાથે લગ્ન)

એમ જંગલમાં મંગળ કરતાં ઉદયન અને વાસવદત્તા કૌશાંબી આવ્યાં છે. નગરજનોએ રાજાનો ભાવભીનો સત્કાર કર્યો છે. નગરમાં ઉત્સવ થઈ રહ્યો છે.

એવે સમે ચંડમહાસેનનો બીજો પુત્ર ગોપાલક ચંડમહાસેનનો સંદેશો લઈ કૌશાંબી આવ્યો છે: તેણે ઉદયનને સંદેશો કહ્યો છે: 'રાજા! મારી પુત્રી એક તારે જ લેગ છે ને તારી સાથે એનાં લગ્ન કરવાની મારી ઈચ્છા હતી. પણ વડિયો વડ ન મૂકે તેમ મેં મોઢેથી તને એ વાત કહી નહિ ને તારું વડપણ તેં દેખાડ્યું. હવે કોઈ ઊંચો નથી, કોઈ નીચો નથી. બંને વટોવટ ઊતર્યા છીએ. ગોપાલકને મેં અહીંથી મોકલ્યો છે. એ વિધિપૂર્વક એની બહેનનું કન્યાદાન દેશે.'

વાસવદત્તાનાં ઉદયન સાથે લગ્ન થયાં ને બને આનંદકિલોલ કરે છે ને રાજની સાયબી માણે છે.

પણ રાજાની તો જાત જ વાયડી. વાસવદત્તા જેવી સુંદરી મળી છે તોય રાજાની આંખ આળેઝાળે ભરાય છે ને એમાં એક વિરચિના નામની દાસી ઉપર રાજાની નજર ઠરી કર્મે કરીને એ દાસી સરજી હતી, પણ વાગવાને કાંઈ ભેદ રાખ્યો ન હતો. રાણી બનીને બેસે તો રૂડાં રાજ દીપાવે એવું એનું રૂપ



કર્યું. એ રૂપે કરીને મોહ્યો અને ફરતાં ને ફરતાં રાજા વિરચિતાનું જ નામ રટે.

બંને છાનાં હળે છાનાં મળે ને એ વાતની વાસવદત્તાને જરા યે ખબર નહિ પણ વાતની ખબર પડવાની હશે તે એક દિવસ ઉદયને બોલાવી વાસવદત્તાને અને નામ લીધું ત્યારે વિરચિતાનું.

સાંભળીને વાસવદત્તાએ છણકો કર્યો છે: 'હું મને ખબર જ છે, તમારું મન ક્યાં ભમે છે તે!'

રાજાના અફસોસનો પાર રહ્યો નહિ. એ શું જવાબ આપે? મૂંગો મૂંગો ઊભો રહ્યો.

ને વાસવદત્તાએ વળી કહ્યું છે: 'તમને દાસીનો જ ભાવ હતો તો રાજકુમારી સાદુ શિદને સંકટો વેઠ્યાં?'

ઉદયને કાનની બૂટ ઝાલી છે: 'તારી વાત સાચી છે વાસવદત્તા! હવેથી કોઈ દિવસ પરનારીમાં ચિત્ત નહિ પરોવું.'

રાજાએ તે દિવસે તો કાનની બૂટ ઝાલી છે. પણ એની તો પુરુષની જાત. ભમરો અનેક કમળો ઉપર ગુંજારવ કરતો ફરે ને તો ય એને ધરવ થાય નહિ. વાસવદત્તાની એક બંધુમતિ નામની સહિયર છે લાવણ્ય સરોવરમાંથી જાણે સાક્ષાત લક્ષ્મીજી ન પધાર્યાં હોય એવું એનું રૂપ છે. બંધુમતિને જોઈને રાજાનું હૈયું હાથ રહ્યું નથી. હજુ વિરચિતાની વાત ભુલાણી નથી, ત્યા રાજાને બીજી સુંદરીની રઢ લાગી છે

એ તો વસંતકને કહેવા બેઠા છે: 'મિત્ર! ગમે તેમ કરીને બંધુમતિને મેળવી દે.'

ત્યારે વસંતકે કહ્યું છે: 'રાજા! હું તમારો મિત્ર ખરો. પણ આવું કામ મારાથી નહીં થાય. એ તો કોઈ દૂતીનું કે ધૂતીનું કામ છે.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'ચાર કાને વાત જશે તો વાત વણસી જશે ને વગર મફતનો ફજેતો થશે'

ત્યારે વસંતકે કહ્યું છે: 'આ બામણો વાત છાની રાખશે એમ માનો છો! બ્રાહ્મણના પેટમાં એક લાડુ જ ટકે બીજું કાંઈ યે ન ટકી શકે. હું તો રાજદરબારે ઊભો રહીને લોકોને આ વાત કરીશ.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'એક વખત એને મેળવી દે પછી તારે જેમ કરવું હોય તે કરજે'

રાજાના કાલાવાલા વસંતકથી જોયા જાય તેમ નથી. એણે કહ્યું છે. 'રાજા! બંધુમતિ સાથે લગ્ન કરવાની હા પાડો તો એ જ્યાં હોય ત્યાંથી ઉપાડી આવું.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'કબૂલ.'

વસંતકે લતામંડપમાં છાની રીતે લગ્નની તૈયારી કરી છે ઉદયનને વરરાજા કરી ત્યાં બેસાડ્યો છે અને પોતે બંધુમતિ પાસે ઊપડ્યો છે. 'બંધુમતિ! લતામંડપમાં મહારાણી નાહીને ભીના વસ્ત્રે ઊભાં છે જલદી જલદી એમના કપડાં લઈને જા. મોડું કરશે તો મહારાણીની તબિયત ખરાબ થઈ જશે.'

ને બંધુમતિ લતામંડપમાં આવી કે ગોરમહારાજે કાંઈ પૂછ્યું નથી, ગાછ્યું નથી. હાથ પકડીને એને માયરામાં બેસાડી દીધી છે, મંત્ર ભણી ગોટો વાળ્યો છે ને ઉદયન બંધુમતિ સાથે પરણી ઊતર્યો છે.

વાસવદત્તાને વાતની ખબર પડી ને

આ કાળા કામનો કરનારો વસંતક છે. એની યે એને જાણ થઈ. એ તો રોષ-ભરી ઊપડી છે. વસંતકને જ્યાંત્યાંથી પકડી પાડ્યો છે. હાથપગ બાંધીને મહેલમાં લઈ ગઈ છે.

ત્યારે વસંતકે પૂછ્યું છે: 'મહારાણી મારો કાંઈ વાંક?'

ત્યારે વાસવદત્તાએ કહ્યું છે: 'ઉદયન અંશુમતિને પરણી ગયા. એ કાંઈ જેવોતેવો વાંક છે?'

ત્યારે વસંતકે કહ્યું છે: 'ગુનો કોકે કર્યો અને તમે દંડ કોકને દો છો. આ તો સર્પો પર ગુસ્સે થઈ ને તમે ડુંડુભોને મારો છો.'

ત્યારે વાસવદત્તાએ પૂછ્યું છે: 'એ વળી શી વાત છે?'

ત્યારે વસંતકે કહ્યું છે: 'પૂર્વે વિશ્વાવસુ ઋષિથી મેનકા અપ્સરાને પ્રમદ્વરા નામની એક કન્યા પ્રાપ્ત થઈ. કન્યાને મેનકાએ સ્થૂલકેશિ ઋષિના આશ્રમે મોટી થવા મૂકી પ્રમતિનો પુત્ર રુરુ એક દિવસ ફરતો ફરતો સ્થૂલકેશિ ઋષિના આશ્રમે જઈ ચડ્યો. ત્યાં પ્રમદ્વરા તેના જોવામાં આવી. જોતાં તો મુનિપુત્રનું ચિત્ત ચળી ગયું છે. એણે પ્રમતિને કહ્યું છે: 'પરણું તો પ્રમદ્વરાને જ પરણું.'

પ્રમતિએ સ્થૂલકેશિ આગળ વાત મૂકી છે, ઋષિએ હા પાડી છે અને રુરુ અને પ્રમદ્વરાનાં લગ્ન થયાં છે.

બંને વચ્ચે પ્રીતિનો કાંઈ આરોવારો નથી અને બંને આનંદે ઉછરંગે દિવસો વિતાવે છે.

એમાં એક દિવસ પ્રમદ્વરા જંગલમાં ફૂલ વીણવા ગઈ છે ને ફૂલ વીણતાં એને સર્પે ડંશ દીધો છે. ચિત્કાર કરીને એ તો ધરણીએ ઢળી પડી છે. એનું પ્રાણપંખેરું ઊડી ગયું છે.

ચિત્કાર સાંભળીને રુરુ દોડ્યો દોડ્યો આવ્યો છે. પત્નીને મૃત્યુ પામેલી દીઠી છે.

એ તો ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો છે: 'મેં દાનતપ કર્યાં હોય, વડીલોની સેવા કરી હોય, વ્રતનું બરાબર પાલન કર્યું હોય તો મારી આ સ્ત્રી સજીવન થાઓ.'

ત્યાં તો એક દેવદૂત ત્યાં આવ્યો છે: 'એની આવરદા પૂરી છે. એ હવે નહિ ઊભી થાય.'

ત્યારે રુરુએ પૂછ્યું છે: 'કોઈ રીતે સજીવન થાય?'

ત્યારે દેવદૂતે કહ્યું છે: 'તારું અડધું આયુષ્ય આપે તો ઊભી થાય.'

ત્યારે રુરુએ હાથમાં પાણીની

અંજલિ ભરી કહ્યું છે: 'આ મારી પત્નીને હું મારું અડધું આયુષ્ય અર્પણ કરું છું. એ આયુષ્યના જોરે કરીને આ સ્ત્રી સજીવન થાઓ.'

એટલું કહ્યું છે ને પ્રમદ્વરા આળસ મરડીને બેઠી થઈ છે.

પણ સર્પે એને ડંખ દીધા'તા ને! રુરુ કહેઃ 'સર્પની દુનિયાનો નાથ કરું.'

એણે તો દીઠા ત્યાંથી વીણી વીણીને સર્પો મારવા માંડ્યા છે.

એમાં એક દિવસ ડુંડુભ જાતિનો એક સર્પ મળી આવ્યો. રુરુએ તો એને મારવા સોટી ઉપાડી છે ત્યાં ડુંડુભે કહ્યું છે: 'ઋષિપુત્ર! મને શીદને મારે છે? અમે કોઈને કરડતા નથી. અમારા કરડ્યા કોઈ મરતા નથી અમારા મુખમાં વિષની દાઢ જ ન મળે.'

ને મહારાણી! એમ તમે યે આ ગુનેગારને છોડીને મારા જેવા ડુંડુભને મારવા તૈયાર થયા છો? રુરુએ તો ડુંડુભને છોડી દીધેલો ને તમે તો હઠ લઈને બેઠાં છો.'

વાત સાંભળીને વાસવદત્તા હસી પડી છે: 'તેં તો ડુંડુભને ય બચાવ્યો ને ભેળા સર્પોને ય ઉગાર્યા.'

રાણીનો રોષ ઊતરી ગયો છે. એણે બંધુમતિને પાસે બોલાવી છે: 'આપણે બે બહેનો જેવી. સારું થયું બેયને એક પતિ મળ્યો. નહિતર આપણે તો કોણ જાણે ક્યાંની ક્યાં હત!'

ને રાણીનાં વેણ સાંભળી રાજા યે મૂગો મૂગો મનમાં હસ્યો છે

# ભીમના ટોડા

માવજી પટેલ

શ્રીકૃષ્ણની કૃપાથી અને સહદેવના ત્રિકાળ જ્ઞાનની મદદથી પાંડવો જેમ તેમ કરીને પડતા, આખડતા અને બળ્યાજળ્યા લાખાગૃહના ભોંયરાની બહાર નીકળ્યા બહાર આવ્યા ત્યારે લગભગ સવારના ચાર વાગવાનો સમય થયો હતો. કોયલ જેવાં વહેલાં ઊઠનારાં પક્ષીઓએ બોલવાની શરૂઆત કરી દીધી હતી. થાકેલા મન અને શરીરને આનંદ આપે તેવી ગુલાબી ઠંડી હવા આવતી હતી તાજી હવા મળતાં જ પાંડવોનાં દાઝેલા શરીરને થોડી રાહત મળી. ઘડીભર તો બળતરા ઓછી થઈ હોય એમ લાગ્યું. પરંતુ આવાં ઉપર ઉપરનાં ઓસડનો ફાયદો ક્યાં સુધી! થોડી વારમાં બળતરા બમણા જોરથી ઊપડી. રૂવાંડે રૂવાંડે આગ મૂકી હોય તેવું દુઃખ શરૂ થયું. અસહ્ય વેદનાથી ઘડીભર તો સૌ બૂમો મારવા અને આંકંદિલાં કાઢવા માંડ્યા પરંતુ થોડી વારે તેમને પોતાની નિર્બળતાનો ખ્યાલ આવ્યો. થોડાં દાઝ્યાં એટલામાં આવી શરમજનક દુર્બળતા દેખાડી ત્યારે લડાઈના મેદાનમાં ખરી ક્ષત્રીવટ દેખાડવાનો સમય આવશે અને શરીર બાણના ઘાથી ચાળણી જેવાં થઈ જશે અને શરીર ઉપર તલવારના જનોઈવઢ ઘા પડશે ત્યારે શું થશે!

વિચાર આવતાં જ સૌના મન મજબૂત થઈ ગયાં અને જાણે દુઃખ સહન કરવાની શક્તિ આવી ગઈ.

ધીમે ધીમે સૌ આગળ ચાલવા માંડ્યાં. ક્યાં જવું તે નક્કી નહતું એટલે પગ જ્યાં લઈ જાય ત્યાં જવા લાગ્યાં. થોડે દૂર જતાં પ્રભાતિયાના સુર સંભળાવા લાગ્યા. કોઈ ભક્તજન એકધ્યાન થઈને પ્રભુ સાથે મનના તાર જોડી રહ્યો હતો ભક્તે ભક્તોને આકર્ષ્યાં.

આ ભક્તજન બીજો કોઈ નહિ પરંતુ વિદુરજીએ પાંડવોને સામે પાર લઈ જવા માટે સૂચના આપીને બેસાર્યો હતો તે જ વૃદ્ધ નાવિક હતો. ડોસો પ્રભુનો ભક્ત હતો, સેવાભાવી અને પરગજુ હતો. પાંડવોને જોતાં જ અનુમાન કર્યું કે કદાચ વિદુરે કહેલાં દુઃખીઆ પાંડવો તો નહિ હોય! છતા વાત નક્કી કરવા માટે પૂછપરછ કરીને ખાતરી કરી લીધી. સામસામી ઓળખાણુપીછાણુ થયા પછી નાવિકે તેમને વિદુરના આપેલાં કપડા અને રત્નજડિત વીંટી આપ્યાં અને સામે પાર જવા હોડીમાં બેસવા કહ્યું.

પાંડવો તો તૈયાર જ હતાં. હોડી ઊપડી. થોડીવારમાં પાંડવો નદીને સામે કાંઠે ઊતરી ગયાં અને ભલા નાવિકનો આભાર માનીને આગળ ચાલવા માંડ્યા.

પાંડવો દેખાતા બંધ થયા ત્યારે નાવિક પાછો ફર્યો પાછા ફરતાં નાવિકને પાંડવોના અને તેમના જેવા સતીઆ પુરુષોને માથે વિના કારણુ પડેલ અસહ્ય દુઃખના વિચારો આવવા લાગ્યા. અરેરે! પ્રભુ આવા સાધુ પુરુષોને શા માટે દુઃખ દેતો હશે? અથવા તો આવી આકરી કસોટી શા માટે કરતો હશે! પ્રભુની

લીલાનો વિચાર કરતાં કરતાં તેનું ભક્ત હૃદય પ્રભુમય થઈ ગયું અને સમાધિ લાગી ગઈ. હાથમાંથી સુકાન છૂટી ગયું અને નાવડું પાણીના પ્રવાહની સાથે ઘસડાવા લાગ્યું અને કમનસીબે વમળમાં અટવાયું અને ઊંધું વળ્યું. નાવિક ભક્તને છેલ્લાં પ્રભુદર્શન થયાં અને નાવ સાથે તેના જીવનનાવે પણ જળ-સમાધિ લીધી અને મોક્ષ પામ્યો. આમ ધર્માત્માઓને નદીને પાર ઉતારીને પોતે ભવને પેલે પાર ઊતર્યો

બીજી બાજુ કૌરવોને જ્યારે ખબર પડ્યા કે લાખાગૃહ બળી ગયું છે પરંતુ પુરોચન પાછો ફર્યો નથી એટલે ચંડાળ ચોકડી લાખાગૃહ તરફ ઊપડી. બરાબર તપાસ કરતાં રાખના ઢગલા વચ્ચેથી બળેલાં હાડકાંનો ઢગલો મળી આવ્યો એ ઉપરથી અનુમાન કર્યું કે પુરોચનનું તો જે થયું હોય તે ખરું પરંતુ પાંડવો તો નક્કી બળી મુઆ છે. છતાં વધારે ખાતરી કરવા માટે આજુબાજુ ચારપાંચ ગાઉમાં તપાસ કરાવી પરંતુ પાંડવોના વાવડ મળ્યા નહિ એટલે નક્કી કરી લીધું કે પાંડવો જરૂર મરી ગયા છે. પુરોચનની વધારે તપાસ કરવાની જરૂર ન હતી કારણ કે એ જીવતો હશે તો એની મેળે ઇનામ આપવાનું ટળ્યું તે લાભમાં.

પોતાનું ધારેલું નિશાન પડ્યું છે એની ખાતરી થયા પછી નિશાનબાજને જે આનંદ થાય તેનાથી પણ વધારે આનંદ મામા શકુનીને થયો હતો. સૌ આનંદ કરતા કરતા રાજધાનીમાં પાછા ફર્યા અને મામાનાં માન વધ્યાં.

આગળ કહ્યું તેમ પાંડવો વનની વાટે ચલ્યા પરંતુ ગાઉ દોઢ ગાઉ ચાલ્યા પછી ભીમસેન સહિત સૌ થાકીને લોથ થઈ ગયાં. એક ડગલું પણ ભરવાની હવે તાકાત ન હતી. સૌ ઢગલો થઈને નીચે પડ્યાં. બીચારા પાંડવો! અત્યારે જગતમાં તેમનું કોઈ જ ન હતું. કોણ મદદ કરે!

કહ્યું છે ને કે જેનું કોઈ નથી તેનો ઈશ્વર છે. ખરેખર થયું પણ તેમજ. શ્રીકૃષ્ણ પ્રભુને પાંડવો યાદ આવ્યા. પોતે જેમને વચન આપ્યું છે કે તમારી આંગળી કપાય તો મારો પોંચો કપાય એવા પાંડવોની હું સંભાળ નહિ લઉં અને મદદ નહિ કરું તો ઘડી બે ઘડીમાં મરણ પામશે અને મારે કપાળે કાળી ટીલી લાગશે. લોકોની ઇશ્વરી તત્ત્વમાંથી શ્રદ્ધા ચાલી જશે.

આમ વિચારીને તેમણે દિવ્ય શક્તિથી પોતાની એક કળાનું બળ ભીમસેનમાં મૂક્યું અને બાકીના પાંચેય જણામાં પણ થોડો શક્તિસંચાર કર્યો. બસ થયું. એન્જીનમાંથી વરાળનું જોર લાગે ને પૈડામાં ગતિ આવે તેમ ભીમના પગમાં ગતિ આવી. પ્રભુનું એક કળાનું બળ એટલે શું! તેની તો માત્ર કલ્પના જ કરવાની રહી. ધારે તો જમીનમાંથી મૂળો ખેંચે તેમ પર્વતને ખેંચી શકે! ભીમસેન જેવો ભડ આદમી અને તેમાં ઉમેરાયું એક કળાનું બળ. પછી તો વાત જ શી કરવી! બે ભાઈઓને કેડ ઉપર, બીજા બેને ખાંધે અને માતાજીને માથા ઉપર બેસારીને ભીમે દોટ મૂકી પહોર દહાડો ચડતામાં તો જંગલના ગીચ

બાગમાં પહોંચી ગયાં અને એક સરોવર-ને કાંઠે વડના ઝાડ નીચે પડાવ નાખ્યો.

સહદેવે કહ્યું કે હમણાં આપણી ગ્રહ દશા ખરાબ છે એટલે શહેર કે ગામમાં નહિ જતાં જંગલમાં જ રહેવું એમાં જ આપણી સહીસલામતી છે એટલે અહીં જ થોડો વખત રહીએ તો સારું. આ વાતમાં સૌ સહમત થયાં અને ભીમસેને થોડી વારમાં જ એક ઝૂંપડી તૈયાર કરી દીધી અને સુવા માટે કુણાં કુણાં ઘાસપાંદડાંની પથારીઓ કરી.

આટલું થયા પછી સૌમાંથી ઇશ્વરે આપેલ બળ ચાલ્યું ગયું અને ઢીલા ઘેંશ જેવાં થઇને પડી ગયાં, બોલવાની કે હલવાની પણ તાકાત ન રહી. હવે તો શરીરે થયેલ ફોડલા ફુટીને પાણી ચાલવા માંડયાં અને ઘા ઉપર માખીઓ બેસવા માંડી. માખીના દુઃખમાંથી બચવા માટે ભીમે ઝૂંપડીની દીવાલનાં બાંકાંમાં પાંદડાં ભરાવીને માખી ન પેસે તેવું કરી દીધું અને માખીઓને બહાર કાઢી બારણું વાસી દીધું.

ખાવાનું લેવા જઇ શકાય તેટલી કોઈનામાં તાકાત ન હતી એટલે ભૂખ્યાં ને તરસ્યાં પડ્યાં રહેવા સિવાય બીજો માર્ગ ન હતો. ફરી પ્રભુએ સહાય કરી અને ભીમસેન વનમાં ફરીને મળ્યાં તેટલાં વનફળ લાવ્યો. અને સૌને ખવરાવ્યાં. આમ કરતાં કરતાં એક મહિને સૌ સાજાં થઈ ગયાં.

ગમે તેટલાં ફળ હોય તોપણ એક એક જગ્યાએથી તોડીએ તો કેટલા દહાડા ચાલે ? પૂર્વ દિશામાં ફળફુલ મળતાં બંધ થયાં એટલે ભીમ એક દિવસ દક્ષિણ દિશા તરફ ચાલ્યો. થોડે દૂર જતાં પાકાં ફળ અને ફુલની માદક સુગંધ આવવા લાગી. તેને લાગ્યું કે નક્કી કોઇનો બાગ એ બાજુએ હોવો જોઇએ. ભીમ તો આગળ ને આગળ ચાલવા માંડયો. થોડી વારે બગીચાની દીવાલ જોવામાં આવી. દીવા-લને ફરતો આંટો મારી બગીચાનો અંદાજ બાંધવા પ્રયાસ કર્યો પણ બાગ ઘણો મોટો હતો. એકાદ વરસ સુધી ફળ ખાધા કરીએ તોપણ ખૂટે નહિ તેવડો મોટો એ બાગ હતો. બાગની વિશાળ-તાનો ખ્યાલ તો બાંધ્યો. હવે અંદર કેવાં કેવાં ઝાડ છે તે જોવા માટે એક મોટા ઝાડ ઉપર ચઢીને નજર ફેરવી જોતાં જ ભીમના મોઢામાં પાણી છુટ્યું. ઊંચામાં ઊંચી જાતનાં અને દરેકેદરેક જાતનાં ફળથી લચી પડતાં ઝાડ દેખાયાં. નક્કી આ કોઈ રાજા, મહારાજાનો બાગ હોવો જોઇએ

ફળ છે, અને જોઈએ છે એટલું જ નક્કી થાય પછી બાગ ગમે તેનો હોય તો પણ શું ! ફળ લીધા સિવાય પાછો ફરે તો ભીમસેન નહિ કોઈની પરવા-નગી લઈને કામ કરવાનું તો ભીમ શીખ્યો જ ન હતો. લેવાની ઇચ્છામાં જ બધું આવી જાય.

દરવાજો ક્યાં હશે તેની તપાસ કરવાની ભીમને ફુરસદ ન હતી એટલે દીવાલથી દૂર જઈ દોડી કાઢીને ઊંચો કુદકો લીધો અને સીધો પડયો બાગમાં.

બાગની શોભાની શી વાત કરવી ! નાના નાના હોજ ને ફુવારા, લીલોતરી-વાળી ટેકરીઓ ને વરખું, લતામંડપો

અને હીંચકા; નાની કેડીઓ ને મોટા મોટા બાંધેલા રસ્તા, પાણીમાં રંગબેરંગી માછલાં અને ઝાડ ઉપર ભાત ભાતનાં પક્ષીના પાંજરા આવું આવું તો કેટલુંય હતું પરંતુ ભીમને આવી નકામી વસ્તુઓનો શોખ ન હતો. તેનું ધ્યાન તો ફળ ઉપર હતું. શોભાની વસ્તુઓ જોઈ ન જોઈ ને એ તો માંડ્યો ઝાડને ઝુડવા. પાકાં પાકાં ફળ ખાતો જાય, ઝોળીમાં ભરતો જાય અને આગળ ચાલે.

થોડી વારે ઝાડની ડાળીઓ તુટવાનો અને ઝાડના હીંચોળાનો અવાજ રખેવાળોના ખ્યાલમાં આવ્યો અને બે પાંચ જણા હાથમાં મોટા મોટા ગેડા લઈને અવાજની દિશામાં દોડયા

વાહ! હથિયાર સહિત આવી પહોંચ્યાં ને શું? આ મુનિકોનો રંગ તો જુઓ જાણે કોલસાની જ બનાવટ અને શરીર ઉપર આટલા બધા બોકડા જેવા વાળ પણ ઠીક શોભે છે. આટલી શોભા અધુરી હોય તેમ બ્રહ્માએ નાક બુઠાં ને કાન બુચા બનાવ્યા લાગે છે. વાહ ભાઈ વાહ!

'એલા કયાંનો છો! અહીં તમારા બાપનું શું દાટ્યું છે? ચાલ્યા જાઓ અહીંથી.'

આવનાર ખડખડાટ હસી પડ્યા એલા આ તે ચોર કોટવાળને દંડે એવી વાત થઈ. એક તો રાણી સાહેબાની રજા વગર બાગમાં પેઠો, અને બાગમાં આટલું બધું નુકસાન કર્યું. એનું કંઈ નહિ ને સામો લેતો પડે છે! ચાલ ઉતર નીચે નહિતર પધરામણી કરવી પડશે.

હુંકારો સાંભળતાં જ ભીમને નખશીખ ક્રોધ ચઢી ગયો. ધુબાકો મારીને નીચે પડ્યો અને પાસે ઉભેલાનો પગ પકડીને ઉંચેલી ટોળી ભર ભીડ્યો ભીંકુ લાગ્યો તેણે તો ધોળે દિવસે તારા જોઈ લીધા એટલે કોઈની રાહ જોયા વિના જીવ લઈ ને નાઠો અને સીધો તેની મહારાણી પાસે પહોંચી ગયો અને બચાવો, બચાવોની ધા નાખી. બાકીના પણ બીકના માર્યા એકની પાછળ બીજો એમ ગાડરિયા પ્રવાહની પેઠે નાઠા.

આ બાગની માલિકણ હતી હેડંબા નામની રાક્ષસી. ભીમને આ વાતની કશી ખબર જ ન હતી, અને ખબર હોય તે પણ પરવા ન હતી. એ ફરી પાછો પોતાના કામમાં મશગુલ થઈ ગયો.

આ બાજુ રક્ષકોની ફરિયાદ ઉપરથી બીજા મજબુત અને મોટા રાક્ષસોને તપાસ માટે અને ઢુંઢારાને પકડી મંગાવવા અને જીવતો ન પકડાય તો કાચો ને કાચો ખાઈ જવાની છૂટ આપીને મોકલ્યા.

આવનારાનો અવાજ સાંભળીને ભીમ સાવચેત થઈ ગયો એ લોકો આવી પહોંચે તે પહેલાં લૂંટનો માલ લઈને પલાયન થઈ શકાય તેવો મોકો હતો પરંતુ એમ થાય તો જંગલની રાણીને જોવાનું રહી જાયને! ભીમસેને છટકી જવાનું માંડી વાળ્યું અને રાક્ષસોની રાહ જોવા લાગ્યો.

આટલામાં જ ટોળીના નાયકે પૂછ્યું: અલ્યા તું કોણ છે અને વગર પરવાનગીએ રાણીના બાગમાં કેમ પેઠો છે?

દુનિયાના બાદશાહને વળી પરવાનગીથી અને વાત શી. દર સાલની માફક આપણ સાલ તમારી રાણી તરફથી અમને ખંડણી મળી નથી તેથી ખંડણી લેવા

અને રાણીને મુલાકાત આપવા હું પોતે જ આવ્યો છું. જાઓ તમારાં રાણીને ખબર આપો. હું તમારી પાછળ પાછળ આવી પહોંચું છું. ભીમે હસીને જવાબ આપ્યો.

રાક્ષસો આ જવાબથી ભીમને ગાંડો ગણી ખડખડાટ હસવા લાગ્યા અને અંદર અંદર તેની મશ્કરી કરવા લાગ્યા.

ભીમને તકરાર કરવાની ન હતી તેથી મૌન રાખીને તેમની ચર્ચા સાંભળવા લાગ્યો.

થોડી વાર મસલત કરી ને સરદાર આગળ આવ્યો અને ભીમને પકડવા હાથ લંબાવ્યો.

ખબરદાર! એક ડગલું આગળ વધીશ તો હાથ ભાંગીને નીચે પડશે. તમારે જે કહેવું હોય તે દૂરથી કહો!

જવાબ સાંભળતાં જ સરદારને લાગ્યું કે કોઈ ગાંડો માણસ લાગે છે. જરા કળથી કામ લેવું પડશે. આમ વિચારી ને તેણે ફેરવી તોળ્યું. આપ નામદારની એવી જ ઈચ્છા હોય તો મને હરકત નથી. અમારો અહીંનો નિયમ તો એવો છે કે મોટા માણસોને બાંધી ને રાણી સાહેબ પાસે મુલાકાતે લઈ જવા. હવે આપ નામદાર જેમ હુકમ કરો તેમ કરીએ.

ભીમને તેમના નિયમ પ્રમાણે ચાલવામાં હરકત ન હતી કારણ કે આમ નજર કેદી થવામાં ભય ન હતો પોતે ધારે ત્યારે છૂટો થઈ શકે તેમ હતો, એટલે જાણી જોઈને તેમના કહેવાના નિયમને આધીન થયો અને સૌ આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં ભીમસેન રાણીના રૂપનો અને ઠઠારાનો વિચાર કરતો જતો હતો અને આસપાસની શોભા જોતો જતો હતો. જોકે ચેનચાળા એવા કરતો હતો કે સામા માણસોને તો એ ખરેખર ગાંડો જ લાગતો હશે.

અરધો બાગ વટાવ્યો પછી રાણીનો રંગમહેલ આવ્યો. આખો મહેલ સફેદ આરસ પહાણનો બનાવેલો હતો. દીવાલે દીવાલે રંગબેરંગી ચિત્રામણ હતું. હીરા મોતી અને માણેકના ઝુમર હતાં. હાંડી તખ્તાનો કોઇ હિસાબ ન હતો સોના રૂપાની લાદી હતી. હરિયાળા મેદાનમાં સફેદ હાથીની જેમ આ સાત માળનો રંગમહેલ બાગની વચોવચ શોભી રહ્યો હતો મહેલ જોઇને ભીમને સંતોષ થયો સવારી આગળ ચાલી એટલે ભીમે કલ્પના કરી કે રાણી સાહેબ મહેલમાં નહિ બિરાજતાં હોય.

આગળ ચાલતાં ચાલતાં બગીચાને લગભગ છેડે સીધા ચઢાણવાળા અને ખૂબ ઊંચા બે ડુંગરા દેખાયા આ ડુંગરાની ગાળીમાંથી મોટું ઝરણું વહેતું હતું અને આ ઝરણાને કાંઠે રાણી સાહેબ માટે ઉનાળામાં રહેવા માટે હીમગૃહ હતું. આ હીમગૃહમાં રાણી–સાહેબ સોનાની હીંડોળા ખાટે ઝૂલતાં હતાં. પહેરેગીરોએ અંદર જઇને ખબર આપ્યા એટલે હુકમ મુજબ ભીમને અંદર લઈ જવામાં આવ્યો.

બંનેએ એક બીજાને જોયા. આંખે આંખ મળી. બન્નેને એક બીજા તરફ

આકર્ષણ અને કુણી લાગણી થઈ. રાણી બીનેવાન પણ ગજબની નમણી હતી. જાણે કે બ્રહ્માએ આખા વિશ્વની નમણાઈ આ એક જ બાઈમાં જારી દીધી હશે. અલબત્તા તેની પાછળ પાગલ બને તેવું એનું રૂપ હતું. તો પછી ભીમસેનનો શો હિસાબ.

એ જ પ્રમાણે બાઈ સાહેબ પણ ભીમનું રૂપ, લોખંડી શરીર અને પ્રભાવશાળી ચહેરો જોઈને ખુશી ખુશી થઇ ગયાં. તેને પણ ભીમસેન પરાક્રમ અને પુરુષત્વની મૂર્તિ સમો લાગ્યો હૃદય તેના તરફ ઢળ્યું છતાં જરા કસોટીએ ચડાવવાનું મન થયું.

આ રાણીનું નામ હતું હેડંબા. હેડંબ રાક્ષસની એ બેન થાય. હેડંબાના નામ ઉપરથી આ વનનું નામ હેડંબવન કહેવાતું. ભીમે પણ નામ સાંભળેલું પરંતુ નજરે તો પહેલી જ વાર જોઇ.

હેડંબાએ પોતાના મનનો ભાવ છુપાવી દીધો અને ગુસ્સે થઇને હુકમ કર્યો—આ / લુટારાને બાંધીને જેલમાં પૂરી દો

હુકમ થતાં જ રક્ષકોમાં સળવળાટ થયો. પરંતુ કાંઈ થાય તે પહેલાં જ ભીમસેન વીજળીને વેગે કુદી ટોળા માંથી છૂટો પડી ગયો અને સરદારના હાથમાંથી ગેડીઓ આંચકીને તેના જ માથામાં જોરથી ફટકારી. ફટકો પડતાં જ બાવળનું ઠુંઠું પડે તેમ સરદાર સાહેબ ઊંધે મોઢે ધૂળ ચાટતા થયા અને બાકીના બીકના માર્યા મૂઠીઓ વાળીને નાઠા.

હેડંબાને ભીમની નીડરતા અને બળની ખાતરી થઈ ગઈ.

પછી તો બન્ને જણાએ એકબીજાના મનની વાત જાહેર કરી અને પરણવાનું નક્કી કર્યું. પરંતુ હેડંબાની પ્રતિજ્ઞા હતી કે જે કોઈ બહાદુર, પોતાને 'વિરાટ' હીંચકે, મોટામાં મોટો હીંચકો નાખી શકે તેને જ પરણવું અને હીંચકો નાખનાર નિષ્ફળ જાય તો તેનું માથું ધડથી જુદું થાય.

આ વિરાટ હીંચકો પણ જોવા જેવો હતો. બે ડુંગરાની છેક ટોચે લોખંડના મજબૂત પાટડામાં બે કડાં જડી દીધાં હતાં. અને તેમાં જાડી સાંકળો પરોવીને હીંચકો ડુંગરાની ગાળીમાં ઝૂલતો રાખ્યો હતો.

હેડંબાએ પોતાની ઇચ્છા ભીમને જણાવી. ભીમને પણ પોતાનું નસીબ અજમાવવાનું મન થયું. કાં તો નમણી નારી મળે છે અને નહિતર, માથું જુદું થાય છે

ભીમે હા પાડી કે તરત જ માણસોએ હીંચકો તૈયાર કર્યો. હેડંબા હીંચકે બેઠી અને મોટામાં મોટો હીંચકો ક્યાં સુધી ગણાય તે ભીમને બતાવવામાં આવ્યું ભીમસેને માપ જોયું ન જોયું ને હેડંબાને સાંકળ બરાબર પકડી રાખવાની સૂચના આપીને કહ્યું કે જો પકડ ઢીલી થશે તો ડુંગરાની ગાળીમાં ક્યાંય ઉડી પડશો અને એકેય હાડકું સાજું નહિ રહે માટે હાથની સાંકળ સાથે મડાગાંઠ વાળી રાખજો. ચાલો હોશિયાર! એક બે અને ત્રણ. એટલું કહેતાં જ સઢમાં પવન ભરાય અને વહાણ દરિયામાં સડસડાટ ચાલવા માંડે તેમ હીંચકો પણ આગળ ને પાછળ ચાલવા માંડ્યો. ભીમ પણ સઘળું જોર હીંચકાની

સાંકળ ઉપર અજમાવવા માંડ્યો. નક્કી કરેલ નિશાન તો ક્યારનું વટી ગયું અને હીંચકો ઊંચો ને ઊંચો ચડવા માંડ્યો. બરાબર સાતમે હીંચોળે તો હીંચકે પોતાનું સ્વરૂપ બદલાવ્યું. એ તો હીંચકો મટીને 'ફ્રેજેત ફાળકો', (ચક્કર હીંચકો) બની ગયો. ઉપરનો પાટડો હીંચકાના જોરથી ડુંગરાની ટોચમાં ગોળ ગોળ ફરવા માંડ્યો અને તેની આસપાસ હીંચકો પણ ફરવા માંડ્યો.

હેડંબાને આવી કલ્પના સુદ્ધાં ન હતી. આટલી ઉંમરમાં આવો હીંચોળો જોયો ન હતો તો અનુભવ્યો તો ક્યાંથી હોય ? તેને તો આંખે લાલપીળાં દેખાવા માંડ્યાં. આંખના ડોળા બહાર નીકળવા લાગ્યા. બીકને લીધે તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. હીંચકા ઉપર જ બેભાન જેવી થઈ ગઈ અને હાથની મહાગાંઠ વળી ગઈ.

ભીમને લાગ્યું કે હવે રાક્ષણીનું અભિમાન ઉતરી ગયું છે એટલે તરત જ હીંચકો ઊભો રાખી દીધો. હીંચકો ઊભો રહેતાં જ હેડંબાના ખોળીઆમાં જીવ આવ્યો અને હાશ કરીને નીચે ઊતરી ગઈ.

હવે અહીં રોકાવાની જરૂર ન હતી સૌ રંગમહેલમાં ગયાં.

ભીમ–હેડંબાનો વિચાર શ્રીકૃષ્ણે જાણી લીધો અને, નારદજીને લગ્નવિધિ કરાવવા જવાનો સંદેશ મોકલ્યો. વાયુ-સંદેશ મળતાં જ નારદજીએ વિમાન તૈયાર કરાવ્યું અને હેડંબ વનમાં પહોંચી ગયા. વાજતેગાજતે લગ્ન સમારંભ પૂરો થયો. બંને વરઘોડીઆને આશિષ આપીને નારદજી પાછા સ્વર્ગલોકમાં ગયા.

નારદજીના ગયા પછી હેડંબાએ સૌને જમાડ્યાં અને પોતે પણ ભીમની સામે બેસીને જમવા લાગી. સામસામાં આગ્રહ કરીને બન્ને જમ્યાં. ભીમને તો ઘણે વખતે અન્નના દર્શન થયાં હતાં એટલે જમવાની બહુ મજા પડી અને તેમાં પણ પત્નીનો આગ્રહ ભળ્યો પછી શી વાત કરવી !

હજુ દિવસ આથમવાને ઘણી વાર હતી. પરંતુ ભાઈઓ અને માતા ભૂખ્યાં

બેઠાં હશે માટે જલદી ફળ લઈને પહોંચવું જોઇએ એટલે ભીમે જવાની ઉતાવળ બતાવી. પરંતુ હેડંબાએ પાંચેય જણાને બેત્રણ દિવસ ચાલે તેટલું મિષ્ટાન્ન મોકલીને ભીમને રોકાઈ જવાનો આગ્રહ કર્યો. ભીમને લગ્નની વાત માતા અને ભાઈઓથી ખાનગી રાખવી હતી એટલે હેડંબાની દરખાસ્ત નામંજુર કરીને ભીમસેને ફળફુલના ગાંસડા બે-ત્રણ રાક્ષસો પાસે ઉપડાવીને પોતાની ઝૂંપડી તરફ રવાના થયો. જતાં જતાં કહેતો ગયો કે અધરાત પહેલાં પાછો આવી જઈશ મારે માટે જમવાનું તૈયાર રાખજે.

ઝૂંપડી દૂરથી દેખાવા લાગી ત્યારે રાક્ષસોને પાછા મોકલી દીધા અને વનફળના ગાંસડા ઉપાડીને ભીમભાઈ ઝૂંપડી તરફ રવાના થયા. પહોંચ્યા ત્યારે દિવસ આથમવા આવ્યો હતો. ભીમને સહદેવે આંખ મીચકાવીને પૂછયું: 'કેમ ભીમભાઈ આજ તો બહુ મોડા! તમને તો ભૂખ નહિ લાગી હોય પણ અમારા પેટમાં તો કુરકુરીઆં બોલે છે.'

'કેમ ભાઈ! અમને શા માટે ભૂખ ન લાગે! તમારે તો અહીં બેઠા રહેવું ને ભૂખ લાગે છે, ત્યારે મારે તો આખો વગડો વીંધીને જવું અને ઝાડવે ઝાડવે ચઢીને આપ સૌ નામદારોને માટે ફળ લાવી આપવાની વેઠ કરવી અને છતાં તમારાં મેણાંટોણાં સાંભળવાં. કાલથી આપણે તો ફળ લેવા જવાના નથી, જેને વહેલી ભૂખ લાગતી હોય તે જાય ફળ લેવા. આપણે તો અહીં બેઠા ઠંડે છાંયે પારકી મહેનતનું ખાઈશું ને આનંદ કરશું'

અને ભાઈઓની ટપાટપી સાંભળીને માતાજીને થયું કે હમણાં તકરાર થઈ પડશે એટલે ભીમને ઠંડા પાડવા સહદેવને ખોટો ખોટો ધમકાવ્યો અને ભીમને કહ્યું: 'કેમ બેટા! આજ તો થાકી ગયો હોઈશ ખરું ને! કાલથી થોડું-ઘણું જે મળે તે લઈને વહેલો ઘરે આવી જજે જેથી થાક ન લાગે. તું લાવીશ તેટલું સૌ ભાગે પડતું ખાઈ લઈશું હો બાપલા! ભીમને વહેલું જવું હતું અને મોડું આવવું હતું એટલે આ તકનો લાભ લઈને માજીને કહી દીધું કે 'માજી આપણી આજુબાજુમાં હવે ફળ ખલાસ થયાં છે અને તેથી અહીંથી દક્ષિણ દિશામાં ઘણે દૂર જવું પડે છે અને એ જંગલમાં એક નરભક્ષી વાઘણ રહે છે તેનાથી જરા ચેતતા રહેવું પડે છે એટલે વખત ઘણો જાય છે આવતી કાલથી તો અધરાત પછી અહીંથી નીકળી જઈશ અને સાંજે જરા મોડો આવીશ.'

અને માજી! એ નરભક્ષી વાઘણ ભીમભાઈની પાળીતી થઈ ગઈ છે એટલે બીક રાખવાની જરૂર નથી હો! સહદેવે જરા ટીખળ કરી ભીમ તરફ આંખનો ઈશારો કર્યો.

સહદેવની માર્મિક વાણી સાંભળીને ભીમના મોતીઆ મરી ગયા. તેને બીક લાગી કે હમણાં સહદેવડો બધું ભસી મરશે અને ઉપાધિ થશે. તેણે જરા કડક થઈને કોઇ ન જાણે તેમ સહદેવને આંખને ઇશારે સમજાવી દીધું કે 'મૂંગો મર મૂંગો' વધારે દોઢ ડાહ્યો થઈશ તો માર ખાઈશ.

લગ્ન પછી ભીમસેન ઘણો ખરો

વખત હેડંબવનમાં ગાળવા લાગ્યો. અને મહિના પર મહિના થવા લાગ્યા. વખત જતાં હેડંબાને ઓધાન રહ્યાં અને દશ દિવસે* પુત્ર જન્મ થયો. તેનું નામ પાડ્યું. ઘટોત્કચ્છ આબાદ ભીમસેન જેવો જ. પુત્ર તો દિવસે ન વધે તેટલો રાત્રે વધે અને રાત્રે ન વધે તેટલો દિવસે વધે. મહિના બે મહિનામાં તો વધીને સોળ વરસના કહેવા કુંવર જેવડો થઈ ગયો.

હેડંબા-ભીમસેનના આનંદનો પાર નથી. બંને જણા પોતાના પ્રેમની પ્રસાદી-રૂપ પુત્રને રમાડે જમાડેને મજા કરે છે.

આ પ્રમાણે હેડંબવનમાં પાંડવો ઈશ્વરે આપેલ દુઃખને સુખમાનીને આનંદથી ઈશ્વરભક્તિમાં દિવસો પસાર કરે છે.

નોંધઃ—માકડ, મચ્છર, ચાંચડ વગેરે જંતુઓ રાક્ષસી માયા મનાય છે કારણકે આ બધા થોડા કલાકમાં જન્મ ધરે છે અને મરણ પણ તેવી જ રીતે જ પામે છે. રાક્ષસોનું પણ તેવુ જ છે. જન્મ ધરવામાં પણ બહુ વખત ન લાગે અને મરતાં પણ વખત ન લાગે.

---

એક નવપરિણીત દંપતીને એક દિવસ પોસ્ટથી કોઈ મિત્રે શહેરમાં ચાલતી સારામાં સારી ફિલ્મની બે ટિકિટો મોકલી-પણ મોકલનારે તેનું નામ નહીં લખેલું-તેથી આ ટિકિટો કયા મિત્રે મોકલી હશે તે જવાબ વગરનો સવાલ જ રહેલો—

પછી તો બંને જણા ફિલ્મમાં ઊપડ્યાં અને ચિત્ર સારું તો હતું જ એટલે મજાની થી વાત કરવી પણ મોડી રાતે ઘરે આવ્યાં ત્યારે કમાડ ઉઘાડો પડ્યો હતો અને ઘરેણાંનો દાબડો ગુમ થયો જણાયો-તેની જગાએ એક ચિઠ્ઠી પડી હતી તેમાં લખ્યું હતું,

'હવે તો મને ઓળખ્યો ને!'

# ક્રાંતિનો સર્જક

મયૂર

ગાડી ઊપડી એટલે લલિતાએ વાત શરૂ કરી. 'તમે શા માટે આગ્રહ કર્યો, વિનોદભાઈ?'

'આગ્રહ તો જો કે નથી કરવો પડ્યો, પરંતુ જરૂર ઊભી થાત તો તેટલે સુધીની તૈયારી કરી રાખી હતી. એ વાતાવરણમાં તું કેવી રીતે રહી શકે, લલી?'

'વાતાવરણ તો કંઈ ખરાબ ન હતું.'

'ના, ત્યાં તો દૂધે મેહુલા વરસતા હતા અને સુખના સમુદ્ર છલી રહ્યા હતા.'

'તમે એમને મન અજાણ્યા હતા, તમારા પ્રત્યેના વર્તનમાં એવું કશું અસ્વાભાવિક બની ગયું હોય તો એમાં એમનો દોષ નથી.'

'હું મારા પ્રત્યેના એમના વર્તનની વાત નથી કરતો, લલી. મને તો એ ઘરમાં વ્યક્તિ વ્યક્તિ પરત્વે અવિશ્વાસ દેખાયો.'

'તમારા અભિપ્રાય પ્રમાણે તો એ ઘર થોડા વખતમાં ઉજ્જડ થઈ જવું જોઈએ, વિનોદભાઈ, પરંતુ એમાં તમારી ભૂલ થાય છે. એ ઘરમાં મેં આટલાં વરસો વીતાવ્યાં છે. ઘરના વાતાવરણને હું વધારે જાણું છું. કારણ કે એ ઘરને મેં મારું ઘર માન્યું છે.'

'એ ઘરમાં તારું હવે શું રહે છે, લલી! હતું એ તો ભગવાને લૂંટી લીધું.'

'તો એનો દોષ ભગવાનને દેવો ઘટે.'

'પરંતુ ભગવાને જે કર્યું છે એનું નિમિત્ત માનવીને બનાવીને વિધવાને સજા કરવાનો તો કોઈને હક નથી! મૃત્યુ એ કંઈ કોઈના હાથની વાત નથી.'

'વાત તો સાચી છે. સ્ત્રી પોતાનું સૌભાગ્ય પોતે ભૂંસી નાખતી નથી. પરંતુ પતિના મૃત્યુનું નિમિત્ત માનીને સમાજ વિધવાને સજા કરે છે, એ વાત સાથે હું સહમત થઈ શકતી નથી. સજા થતી જ હશે તો એ વિધવાના કર્મનો વિપાક છે.'

'તો પછી જે કંઈ થાય છે એ બધું જોયા કરવું અને સહ્યા કરવું એમ તું કહે છે?'

'એવું કંઈ થાય છે એમ માનો છો જ શા માટે? અને ધારો કે તમારી માન્યતા બરાબર છે તો પણ તમે તો આ કર્મનો વિપાક ઘટી કે રોકી શકશો એની ખાતરી નથી.'

'વાત ત્યાં જ આવીને ઊભી રહે છે, લલી. હું એ કશું સહન કરવાનો નથી. મારે સમાજ સામે બળવો પોકારવો છે.'

'પરંતુ બળવાની રીત તો આ નથી. સાસરિયા વચ્ચેથી મને થોડા દિવસ દૂર લઈ જવાથી તો તમારું લક્ષ્ય સિદ્ધ થઈ શકે તેમ નથી.'

'તો પછી એનો બીજો માર્ગ શો હોઈ શકે?'

'માર્ગ તો તમારે વિચારવાનો રહ્યો, વિનોદભાઈ. મેં તો કહ્યું નથી કે મારા પર જુલમ થાય છે ને તમે બળવો કરો.'

'પરંતુ એ તો હકીકત છે, લલી. તારા કહેવા માત્રથી સમાજનો બચાવ થઈ શકે તેમ નથી.'

'તમે કહો છો એવું હોય હશે. અને કેટલીક વખત તો એ સ્વીકારી લીધેલી માન્યતા હોવા પણ સંભવ છે, પરિસ્થિતિના એકાએક પરિવર્તનથી આ જાતનો ભ્રમ ઊભો થયો હોય એમ પણ કેમ ન બને?'

'ભ્રમની વાત તો લલી! તારી ઉપજાવી કાઢેલી જણાય છે.'

'એ ઉપજાવી શકાય છે એ જ મારે મન હકીકત છે. આપણે ધમથી ઊભી થતી પરિસ્થિતિ ઉપર વિચાર કરીએ. લગ્ન પછી એક નવી સૃષ્ટિ સ્ત્રી સમક્ષ ખડી થાય છે. બાલિકા પોતાનું જન્મસ્થાન ત્યજી બીજે ઘેર જાય છે. એટલે ક્રાંતિ જ જો કરવી હોય તો તેની શરૂઆત અહીંથી જ થઈ શકે. સ્ત્રીને જ શા માટે પારકે ઘેર મોકલવામાં આવે છે? પુરુષ શા માટે પત્નીને ઘેર આવીને ન રહે?'

'તું તો જગતનો ક્રમ બદલાવી નાખવાની વાત કરે છે, લલી !'

'આને ક્રમ કહેતા હો તો એ ક્રમ નક્કી કોણે કર્યો? પરંતુ એની ચર્ચામાં નહિ ઊતરું. પત્નીનું પતિને ઘેર પ્રસ્થાન એ જેમ એક ક્રમ છે તેમ સ્ત્રીનું સૌન્દર્ય સૌન્દર્યનો શણગાર, એ પણ પતિની તૃપ્તિ માટેના ઉપલક્ષ્ય માની લેવાયાં. સ્વામી વિદાય થતાં એ કશાની સ્ત્રીને જરૂર નથી એમ પણ સ્વીકારી લીધું. બુદ્ધિથી આ બધનો સ્વીકાર્ય બની શકે નહિ, એટલે સમાજે એ માટેના ઉપાયો લીધા. એટલે જે કાંઇ બંધન અને અત્યાચાર લાગે છે, એ બધું આ પરિવર્તનને જ આભારી છે. એનો અર્થ એમ નથી. કે હું વિધવાજીવનની સમાજે નક્કી કરેલી મર્યાદાનું સમર્થન કરું છું. પરંતુ રક્તશુદ્ધિ અને વર્ણસંકરતામાં તો તમે માનો છો ને ?'

'હું તો કેવળ એટલું માનું છું કે સમાજનો આ ઘોર અત્યાચાર છે. કર્મનો જ આ વિપાક હોય તો એ ખરેખર વિચિત્ર વિપાક છે'

'વિચિત્ર હશે, પરંતુ એ એટલો જ સહજ છે. ઘડીભર માની લઉં કે તમે ક્રાંતિકાર છો. પરંતુ તમારા ઘરમાં પણ બીજા સજ્જનો છે. એ બધા માટે તો તમે ખાતરી નહિ આપી શકો.'

વિનોદ શાંત રહ્યો.

'એટલે જ કહું છું કે તમે મને આ રીતે લઈ જાઓ છો એ સારું નથી થયું. એથી તો જે દોષ અત્યાર સુધી ન હતો તેની સંભાવના ઊભી થશે.'

'હું ન સમજ્યો.'

'એ તો બહુ સીધી વાત છે. આપણે સમાજના દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ. સમાજની દૃષ્ટિએ વિધવા નધણિયાતી વસ્તુ છે. મારા શ્વસુર પક્ષની દૃષ્ટિએ તમે અજાણ્યા માણસ હતા. એક અજાણ્યો પુરુષ નધણિયાતી વિધવાને ઉઠાવી ગયો એવું તો લોકો નહિ માને ને !'

'તરંગો ઉપર જ જો જીવવું હોય, તો તરંગાવલિ એથી પણ આગળ વધે, પણ આપણે કોઈ કલ્પનાની દુનિયામાં વસતા નથી.'

'પરંતુ તમે જેમ વિધવાજીવન વિષેની તમારી કલ્પના કરી શકો છો, એમ બીજા લોકો કલ્પનાની દુનિયા દોરી શકતા હોય છે ને !'

'એનો તો વિચાર નથી કર્યો.'

'એટલે જ કહું છું કે આ કોઈ સારું નથી કર્યું.'

વિનોદ ચુપ રહ્યો. ગાડી એની ગતિએ આગળ વહી રહી હતી. વાત શરૂ કરી હતી, પરંતુ વાતે જુદું જ વતૂર્ળ સરજ્યું હતું. લલિતાને થયું કે વાત આટલેથી જ અટકી જતી હોય તો કાંઈ ખોટું નથી. બારીની બહાર દૃષ્ટિ રાખી ઝાડપાન અને પ્રકૃતિ જોતી એ બેસી રહી.

પરંતુ થોડી વાર પછી વળી લલિતાએ જ વાત શરૂ કરી: 'તમે અત્યાચાર અને બળવાની વાતો કરો છો, વિનોદભાઈ, પણ મેં કહી તેવી ક્રાંતિ તો તમે સહી શકતા નથી. પુરુષ શા માટે પત્નીને ઘેર જઈને ન રહે ?'

'એ તો પુરુષના પુરુષત્વના અપમાન બરાબર છે.'

'અને સ્ત્રીના સ્ત્રીત્વની તો તમને કશી કિંમત જ નથી. તો પછી આ ક્રાંતિ કોની સામે કરશો ? એનો હેતુ તો વિચારવો જોશે ને.'

'હેતુ તો લલી, સાવ સ્પષ્ટ છે. સમાનતા અને સુખ એ તો સર્વની સહિયારી સંપત્તિ છે.'

'એવું નથી, વિનોદભાઈ ખરી રીતે તો માલિક અને માલિકી એ જ સ્ત્રી ઉપરના સમાજના સર્વોપરી તત્ત્વો છે. તમે બળવાની વાત કરો છો એમાં પણ વિધવાની પરાધીનતાને તમે આગળ ધરો છો. તમે કદાચ સાસરિયામાં વિધવાના સ્થાન સામે હાથ ઉગામશો, પરંતુ એથી કરીને પુરુષ પોતાનો માલિકી હક તો ખોઈ બેસવાનો નથી. એકની માલિકીનો અના-

દૂર કરી બીજાની માલિકી આગળ ધરવામાં આવશે.'

'આનું નામ જ સામાજિક ગુલામી સખી. સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી આપણે વિચાર જ નથી કરી શકતા. ત્યાં જ હું ક્રાંતિ લાવવા માગું છું. પરાધીનતા દૂર થવી જોઈએ, એટલું જ નહિ, પરંતુ એક બીજાનું અવલંબન એક બીજા ઉપર છે એવી ભ્રાંતિ પણ દૂર થવી જોઈએ.'

'તો પછી લગ્નજીવનની પણ સમાપ્તિ થશે ને.'

'જગતનો વિકાસ અટકાવી દેવો હોય તો એ સંસ્થા બંધ થઈ શકે ખરી, પરંતુ પ્રજનનના નિયમો જો પાળવા જ હોય તો લગ્નજીવન જરૂરી બને છે. તેં જ હમણા રક્તશુદ્ધિ અને વર્ણસંકરતાની વાત ન કરી?'

'તો પછી આપણે જ્યાંના ત્યાં આવી ઊભા.'

'એમ નથી, સખી. લગ્નજીવન એ કંઈ બંધન નથી પ્રજનન પૂરતું એ કદાચ બંધન કહી શકાય. પરંતુ એ બંધન તો સ્ત્રીપુરુષ બન્ને માટે છે. એ એકમાર્ગી હોઈ શકે નહિ.'

'વાણી અને વ્યવહાર એ બંને જુદી વાત છે, વિનોદભાઈ. પણ એ વાત જવા દઈએ. લગ્નજીવન એ પ્રજનનનો હેતુ હોય તો પછી વિધવા પ્રત્યેનું સમાજનું વર્તન સહજ જ કહી શકાય.'

'પરંતુ એ માટે તો પુનર્લગ્નનો માર્ગ ખુલ્લો છે.'

'એ દૃષ્ટિકોણ બદલવાની વાત થઈ, પરંતુ એથી પણ માલિક અને માલિકીનું અસ્તિત્વ તો જતું નથી. તમારી સ્વતંત્રતાની વાત તો સંભવિત નથી.'

'તારા અભિપ્રાય પ્રમાણે તો આપણે વેદના વારાથી યે આગળ જવું જોઈએ, જ્યાં કુળ માતાથી ઓળખાતું.'

'એમાં કદાચ કુળશુદ્ધિની ભાવના હશે, એ વાત કબુલ રાખીએ તો પણ એથી સમાનતાનો સિદ્ધાંત તો સચવાતો નથી. એ સર્વોપરીપણું સ્ત્રીઓમાં સિવાય છૂટકો ન પુરુષને બદલે પ્રકૃતિનું.'

વિનોદ ચુપ રહ્યો. એને થયું કે કાયદાનો કંઈ જ ઉકેલ નથી. અથવા તો સહજ ભાવથી લલિતા આ ઘટના તરફ … છે એ જ એનો ઉકેલ હોઈ શકે. પરંતુ … વાત સ્વીકારવા એ તૈયાર ન હતો. ચર્ચા … પૂરી થાય તેમ ન હતી અને સ્ટેશન … ગયું હતું.

*

મનમાં વાત ઊંડી હતી, મગજ ઉપર ધૂન સવાર થઈ હતી. એનો ઉકેલ ન … અને તો ય વિનોદે એ બધી વાત ઘેર આ… મધુસૂદનને કહી.

લલિતા વાત સાંભળતી ઊભી હતી. … થયું કે નવલકથાનું સર્જન આ રીતે જ … હશે. શૂન્યમાંથી સૃષ્ટિ ઊભી કરવી અથવા સર્જનને કલ્પનાતીત બનાવવું. એક બે વ… એણે વચ્ચે બોલવા પ્રયાસ કર્યો, પરંતુ ક… એટલી આગળ વધી રહી હતી અને વાણી… વેગ એટલો પ્રખર હતો કે એને વચ્ચે બો… વાનો અવકાશ જ મળ્યો નહિ. વિનોદે પોત… વાત પૂરી કર્યા પછી જ શ્વાસ ખાધો.

વિનોદની વાત સાંભળીને મધુસૂદને ક… 'હવે હવે એ ઘેર નહિ જાય.'

આ ખરેખર વીજળીની ચમક જેવી ઘ… હતી. લલિતા બોલી ઊઠી: 'તમે શી … કરો છો, મોટાભાઈ? એ ઘેર નહિ જાઉં પછી ક્યાં જશે?'

'હવે ત્યાં કેવી રીતે રહી શકશે, લલ… આ ઘરમાં તું જન્મી, આ આંગણા ત… બાળકિલ્લોલથી તેં એક દિવસ હસહસતા ર… હતા. હવે ભલે એ આંગણા વિધવાની ચર… રજથી પાવન થાય.'

'મોટાભાઈ! વિધવાનું સ્થાન પિયર… કે સાસરે એકસરખું જ છે. અપશુકન… કોઈ જ ચોખી નહિ રહે. તો પછી જેને આ…

અપશુકન આવ્યું છે, એ જ ભલેને એને ભોગવે.'

'પરંતુ આ અપશુકન છે એમ કેમ કહી શકાય.'

'કહી શકાતું કદાચ નહિ હોય, મોટાભાઈ, વર્તનમાં તો એ વ્યક્ત કરી શકાય છે. અને હું વિધવા છું એ હકીકત ઉપર તો વિનોદભાઈએ એમની કલ્પના વહેતી મૂકી છે.'

'એ કલ્પના સાવ જૂઠી તો નથી જ.'

'જૂઠી નહિ તો બીજું શું? અત્યાચારની વાતો કરતા હો તે સધવા ઉપર પણ કોઈ કોઈ સ્થળે વિતકો વીતે છે. વ્યક્તિની જડતા અને માલિકીપણાનો દાવો ગમે તે વખતે ગમે તેના પર અત્યાચાર વરસાવી શકે, તો પછી વિનોદભાઈ જે ક્રાંતિની વાતો કરે છે એ એવી કોઈ સધવાને લક્ષ્ય બનાવીને શા માટે નથી કરતા?'

'સધવાને એક સહારો છે, લલિતા. એના પતિનો.'

'હું એ સ્વામીત્વના દાવાની જ વાત કરું છું. તમે મારા સંબંધમાં મને પૂછ્યા ગાછ્યા વિના નિર્ણય કરી લીધો અને હુકમ પણ કરી નાખ્યો. આ સ્વામીત્વનું ગુમાન નહિ તો બીજું શું છે?'

મધુસૂદનને ચમક ચઢી ગઈ. એ ક્ષણભર લલિતા સામું જોઈ રહ્યો. પરંતુ લલિતાની આંખો હસી રહી હતી. એ બોલી હતી એનો લેશમાત્ર ઓછાયો એના વદન પર ન હતો.

મધુસૂદન હસી પડ્યો, 'વાત સાચી છે, લલિતા સ્વામીત્વના દાવામાંથી જ બધા અનાચારોનો જન્મ થાય છે. પરંતુ પુરુષ એનો અધિકાર જતો કરે તો સ્ત્રી સ્વચ્છંદી નહિ બની જાય એની તો ખાતરી નથી.'

'એકની એક વાત બીજા વર્તુળમાં રજૂ થાય છે, મોટાભાઈ. સ્વચ્છંદ અને સ્વેચ્છાચાર એ પણ કલ્પનાની વાતો નથી? કલ્પનાની વાતો જવા દઈએ, તો વાસ્તવવાદ આપણે ધારીએ છીએ એ કરતાં ઘણો જુદો છે. એમાં પ્રેમ છે, મમત્વ છે, સહચાર છે. એ આપણે જોઈ શકતા નથી, એટલે જ આપણે સ્વચ્છંદ અને સ્વેચ્છાચારની વાતો કરીએ છીએ.'

'તારા સાસરિયામાં પ્રેમ અને સહચારની ભાવના તો પરાકાષ્ઠાએ પહોંચી છે, લલી.' વિનોદે વચ્ચે કહ્યું.'

'હું દષ્ટિભ્રમની વાત કરતી હતી વિનોદભાઈ, તે આનું જ નામ. સ્વામી જતાં તમે વિધવાને અનાથ કહેવા પ્રેરાઓ છો. એને માટે તમે કોઈ એવું મમત્વ ઊભું ન કરી શકો કે જેથી વિધવા સદા અનાથ બની રહે!'

'પરંતુ પતિ વિના એવી મમતા બીજું કોણ દાખવી શકે, લલી!'

'તો પછી બાળકને માતાની મમતા નથી એમ કહેવું પડશે. પરંતુ ત્યાં જ ભૂલ થાય છે, મોટાભાઈ. મારે એક દેરાણી છે. વિમળા મારાથી નાની છે, છતાં અમે સહચરી બની રહી શકીએ છીએ. મારા જેઠાણી હરિબાળા ઘરમાં મોટેરાં અને રૂઢીચુસ્ત છે. વિધવાને અપશુકનિયાળ કહે છે અને છતાંય એ અપશુકનને પ્રેમથી આલિંગે છે. આ મમત્વ નથી તો બીજું શું છે, મોટાભાઈ!'

'લલી! તને આ સહચાર અને મમત્વનો અનુભવ થયો હોય તો ભલે. મને તો એનો આભાસ સુદ્ધાં થયો નથી.' વિનોદે કહ્યું.

'સ્વામી જતાં મને ય થયું હતું વિનોદભાઈ, કે જિંદગી શે પૂરી થશે! પરંતુ મા ગંગા કહી જ્યારે ભાભીએ મને બોલાવી અને પોતાની સોડમાં સમાવી, ત્યારે મને થયું કે મા લક્ષ્મી કરતાં મા ગંગા ખરેખર પતીતપાવની છે.'

'તારી વાત કદાચ સાચી હશે લલી. પરંતુ એથી કરીને હું એમ કહું કે સહુએ સહુના પગ ઉપર ઊભા રહેવું જોઈએ, તો એ ખોટું તો નથી જ ને!' મધુસૂદને કહ્યું.

'એ ખોટું છે એમ તો કેમ કહી શકાય, મોટાભાઈ.'

'તો પછી હું તને કહું છું કે અહીં

રહીને તું સ્વાવલંબી બનવાનો પ્રયાસ કર. પછી તારે શું કરવું યોગ્ય છે એનો નિર્ણય તું કરી શકશે.'

'એમાં એક વાતની શક્યતા ઊભી થશે, મોટાભાઈ. અત્યાર સુધી કોઈએ કરી નથી એવી કલ્પના કરવાનો બીજાને અવકાશ મળશે.'

'હું ન સમજ્યો.'

'મોટાભાઈ! એ સમજવા જેવું નથી. લલીએ અત્યાર સુધીમાં ઘણી કલ્પનાઓ કરી રાખી છે.' વિનોદે કહ્યું.

'તો ય જાણું તો ખરો.'

'એમાંથી સ્વેચ્છાચારનું નવું નિરૂપણ કદાચ ઊભું થશે.'

'હું પણ એ જ કહું છું, લલી. અત્યાર સુધી સમાજે કેવળ સ્વેચ્છાચાર જ સરજ્યો છે. અમંગળ કલ્પનાઓ કરવામાં કાંઈ બાકી રાખી નથી. એટલે એની બીક રાખવાની જરૂર નથી.'

'તો મોટાભાઈ, તમે કહેશો તેમ કરીશ.'

અને મધુસૂદને એક સાથે બે કામ કર્યાં. લલિતાને વનિતા વિશ્રામમાં અભ્યાસ કરવા માટે મોકલી આપી અને સુરેશચંદ્રને એ બાબતના પત્રદ્વારા ખબર આપ્યા.

*

પરંતુ વિનોદની ક્રાંતિની વાતો આગળ [illegible]ધી રહી હતી અને એ વાતને કાં તો કલ્પનાના [illegible]ખળ વેગથી કે પછી બીજી રીતે વાતાવરણની [illegible]કળામણથી પ્રોત્સાહન મળી રહ્યું હતું. [illegible]ાની મધુસૂદન કે લલિતા કોઈને ખબર હતી.

એક દિવસ વિનોદે ઘરમાં આવી ધમાલ [illegible]ાવી મૂકી: 'મધુભાઈ! તમે મને શા [illegible]ટે લલીને સાસરે જવાનો આગ્રહ કર્યો [illegible]?'

'તું એટલો પણ કામ ન આવે, વિનોદ?'

'કામ બરાબર આવ્યો લલિતાનો કામુક [illegible]ને ઓળખું છું, એ કાંઈ જેવી તેવી વાત છે?'

[illegible] વિનોદ! મોડેથી ઓળખ્યું એ પણ આશ્ચ-ર્ય બરાબર મનાય, એટલું તારે સમજવું જોઈએ.'

'આ હું નથી બોલતો મધુભાઈ! આ તો લલીના સાસરિયા જે વાતો કરે છે એ હું કહી બતાવું છું.'

'તો એ લોક તારે માટે આવી આવી વાતો કરે છે?'

'અને તમારે માટે તો બહુ સારી વાતો થતી હશે!'

'મારે માટે શું સાંભળ્યું?'

'એ કાંઈ સારું તો નથી જ.'

'જાણું તો ખરો.'

'તમે કુટણખાનું ચલાવો છો...'

'ઓહો એટલી જ વાત છે ને! હું તને કહી રાખું છું વિનોદ! તારે એ કુટણખાનામાં ન આવવું.'

'મધુભાઈ! દરેક વાતમાં તમને મશ્કરી સૂઝે છે. પરંતુ હું આ સહી શકવાનો નથી. હું એ લોકોને નહિ છોડું.'

'કેવી રીતે છોડી શકશે, વિનોદ! સગપણ સાચું કરી આવ્યો છે ને.'

'સગપણ સાચું કરી આવ્યો છું કે અંતરમાં આતશ ભરી આવ્યો છું એ તો હવે ખબર પડશે.'

'તારો આતશ ફૂંક મારી મારીને પ્રજ્વલિત રાખતો રહેજે, વિનોદ કંડીના દિવસો હવે કાંઈ દૂર નથી.'

'તમે મને દાઢી રહ્યા છો મધુભાઈ, પણ હું શું કરીશ એનો તમને ખ્યાલ નથી.'

'કાંઈ ખૂનની યોજના તો નથી કરી રાખી ને?'

'ખૂન એ વેરતૃપ્તિનું સાધન નથી.'

'તો પછી?'

'આંધિ અને ઉલ્કાપાત...'

'આંધિ ને ઉલ્કાપાત તો પ્રકૃતિના સંગાથી છે. એ માટે તો પ્રકૃતિની સહાય લેવી પડશે.'

'કોઈની મદદ નહિ લઉં અને તમે જોશો કે મેં પ્રલય સરજ્યો છે.'

'એવું કાંઈ સર્જન કરી શકે તો એ દેખીને આંખો ધન્ય બની જશે ખરી. પરંતુ તારી યોજના શી છે, જાણું તો ખરો.'

'એ હમણાં નહિ જણાવી શકાય. બહાર ઊઘડશે ત્યારે જગત એ જોઈ શકશે.'

'તો પછી અત્યારે તો તારી પાસે કાંઈ જ નથી એમ માનવું રહ્યું. નવો તરંગ જન્મે ત્યારે વળી આવજે. આપણે એના ઉપર વિચાર કરશું.'

'તમારી, હિંમત પણ ગજબ છે, મધુભાઈ.'

'હું આપઘાત નહિ કરું એ વાત ચોક્કસ છે.'

વિનોદ તો પપડતો પપડતો ચાલ્યો ગયો, પરંતુ મધુસૂદનનો આટલાથી ઉદ્ધાર થાય તેમ ન હતો. થોડી જ વારમાં એની પત્ની સરલા ધમાલ મચાવતી આવી ચડી.

'નણંદ ખૂણો .મુકાવવા આવી હતી તો હવે એને ક્યાં સુધી અહીં રાખશો? એને સાસરે તો બધાં જીવે છે.'

'હા કોઈના મૃત્યુ સમાચાર હજુ આવ્યા નથી.'

'પરંતુ તમારે તો મને મરતી જોવી હશે?'

'તું કેવી રીતે મરી શકશે, સરલા! તું તો ક્ષણેક્ષણે મરીને પાછી સજીવન થાય છે. એવી તું અમૃતસંજીવની છો. તારા મૃત્યુની હમણાં તો ચિંતા નથી.'

'તમે અહીં બેઠા બેઠા તત્ત્વજ્ઞાન ડોળ્યા કરો છો, પણ મારે બહાર મોઢું બતાવવા જેવું રહ્યું નથી.'

'મોઢા ઉપર સૌંદર્ય એવું ને એવું ઝગમગે છે અને જરાય કાલિમા લાગી નથી. શા માટે જગત તારા મુખદર્શનથી વંચીત રહેશે? સૌંદર્ય એ તો સાર્વજનિક સંપત્તિ છે. એને સતાડી રાખવાનો તને હક્ક પણ શો છે?'

'તો તમે એમ કહો છો કે હું પણ તમારી લક્ષણવંતી બહેનની જેમ હાલી નીકળું!'

'મારી બહેન તો બિચારી બધાં લક્ષણ ભૂલી બેઠી છે.'

'લક્ષણ ભૂલી અપલક્ષણ શીખી છે. કોઈએ ગુમાવ્યું નથી. ચંપલને સ્થાને ઊંચી એડીના બૂટ આવ્યા છે. હવે સાડીનું સ્થાન ફ્રોક લે એટલે ભવ તરી ગયા.'

'વેષભૂષા તો વ્યક્તિની પસંદગીની વાત છે ને એમાં તો કાંઈ વાંધાભરેલું મને લાગતું નથી.'

'અને બીજીત્રીજી વાતો લોકમુખે ગવાઈ રહી છે તે! એવી વાતો કહેતાં તો મારી જીભ કપાય.'

'જીભને તો સલામત જ રાખવી, સરલા. એ વિના સ્વાદનો મહિમા નહિ સમજાય.'

'હું તમને કહું છું કે આપણું ગરીબ ઘર...'

'એ તો હવે લોટરી લગ્યા સિવાય કાંઈ તવંગર નહિ બની જાય. એટલે ગરીબ ઘરમાં જે કાંઈ સંપત્તિ છે એથી જ સંતોષ માનવો ઘટે, સરલા.'

'હું પણ એ જ કહું છું. આપણા ગરીબ ઘરમાં આ બધો વેશ્યાવાડો ન પોસાય.'

'વેશ્યાવાડાને ગરીબ કે તવંગરનો ભેદ નથી હોતો, સરલા. પરંતુ એ સમજણની તારી પાસેથી આશા રાખવી વ્યર્થ છે. તું કાં તો શબ્દ ભૂલી ગઈ લાગે છે, કાં તો તને એ બરાબર વાપરતા ન આવડ્યો.'

'તમે તમારે બાપા અને બાપ્પમાં પડ્યા રહેજો. પણ હું કહી રાખું છું કે એક દિવસ તમારા પણ બોર વેચાશે.'

'બોર જ જો વેચાવાના હશે તો એમાં કશો ફરક નહિ પડે. પરંતુ તને તો એ મફત મળશે, સરલા.'

અને આમાં પોતાનું કાંઈ જ વળવાનું નથી, એ વાતની ખાતરી થતાં સરલા મોઢું ચડાવી ત્યાંથી ચાલી ગઈ.

પરંતુ આ મુલાકાતોનો જાણે કોઈ અંત જ ન હતો. લલિતા આવી ચઢી: 'મોટાભાઈ!'

'તને કહી રાખું છું લલિતા! ઘરમાં રહેવું હશે તો અમારી ધણીધણિયાણીની વાતમાં વચ્ચે ન આવવું.'

'વચ્ચે આવીને પડી છું એ તો હવે ધક્કો મારીને કાઢશો ત્યારે જ ખસવાની.'

'ધક્કો માર્યે ય કેવી રીતે ખસી શકશે લલી! માલિકીનો દોર તો મજબૂત હાથે પકડીને બેઠો છું.'

'મોટાભાઈ! આ અગ્નિપરીક્ષા શા માટે આદરી છે?'

'એક તરફ વિનોદ ક્રાંતિનું સર્જન કરી રહ્યો છે, બીજી તરફથી ગૃહિણી બોર વેચવા તૈયાર થઈ ગઈ છે. માલિકીનો દોર હાથમાંથી સરી રહ્યો છે. ખરેખર અગ્નિ-પરીક્ષા જ છે તો.'

'પરંતુ હુતદ્રવ્ય તૈયાર છે, પછી યજ્ઞની પૂર્ણાહુતિમાં વાર શા માટે લગાડો છો?'

'હુતદ્રવ્ય તૈયાર છે, પરતુ એને પ્રથમ અભિષેકથી પવિત્ર કરવું જોઈશે. પછી જ અગ્નિદેવ એનો સ્વીકાર કરે.'

'અભિસિંચન શરૂ થઈ ગયું છે, મોટાભાઈ સૌભાગ્યવતી વિધવા બની. હવે વંઠી જવાની તૈયારી ચાલે છે.'

પરંતુ આખરે મા ગંગા તો પતિત-પાવની છે ને?'

'કેટલાંક પાતક તો મા ગંગાયે ન પખાળી શકે. પાતક કદાચ ધોવાશે અને નહિ ધોવાય તો એ કોઈની નજરે પણ કદાચ નહિ ચડે. પરંતુ ચોતરફથી વાવટોળ ચડ્યો છે, એમાં સ્થિર નહિ રહ્યું જાય, મોટાભાઈ.'

'ક્રાંતિનો સર્જક તો વિનોદ છે, લલી, એની ક્રાંતિની કલ્પનામાં નવનવા રંગો પૂરાતા જાય છે, તેં તો ક્રાંતિનો દોર નથી પકડ્યો, લલી!'

'પરંતુ મને રહી રહીને થાય છે કે મારા સાસરિયા મારા માટે શું ધારતા હશે?'

એ જાણવા માટે ત્યાં સુધી ધક્કો ખાવાની જરૂર નથી. એ તો હું પણ કહી શકું છું. મેં કુટુંબખાતું શરૂ કર્યું છે. વિનોદે સાધુનો સ્વાંગ સજ્યો છે અને...'

'અને?'

'એ વાત ત્યાં જ પૂરી થાય છે.'

'પણ આ કાંઈ સારી વાત તો નથી જ.'

'આથી વધારે સારી વાત કઈ હોઈ શકે! નવલકથા માટે આથી વધારે સામગ્રીની જરૂર નથી.'

'મોટાભાઈ! મને મારે સાસરે મોકલી આપો. અહીં રહીશ તો તમારું કુળ વગોવાશે.'

'વગોવાશે નહિ બચારી. એ જ યથાર્થ શબ્દ છે. સાસરે જવાથી તો હવે કાંઈ અર્થ સરવાનો નથી, વાણી વહેતી થઈ છે. કર્મને ક્યાં સુધી ખાળી રાખીશું?'

'તો તમે એમ ઇચ્છો છો કે એકાદ વખત વિનાશ આવતો હોય તો ભલે આવી જાય?'

'વિનાશના સુમનોહર સ્વરૂપનું દર્શન આપણા ભાગ્યમાં નથી, લલી. એની કરુણા-મયી મૂર્તિની તો યુગ યુગથી વાટ જોઉં છું. એક વખત એની મંગળકારી મૂર્તિના દર્શન થાય તો આંખો ધન્ય બની જાય'

લલિતા થોડી વાર સુધી મધુસુદનના વદન સામું નિહાળી રહી. પછી ધીરથી બોલી: 'તો એ મંગળમૂર્તિનાં દર્શન થઈ ગયા છે, મોટાભાઈ.'

મધુસૂદનની ચરણરજ મસ્તકે ચડાવી લલિતા ધીમે પગલે ત્યાંથી ચાલી ગઈ.

*

થોડા દિવસ બાદ વળી વિનોદ મધુસૂદન પાસે આવી ચડ્યો: 'રંગપૂરણી પૂરી થઈ મધુભાઈ.'

'પૂરી પણ થઈ ગઈ? મને તો કાંઈ કહ્યું પણ નહિ.'

'તમે મારી વાત સમજી શકો એટલી તમારામાં શક્તિ ન હતી'

'સમજી શક્યો ન શકત, પણ સાંભળી તો શકત.'

'એ માટે તો આવ્યો છું. મારી યોજના થોડા જ દિવસોમાં પ્રચંડ આંધિનું રૂપ લેશે.'

'આંધિનો આશરો લેશે તો તારી ક્રાંતિમાં ચમક નહિ આવે વિનોદ. કારણ કે આંધિ ક્ષણજીવી હોય છે. પરંતુ એ વાત જવા દઈએ. તારી ક્રાંતિનું લક્ષ્ય તો નક્કી કર્યું હશે ને વિનોદ!'

'લક્ષ્યની સંભાવના રજૂ નથી કરી. પરંતુ નબળા પાત્રથી શરૂઆત કરવાનો વિચાર રાખ્યો છે.'

'તો પછી વિમળાથી જ શરૂઆત કરે એમ ધાર્યું છું.'

'એ શરૂઆત તો થઈ ગઈ છે, મધુભાઈ.'

'તો તું હવે બીજા લક્ષ્યની આરાધના કરતો હશે.'

'વિમળાની બાબતમાં હું નિમત્ત નથી, મધુભાઈ. નવનીધે કેટલીક કલ્પના વહેતી મૂકી, લક્ષીને અનુલક્ષીને જ તો. પરંતુ નિશાન બરાબર તાક્યું નહિ અને વિમળા લક્ષ્ય બની.'

'આ વાત તારા કાર્યક્રમમાં નહિ હોય.'

'ના. મોટાભાઈ. હું તો સુરેશચંદ્રથી શરૂઆત કરવાનો વિચાર કરું છું.'

'સુરેશચંદ્રને તું નિર્બળ માનતો હોય તો એમાં તારી ભૂલ થાય છે, વિનોદ. મહાસાગર તરંગરહીત શાંત પડ્યો હોય, એથી કરીને એની ગંભીરતા ચાલી જતી નથી.'

'છતાંય હું મંથન કરવાનો છે.

'અને એમાં તું સફળ થશે તો તારું મંથન દેવો અને દાનવોએ કરેલા મંથન કરતાં મહાન ગણાશે. ભલે તો સુરેશચંદ્રથી શરૂઆત કર પરંતુ એટલું કહી રાખું છું, વિનોદ, કે સમાજની સામે બળવો કરવા તૈયાર થયો છે, એમાં પુરુષની સામે તારે જે કાંઈ યુદ્ધ થાય એથી કરીને પ્રકૃતિને બદનામ નહિ કરતો.'

'હું ન સમજ્યો.'

'આપણે હંમેશાં તુલનાત્મક દૃષ્ટિથી જોતા હોઈએ છીએ. અથવા તો દ્વંદ્વની અસમાનતા ઉપર ઘણું ખરું અનુમાનો બાંધતા હોઈએ છીએ. એ માટે તો તેં નબળી કડીથી શરૂઆત કરવાનું નક્કી કર્યું. ગમે તેમ, એક વાત તારે વિચારવાની રહેશે તું સમાજ સામે ક્રાંતિ જગાવવા માગે છે અને એ ક્રાંતિનું કારણ એક વિધવા છે એટલે વિધવાને કારણે કે પછી સમૂહગત થઈએ તો પ્રકૃતિને કારણે તું જે ક્રાંતિ જગાવી રહ્યો છે એને લીધે પ્રકૃતિને જ સહન કરવું ન પડે એટલું ખ્યાલમાં રાખજે.'

'મધુભાઈ! તમારી વાત કાં તો અસ્પષ્ટ છે અથવા તો એ ઊંડું તત્ત્વજ્ઞાન સમજવાની મારામાં શક્તિ નથી. ક્રાંતિ જગાવવાનો છું. એમાં કદાચ નિષ્ફળતા પણ મળે, અથવા તો તમે કહો છો તેમ પ્રકૃતિને પણ કદાચ સહન કરવું પડે. એથી કરીને કાંઈ હું અટકી જવાનો નથી. હું તો દિવાસળી ચાંપવામાં માનું છું.'

'તો મારી તને સલાહ છે કે તારે આ પ્રવૃત્તિ બંધ કરવી...'

એ વખતે સરલા આવી ચડી. એના હાથમાં કંકાવટી હતી. 'તમારી આ વાતો કરવાની પ્રવૃત્તિ કદી બંધ પડશે કે નહિ? મૂરત વીતી જાય છે, પછી પરાબ્ધ ચોઘડિયે શુભ કામ કેવી રીતે કરશું?'

'શું શુભ કામ આદર્યું છે, ભાભી?' વિનોદે પૂછ્યું.

'તારી ક્રાંતિની યોજના સાંભળવામાં એ વાત તો હું વીસરી જ ગયો વિનોદ તારી ભાભીએ ઘણા વખતથી હઠ લીધી હતી કે વિધવા નણંદ ઘરમાં આવી છે તે હવે ક્યારે અહીંથી ટળશે? આજે એ શુભ ઘડી આવી પહોંચી છે. અપશુકનને વળાવવા માટે પણ મૂરત જોવા પડે.' 'મધુકરે કહ્યું.

'અપશુકન! અપશુકન! અપશુકન! તમારા મોંમાં મેં તો સારા શબ્દો જ ન

પરંતુ આ મુલાકાતોનો જાણે કોઈ અંત જ ન હતો. લલિતા આવી ચડી: 'મોટાભાઈ!'

'તને કહી રાખું છું લલિતા! ઘરમાં રહેવું હશે તો અમારી ધણીધણિયાણીની વાતમાં વચ્ચે ન આવવું.'

'વચ્ચે આવીને પડી છું એ તો હવે ધક્કો મારીને કાઢશો ત્યારે જ ખસવાની.'

'ધક્કો મારીને કેવી રીતે ખસી શકશે લલી! માલિકીનો દોર તો મજબૂત હાથે પકડીને બેઠો છું.'

'મોટાભાઈ! આ અગ્નિપરીક્ષા શા માટે આદરી છે?'

'એક તરફ વિનોદ ક્રાંતિનું સર્જન કરી રહ્યો છે, બીજી તરફથી ગૃહિણી ઘર વેચવા તૈયાર થઈ ગઈ છે. માલિકીનો દોર હાથમાંથી સરી રહ્યો છે. ખરેખર અગ્નિપરીક્ષા જ છે તો.'

'પરંતુ હુતદ્રવ્ય તૈયાર છે, પછી યજ્ઞની પૂર્ણાહુતિમાં વાર શા માટે લગાડો છો?'

'હુતદ્રવ્ય તૈયાર છે, પરંતુ એને પ્રથમ અભિષેકથી પવિત્ર કરવું જોઈશે. પછી જ અગ્નિદેવ એનો સ્વીકાર કરે.'

'અભિસિંચન શરૂ થઈ ગયું છે, મોટાભાઈ સૌભાગ્યવતી વિધવા બની, હવે વંઠી જવાની તૈયારી ચાલે છે.'

પરંતુ આખરે મા ગંગા તો પતિતપાવની છે ને?'

'કેટલાંક પાતક તો મા ગંગાયે ન પખાળી શકે. પાતક કદાચ ધોવાશે અને નહિ ધોવાય તો એ કોઈની નજરે પણ કદાચ નહિ ચડે. પરંતુ ચોતરફથી વાવટોળ ચડ્યો છે, એમાં સ્થિર નહિ રહ્યું જાય, મોટાભાઈ.'

'ક્રાંતિનો સર્જક તો વિનોદ છે, લલી, એની ક્રાંતિની કલ્પનામાં નવનવા રંગો પુરાતા જાય છે, તેં તો ક્રાંતિનો દોર નથી પકડ્યો, ન?'

'પરંતુ મને રહી રહીને થાય છે કે મારા ..રિયા મારા માટે શું ધારતા હશે?'

એ જાણવા માટે ત્યાં સુધી અહિ ખાવાની જરૂર નથી. એ તો હું પણ કહી શકું છું. 'મેં કુરુક્ષેત્રનું શરૂ કર્યું છે; વિનોદે કાશીનો સ્વાંગ સજ્યો છે અને...'

'અને?'

'એ વાત ત્યાં જ પૂરી થાય છે.'

'પણ આ કાંઈ સારી વાત તો નથી જ.'

'આથી વધારે સારી વાત કઈ હોઈ શકે? નવલકથા માટે આથી વધારે સામગ્રીની જરૂર નથી.'

'મોટાભાઈ! મને મારે સાસરે મોકલી આપો. અહીં રહીશ તો તમારું કુળ વગોવાશે.'

'વગોવાશે નહિ મરાશે. એ જ યથાર્થ શબ્દ છે. સાસરે જવાથી તો હવે કોઈ અર્થ સરવાનો નથી, વાણી વહેતી થઈ છે. કમેને ક્યાં સુધી ખાળી રાખીશું?'

'તો તમે એમ ઇચ્છો છો કે એકાદ વખત વિનાશ આવતો હોય તો ભલે આવી જાય?'

'વિનાશના સુમનોહર સ્વરૂપનું દર્શન આપણા ભાગ્યમાં નથી, લલી. એની કરુણામયી મૂર્તિની તો યુગ યુગથી વાટ જોઉં છું. એક વખત એની મંગળકારી મૂર્તિના દર્શન થાય તો આખો ધન્ય બની જાય'

લલિતા થોડી વાર સુધી મધુસૂદનના વદન સામું નિહાળી રહી. પછી ધીરેથી બોલી: 'તો એ મંગળમૂર્તિનાં દર્શન થઈ ગયા છે, મોટાભાઈ.'

મધુસૂદનની ચરણરજ મસ્તકે ચડાવી લલિતા ધીમે પગલે ત્યાંથી ચાલી ગઈ.

*

થોડા દિવસ બાદ વળી વિનોદ મધુસૂદન પાસે આવી ચડ્યો: 'રંગપૂરણી પૂરી થઈ મધુભાઈ.'

'પૂરી પણ થઈ ગઈ? મને તો કાંઈ કહ્યું પણ નહિ.'

'તમે મારી વાત સમજી શકો એટલી તમારામાં શક્તિ ન હતી.'

'સમજી કદાચ ન શકત, પણ સાંભળી તો શકત.'

'એ માટે તો આવ્યો છું. મારી યોજના થોડા જ દિવસોમાં પ્રચંડ આંધિનું રૂપ લેશે.'

'આંધિનો આશરો લેશે તો તારી ક્રાંતિમાં ચમક નહિ આવે વિનોદ. કારણ કે આંધિ ક્ષણજીવી હોય છે. પરંતુ એ વાત જવા દઇએ. તારી ક્રાંતિનું લક્ષ્ય તો નક્કી કર્યું હશે ને વિનોદ!'

'લક્ષ્યની સંભાવના રજૂ નથી કરી. પરંતુ નબળા પાત્રથી શરૂઆત કરવાનો વિચાર રાખ્યો છે.'

'તો પછી વિમળાથી જ શરૂઆત કરે એમ ઇચ્છું છું.'

'એ શરૂઆત તો થઇ ગઇ છે, મધુભાઇ.'

'તો તું હવે બીજા લક્ષ્યની આરાધના કરતો હશે.'

'વિમળાની બાબતમાં હું નિમિત્ત નથી, મધુભાઈ. નજરનીચે કેટલીક કલ્પના વહેતી મૂકી, લક્ષીને અનુલક્ષીને જ તો. પરંતુ નિશાન બરાબર તાક્યું નહિ અને વિમળા લક્ષ્ય બની.'

'આ વાત તારા કાર્યક્રમમાં નહિ હોય.'

'ના. મોટાભાઈ, હું તો સુરેશચંદ્રથી શરૂઆત કરવાનો વિચાર કરું છું.'

'સુરેશચંદ્રને તું નિર્બળ માનતો હોય તો એમાં તારી ભૂલ થાય છે, વિનોદ. મહાસાગર તરંગરહીત શાંત પડ્યો હોય, એથી કરીને એની ગંભીરતા ચાલી જતી નથી.'

'છતાંય હું મંથન કરવાનો છે.

'અને એમાં તું સફળ થશે તો તારું મંથન દેવો અને દાનવોએ કરેલા મંથન કરતાં મહાન ગણાશે. ભલે તો સુરેશચંદ્રથી શરૂઆત કર પરંતુ એટલું કહી રાખું છું, વિનોદ, કે સમાજની સામે બળવો કરવા તૈયાર થયો છે, એમાં પુરુષની સામે તારે જે કાંઈ યુદ્ધ થાય એથી કરીને પ્રકૃતિને બદનામ નહિ કરતો.'

'હું ન સમજ્યો.'

'આપણે હંમેશાં તુલનાત્મક દૃષ્ટિથી જોતા હોઈએ છીએ. અથવા તો દ્વંદ્વની અસમાનતા ઉપર ઘણું ખરું અનુમાનો બાંધતા હોઈએ છીએ. એ માટે તો તે નબળી કડીથી શરૂઆત કરવાનું નક્કી કર્યું. ગમે તેમ, એક વાત તારે વિચારવાની રહેશે તું સમાજ સામે ક્રાંતિ જગાવવા માગે છે અને એ ક્રાંતિનું કારણ એક વિધવા છે એટલે વિધવાને કારણે કે પછી સમૂહગત લઈએ તો પ્રકૃતિને કારણે તું જે ક્રાંતિ જગાવી રહ્યો છે એને લીધે પ્રકૃતિને જ સહન કરવું ન પડે એટલું ખ્યાલમાં રાખજે.'

'મધુભાઇ! તમારી વાત કાં તો અસ્પષ્ટ છે અથવા તો એ ઊંડું તત્ત્વજ્ઞાન સમજવાની મારામાં શક્તિ નથી. ક્રાંતિ જગાવવાનો છું. એમાં કદાચ નિષ્ફળતા પણ મળે, અથવા તો તમે કહો છો તેમ પ્રકૃતિને પણ કદાચ સહન કરવું પડે. એથી કરીને કાંઇ હું અટકી જવાનો નથી. હું તો દિવાસળી ચાંપવામાં માનું છું.'

'તો મારી તને સલાહ છે કે તારે આ પ્રવૃત્તિ બંધ કરવી...'

એ વખતે સરલા આવી ચડી. એના હાથમાં કંકાવટી હતી. 'તમારી આ વાતો કરવાની પ્રવૃત્તિ કદી બંધ પડશે કે નહિ? મૂરત વીતી જાય છે, પછી ખરાબ ચોઘડિયે શુભ કામ કેવી રીતે કરશું?'

'શું શુભ કામ આદર્યું છે, ભાભી?' વિનોદે પૂછ્યું.

'તારી ક્રાંતિની યોજના સાંભળવામાં એ વાત તો હું વીસરી જ ગયો વિનોદ તારી ભાભીએ ઘણા વખતથી હઠ લીધી હતી કે વિધવા નણંદ ઘરમાં આવી છે તે હવે ક્યારે અહીંથી ટળશે? આજે એ શુભ ઘડી આવી પહોંચી છે. અપશુકનને વળાવવા માટે પણ મૂરત જોવા પડે.' 'મધુસૂદને કહ્યું.

'અપશુકન! અપશુકન! અપશુકન! તમારા મોમાં મેં તો સારા શબ્દો જ ન

સાંભળ્યા. મારી આ ગંગાને માટે ફરીથી આવો શબ્દ બોલ્યા છો તો તમારી વાત છે!' સરલાએ કહ્યું.

'તો શું લલિતા પાછી સાસરે જશે!' વિનોદ મધુસૂદનની સામું જોઈ રહ્યો.

'અભ્યાસ પૂરો થયો. ભણી ગણી હોશિયાર થઇ. મારી આ ગંગા હવે તો કોઇની ઓશિયાળી નહિ રહે પછી તો સાસરે જાય જ ને!'. સરલાએ કહ્યું.

'અને મારી ક્રાંતિ!'

'તારી ક્રાંતિનો આજે વિજય થયો, વિનોદ. જોતો નથી વિધવાને સૌભાગ્યતિલક કરવા તારી ભાભી કંકાવટી લઇને આવી છે.'

'પારકાને આધારે જીવવું હોય ત્યારે માનવી અનાથ થઇને રહે. પોતાના પગ ઉપર ઊભા રહેવાની માનવીની શક્તિ તો સહુને સનાથ બનાવે છે ને!' સરલાએ કહ્યું.

વિનોદ પાસે એનો જવાબ ન હતો.

એ વખતે લલિતા આવી મધુસૂદનના પગમાં પડી. 'મોટાભાઇ! આશીર્વાદ આપો.'

મધુસૂદને કહ્યું: 'સૌભાગ્યના આશીર્વાદ આપીશ તો લલી! લોકો કહેશે કે સૌભાગ્ય ભાગ્યમાં સમાયું નહિ એને વળી સૌભાગ્યના આશીર્વાદ શા! પણ એમને ક્યાંથી ખબર હોય મા! કે તું તારું સૌભાગ્ય તારા આત્મામાં સમાવીને બેઠી છો!'

વિનોદની આંખેથી આંસુની ધારા ચાલી, તે મધુસૂદનના પગમાં નમી પડ્યો: 'મોટાભાઈ! તમે મહાન છો હું તમને સમજી શક્યો નહિ.'

સરલાએ કહ્યું: 'કહી રાખું છું વિનોદભાઈ, સારા કામમાં આંખમાં આંસુડા ન લવાય'

છતાંય લલિતા ગાડીમાં બેસી વિદાય થઈ ત્યારે સરલાની આંખેથી શ્રાવણ અને ભાદરવો શરૂ થયો, એ શુકન હતા કે અપશુકન!

અમારા બાપુ અફીણના ઘેનમાં જ્યારે ડાયરામાં વાતું શરૂ કરતા ત્યારે અલબેલા માણસો મોંમાં આંગળાં નાખી તેમની વાતો સાંભળ્યા કરતા–તેમની સામે કોઈની દલીલ થાતી જ નહીં.

એક દિવસ કસુંબા લીધા પછી બાપુએ મહાલક્ષ્મીની ઘોડદોડમાં પોતાની માણકીને કેવી હરાવી હતી તેની વાત શરૂ કરી–અને આવી વાતોને અંતે માણકીની જીત થતી તે શ્રોતાઓ જાણતા હતા.

'માણકી તો સૌ ઘોડાંની આગળ દોડતી હતી' બાપુએ શરૂ કર્યું, 'પણ જ્યાં બરોબર દોરીથી પાંચસો વાર જેટલી છેટી રહી ત્યાં તો એણે એક વછેરાને જનમ આપ્યો.'

બધા બાપુને સાંભળી રહ્યા હતા–ત્યાં એક બોલ્યો 'ત્યારે તો માણકી રેસમાં પહેલી નહીં આવી હોય!'

'અરે એમ તે હોય!' બાપુએ કહ્યું, 'માણકી તો પહેલી જ આવી અને એનો વછેરો બીજે આવ્યો.'

—આ. બ્રા.

# પ્રસંગકથાઓ

સીટલઆમનો એક સ્મીથ નામનો માણસ જિંદગીથી કંટાળ્યો, અને કોઈ પણ રીતે તેનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. ભરેલી રીવોલ્વર લીધી. પણ એમાં પોતાને શંકા લાગી એટલે ઝેરની બાટલી અને ફાંસીનું દોરડું એમ ત્રણ ત્રણ ચીજો ગોઠવણી રાખી તેણે કામ પૂરું કરવા ધાર્યું. એ બધું લઈ તે એકાંત દરિયા કાંઠે ગયો. તેની ઉપર ઝાડની ઝૂલતી એક ડાળીની સાથે દોરડાનો એક છેડો બાંધ્યો અને ગાળીઓ ગળામાં નાખ્યો. અને પછી ઝેરનો એક પૂરો ઘૂંટડો પી લીધો અને રીવોલ્વરની નળી એક બાજુને લમણે અડાડી રાખી એમ કરી તેણે ઘોડો માર્યો રીવોલ્વરનો ઘોડો દાબ્યો, પણ ગોળીબાર ત્રાંસો થયો. એથી નિશાન લમણા-માં ન આવ્યું પણ ફાંસાના દોરડાને ઉડાવી દીધું ને દરિયામાં પડ્યો. ભપનો માર્યો તે ગળકાં ખાતો ખાતો ખારું પાણી પી ગયો. એટલે ઝેરની અસર નાબૂદ થઈ ગઈ એને તરતાં આવડતું ન હોત તો ડૂબી મરવાનો હતો એટલું તેની ગણત્રીમાં જ નહોતું જ.

મેટ્રિકના વર્ગમાં માસ્તર ગુરુત્વાકર્ષણનો વિષય સમજાવતા હતા. 'સર આઈઝેક ન્યૂટન ઝાડ તરફ જોઈ રહ્યા હતા તે ઘડીએ એક ફળ પડ્યું અને તે પરથી તેણે ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો. 'કેટલું અજબ લાગે છે સાહેબ!' છેલ્લે બાંકડે બેઠેલો એક છોકરો વાંકું મોં કરી બોલ્યો. એણે ઝાડ તરફ જોયા કર્યું માટે જ તે કંઈક શોધી કાઢ્યો. ચોપડીમાં જોયા કર્યું હોત તો કંઈએ ન વળત

એક વર્તમાનપત્રમાં એકવાર જાહેરખબર આવી કે ફુવારા આગળના રસ્તા પરથી જે ગૃહસ્થને નાણાંની થેલી મળી છે તે તેણે માલિકને પહોંચાડી દેવી કારણ કે તેને ઓળખી લેવામાં આવ્યો છે.

એ જ પત્રમાં થોડા દિવસ બાદ પેલી જાહેરખબરનો જવાબ આપતી જાહેર ખબર આવી. 'ઓળખાઈ ગયેલ જે ગૃહસ્થે પૈસાની થેલી મેળવી છે તે તેના માલિકને ઘેર આવીને લઈ જવા વિનંતી કરે છે.

પોલીસમાં ભરતી થવા આવેલા જુવાનને પૂછવામાં આવ્યું કે તમે પોલીસની મોટરમાં જતા હો અને પાછળ ભયંકર બદમાશોની ટોળી બીજી મોટરમાં ચાલીસ માઈલને ઝડપે એકાંત રસ્તે તમારો પીછો પકડે તો તમે શું કરો ?

ઉમેદવાર જરા મુંઝાયો પણ પછી તુરત જવાબ આપ્યો કે ૫૦ માઈલની ઝડપ કરી નાખું.

સવાર પડવા આવી હતી એટલે પતિએ ગૃહિણીના બિછાના આગળ જઈ ધીમેથી કહ્યું:

હવે ઊઠવું જોઈએ હો!

'કેમ શું છે તે.' બગાસું ખાતાં બાઈ બોલ્યાં.

'કાંઈ નહિ એનો...' થોથવા પતિરાજે કહ્યું: 'બાબો હમણાં જ થઈ ગયો છે.










કીરણ બ્રાન્ડ

# વિશુધ્ધ (રીફાઇન્ડ) શીંગતેલ

તથા ગોલ્ડમહોર કોપરેલ

વિગતમાટે લખો -

**ભાવનગર વેજીટેબલ પ્રોડક્ટ્સ લી.**
**ભાવનગર**

મેસર્સ
**આર. રતિલાલ એન્ડ કું.**
તેજુકાયા બિલ્ડીંગ
જુના બિબંદર રોડ
મુંબઈ ૯.



પ્રભાત બ્રાન્ડ વનસ્પતિ, લોટસ ટોઈલેટ સોપ
તથા કીરણ બ્રાન્ડ બારસોપ-સીલીકેટ વગેરે.





પ્રકાશક, મુદ્રક : શાંતિલાલ હીરાલાલ પારેખ : સરસ્વતી પ્રેસ : ભાવનગર

લ્લાસ-ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

ાર્ષિક ૧૨-૦

# ચાંદની

છુટક ૦-૧૦-૦

આ અંકના લેખકો-અનુવાદકો

ોપાળરાવ ગ. વિદ્વાંસ, મણીલાલ અલગોંરી, છોટાલાલ મા. કામદાર, ર. હ. વે.
મગનલાલ પઢિયા, રવિશંકર મહેતા, સનત્કુમાર વીણુ, મુરલી ...
માધવજી પટેલ, વિજયગુપ્ત મૌર્ય





સંપાદક
રમણીકલાલ વી. મહેતા
વ્યવસ્થાપક
શાંતિલાલ છો. પારેખ



કહાની
ઠેકાણું
૩૭, મારવાડી બજાર
મુંબઈ
|
તથા
|
સરસ્વતી પ્રેસ
દાણાપીઠ
ભાવનગર
(સૌરાષ્ટ્ર)



લવાજમ
વાર્ષિક રૂ. ૬॥
છૂટક પ્રત ૦॥=

# કહાની

ડિસેમ્બર : ૧૯૪૯

## અનુક્રમણિકા



ગ્રાહકોને : હવે પછીનો અંક નવા વર્ષનો ૧લો અંક હશે. અને ૧૫ જાન્યુઆરીએ બહાર પડશે.

## વાર્તા મોકલનારને



'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. પણ રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને આપવા પ્રયાસ થાય છે.

—સંપાદક

વાર્તાઓનું અનોખું માસિક
★
વર્ષ ૫ અંક ૧૨
ડિસેમ્બર ૧૯૪૯



काव्येषु रम्या कथा

# પાંચ ફૂલ

ગોપાળરાવ ગ. વિદ્વાંસ

## ભગવત્સ્મરણ

અતિપ્રાચીન સમયની વાત છે—

એ જમાનામાં આકાશમાં સ્વચ્છન્દે વિહાર કરનારાં પંખીઓને વિમાનોનો ઘરઘરાટ સંભળાતો નહોતો; અને પૃથ્વીતલ ઉપર ખીલી ઊઠતાં પુષ્પોને આકાશમાંથી બૉમ્બગોળા પડવાની બીતી નહોતી લાગતી.

એ જમાનામાં જેમ ઉજળિયાત મધ્યમ વર્ગનાં સંસ્કૃતિ-સંરક્ષક મંડળો નહોતાં, તેમજ કિસાન-કારીગરોની ફૂચો અમર કરતાળો પણ નહોતી.

જંગલોમાં સારી જગ્યા લાગે ત્યાં ઝૂંપડાં બાંધી રહેવું, જેટલી જમીન ખેડી શકાય તેટલી ખેડી તેમાંથી અનાજ પકવવું, અને મહેનત કરતાં કરતાં ગાવુંવાવું અને ગાતાંવાતાં મહેનત કર્યા જવી અને એમાં જ આનંદ માણવો, એટલું જ એ કાળના માનવીઓ મોટે ભાગે જાણતાં હતાં.

આ બધાં ઝૂંપડાંઓમાં વસતા ખેડુતો સહુ ભાઈભાઈ તરીકે જ હળીમળીને રહેતા. એકાદ જણને સહેજ પગમાં કાંટો વાગ્યા જેટલું દુઃખ થાય તોપણ સહુને આંખે આંસુ આવી જતાં; તેમ કોઈને એકાદ મધપૂડો સાંપડી આવે તો સહુને તે દહાડો રોટલા સાથે મધુર મધનો આસ્વાદ સાંપડતો.

*

એ પણ થોડું ચરે! આપણા જેવો જ એમને ય જીવ ખરો ના!

કણ ભરાયેલાં ડૂંડાંઓ પર પક્ષીઓ આવી ચાંચ મારતાં તોપણ લોકો કહેતાં: 'ભલે બિચારાં થોડું ચણે! એમના પંડમાં ય આપણા જેવો જ પ્રાણ છે ના!'

એક દહાડો ભારે જબરી જંગલ જેવી જટાવાળો અને લાંબી એવી દાઢી વધારેલો એક ગંભીર ચહેરાવાળો પુરુષ એ ઝૂંપડીઓમાં આવી ચડ્યો. એ માનવી અતિશય ક્ષુધાતુર હતો! એણે ભોજન માગ્યું. બધા ખેડુતોએ કહ્યું: 'ભલે બિચારો એ પણ જમે! એનામાં ય આપણા જેવો જ જીવ છે ના!'

*

બીજે દહાડે સવાર પડી. સહુએ એ દાઢીવાળા પુરુષને પોતાની પેઠે જ ખેતરમાં કામે આવવા કહ્યું. જવાબમાં પેલા સાધુએ કહ્યું: 'હું તો કામ નહિ કરું!'

બધા જ નવાઈ પામી જોઈ રહ્યા. હસીને એક પૂછ્યું: 'ત્યારે તમે અહીં બેસી રહીને કરશો શું?'

સાધુએ જવાબ આપ્યો: 'પ્રાર્થના!'

એ ખેડુતોમાંથી કોઈ માણસના આ પ્રાર્થના શબ્દનો અર્થ પણ સમજ્યા નહિ.

સાધુએ હસીને સમજાવ્યું: 'તમે બધા

બધાએ કહ્યું: 'ના; તો તો અનાજ ન જ પાકે!'

'ત્યારે એ વરસાદ કોણ વરસાવે છે?' સાધુએ સવાલ કર્યો.

બધાએ સાથે જવાબ આપ્યો: 'આકાશ!'

સાધુએ તુચ્છતાપૂર્વક હસીને કહ્યું: 'મૂરખાઓ! તમે સહુ બેસમજ નાદાન આદમીઓ લાગો છો! વરસાદ કાંઈ આકાશ નથી વરસાવતુ વરસાદ તો ભગવાન વરસાવે છે. એ ભગવાન આકાશમા વસે છે એ ગુસ્સે થાય ત્યારે વીજળીના ઝબકારા થાય છે, ને હસે છે ત્યારે ચંદની રેલાય છે. રોજ એ ભગવાનનું નામ લ્યો, એને વીનવો, એની પ્રાર્થના કરો. એમ નહિ કરો તો એ વરસાદ વરસાવશે નહિ, અને તો તમારા ખેતરોમા ધાન્યના 'દાણા પણ થશે નહિ!'

એમ કહી સાધુએ આંખો મીંચી દીધી મોટા મોટા અટપટા શબ્દો અને લાંબા લાંબા ન સમજાય તેવાં વાક્યો એણે ઉચ્ચારવા માંડ્યાં. ખેડુતોને એમનો એક શબ્દ અગર એમાનુ એક વાક્ય પૂરું સરખુ બોલતાં પણ આવડતુ નહોતુ. તેમણે માત્ર આંખો મીંચી મૂગાં મૂગાં જ મનમાં ભગવાનની પ્રાર્થના કરી.

*

અને પછી એ બધા ઝૂંપડાઓમાં નિયમિત રીતે પ્રાર્થના થવા માંડી

એ વરસે વરસાદ મનમાન્યો વરસ્યો.

ખેડુતોએ માન્યું કે પ્રાર્થનાથી પ્રભુ પ્રસન્ન થયા છે.

પોતાના પેટમાં બે કોળિયા ઓછુ અનાજ જાય તોપણ હરકત નહિ, પરંતુ આ સાધુ મહારાજની પ્રાર્થના, પૂજા, યજ્ઞ, એ સઘળા વિધિઓ સરલતાથી ચાલ્યા કરે તે સારુ દરેક જણે સાધુને વધારેમાં વધારે અનાજ આપ્યુ.

ધીરે ધીરે બીજા અનેક સાધુઓ નવી ઝૂંપડીઓ બાંધી ત્યાં આવીને વસ્યા.

નાનું દસ્ય

દેખી ખેડૂતોએ માની લીધું: 'હવે તો ભગવાન આપણા પર કદી પણ કોપાયમાન નહિ થાય!'

*

તે પછીનાં ત્રણચાર વરસ પસાર થયાં

એ એકેય વરસમાં લોકોએ ભગવાનની અવકૃપા દેખી નહિ

પણ ભગવાનની અવકૃપા ભલે ન દેખાઈ હોય, પણ એ સઘળા ખેડુતોમા દરેકને વારાફરતી થોડું થોડું ભૂખ્યા રહેવાનો વારો હવે આવવા માંડ્યો હતો. અહોરાત્ર ભગવત્સ્મરણ કરી ભગવાનને પ્રસન્ન રાખનારા એ સઘળા સાધુવૃન્દને, એઓ માગે તેટલુ ધાન્ય આપવું એ પોતાની ફરજ છે એમ દરેકને લાગતુ હતુ. પણ-

એ સમસ્ત સાધુમંડળની અખંડ રાત દિવસ ચાલતી પ્રાર્થના સાંભળવા છતાં ભગવાન ખેતરોમાં બેવડું અનાજ કેમ પેદા નથી કરતો, એવી શંકા ઊંડે ઊંડે દરેકના દિલમાં ડોકિયું કરવા લાગી.

* *

અને પછી તો તુરત જ એક એવું ચોમાસું આવ્યું કે-

ઉનાળાના દહાડા પૂરા ગણી ગણીને પસાર થયા હતા માટે જ એ દિવસો ચોમાસાના છે એમ કહી શકાતુ હતું! એ વિના તો રોજ સખત ઉનાળો જ જણાતો હતો! આકાશમાંથી જાણે સતત અગ્નિ વરસતો હતો. એ અગ્નિવર્ષાને પરિણામે પૃથ્વીપટ પરની સઘળી હરિયાળી બળીજળી રાખ થઈ ગઈ! વૃક્ષો અને વેલીઓનાં ચેતનહીન માળખાં-હાડપિંજરો દેખી, પૂર્વે તેમની સાથે મંદ મંદ ગુફતેગો કરનારી વાયુલહરીઓ, હવે ઊના ઊના નિસાસા નાખવા લાગી સહુને એમ લાગ્યું કે પોતે પૃથ્વીતલ ઉપર નહિ પણ ઊંધી વાળેલી કોઈ કઢાઈ ઉપર વસે છે, અને એ કઢાઈ નીચે જાણે ભયાનક દાવાનળ સળગી રહ્યો છે!

# પારસમણિ

તેને હમેશાં એમ જ થયા કરતું કે પોતે જ દેવ છે. પણ દુનિયામાં ચમત્કાર વિના નમસ્કાર નથી થતા, ને નમસ્કાર વિના દેવપણું પ્રાપ્ત થતું નથી !

સૂર્યના પ્રકાશમાં કદી એ દીપી ઊઠ્યો નહોતો, અગર ચાંદનીનાં ચમકયો નહોતો.

મૂશળધાર વરસાદ પડે અગર તો લીંબુ જેવડા કરા વરસે, એ ભાઈ સાહેબનાં મોનવ્રત કદી તૂટ્યાં નહોતાં.

અણીદાર પથ્થરો એની હાંસી કરતા 'લોટના પિંડ જેવો છો તું તો '

મોટી મોટી શિલાઓ એને તુચ્છકારતી 'તું તો સાવ ઢીલો પોચો '

એક ગોફણિયો બાજુમાં થઈ સણસણતો ચાલ્યો ગયો પણ એ પોતાની જગ્યાએથી ચસ્યો નહિ

એક વખત એણે ઘસી રહેલો ચંદ્રકાંત જોયો ! પરંતુ પોતે એક ક્ષણ પણ દ્રવ્યો નહિ

કાળભગવાન લશ્કરી સિપાઈની પેઠે તાલબદ્ધ પગલે આગળ ને આગળ ચાલ્યા હતા

*

એક દહાડો એ રસ્તેથી થોડાએક કેદીઓ પસાર થયા સાથે અંગારા વરસાવતો ધોમ તડકો પડતો હતો ! વિશ્રાંતિ માટે એ પથ્થરાની આસપાસ ઊગેલાં ઝાડો તળે કેદીઓ બેસી ગયા એક કેદીએ વળી ગાવા માંડ્યું એ ગીતમાં નહોતું કંઈ રાગનું ઠેકાણું, નહોતો કોઈ તાલનો ઢંગધડો છતાં બધા કેદીઓ આનંદથી ડોલવા લાગ્યા પહેરા માટે સાથે આવેલો સિપાઈ પણ જાણે પોતાની ફરજ વીસરી ગયો

એ પ્રણયગીત હતું ગીતમાંનો પ્રિયકર કહી રહ્યો હતો 'પ્રિયે ! પહેલાં તો હું લોઢા જેવો હતો, પણ તારો સ્પર્શ થતાં જ મારું અંતર આખું સુવર્ણમય બની ગયું છે !'

ભારે મોજમાં આવી જઈ ગીત સાંભળનાર એક કેદીએ પોતાના હાથમાંનું લોખંડી પોટ ( ચણુ ) ઉપાડીને આસ્તેથી ભોંય પર પછાડ્યું ક્રિણિણિણિ કરતો અવાજ થયો. બધા નવાઈ પામી ચણુ તરફ જોવા લાગ્યા ચણુ પીળો બની ગયો હતો ! પછી તો બીજા કેદીએ, ત્રીજાએ, ચોથાએ, એકેએક જણે પોતાનો ચણુ એ પથ્થરને અડકાડ્યો દરેકનો ચણુ સોનાનો બની ગયો બધા કેદીઓ આનંદથી ઊછળ્યા, 'અરે, આ તો દેવ છે !'

લોઢાનું સોનું બનાવનારા એ પથ્થરની માલેકી માટે દરેકેદરેક કેદી મથી રહ્યો. ઘડી પહેલાં જ્યાં સંગીતની મોજ મણાતી હતી ત્યાં હવે કસણવાના અવાજો સંભળાવા લાગ્યા સામસામે માથામાં ચણુઓ ફટકારી લગભગ બધા કેદીઓ હવે મૃત્યુની રાહ જોતા ભોંય પર પટકાઈ પડ્યા હતા સિપાઈએ આસ્તેથી પેલો પથ્થર ઊંચકીને પોતાના ખીસામાં સેરવી દીધો

*

સિપાઈની સ્ત્રી એ પથ્થરને પોતાની શાક સુધારવાની છરીને અડાડવાનો મોહ રોકી શકી નહિ

સોનાની છરી ઘરમાં રાખવાથી શો લાભ ? એ છરી વેચવા માટે સિપાઈ એને સરાફ બજારમાં લઈ ચાલ્યો

દરેક સરાફે એ છરીને કસોટી ઉપર ચડાવી જોઈ પૂરા સોળવલ્લું સોનું હતું ! પણ દરેકના મનમાં એક જ શંકા ઊભી થઈ કુબેરને ઘેર પણ સોનાની છરી તો ન જ હોય, ત્યાં એક સામાન્ય સિપાઈની તો ગુંજાશ જ ક્યાંથી હોય ?

દરેક સરાફે સિપાઈ પાસેથી છરી લોખંડને ભાવે જ વેચતી લેવાની માગણી મૂકી સિપાઈ ખૂબ ચિડાયો આખરે એક સરાફ પોલીસ ચોકીએ પહોંચ્યો ફોજદારે આવીને છરી કબજે કરી અને સિપાઈને ચોકીએ ઉપાડ્યો

ફડ્-ફડ્-ફડ્-સિપાઈના વાંસા પર કોરડા પડતા હતા, પણ સિપાઈ તો હસ્યા જ કરતો હતો. વાંસો લોહીલુહાણ થવા આવ્યો પણ તે મોંમાંથી અક્ષર પણ બોલ્યો નહિ.

તેની સ્ત્રીને આણીને સામે હાજર કરવામાં આવી. ફરી ફટકા પડવા માંડ્યા.

લોહીની સેરો ઊડવા માંડી. આખરે સ્ત્રી પણ ત્રાસી ઊઠી. ખોળામાં રાખેલો પેલો પથ્થર ફોજદાર તરફ ફેંકી દેતાં બોલીઃ 'સાહેબ! આ પતિતને તમારી પાસે જ રાખો, પણ મહેરબાની કરીને મારા ધણીને છોડો!'

દેવને પતિત કહેનારી બાઈની મૂર્ખાઈ પર પારસમણિ મનમાં મનમાં હસી રહ્યો.

બાઈએ ફેંકેલો પથ્થર ફોજદારના કપાળમાં જ વાગ્યો. જખમમાંથી લોહી વહેતું હતું છતાં તેણે ખીસામાંથી ચાવીઓનો ઝૂડો કાઢ્યો. દરેક કૂંચી પથ્થર સાથે અડકાડતાં જ તે સોનાની બની જતી હતી! ફોજદારના હરખનો પાર ન રહ્યો. કપાળમાં થયેલ જખમની વાત તે સાવ વીસરી જ ગયો!

*

ફોજદારને બીજા બે ભાઈઓ હતા.

એક ભાઈએ પેલો પારસમણિ લઈ લોઢાની દરેક ચીજને અડકાડવા માંડ્યો. ખીલા સોનાના થયા; બારીના સળિયા સોનાના થયા; તાળાં પણ સોનાનાં બની ગયાં. ફોજદારનું ઘર અલકાપુરીનો કોઈ સુવર્ણમહેલ બની ગયું! પોતાના સોનાના મકાન તરફ અભિમાનભરી નજર ફેંકતો તે વિચાર કરતો હતોઃ 'ઘરમાં બધી ચીજો તો સોનાની બની ગઈ છે; હવે આ પારસમણિનો શો ઉપયોગ કરું? અરે રામ, મારું શરીર પણ જો લોઢાનું હોત તો કેવું સારું! આ પારસમણિથી હું એને પણ સોનામાં ફેરવી શક્યો હોત!

ઘરમાં હવે કોઈ એવી ચીજ નહોતી કે જેનું સોનું બનાવી શકાય. તે ભારે દુઃખી થયો; દુઃખાવેગથી તે ગાંડો બન્યો.

બીજા ભાઈની સ્ત્રીને વિચાર આવ્યો; ઘરમાંની ચીજો તો જાણે સોનાની બની ગઈ છે, પણ પારસમણિ તો જેઠની પાસે રહી જાય છે. એટલે ગામલોકો તો પોતાના પતિ કરતાં જેઠને જ વધારે ગણે ના?

ઈર્ષ્યાથી તે સળગી રહી. આખરે રહી ન શકવાથી તેણે જેઠના દૂધના કટોરામાં એક દિવસ છાનામાના ઝેર નાખ્યું. પણ બીજે દહાડે જેઠનું ખૂન કરવા બદલ તેના પર કેસ થયો. અને ન્યાયકચેરીમાં એ કિસ્સો સાંભળવા લોકોની જબરી ભીડ જામી. પરંતુ ન્યાયાધીશની સામે સહુની તરત નજરે ચડે એવી રીતે એક પથ્થરને શા માટે ગોઠવવામાં આવ્યો છે તે સંબંધે સહુ વિમાસણમાં પડ્યા.

ફોજદારની ભાભીએ જેઠને ઝેર આપ્યાનો એકરાર કર્યો.

'આમાં તને મદદ કોણે કરી?' ન્યાયાધીશે સવાલ કર્યો.

સ્ત્રીએ પથ્થર તરફ આંગળી ચીંધી. ન્યાયાધીશ ભારે નવાઈ પામ્યા. રડતાં રડતાં પેલી બાઈએ એ પથ્થરનો સઘળો ઇતિહાસ સંભળાવ્યો.

એ પથ્થરનો સ્પર્શ થતાં જ લોઢાનું સોનું બની જતું હતું. એક પળવારને માટે પણ એ પથ્થર પોતાને મળે તો કેવું સારું, એવી આકાંક્ષા પ્રેક્ષકોમાં હરેકના દિલમાં જાગ્રત થઈ.

ન્યાયાધીશ ખૂબ જ નિષ્પક્ષ છે એવી સઘળા લોકોની માન્યતા હતીઃ હવે એ શો નિર્ણય આપે છે તે જાણવા સહુ અતિશય ઉત્સુક બન્યા.

પારસમણિ તરફ ભૂખી આંખો વડે મીટ માંડતા ન્યાયાધીશે કહ્યુંઃ 'પથ્થર રૂપે દુનિયામાં દેવ જ ફર્યા કરે છે. એ દેવની પૂજા હું મારે ત્યાં લઈ જઈને—'

પારસમણિ પોકારી ઊઠ્યોઃ
નથી; હું દેવ નથી; હું તો રાક્ષસ

# શિલાલેખ

આહુ શાસ્ત્રન પહાડ ઉપર થઈને જ્યાં નીચે ઊતરી આવ્યું છે ત્યાં કેટલાક તંબૂ નખાયા છે ત્યાર પછી દૃષ્ટિ જાય ત્યાં સુધી આખીખમ મેદાન દેખાય છે. તેમાં અહીંતહીં અસંખ્ય ગ્રેનેટ પથરાઓ જમીનમાંથી માથું ઊંચકી ડોકિયાં કરી રહ્યા છે તેથી દૂર કોઈ પુરાતન સભ્યતાના ધ્વંસાવશેષનું ખોદકામ ચાલી રહ્યું છે

'બુઢા ગણેશપ્રસાદે કુધણી દૃષ્ટિથી ગૌતમ તરફ જોઈ કહ્યું, 'આ બહુ ઠીક નથી થતું બાબુજી!' ગૌતમ બેધ્યાન હતો. મન દીધા વિના બોલ્યો, 'શું ઠીક નથી થતું?'

'આ દેવીમૂર્તિની વાત કરું છું ગુપ્ત સાહેબ વૃદ્ધ થયા પરંતુ તેઓ પણ આપુઝની જેમ કામ કરે છે પણ એ ઠીક નથી થતું બાબુજી' ગણેશપ્રસાદ ભપગભીર થઈ માથું હલાવવા લાગ્યો

ગૌતમને પહેલાંના જેવો જ નિરુત્સાહ અને બેધ્યાન જોઈ ગણેશપ્રસાદ ઉત્તેજિત અને કર્કશ કંઠે બોલ્યો, 'જાણો છો? બાબુજી, તે દિવસે સવારે તમે જે ભાગેલી મૂર્તિ ખોદી ને કાઢી લાવ્યા એ કેવી હાજરાહજુર દેવી છે?'

ગૌતમ ઉદાસીનતાથી બોલ્યો, 'તારે મોઢેથી જ સાંભળ્યું હતું કે તારા વડવાઓ શલાટનું કામ કરતા અને તેમણે એવી અનેક મૂર્તિઓ ઘડી હતી તારી આ હાજરાહજૂર દેવી એના જેવી જ એક મૂર્તિ છે કે બીજું કંઈ? આટલી બધી ભક્તિ ઠીક નહિ, ગણેશ.'

'ના, ના બાબુજી તમારી ભૂલ થાય છે એનાં દર્શન કરવા કેટકેટલે દૂરથી માણસો આવે છે! તે શું કંઈ અમસ્થા જ આવે છે, બાબુજી?'

'ત્યારે શું કામ આવે છે?'

'એ તો એક વનદેવી છે. અમે તેને બગ્રમ્ કહીએ છીએ.'

'એમ! નામ તો જાણે તદ્દન અનાર્ય લાગે છે.'

'એ મને ખબર નથી પણ કેટલાય જમાનાથી દેશવિદેશના લોકો પૂર્ણિમાની રાતે આ ગીચ વનમાં કોઈ પણ વિપદનો ભય ગણ્યા વિના આવી આવીને પૂજા કરી જાય છે—સ્ત્રીઓ સુદ્ધાં આવે છે સાંભળ્યું છે કે એકવાર તો આ દેશની રાજકુમારી ... ..'

ગૌતમ વચ્ચે જ બોલી ઊઠ્યો, 'લોકો એની પૂજા શું કામ કરે છે?'

'એની પૂજા કરવાથી જેને જે ચાહતું હોય તેને તે મળે છે ને મનની મનોવાંછા ફળે છે: ક્યારેક ક્યારેક રાતે તે દેવી આ વનની આસપાસ ફર્યા કરે છે તે વખતે જો કોઈ માણસ એને દેખી જાય તો તે ગાંડો થઈ જાય છે. એમ ઘણાય ગાંડા પણ થઈ ગયા છે હસો છો કેમ! માન્યામાં નથી આવતું! પણ આ હસવા જેવી વાત નથી, બાબુ'

એવામાં જયતી ત્યાં આવી એની ઉંમર ચોવીશ વરસની છે ને બાંધો ઊંચો તથા શરીર સુગઠિત ડોક્ટર ગુપ્તની એ પ્રિય છાત્રી છે પ્રાચીન સભ્યતાની શોધખોળના કામમાં ગૌતમની જેમ ડૉ ગુપ્તને તે મદદ કરે છે રીસર્ચ વર્ક પણ કર્યું છે આમ યૌવનની સમગ્ર કામના અને વાસનાના મુખ પર અભ્યાસનો પથ્થર ઢાંકી દીધો છે

જયતી કંઈ સમજ ન પડવાથી બેય તરફ જોઈને બોલી, 'શેનો ફાયદો?'

ગૌતમ બોલ્યો, 'જે મૂર્તિની પાછળ ડોક્ટર ગુપ્ત આજ ચારપાંચ દિવસથી લઈ દઈને મંડ્યા છે તે બગ્રમ્ નામની દેવી છે તે નાયકનાયિકાની મનોવાંછના પૂર્ણ કરે છે'

જયતી ગુસ્સે થઈ બોલી, 'એમાં મને શું ફાયદો-થવાનો હતો?'

'જોને પૂર્ણિમા પણ પાસે આવી.' પછી

ગણેશ, તરફ જોઇને કહ્યું, 'કહેને,ગણેશ એમને બધી વાત.'

ગણેશ કહેવા અધીર થઇ ગયો પણ જયંતી વધારે ગુસ્સે થઈ ગઇ.

ગણેશ વધારે ભાર દઇને બોલ્યો, 'વારુ, વિશ્વાસ ન પડતો હોય તો પરીક્ષા કરી જુઓ હું કહું છું.........

'હા...હા' ગૌતમે ઉત્સાહિત કર્યો.

એટલે જયંતીએ એક પછી એક બંને તરફ કરડી નજરે જોયું. પછી ગણેશનો ઉત્સાહ ઓસરી ગયો છતાં હતાશ ભાવે બોલ્યો, 'તમને કોઈને ય માન્યામાં નથી આવતું પણ પરીક્ષા કરી હોત તો ખબર પડત.' એમ કહી તેણે ઓશિયાળી દૃષ્ટિથી જયંતી તરફ જોયું.

તરત જ ગૌતમ ઉત્સાહભેર બોલી ઊઠ્યો, 'હું તો માનું છું, ગણેશ. પણ......'

એટલે નછૂટકે જયંતી ત્યાંથી ચાલી જવા લાગી. ગૌતમ પણ નિર્વિકારતાથી તેની પાછળ પાછળ ચાલ્યો. જયંતી ક્રોધની મારી ઉતાવળે જઈ રહી હતી.

ગૌતમે સાદ કર્યો, 'મીસ રેપ.'

પાછું જોયા વિના જ જયંતી બોલી, 'શું છે?'

'આપ ગુસ્સે થયા લાગો છો પણ ગુસ્સામાં ને ગુસ્સામાં ખોટે રસ્તે ચડી ગયા છો. એ રસ્તે જવામાં તો તંબૂએ પહોંચતાં બહુ વાર લાગશે.'

'મને ખબર છે.'

ખોટો રસ્તો છે એની જો જયંતીને ખબર હોય; જયંતી જો ખોટે રસ્તે જઈ રહી છે એ જો તે જાણતી હોય તો પછી ગૌતમને શું? મૂંગો થઈ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

સાંજ પડી ગઈ હતી. જયંતી તંબૂના દિશા ધ્યાનમાં રાખી ઉતાવળે આગળ ચાલી જતી હતી.

ગૌતમે ફરી સાદ કર્યો, 'મીસ રેપ.'

એટલે ગુસ્સાથી ધડ ફેરવી આંખ મોં લાલ કરી જયંતી ઊભી રહી. ગૌતમ મનમાં મનમાં હસ્યો. એ હળવા હાસ્યના ઘાથી જયંતીનું બધું વ્યક્તિત્વ તદ્દન અસહાય થઇ પડયું. તે વખતે યદિ ઊગી ગયો હતો. અને ઝાડની ડાળીઓમાંથી પોતાના મધુર શીતળ પ્રકાશથી જયંતીના ગાલ અને છાતી ઉપર તેજછાંયાની રંગોળી પૂરતો હતો. જયંતી ગૌતમની મત્ત અને ઉજ્જ્વળ દૃષ્ટિ સામે વધુ વાર જોઇ ન શકી. માથું નીચું ઢાળી, પાછી ચાલવા લાગી.

ગૌતમ બોલ્યો, 'તમે જરા વધારે પડતા ગુસ્સે થઇ ગયા.'

જયંતીએ કંઇ જવાબ ન આપ્યો.

ગૌતમ બોલ્યો, 'ધારો કે અત્યારે કશીક વસ્તુની શોધ થઈ જાય તો તમારો ગુસ્સો વધે કે ઘટે? હું એક વસ્તુની શોધ કરી આપી શકું તેમ છું.'

જયંતીએ ફક્ત જિજ્ઞાસુ દૃષ્ટિથી તેની સામે જોયું. ગૌતમે કહ્યું, 'ના, આજ નહિ, કાલે સવારે તમને બતાવીશ. પહાડના એક પથ્થર પર બેએક લીટીનું લખાણ છે પણ લીપી અતિ પ્રાચીન હોય તેમ લાગે છે.'

'પણ.. તે' જયંતીએ આંખગી ગાંધી બનાવ્યું.

'હા, તમે શું જોઈ છે?'

'હા, ડૉક્ટર ગુપ્તે પણ જોઈ છે—વાંચી પણ છે. એમાં ખાસ કંઈ નથી.'

'ઓહ! તમે તો વાંચી પણ છે. એમાં શું લખ્યું છે?'

જયંતી ચૂપ રહી. મનમાં મનમાં ગૌતમને ગાળ દીધી. પરંતુ વાત ટકાવવા ગૌતમે ફરી પૂછ્યું. 'એમાં લખ્યું શું છે?'

'ક્યારે ય જો અહીં આવે તો મને યાદ કરજે, અરુંધતી. હું તને ...'

આગળ બોલતા જયંતી અટકી ગઈ. ગૌતમ બોલ્યો, 'હં...પછી?'

પણ જયંતી એ કેમે ય નહિ કહેવાની.

વળી તેઓ ડૉક્ટર ગુપ્તના તંબૂની નજીક આવી પહોંચ્યા હતા અને ડૉક્ટર સામે જ ઊભા હતા.

'પછી વાત...' એમ કહી કંઈક કામનું બહાનું કાઢી જયંતી ચાલી ગઈ.

જયંતીએ પથારીમાં પડી છુટકારાનો દમ ખેંચ્યો. ઘડીક ગૌતમ વિષે વિચારો કર્યાં અને પછી પ્રાગૈતિહાસિક કાળના અનેક જાતના માનવો અને સભ્યતાના વિચારમાં ડૂબી ગઈ.

તંબૂમાં ડૉક્ટર પાસેના ઓરડામાં જ તે રહેતી. બાજુના બીજા તંબૂમાં ગૌતમ અને બીજા બેત્રણ જણ પણ રહેતા.

થોડી વાર પછી ગૌતમનો સાદ આવ્યો, 'અંદર આવું, મિસ રૉય?'

જયંતી ચમકીને બેઠી થઈ ગઈ. શું જવાબ આપવો એની મૂંઝવણમાં થોડી વાર ચૂપ રહી. ફરી સાદ આવ્યો. એ સાદમાં યૌવન ગાજતું હતું. જયંતીએ મનમાં મનમાં ગાળ દીધી પણ બહાર જોઈ ફરજ કંઈક ડરતાં ડરતાં બોલી, 'આવો પણ ડૉક્ટર ગુપ્ત પડખેના રૂમમાં છે.'

ગૌતમ અંદર આવી એક ખુરશી ખેંચી બેઠો. જયંતીના ફિક્કા મોં ભણી જોઈને તે બોલ્યો, 'ડૉક્ટર મને ગૉ'ડ બી કાઢી મૂકશે એમ લાગે છે. જુઓને, મેં જેને તદ્દન નવી શોધ માની હતી અને ખાનગી રીતે ગવેષણા કરવાની તૈયારી કરી હતી, એનો તો તમે ઘણા દિવસ અગાઉ પારોદ્ધાર કરી ચૂક્યા છો. વળી મેં ધાર્યું હતું કે લખાણમાં કશાક વેદનું કોઈ સૂક્તશુક્ત હશે પણ એ તો કોઈ ન્યુરોટિક (કામપેલો) નીકળ્યો. મારું તો મગજ ભમાવી દીધું. ડૉક્ટર ગુપ્ત જરૂર મને કાઢી મૂકશે. હા, પણ તમે હેલી વીંટીનો અર્થ તો ન કહ્યો.'

જયંતીએ ગૌતમને ફરી મનમાં ગાળ દીધી. ગૌતમ જવાબ માટે થોડીવાર તેની સામે તાકી રહી બોલ્યો, 'આ બધી પ્રાચીન લિપિનો ઉદ્ધાર કરવાનો મને તો કંટાળો આવે છે પણ તમે તેમાં ઠીક પાવરધાં થઈ ગયાં છો. તમે તો ઘણી સારી રીતે વાંચી શકો છો. ખરું કે નહિ!'

'બધું તો વાંચતાં નથી આવડતું પણ થોડું થોડું આવડે છે ખરું.' ગર્વભેર જયંતી બોલી. 'વારુ ત્યારે આ શું છે વાંચો તો' એમ કહી ગૌતમે કાગળ ઉપર કંઈક લખ્યું ને પછી જયંતીના હાથમાં આપતાં બોલ્યો, 'અક્ષરો તો મને બધા મોઢે થઈ ગયા છે પણ અર્થ નથી સમજી શકતો.'

જયંતીએ કાગળ ઉપર નજર ફેરવી કહ્યું, 'આ તો બ્રાહ્મી લિપિ લાગે છે, પછી' જયંતી વાંચવા લાગી, 'હું તને ચાહું છું...'

જયંતીના કાન ગરમ થઈ ગયા. ગૌતમનું હસતું મુખ જોઈ તેની સામે ઊભા રહેવાની તેનામાં શક્તિ પણ ન રહી. ચા કરવાને બહાને બહાર ચાલી ગઈ. થોડીવારે ચા લાવી ગૌતમ આગળ મૂકી ને ગુસ્સા વગર બોલી, 'માખણ નથી લૂખી પાંઉરોટી ખાશો ને!'

'હા લાવો ને.'

'કાલ માખણ લાવી આપશો?'

'એના પૈસા કોણ આપશે તમે કે ડૉ. ગુપ્ત?'

'વાહ! હું શું કામ દઉં! સ્ટેટના ખર્ચે આવ્યા છીએ તે ડૉ. ગુપ્ત દેશે.'

'ત્યારે તો મારું આવી બન્યું. કામમાં તો મારાથી કંઇ સફળતા પડતી હોય એવું મને લાગતું નથી વળી સ્થળ-બદલો કરવા મન ઊંચું થઇ ગયું છે. એમાં વળી પોલસન-નો ડબ્બો ખરીદવાના પૈસા માગવા જાઉં તો તો ડૉ. ગુપ્ત કાઢી જ મૂકે ને. પણ એટલી જલદીથી આ જગ્યા છોડવા મારી ઇચ્છા નથી. અહીં મજા છે.'

જયંતી હસવા લાગી. જયંતીના મુખ પર આવું સહજ હાસ્ય ગૌતમે પહેલાં કદી જોયું નહોતું.

એવામાં ડૉક્ટર ગુપ્ત ત્યાં આવ્યા. જયંતીનું મોં કાળુંમેશ થઇ ગયું. વૃદ્ધ ડૉક્ટર ખુરશી ખેંચી બેસતાં બેસતાં બોલ્યા, 'અને એમાંથી નો એક અદ્ભુત વસ્તુ નીકળી' પછી જયંતી સામે જોઇ બોલ્યા, 'થોડી ચા પાશો જયંતી?'

'જરૂર' કહીને જયંતી ચા લેવા ગઈ.

ગુપ્ત બોલ્યા, 'તે દિવસે આપણે જે પત્થરની મૂર્તિ લાવ્યા ને......'

'હા, હા' ગૌતમે ઉત્કંઠિત થઈ કહ્યું. 'તે એમાં શું નીકળ્યું ?'

'અહીંના લોકો તો તેને સદીઓથી પ્રેમની દેવી માનતા આવ્યા છે પણ મૂળ તો તે એક અજબ વસ્તુ છે. લિપિમાં જીવંત પથ્થરનો ઉલ્લેખ છે. એ મૂર્તિની.....'

એટલું બોલી પ્રોફેસર અટકી ગયા તેથી વધારે કંઇ બોલવા માગતા નહોતા.

બરાબર તે વખતે જયંતી આવી. ગૌતમ ઉત્સુકતાથી બોલ્યો, 'હં પછી.....'

'તેથી વધારે કાંઈ જાણી નથી શકાયું.'

ત્યાર પછી પાન ખાઈ ડૉક્ટર ચાલ્યા ગયા. ગૌતમ જયંતી સામું જોઈને બોલ્યો, 'જે માટે મારી અને ગણેશપ્રસાદ ઉપર તમે ગુસ્સે થયાં હતાં એ તો ખરેખર એક જીવંત પત્થર છે. હમણાં ડૉ. ગુપ્ત એ જ વાત કહી ગયા. મૂર્તિના પાદપીઠમાં જે લખ્યું છે તેનો અર્થ ડૉક્ટર કહી શક્યા છે. વિશ્વાસ ન આવતો હોય તો ડૉક્ટરને પૂછી આવો.'

'હું શું અવિશ્વાસ રાખું છું પણ મારે એનું શું કામ છે ?' એમ કહી જયંતી હસી.

પ્રોફેસર ગુપ્ત મૂંગા મૂંગા ટેલતા હતા. દૂર દૂર વિશાળ શૂન્યતાને તીરે ઝૂકી પડેલી દિગંત સંધ્યાના ઝાંખા થતા પ્રકાશમાં ધીરે ધીરે અદૃશ્ય થઈ ગઈ. શાલવન કાળું થઈ ગયું. અસંખ્ય પંખીઓના ચિત્રવિચિત્ર કલરવે મુખર વનભૂમિ શાંત ને સ્તબ્ધ થઈ ગઈ.

'હા પણ લખાણમાં ખાસ કંઈ છે નહીં.' ડૉક્ટર ગુપ્ત બોલ્યા, 'એ મૂર્તિ તૈયાર કરતાં કરતાં પુરુષોત્તમ નામનો કોઈ માણસ દબાઈને મરી ગયો હતો...'

'પુરુષોત્તમ !' આશ્ચર્યમાં મોં વકાસી ગણેશ અધ્યાપક સામે ઘડીક જોઈ રહ્યો. ભયના માર્યા એના મોં ઉપરથી લોહી ઊડી ગયું હતું. ધીરે ધીરે એ બોલ્યો, 'અમારા એક પૂર્વજનું નામ પણ પુરુષોત્તમ હતું. તે પણ મૂર્તિની નીચે દબાઈ મરી ગયો હતો. એક બીજા ઉપર પણ એ મૂર્તિ પડી હતી ને તે પણ દબાઈ મરી ગયો હતો એમ સાંભળ્યું છે.'

ઘરડા ગણેશની વાત કોતરેલી લિપિ સાથે મળતી આવતી જોઈ પ્રોફેસર તેની સામે સંદિગ્ધ દૃષ્ટિથી જોઈ બોલ્યાં, 'તેં આ બધું કેવી રીતે જાણ્યું, ગણેશ ? એ કેટલા વખત પહેલાંની વાત છે ?'

'કેટલી જૂની વાત છે એ તો ખબર નથી બાબુજી, પણ નાનપણમાં આ વાત સાંભળી છે. મારા બાપા અને ઘરડાં માણસો પણ સાંભળી હતી. આજે પણ બધા સાંભળે છે. કાળી ઘોર અંધારી રાતે મેં પણ મારા ઘરની આસપાસ એક છાયા મૂર્તિને ક્યારેક ક્યારેક જોઈ છે. પ્રસંગ મળે તો તમને પણ બતાવું. બાબુજી, ખોદકામ બંધ કરી દો.'

અધ્યાપક વૃદ્ધ ગણેશ તરફ એકીટશે તાકી રહ્યા. ગણેશના છેવટના ભયવ્યાકુળ શબ્દો સાંભળી ડરી પણ ગયા. તેઓ બોલ્યા, 'ગણેશ એ દંતકથા કહે છે. જેમ સાંભળી હોય તેમ માંડીને આજ વાત કર.'

પરંતુ એક દિવસ રાજપ્રશંસા છોડી દઈ રાજાના દંભના જવાબમાં તેણે કાળા આરસપહાણમાંથી એક વેદનામયી મૂર્તિ કોતરવાની શરૂઆત કરી. એ મૂર્તિ હતી કોઈ સ્વર્ગસ્થ નટીની. એની કામના હતી ઉદ્દાગ, સ્વપ્ન હતું રંગીન પણ સૌંદર્ય નહોતું. વિકૃત ને બીભત્સ શીતળાનાં ચાઠાંથી લાવણ્ય પણ નાશ પામ્યું હતું. પણ કંઠ અપૂર્વ હતો. તેમ છતાં યૌવનનો કોઈ સખા તેને મળ્યો નહિ. રાજા પાસેથી જો કે તેને નિયમિત પગાર મળતો, હમેશના ગાનતાન પછી મણિમુક્તાનું ઇનામ મળતું પરંતુ તે બધું રાજાની નજર બહાર રહીને. રાજાની સામે આવવાની મનાઈ હતી.

ત્યારપછી એક દિવસ એવું બન્યું કે નટીએ આત્મહત્યા કરી. તે નટીનું જ મર્મવિદારક જીવન શિલ્પી પત્થરમાં મૂર્ત કરવા લાગ્યો. નટીનો અતૃપ્ત આત્મા જાણે એ પત્થરમાં પાછો સજીવન થયો. ઓચિંતા એ અધૂરી મૂર્તિમાંથી એક દિવસ વાચા ફૂટી: 'આજે તો હું બધાની નજર બહાર જતી રહી છું. શા માટે મને બધાની સમક્ષ લઈ જાઓ છો. શિલ્પી! મને જોઈને બધા તને શાબાશી આપશે પણ મને શું મળશે?'

શિલ્પીએ જવાબ આપ્યો 'કેમ, તું મને પામીશ! હું તો તારો જ છું ને?'

જવાબ મળ્યો, 'ના, ના, જૂઠી વાત. મહેરબાની કરીને મને બધાની નજર આગળ ન લઈ જાઓ.'

ત્યાર પછી એક દિવસ એ અપૂર્ણ મૂર્તિ નીચે દબાઇ શિલ્પી મરી ગયો. એ મૂર્તિ રાજ્યની હદમાં એક ઠેકાણે સ્થાપવામાં આવી ત્યાં પણ એક દિવસે સવારે આવું જ દૃશ્ય જોવા મળ્યું. એક સુંદર જુવાન મૂર્તિ નીચે દબાઈને મરી ગયો હતો. મરતા પહેલાં એક ક્ષયરોગગ્રસ્ત કુમારી પાસેથી માલૂમ પડ્યું કે મરણ પામેલ યુવાન એ મૂર્તિ પાસે ક્યારેક ક્યારેક રાતે તેને માટે ગીત ગાતો.'

ગણેશપ્રસાદે વાત પૂરી કરતા કહ્યું, 'એ મૂર્તિ જો એ જ હોય, બાબુજી, તો મારી વાત સાચી છે કે ખોટી એની આપને બે દિવસમાં જ ખબર પડશે. બાબુ, મારું માનો તો એ જ્યાં હતી ત્યાં જ પાછી મૂકી આવો. સાપની સાથે રમત ન હોય.'

અધ્યાપક સ્તબ્ધ થઈ ઊભા હતા. અલબત્ત ભયથી નહીં. તેઓ એમ વિચારતા હતા કે ગણેશની વાત એક દંતકથા હોવા છતાં તેમાં ક્યાંક થોડીક ઐતિહાસિક ગંધ છુપાયેલી હતી. ત્યાર પછી ગણેશપ્રસાદના વર્તનથી અધ્યાપક ચમકી ગયા.

ગણેશ એકાએક ભયભીત થઈ ગયો હતો ને તેમના કાનમાં કહેતો હતો, 'એ...ઈ... સાંભળ્યું, બાબુજી?'

'શું?' અધ્યાપક ગણેશપ્રસાદના ધોળી પૂણી જેવા મોં સામે ટગર ટગર જોઈ રહ્યા.'

'સાંભળો, પહાડ તરફની જાણે કોઈના રોવાનો અવાજ ..'

અધ્યાપકના શરીરમાં ભયની કંપારી પસાર થઈ ગઈ.

પહાડ તરફ કે ક્યાંક ઘણે દૂર કોઇના રુદનનો સકરુણ અને આછો ધ્વનિ સંભળાયો ને બરફ જેવું ઠંડું હવાનું મોજું સસવતું સસવતું શાલવનનાં પાંદડાં ખખડાવીને સડસડાટ દૂર શૂન્યતા ભણી વહી ગયું.

ગણેશ બોલ્યો, 'બાબુજી, ક્યારેક ક્યારેક આવું થાય છે. અમારે ગામ પણ જ્યારે આવો રુદનનો ધ્વનિ સંભળાય છે ત્યારે બધાને નટીની વાત યાદ આવે. હું કંઈ ખોટું નથી કહેતો, બાબુ.'

ગણેશપ્રસાદ ખોટું ભલે ન કહેતો હોય પણ મજૂરોમાં જો એ વાત ફેલાવે તો તેઓ બધા બીને ભાગી જાય અને કામને પણ ધક્કો પહોંચે.

અધ્યાપકે કહ્યું, 'વારુ પણ તું હવે એ વાત કોઈને કહેતો ના. જા, હું એ વિષે વિચાર કરીશ.'

ત્યાર પછી ગણેશપ્રસાદને થોડા રૂપિયા આપી તે જગ્યાએથી ખસેડી મૂકવામાં આવ્યો. પ્રચલિત દંતકથા માટે ગણેશપ્રસાદની જરૂર હતી ખરી પણ તેની હાજરી ડૉ. શાહને ભારે જોખમકારક લાગી.

ત્યાર પછી બે દિવસ કામમાં વહી ગયા. ગણેશપ્રસાદના કહેવા પ્રમાણે કોઈ પ્રકારના ભયની ગંધ ન આવી. વૃદ્ધ ગણેશની ભયભીત ચિંતાતુરતાનો ચેપ અંદરખાનેથી અધ્યાપકને જોકે લાગી ગયો હતો પરંતુ તેથી તેઓ લજ્જિત થયા અને પોતે પોતાની જાત-ઉપર ગુસ્સા થયા. એમ ડરીને જો ખોદકામ બંધ કરી દેવામાં આવે તો માનવસભ્યતાનો એક મહત્ત્વનો યુગ સદાને માટે અંધારામાં જ રહી જાય. અધ્યાપકે મૂર્તિ મંગાવી પોતાના તંબૂમાં રાખી. વહેમ અને ભયના માર્યા મજૂરો મૂર્તિ લઈને ભાગી જાય તો! અધ્યાપકે પાછું કામમાં મન પરોવ્યું. પણ ગણેશપ્રસાદની વાત મનમાં ડોકિયું કરી જવા લાગી. ખાસ કરીને જ્યારે જ્યારે મૂર્તિ નજરે પડે ત્યારે તેમના મનમાં વારે વારે એમ થતું, 'સાચે જ શું એ મૂર્તિની પાછળ અતિકરુણ અને અતૃપ્ત જીવનની એક કરુણ કહાણી છુપાઈ છે! જો સાચું હોય તો!' એમ વિચારતાં વિચારતાં કરુણાની પ્રબળતાથી રૂપપિપાસુ આખી માનવ-જાત વિરુદ્ધ અધ્યાપક વિદ્રોહ કરી ઊઠતા.

એક દિવસ મોડી રાતે અધ્યાપકની ઊંઘ ઊડી ગઈ. ઓચિંતા કારણ વિના ભયથી જડ-વત્ થઈ પથારીમાં પડ્યા રહ્યા. અંધારામાં કંઈ ફફડાટ થયો. કોઈ જાણે તંબૂમાંથી બહાર નીકળ્યું! કાન માંડીને અધ્યાપક સાંભળવા લાગ્યા. કોઈનો હળવો પગરવ જાણે દૂર મળી ગયો. વારે વારે આંખો ચોળી અને તીણી કરી અંધારામાં જોયું પણ કંઈ દેખાયું નહિ. ઘણી વાર સુધી કાન માંડી રાખ્યા પણ ફરી કંઈ ન સંભળાયું. અધ્યાપકે સૂવાની કોશિશ કરી અને મૂર્તિને જેમ બને તેમ જલદીથી મ્યુઝિયમમાં મોકલવાની વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું.

અધ્યાપકની આંખ મળવા આવી ત્યાં પાછો ક્યાંકથી એકાએક હસવાનો આછો અવાજ આવ્યો. અધ્યાપક બેઠા થઈ ગયા. પણ પછી કંઈ સંભળાયું નહિ. પેલી મૂર્તિ કાળા સ્તૂપની માફક ખૂણામાં ઊભી હતી. એ અદૃશ્ય અંધ-કારમાં ખડબચડી મૂર્તિને શરીરે શીતળાનાં ચાઠાં પણ તેઓ સ્પષ્ટ જોઈ શક્યા. ભાંગેલું એ નાક, અને એનો એ ભાંગેલો હાથ પણ જોયો.

અધ્યાપકને ઓચિંતો એક વિચાર આવ્યો, 'એક દિવસ તે જીવતી હશે—સંભવ છે કે બરોબર આ જ ઠેકાણે...' અધ્યાપકે સમવેદના-નો એક નિસાસો નાખ્યો ત્યાર પછી વળી પાછો તેમણે પેલો ક્ષીણ હાસ્યધ્વનિ સાંભળ્યો. અધ્યાપકને લાગ્યું કે એ કંડગાર કરી દે તેવો એ ધ્વનિ મૂર્તિની દિશામાંથી જ વહ્યો આવે છે. ત્યારે પછી તંબૂની અંદર ફફડ અવાજ થયો. બધું વારેવારે કંપવા લાગ્યું. પેલા પહાડ-ની દિશામાંથી આવતી હવાના ઠંડા ઝાપટામાં એક કરુણ આર્તનાદ વહી આવ્યો. સ્તબ્ધ વનભૂમિ જાણે ભયચકિત થઈ એકાએક સુસ-વવા માંડી. અધ્યાપકના અંગેઅંગમાં ભયની કંપારી વંટોળવેગે વહી ગઈ.

સવાર પડી. રાતની અત્યંત નાની ઘટ-નાઓ તેમને તદ્દન નજીવી લાગી. તેમણે એમ માન્યું કે એ બધું મનની તંદ્રિત અવ-સ્થામાં અનુભવ્યું હતું—કેવળ તેમના મનની કલ્પના હતી. તેમણે કોઈને ય તે વાત કહી નહીં. પરંતુ મૂર્તિની વાત આખો દિવસ મનમાં ઘોળાવા લાગી. મનમાંથી મૂર્તિ વિષેના વિચારો ખંખેરી નાખવા બળપૂર્વક પ્રયત્ન કર્યો. કામકાજમાં મન પરોવ્યું પણ કેમેય રાતની વાત ભૂલી ન શક્યા. તેમની નજર વારેવારે મૂર્તિ ઉપર પડતી ને તે અસહ્ય થઈ પડ્યું.

મધરાત થઈ. અધ્યાપક તદ્દન એકલા હતા ને વિચાર કરતા જાગતા હતા. ભેદ ઉકે-લવા માટે અંદરખાનેથી તેઓ ભારે ઇંતેજાર થઈ ગયા હતા. મધરાતની મારના વધતી

ચાલી. ક્યાંય સંચળ નથી. ઝાંખા પ્રકાશમાં પેલી મૂર્તિ જાણે કે પોતાના રહસ્ય વડે અગમ્ય થઈને ઊભી છે. ખંડિત, અધૂરી અને ખડબચડી એ મૂર્તિ પાછળ સાચા ખોટાના મિશ્રણવાળી એક કહાણી છુપાયેલી છે. વારે વારે તેને જોવાનું જ્યારે અસહ્ય થઈ પડ્યું ત્યારે અધ્યાપકે મૂર્તિ ઉપર કપડું ઢાંકી દીધું. પણ પોતાની એ મૂર્ખાઈ ઉપર પછી હસવું આવ્યું.

અધ્યાપકે કાગળકલમ લીધાં ને પોતાની પત્નીને કાગળ લખવા બેઠા. તેમાં મૂર્તિની કહાણી અને તે વિષે પોતાની બાલિશ શ્રદ્ધાની વાત લખી. અને વળી લખ્યું, 'જો હું જીવતો હોત તો તે હત ભાગીને ચાહેત અને એના જીવનનો આમ કરુણ અંત ન આવવા દેત' ત્યાર પછી રૂપપિપાસુ મનુષ્યને લોભી, કસાઈ ને માંસભક્ષી કહી ગાળો દીધી. વળી આગળ ચલાવ્યું, ' જો સંભવિત હોત તો આજ મારા પ્રેમ વડે આ પથ્થરને તૃપ્ત કરેત...'

લખતાં લખતાં એકાએક અધ્યાપક ચમક્યા એમણે કાન માંડ્યા. કોઈ જાણે હળવે પગલે તંબૂની બહાર આવીને ઊભું રહ્યું હોય નહિ! કલમ થંભી ગઈ. ત્યાર પછી પાછું ઠંડી હવાનું પેલું ઝાપટું શાલવનને મર્મરિત કરી, તંબૂઓને હિલ્લોલિત કરી સુસવાટા મારતું ચાલ્યું ગયું અને, દૂરથી રુદન જેવો પેલો અસ્પષ્ટ આર્તનાદ વહી આવ્યો. એકાએક દીવો ઓલવાઈ ગયો. મૂર્તિ પર જે કપડું ઢાંક્યું હતું તે ફરફરતું ઊડવા લાગ્યું અને અધ્યાપકનો અધૂરો કાગળ લઈ કોઈ હવામાં જાણે ઉછાળવા લાગ્યું. પછી અંધારે ઊછળતો ઊછળતો કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયો.

થોડી વાર સ્તબ્ધ બેસી રહ્યા પછી તંબૂમાંથી મંત્રમુગ્ધની જેમ બહાર નીકળ્યા. સામે જ વિશાળ ને ખાલીખમ મેદાન હતું. આકાશમાંથી ચાંદની દિગદિગંતરમાં રેલાઈ રહી હતી અને અંધકાર દૈત્યની માફક પહાડ અને શાલવન ઉપર આડો પડીને જાણે સૂતો હતો. ક્યારેક ક્યારેક દૂરથી સંભળાતી શિયાળની લાળીને એક કૂતરું અશુભ લાગે તેવા લાંબે સાદે અનુસરી રહ્યું હતું. ખાલીખમ મેદાનની મૂગી રાત્રીને તે વધારે ભયંકર બનાવી દેતું હતું. અધ્યાપક મૂંગા થઈ ઊભા રહ્યા. દૂર શાલવનની કાળી ઘટામાં થઈને ચાંદનીનાં કિરણો જમીન ઉપર વેરાઈ રહ્યાં હતાં. અધ્યાપકને એમ લાગ્યું કે ત્યાં એક ધેરીકાળી છાયામૂર્તિ વારેવારે દેખા દઈને અદૃશ્ય થઈ જાય છે. એમ કરતાં કરતાં તે મૂર્તિ સ્તબ્ધ ને નિશ્ચલ થઈ શાલવનના અંધારામાં ઊભી રહી ગઈ. એનું ભાંગેલું નાક, એક ખંડિત સ્તન, ભાંગેલો હાથ વગેરે દૂરથી પણ અધ્યાપક જોઈ અનુભવી શક્યા. ધીરે ધીરે તેઓ તે તરફ આગળ વધ્યા ને ઘણે દૂર મેદાનની વચ્ચોવચ્ચ ચાલ્યા ગયા. કેમ ગયા? કોને માટે ગયા? એ કંઈ તેઓ ન સમજી શક્યા. એવામાં એક કકસતું હવાનું મોજું તેમની ઉપરથી સડસડાટ કરતું ચાલ્યું ગયું. શાલવન પાછું ચમકી ઊઠ્યું. દૂર પેલો રુદન ધ્વનિ પણ શરૂ થયો ને પાછો શમી ગયો. ઘણી વાર પછી અધ્યાપક સાવધ થઈ લથડતે ને કંપતે પગે પાછા આવતા રહ્યા. પોતાના શ્વાસપ્રશ્વાસથી પણ તે ચોંકવા મંડ્યા.

શાલવન ઉપર જ્યારે અંધારું ઊતરતું અને દિગંત એકાકાર થઈ જતી ત્યારે અધ્યાપકની આંખમાં પણ ભયભીતતાની કાળી છાયા દેખા દેતી. ધીમે ધીમે વધ્યે જતી રાત્રિની ગાઢતાની સાથે સાથે અધ્યાપક તદ્દન એકલા પડી જતા-લાચાર થઈ જતા. આંખમાંથી ઊંઘ ઊડી જતી. પથારીમાં સૂતા સૂતા કાન માંડી પેલાં હળવાં પગલાં અને પેલી અદ્ભુત ઠંડી હવાની પ્રતીક્ષા કરતા.

ગણેશપ્રસાદની કહાણી વારે વારે તેમને યાદ આવતી. તેઓ વિચારતા, 'એની વાત શું સાચી?' મૂર્તિના પાદપીઠ કોતરેલી પેલી લિપિ યાદ આવતી: 'એક પથ્થરમાં મૃત કમાતં આત્મા પાછો આવે એ શું સંભવિત છે! સાચે જ શું અનેક દિવસ પહેલાંની તે

અતૃપ્ત આત્મા પાછો આવ્યો છે ? અધ્યાપક મનમાં મનમાં વિચાર કરતા, 'કદાચ સંભવિત છે ' પ્રેતવિદ્યાના જાણકારોની વાતો એમને યાદ આવી એમ પણ સંભવ છે કે તે તેમના મનની નબળાઈ હોય અથવા સમવેદનાને લીધે ભૂતકાળનો એ કામાર્ત આત્મા મૂર્ત થઈ ગયો હોય ! એ તેમની મ્હેચેલી વસ્તુ—મનની છાયા પણ હોઈ શકે અધ્યાપક વિચારવા લાગ્યા

ત્યાર પછી મોડી રાતે પાછો એ પરિચિત પગરવ ધીમે ધીમે તંબૂ તરફ આવતો સાંભળ્યો લૂગડું ઊડતું હોય તેમ કંઈ ફફડ્યું. અધ્યાપક નિશ્ચેતન થઈ બિછાનામાં પડ્યા રહ્યા એમની ચેતના ઉપર જાણે ઠંડો બરફ અડી ગયો ત્યાર પછી તેમણે કંઈ સાંભળ્યું જાણે અનંત ઘનઅંધકારના ઊંડાણમાંથી કોઈ છાનુંમાનું બોલી ઊઠ્યું.

'કેટલીવાર કહું હું તને ચાહું છું— ચાહું છું '

ત્યાર પછી પાછી નીરવતા પથરાઈ ગઈ.

'સાંભળ્યું ?'

અધ્યાપક હલ્યાચલ્યા વિના આંખો બંધ રાખીને જ પડ્યા રહ્યા આંખ ઉઘાડીને જોવાની હિંમત ન ચાલી

'આહ મને નથી ચાહતાને આહ ! '

અધ્યાપકની ચેતના છેક જ લુપ્ત થવા માંડી ક્યાંક ભાગી જવાની તેમને ઇચ્છા થઈ

પાછું ઘુસપુસ ઘુસપુસ સાંભળ્યું

'ક્યારે જવું છે ? હું યે સાથે આવીશ હો '

ત્યાર પછી ગુચભાર થયો અધ્યાપકને થયું કે તેમના મુખ ઉપર જ કોઈનો બરફ જેવો ઠંડો નિસાસો પડ્યો

ત્યાર પછી અધ્યાપક કંઈ સાંભળી ન શક્યા તેમની ચેતના ઉપર ગાઢી તંદ્રા ઢળી ગઈ તોપણ તેઓએ સ્પષ્ટ અનુભવ્યું કે પેલી અદ્ભુત ઠંડી હવાનું મોજું પહાડ ઉપરથી ઊતરી શ્રાવણમાં થઈ સરરર કરતું વહી આવ્યું અને વમળિત હૃદયનો પેલો આછો રુદનધ્વનિ પણ તદ્દન કાન પાસે વારંવાર સંભળાવા લાગ્યો તંબૂ વાર વારે ડોલવા લાગ્યો અને તે દુર્ભેદ્ય અંધકારમાં તેમની બંધ આંખો આગળ એક દીર્ઘ ને કાળી મૂર્તિ સાકાર ખડી થઈ ગઈ મૂર્તિ ઉપર ઢાંકેલું કાપડ કોઈએ જાણે ફાડીને ફેંકી દીધું ત્યાર પછી અંધારામાં તે લાંબી નેનગ્ન મૂર્તિ એમના બિછાના તરફ આગળ વધી જમીન પર પડતા તે વજનદાર પગલાનો અવાજ સ્પષ્ટ થઈ ગયો ને ભીંગેલા નાકવાળું એ ફૂલકું કદરૂપું મુખ ડોક્ટર ગુપ્તના મુખ ઉપર ઝૂકી પડ્યું ત્યાર પછી તેમની છાતી ઉપર અને આખા દેહને એક કઠણ ને ખડબચડી કાયા વળગી પડી અને ભીંગેલા હાથે વારે વારે બાથ ભીડવાનો પ્રયત્ન કરવા લાગી અધ્યાપકે એના એક અખંડ સ્તન પાસે ખંડિત સ્તનનો સ્પર્શ પણ પ્રત્યક્ષ અનુભવ્યો મોટેથી બૂમ પાડવાનું મન થયું પણ કોઈનું નામ યાદ ન આવ્યું ભારવાળી ગાઢી બાથથી તેમનો શ્વાસ બંધ થઈ જવા લાગ્યો બાથમાંથી છૂટવા ઇચ્છ્યું પણ હાથની એક આંગળી પણ હલાવી ન શક્યા અંધારામાં ઊંડેઊંડેથી કોઈ જાણે હસ્યું

સવાર પડી. રાત્રિની વાત તેમને ખરાબ સોણા જેવી લાગી પણ વાત શી હતી એ કાંઈ સમજી ન શક્યા કામમાં પણ દિલ ન ચોંટ્યું કોઈને એ સંબંધી કંઈ પૂછી પણ ન શક્યા કે કોઈ રાતે કંઈ સાંભળે છે કે નહિ ! કદાચ એમ પૂછે તો આવું મહત્ત્વનું કામ મૂકી બધા ભાગી જાય એવી બીક હતી. તો પણ હવે અહીં વધારે રહેવાની તેમની ઇચ્છા ન રહી. સ્થળ પણ એવું હતું કે પાસે કોઈ શહેર નહોતું ગામડું પણ ત્યાંથી દશબાર માઈલ છેટે હતું

અધ્યાપક જયંતીના રૂમમાં ગયા અધ્યાપકના મો સામે જોઈ જયંતી બોલી "આપનું મોઢું સાવ સુકાઈ કેમ ગયું છે ? '

'તબિયત બરોબર નથી. કાલે આખી રાત ઊંઘ નથી આવી.' અધ્યાપક જયંતીના મુખ

ઉશ્કેરણ–ગંભીર બ્રોંકોન્યુમોનિયા થઈ આવ્યો તેથી ડાક્ટરને પણ આશ્ચર્ય થતું હતું. તેમને ગણેશપ્રસાદની કહાણી અને મૂર્તિ ઉપર કોતરેલી પ્રાચીન લિપિ યાદ આવી. ત્યાર પછી તેઓ ચોંકી ગયા. અંધારામાં મૂર્તિ પાસે કોઈ બેઠું હતું. ભયભીત ને કંપતે કંઠે કહ્યું, 'કોણ?'

'હું છું' કહી જયંતી નીચું મુખ કરી ચાલી ગઈ.

અન્યમનસ્ક અધ્યાપક પણ બહાર ચાલ્યા આવ્યા. દૂરદૂર ક્યાંક દૃષ્ટિ ઠેરવી સ્તબ્ધ ઊભા રહ્યા.

આકાશ આખું ચાંદનીથી રેલાઈ ગયું છે. દિગંત વિસ્તૃત ખાલી મેદાન એના પાંડુર પ્રકાશમાં રહસ્યમય થઈ ગયું છે. શાલનાં કોમળ પાંદડાંઓ ચાંદનીમાં ઝગમગી રહ્યાં છે છે અને ચાંદો પહાડની ઉપર માથોડું ચડી ગયો છે. એમાં જાણે ભૂતકાળ રહસ્યાવૃત્ત થઈને પડ્યો છે. અધ્યાપક નીરવે તાકી રહ્યા. શૂન્ય મેદાનની છાતી ઉપર ઘણા પુરાણા દિવસોનું રાજપાટ, આશ્ચર્ય, સભ્યતા વગેરે ખડાં થઈ ગયાં. એક રાજા યાદ આવ્યો, એક શિલ્પી યાદ આવ્યો અને તેની સાથે સાથે પેલી નદી પણ યાદ આવી. એ બધાંનાં આજ નામોનિશાન નથી. ધ્વંસાવશેષ ઉપર શાશ્વતનો અધિકાર આંખો મીંચી પોતાની સ્તબ્ધતામાં ગંભીર બની ગયો છે. કોને ખબર છે કે કહાણી કેટલી જૂની છે! ખ્રિસ્ત પહેલાં પાંચસો, સાતસો, હજાર વર્ષ કે તેથી પણ વધારે જૂની હોય. હાથ આવેલી મૂર્તિની લિપિ પણ કેટલી પુરાણી હશે જે હજી પણ નાશ નથી પામી!'

અધ્યાપક લાંબો નિસાસો નાખી એમ ને એમ ઊભા રહ્યા.

[શ્રી. સુશીલ જાનાની
બંગાળી નવલિકા પરથી

# બે પ્રસંગો

છોટાલાલ મા. કામદાર

## ન્યાય અપાયો

મહેફિલમાં ભોજન તૈયાર થઈ ગયેલ છે. ભવ્ય દશ્ય ખડું થયું છે. બેસવાની જગ્યા રજતજડિત છે તથા વાસણો સોનાનાં છે. પીરસનારાઓ આમતેમ ફરી રહ્યા છે નર્તિકા સુંદર વસ્ત્રાભૂષણો સજીને તૈયાર ઊભી છે. તેની આંખોના એક જ દૃષ્ટિપાતથી તે આ બધા રાજાઓ પર ભૂરકી નાખવા તત્પર છે. શહેનશાહના વૈભવ તથા રસવૃત્તિનો આ જીવતોજાગતો દાખલો છે. ત્યાં તો પ્રતિહારીઓએ શહેનશાહના પધારવાની ઘોષણા કરી. તેણે ભોજન લેવાનું શરૂ કરતાં બીજા રાજાઓએ પણ ભોજન લેવાનું શરૂ કર્યું, એક પછી એક વાનીઓ પીરસાવા લાગી. આકર્ષક નૃત્ય શરૂ થઈ ચૂક્યું છે.

ભોજન–સમારંભની શરૂઆત થઇ, એટલામાં તો અચાનક ત્યાં એક અજાણ્યો માણસ આવી ચડ્યો. તે મોટેથી બૂમ મારતો હતો. 'રાજા, મને ન્યાય આપો, ન્યાય આપો.' તેની એક આંખ ફૂટી ગઈ હતી. ઈજા પામેલી આંખમાંથી નીકળતા લોહી વડે તેના શરીરની એક બાજુ ખરડાએલ હતી. તેના આ વિસંવાદી અવાજથી ગુસ્સે થએલા રાજાઓએ પૂછ્યું: 'આવી મહેફિલમાં ભંગ પાડનાર આ તે કોણ છે?' કુદરતી રીતે જ શહેનશાહના મનમાં પણ તેવી જ લાગણીઓ ઉત્પન્ન થઈ પરંતુ ન્યાયી રાજા તરીકે તેની કીર્તિ ચારે ખૂણામાં પ્રસરી રહી હતી તેનાથી તે જ્ઞાત હતો, તેથી તેણે આગંતુકને પૂછ્યું: 'તું કોણ છો? તારી માથે આ આફત શી રીતે આવી પડી?'

'રાજન, હું તમારા ગામનો શહેરી છું. હું લૂટારાનો ધંધો કરું છું. ગઇ રાત્રે હું એક વણકરના ઘરમાં ઘૂસ્યો હતો, પણ ત્યાં ઘોર અંધારું હતું મને રસ્તો સૂઝ્યો નહીં અને શાળની અણી મને લાગી ગઈ. મને અત્યંત પીડા થાય છે. હે રાજન! આના માટે જોખમદાર વણકરને યોગ્ય સજા થવી જોઈએ. તેણે જવાબ આપ્યો.

વણકરને તરત હાજર થવાનું ફરમાન કરવામાં આવ્યું, રાજાએ તેને કહ્યું·

'નીચ વણકર, તારી શાળને અંગે આ માણસને આંખ ગુમાવવી પડી તેનું જુએ છે? તારે તેનો બદલો આપવો પડશે.' આમ કહીને તેણે નોકરોને વણકરની એક આંખ ફોડી નાખવાનો હુકમ કર્યો.

સાંભળતાં જ વણકરને તો ચક્કરી આવી ગઈ, પણ થોડા જ સમયમાં તે સાવધ થઈ ગયો. તેની સમયસૂચકતા તેની મદદે આવી અને તે બોલ્યો, 'હે રાજન! આપનું આખું જીવન ન્યાય આપવામાં વ્યતીત થયું છે, પરંતુ મારી એક અરજ સાંભળો. મારા કામ માટે મને મારી બન્ને આંખોની જરૂર પડે છે. હું જે કપડું વણું છું તેના બન્ને છેડા પર મારે સ્પષ્ટ ધ્યાન આપવું પડે છે, પણ મારી પડોશમાં એક ચમાર રહે છે, તેના ધંધામાં તેની ફક્ત એક આંખની જરૂર પડે છે, તેથી તેની આંખ ફોડાવી નાખો તો તે યોગ્ય ગણાશે.'

રાજાએ કહ્યું: 'ભલે તેમ કરો.' તેણે ચમારને બોલાવી મંગાવ્યો. મધરાત્રે આ અચાનક તેડું આવવાથી તે તો મૂંઝાઈને ભયથી થરથર ધ્રૂજતો હતો. તેના હાથ પકડીને નોકરો તેને રાજાની સમક્ષ તેડી લાવ્યા.

રાજાએ કહ્યું: 'અરેરે ચમારડા, તારા ધંધામાં તારે ફક્ત એક જ આંખની જરૂર પડે છે, તો તારી બીજી આંખ ફોડી નાખવા દે.'

આ બધું શું થઈ રહ્યું છે તેથી અજાણ ચમાર, પૂર્ણ યત્ન કર્યા છતાં એક પણ શબ્દ બોલી શક્યો નહિ તેના મૌનને સંમતિસૂચક

ગણી લેવામાં આવ્યું, અને એ કમનસીબ ચમારની હૃદયભેદક ચીસો વચ્ચે નોકરોએ લાલચોળ સળિયા વડે તેની એક આંખ કાઢી લીધી. અને પછી સુહાર, વણકર તથા ચમારને જવા દેવામાં આવ્યા. અટકેલો સમારંભ ચાલુ થયો.

આ ખલિફ જિયાનની વાત છે. અલબત્ત આવા પ્રકારનો ન્યાય પુરાતન કાળનો છે. અત્યારે યુનો (સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા)ની વિચારણામાં મળતા ન્યાયની સાથે તેને કંઈ મળતાપણું લાગે છે કે!

## મૃત્યુની આગાહી

હું જે વિચિત્ર બનવાનું વર્ણન કરવાની છું તે દક્ષિણ હિંદમાં નિચિનોપલિમાં બન્યો હતો. હું તે વખતે મારા પતિ તથા બાળકો સહિત ત્યાં રહેતી હતી. આ બનાવની દરેક વિગત તદ્દન સાચી છે.' ધી વાઇડ વર્લ્ડ મેગેઝિનમાં મિસિસ જી. લુસેડેઈલ આ પ્રમાણે લખે છે.

'અમે ઘરના કામકાજ માટે રેગી નામના છોકરાને રાખ્યો હતો. તે બહુ શક્તિશાળી હતો, અને અમને ખબર છે ત્યાં સુધી તે ઘણો પ્રમાણિક હતો. પરંતુ થોડા સમય પછી ન જાણી શકાય તેવી રીતે નાની નાની સંખ્યાબંધ ચીજો અદ્રશ્ય થવા લાગી. પહેલાં તો મારા પતિનું કફનું સોનાનું એક બટન ગુમ થયું. પછી બીજું ગયું. તે જ રીતે ચાંદીનાં થોડાં નાનાં આભૂષણો પણ અદ્રશ્ય થઈ ગયાં. પછી મારા છાતીના ભાગ પર પહેરવાનાં ઘરેણાં ગુમ થતાં ગયાં. છેવટે મારી પાસે જૂની ફેશનનું એક જ ઘરેણું બાકી રહ્યું.

એક દિવસે બપોરે ઉદ્યાનમાં ચા પીધા પછી ઘરમાં જતાં મને જણાયું કે મારું રહ્યુંસહ્યું પ્રિય આભૂષણ પણ અદ્રશ્ય થઈ ગયું હતું. પિનની ખામીને અંગે તે પડી ગયું હશે તેમ માનીને મેં ઘરમાં ચારેકોર શોધ કરી પણ કંઇ પરિણામ આવ્યું નહિ પછી અમે નોકરોને બોલાવી શોધવાની સૂચના આપી. તેઓએ ખૂબ ઉત્સાહથી આ કામ માથે ઉપાડી લીધું.

થોડો સમય વીતી ગયો. પછી રેગીએ આવીને અમને જણાવ્યું કે શોધ તદ્દન નિષ્ફળ નીવડી છે.

મારા પતિએ કહ્યું: 'આ ભેદભરી ચોરીઓથી હું થાકીને કંટાળી ગયો છું. આવતી કાલ છે પગાર. તમારે લાગતા વળગતા દરેકને કહી દેવું કે ઘરેણું નહિ મળે ત્યાં સુધી કોઈને પગાર નહિ મળે!'

રેગી દેખીતી રીતે હતાશ થઈને ચાલ્યો ગયો.

તે જ સાંજે અમારી ઝાડુવાળી પુલ્લે મારી પાસે આવીને કહેવા લાગી. 'અમ્મા! તમારું ઘરેણું એક જણ ચોરી જાય તે માટે અમારે શા માટે સહન કરવું અને પગાર વિના ચલાવવું?'

મેં કહ્યું કે ઘરેણું મળે કે તરત જ તમારો પગાર ચૂકવી આપવામાં આવશે. પણ અમે એટલી બધી વસ્તુઓ ગુમાવી છે કે અમારે કોઈ પણ રીતે આ ચોરીનો અંત લાવવો જોઈએ.

પુલ્લે થોડી વાર શાંત રહી. પછી ઊંચું જોઈને તે બોલી: 'મંદિરમાં એક સ્વામી રહે છે. જો ઘરમાંથી કોઈએ ચોરી કરી હશે તો તે તેને શોધી કાઢશે. તેને જઈને મળવાની આપની રજા છે?'

મેં કહ્યું, 'જરૂર.' બીજે દિવસે બપોરે અમારા બધા નોકરો રોણું વગીને ત્યાં ગયા. એકાદ કલાક પછી તેઓ આવ્યા. અમારા ધારવા મુજબ તેઓ ખિન્ન દેખાતા હતા. અમે કંઈ પણ બોલ્યા નહિ, પરંતુ સાંજે જ્યારે હું બાળકોને સુવરાવતી હતી ત્યારે મેં પુલ્લેને પૂછ્યું કે 'પછી ત્યાં શું થયું?'

તેણે જવાબ આપ્યો કે 'સ્વામીએ સાબિત કરી આપ્યું કે ચોર અમારામાં જ છે.'

'તેણે તે કઈ રીત કર્યું?'

'અમે મંદિરના બહારના ભાગમાં પહોંચ્યા ત્યારે તે થોડી વાર અમારી સામે જોઈ રહ્યા. પછી તેણે અમને અંદર જવાનું કહ્યું. પછી તેણે કહ્યું કે 'જો બધા તમે નિર્દોષ હશો તો છાપરા પરથી સદાય તાજાં રહેતાં ફૂલો પડશે. પણ જો તમારામાં ચોર હાજર હશે તો લાલ ફૂલો પડશે. તેથી અમે અંદર ગયા. અમે ત્યાં ઊભા એટલે સદાયે તાજાં રહેતાં શ્વેત ફૂલો પડવા લાગ્યાં. પછી એક લાલ ફૂલ પડ્યું. સ્વામીએ કડકાઈથી કહ્યું: 'તમારામાં કોઈ ચોર છે. જે જે ચોરાયું છે તે મળી આવશે અને જેને મળે તેણે તે શેઠાણીને સોંપી દેવું.'

પુરુષોએ મને આટલું જ કહ્યું હતું.

બીજે દિવસે અમારો નાનો છોકરો (નોકર) ગુમ થયેલ ઘરેણું હાથમાં લઈ મારી પાસે દોડતો આવ્યો. તેણે કંપાઉન્ડમાં સૂર્યના પ્રકાશમાં કંઈ ચળકાટ મારતું જોયું હતું. નજીક જતાં તેણે મારું ગુમ થયેલું ઘરેણું જોયું, તેને આનંદ થયો. મને પણ આનંદ થયો. મારા હાથમાં પાવલી હતી તે મેં તેને આપી ને જણાવ્યું કે હું તને હજુ એક રૂપિયો આપીશ. થોડી વાર તો છોકરો ભયભીત ચ્હેરે મારા સામે તાકીને ઊભો. પછી ચાલી જતાં બીજા નોકરોને બૂમ પાડી કહ્યું: 'જુઓ! સ્વામીજીએ કહ્યું હતું તે મુજબ અમ્માએ મને ચાર આના આપ્યા છે!'

આ ખબર અલબત્ત, મને નવાઈ જેવા લાગ્યા. પાછળથી મને ખબર પડી કે સ્વામીએ નોકરોને કહ્યું હતું કે 'ગુમ થયેલ ઘરેણું જ્યારે મારી પાસે લાવવામાં આવશે ત્યારે તે વખતે મારા હાથમાં જે હશે પાવલી કે બીજો સિક્કો-તે હું લાવનારને અપીશ.'

તેને ગમે તેટલી રકમ મળે તેના બદલામાં તેણે મમરા લાવીને વાડવાના પથ્થરની આસપાસ દરેક નોકર માટે એક ઢગલો કરવો. બપોરે તેઓએ આ મમરા ખાઈ જવા પરંતુ બે કલાક સુધી પાણી પીવું નહિ સમય પૂરો થતાં પહેલા જે માણસ પાણી પીશે તે અમ્માના પગ પાસે મૃત્યુ પામશે.

. નોકરો પર આની ખૂબ અસર થઈ હતી. રંગી સિવાય બધાએ આ સૂચના અક્ષરશઃ પાળી. મમરાનો પોતાનો હિસ્સો ખાધા પછી રંગીએ જણાવ્યું કે સાધુની આગાહી તદ્દન ખોટી છે. હું તે પૈકી એક શબ્દ પણ માનતો નથી. બીજાઓની વિનવણીની તેણે અવગણના કરી. તે લોકો તો તેની ધૃષ્ટતાથી ડઘાઈ ગયા. બે કલાક પૂરા થયા પહેલાં તેણે દમામથી ખૂબ પાણી પીધું.

તે વખતે તો મને આ સંબંધી કશી ખબર નહોતી. આ વાત તો પાછળથી બહાર પડી.

અમે એક વાગે ભોજન કર્યું. નિયમ મુજબ રંગીએ અમને ભોજન પીરસ્યું. તેની તબિયત સારી દેખાતી હતી. પરંતુ બે વાગે રસોયાએ આવીને અમને ખબર આપ્યા કે રંગી માંદો થઈ જતાં સૂઈ ગયો છે. દેખીતી રીતે તેને કોઈ પ્રકારનો તાવ આવ્યો હતો. બરાબર એ જ સમયે અમારા ડૉક્ટર આવી ચડ્યા. અમે તેને છોકરાની તબિયત જોવાનું કહ્યું. તેનું ટેમ્પરેચર સામાન્ય હતું તથા તબિયત બીજી રીતે સારી હોવાથી ડૉક્ટર તેને બે એસ્પીરીન લેવાનું કહીને ચાલ્યા ગયા. જતાં જતાં કહી ગયા કે ચિન્તા કરવાનું કંઈ કારણ નથી.

પણ રંગીને તબિયત બગડ્યાનું લાગેલ હોવું જોઈએ કેમકે થોડા સમય પછી તે પથારીમાંથી ઊઠી કપડાં પહેરીને નજીક રહેતા બીજા ડૉક્ટર પાસે ગયો. અમારા ડૉક્ટરની માફક આ ડૉક્ટરને પણ કંઈ ખાસ રોગ ન જણાતાં પોતાનો મત દર્શાવનારો પત્ર મારા પર લખી તેને ઘરે મોકલ્યો.

રંગીએ મને કાગળ આપ્યો. હું વાંચતી હતી તે દરમિયાન તે મારી સામે જ ઊભો હતો. અચાનક તે વિચિત્ર પ્રકારના અવાજ કરવા લાગ્યો. મને ભય લાગતાં મેં બૂમ પાડી, જેથી

અમારી સાથે રહેતા અમારા નણંદ ઓરડામાં આવ્યા. આ સમય દરમિયાન છોકરો આર્તજનક ચીસો પાડતો હતો કે 'મારા ગળામાં દેડકું ભરાઈ ગયું છે ! મારા ગળામાં દેડકું ભરાઈ રહ્યું છે. મહામુશ્કેલીથી તેને શાંત રહેવા સમજાવીને મારી નણંદે પહેલાં તો તેનું ગળું તપાસ્યું, પણ ત્યાં કંઈ ન જોવાથી તેને સાફ કરવા લાગ્યા. આથી તેને રાહત મળી જશે તેમ તેણે ધાર્યું.

થોડી વાર તો રોગી શાંત રહ્યો પરંતુ તે વારંવાર ગળા પર હાથ મૂકી ત્યાં ભરાઈ રહ્યું છે તેમ કહેતો હતો. પછી કંઈપણ ચેતવણી આપ્યા વિના મૃત્યુ પામ્યો હતો !

અમે તો ખૂબ મૂંઝાઈ ગયા. જે ડોક્ટરે તેને બપોરે તપાસ્યો હતો તેને અમે તરત તેડાવ્યા. તે થોડી જ વારમાં આવી પહોંચ્યા. તેણે ત્યાં ફરીથી તપાસ કરીને જણાવ્યું કે 'રોગીના મૃત્યુનું કંઈપણ કારણ દર્શાવવા હું તદ્દન અશક્ત છું.' મેં જ્યારે તેને સ્વામીની વાત કરી ત્યારે તેને તેમાં ખૂબ રસ પડ્યો. તેણે મને સમજાવ્યું કે છોકરાના મનમાં પેસી ગએલ બીકને તેના મૃત્યુ સાથે સંબંધ હોઈ શકે, પાછળથી રોગીનાં સગાંવહાલાં આવી પહોંચ્યાં ને ગામમાં તેના શબને લઈ ગયાં.

થોડા સમય બાદ અમને ખબર પડી કે અત્રે ગુમાવેલ દરેક વસ્તુ માટે રોગી એક જ જવાબદાર હતો, બીજા નોકરો તદ્દન નિર્દોષ હતા.

મારા પતિએ તથા મેં અનેકવાર અમને પોતાને પૂછ્યું છે કે 'છોકરો ભયથી જ મૃત્યુ પામ્યો અગર તેના મૃત્યુનું બીજું કંઈ કારણ હશે ?' સ્વામીએ ભવિષ્ય ભાખ્યા મુજબ દરેક વસ્તુ બનશે તેમ સ્વામીએ શી રીતે જાણ્યું ?

# મારો શોખ

ર. લ. વે.

હું જાણું છું કે મારામાં એ નબળાઇ છે પણ છતાં તે ટેવ છોડાતી નથી. શહેરની બહાર મારી કારમાં ફરવા જાઉં અને પાછા આવતાં જો રસ્તામાં કોઈ એકલ મુસાફર મળે અને શહેરમાં આવવું હોય તો હું મારી સાથે જ બેસાડી દઉં. તેનો ધંધો નામ વગેરે જાણવા પ્રયત્ન કરું, તેની સાથે આત્મીય તરીકે વાતે પણ ચડી જાઉં. મારા મિત્રો મારી આ ટેવને બધા તરફ હું સાગ-ભાવી છું તે દેખાડવાનો ઘમંડ પણ કહે છે. પણ કયો મિત્ર પોતાના મિત્રના ગુણોને દુર્ગુણો નહિ કહેતો હોય !

હું શહેરથી દસબાર માઇલ દૂર ફરવા ગએલ. સાંજનો સમય અને તે પણ વળી ગ્રીષ્મની સાંજ એટલે મોટરને ખૂબ જ ધીરે ધીરે ચલાવતાં હું શહેર તરફ જતો હતો ત્યાં એક સ્વચ્છ કપડાં પહેરેલ યુવાન મેં રસ્તા-પર ચાલ્યો જતો જોયો. તુરત જ મારી ટેવ મારા મન પર સ્વાર થઈ ગઈ. મેં ગાડી ઊભી રાખી. તે યુવાનને મારી પડખે બેઠક દીધી. ચીવટથી પહેરેલ સ્વચ્છ કપડાં, જરા હસતું મો, મોટાં પોપચાંવાળી આંખો, અને વાંકડિયા વાળવાળો તે યુવાન ખરેખર કોઇ કલાકાર હશે તેમ મને લાગ્યું. મેં તેની સાથે વાતચીત શરૂ કરી. વાતચીત દરમિયાન તે પોતાના બન્ને હાથનાં લાંબાં અને પાતળાં આંગળાંનાં ટેરવાં સામસામાં અડાડ્યા જ કરતો હતો.

છેવટે મેં તેનો ધંધો પૂછ્યો. પહેલાં તો તે જરા અચકાયો. પછી, હસ્યો અને કહ્યું: 'હું તો ખીસા કાતરવાનો ધંધો કરું છું.'

'તમે આજના યુવાનો બધી બાબતમાં ઉડાઉ જવાબો જ આપતા ટેવાઈ ગયા છો.' કહી હું પણ હસ્યો.

વાતોમાં, ઘણો વખત વીતી ગયાનો ખ્યાલ ન રહ્યો. અંધારું તો ક્યારનું થઇ ગયું હતું. મેં મોટર ઝડપથી ઉપાડી. શહેરમાં આવ્યા પછી પણ એ જ ઝડપ શરૂ રાખી

શહેરના મોટા ચોકમાં આવતાં જ પોલીસે વ્હીસલ મારી મને અટકાવ્યો. પોલીસ પાસે આવ્યો. નિયમ કરતાં વધારે ઝડપ માટે તેણે મારાં નામઠામ માગ્યાં. લાઇસન્સ તપાસ્યું. ધીમે હાંકવા સૂચના કરી. આ બધો વખત પેલો યુવાન તો જાણે કાંઇ બન્યું જ નથી તેમ બેસી રહ્યો. પોલીસ મોટરથી દૂર જવા ગયો ત્યાં કોણ જાણે કેમ પણ તેની ટોપી નીચે પડી ગઇ. એ લેવા તે નીચે નમ્યો. અમારા તરફ હસ્યો અને ચાલતો થયો.

થોડી વારે પેલા યુવાને મોટર રોકવા કહ્યું. તે નીચે ઊતર્યો અને મારા હાથમાં કાગળથી વીંટેલું એક બંડલ મૂક્યું.

'તમે મને લીફ્ટ આપી તેના બદલામાં આટલું સ્વીકારો.' તેણે કહ્યું.

બંડલ મેં ઘરે આવી કબાટમાં મૂક્યું.

ઘરે આવ્યો પણ મને હૃદયમાં ચણચણાટ હતો કે ફોજદારી કોર્ટનો વધારે ઝડપ માટેનો સમન્સ આજકાલમાં જ મળશે બેત્રણ દિવસ કોર્ટમાં નકામો દિવસ બગડશે, થોડોએક દંડ પણ આપવો પડશે. તે વિચારો જ મને આવ્યા કર્યા.

ઓચિન્તુ મને પહેલા કલાકાર લાગતા યુવાને આપેલ બંડલ સાંભર્યું. મેં ખોલ્યું. તેમાંથી પોલીસે મારું નામ સરનામું મોટર નંબર લખ્યાં હતાં તે કાપલી જાણે મારી સામે હસી રહી.

યુવાન ખરો કલાકાર હતો તેની તો મને ખાતરી થઈ. પણ પછીથી કોઈ અજાણ્યા જનને મોટરમાં બેસાડી દેવાની મારી નબળાઈને હું બને એટલી દબાવું છું.

૨

મારી ઓફિસમાં બરાબર મારી સામે જ એક મોટા આયનાવાળો કબાટ છે, અને તે આયનામાં મારી ઓફિસના રસ્તાના સામા ભાગ પરની આવેલ ઓફિસના મેનેજર પોતાના ટેબલ પર બેઠેલા દેખાય છે.

મારામાં એક બીજી પણ નબળાઇ છે. ટેલિફોન ટેબલ પર હોય અને કાંઇ કામ ન હોય તો કાંઈ પણ ફોન કરવાની.

આજે હું જરા ઓછા કામમાં હતો. આયનામાં સામી ઓફિસના મેનેજર ખૂબ કામમાં હતા અને બહુ ઝડપથી લખતા લખતા થોડી થોડીવારે પસીનો લૂછતા દેખાતા હતા. મેં ટેલિફોન હાથમાં લીધો. તેમનું બોર્ડ મારી ઓફિસની બારીમાંથી જોઇ તેમના ટેલિફોનનો નંબર ટેલિફોન ગાઇડમાં શોધી કાઢ્યો, અને ફોન જોડ્યો.

ટોકરી વાગતાં જ મેનેજર સાહેબે રીસીવર કાને લીધું. 'હલો–હલો ક્યાંથી બોલો છો!' મેં કહ્યું.

'શરતમલ તેજુમલ કમીશન એજન્ટસ, તમે ક્યાંથી બોલો છો?' કહી તેમણે કપાળ લૂછ્યું.

'હું...હું રીસીવરમાંથી બોલું છું. પહેલાં તમારો પસીનો લૂછી નાખો પછી વાત કરો.'

મેનેજરે જાણે ઝેરી સાપ હોય તેમ રીસીવર મૂકી દીધું. થોડીવાર તે રીસીવર સામે જોયા કર્યું. ઊભા થયા. બહાર રસ્તા પર જોયું. કોટ કાઢી પાછા ટેબલ પર બેઠા.

'હલ્લો, હલો.' મેં ફરી રીસીવર ગજાવ્યું. 'મારું નામ ઉમેદમલ, મારે થોડો માલ કલકત્તા ચડાવવો હતો. ખૂબ ગરમી થાય છે કેમ! ઠીક કર્યું, કોટ કાઢી નાખ્યો.'

વળી મેનેજરે એકદમ રીસીવર ટેબલ પર મૂક્યું–પછાડ્યું. તેના મોઢા પર આશ્ચર્ય અને ભીકના ભાવોનું લક્ષણ હતું. ફરીવાર તેણે રૂમની ચારે બાજુ જોયું, મોઢું લૂછ્યું.

ત્યાં તો ફોન ઝણઝણી ઊઠ્યો.

'હલો. હા, મારે કલકત્તા માલ મોકલવો છે.

'કેટલાક દાગીના છે?'

'છે તો સાત, પણ તમારા જેવડા વજનદાર નહિ.'

મેનેજરે પોતાના શરીર સામે જોયું. રીસીવર સામે જોયું. તેમનો હાથ હવે તો ધ્રૂજતો હતો.

'એમ ધ્રૂજવાથી કાંઈ ધંધો થશે?' મેં વળી ફોનમાં કહ્યું.

મેનેજર ખુરશી પરથી ઊભા થયા. રીસીવર હાથમાંથી પડી ગયું.

મારો હસવાનો અવાજ ટેબલ પરના રીસીવરમાંથી આવી ઊઠ્યો. 'ખૂબ ગભરાણા કેમ?' રીસીવરમાંથી વળી જવાબ ગયો.

મેનેજરે કોટટોપી લીધાં. તેમની આંખો બીકથી પહોળી થઈ ગઇ હતી, શરીરે ખૂબ પસીનો હતો. કોટ જાણે ખીંટીએ નાખ્યો હોય તેમ ખભા પર નાખી ઓફિસ બંધ કરી તે ચાલ્યા ગયા.

સામી ઓફિસ આઠ દિવસ બંધ રહ્યા બાદ કોઇ નવા ભાડૂત આવ્યા છે. પેઢીનું નવું નામ ચડ્યું છે. નવા પાતળા અને નાનકડા મેનેજર ટેબલ પર બેઠા છે. તેમની પાસે ફોન પડ્યો છે.

મારો હાથ વળી મારો ફોન લેવા લંબાયો પણ મેં આજ તો મારી આ નબળાઈ દાબી દીધી છે. કાલ જે થાય તે ખરું.

# ચેકનું પીળું પાનું

મગનલાલ પઢિયા

ઉપર જવાની લીફ્ટમાં સાત માળ ચડીને લીફ્ટની બહાર પગ મૂકતાં જ સામે જે અદ્યતન ઑફિસનાં દર્શન થયાં તેથી સુરેશ ઘડીભર તો વિચારમાં પડી ગયો. સામે જ ૮×૩ ના બે સ્પ્રીન્ગવાળા બારણાનો દરવાજો હતો. તેની ૮ ફૂટની લંબાઈમાં ત્રણ જાતના તો કાચ જડેલા હતા. નીચે એક ફૂટમાં સાદો, આરપાર જોઈ શકાય તેવો કાચ હતો. તે ઉપર ૭ ફૂટનો જાણે સફેદ ધુમાડો હોય તેવો દૂધિયા રંગનો કાચ હતો. સૌથી ઉપરનો એક ફૂટનો કટકો, સફેદ પણ પાસાદાર અને પ્રકાશને પણ વાંકો વાળીને જ અંદર આવવા દે એવા કાચથી જડેલ હતો. બારણાનું લાકડું ચકચકાટ પૉલીસ કરેલું હતું. બારણાં સ્પ્રીન્ગવાળાં હતાં આવનાર જનારને જવા જેટલો માર્ગ કરી આપી પાછાં તરત બંધ થઈ જતાં. અંદર જવું કે નહિ તેનો વિચાર કરવા સુરેશ જરી થંભ્યો.

આ અદ્યતન ઑફિસના માલિક કે મેનેજર જે કહો તે અને સુરેશ સાથે ભણ્યા હતા. ફિલ્મની દુનિયામાં સુદો અડવાણી માટે શુદ્ધ શબ્દ વપરાયા પહેલાં નિશાળમાં શ્રીમંતના આ નબીરાને શુદ્ધિધન કહેવાને બદલે બધા શુદ્ધ જ કહેતા પણ આજે એ શુદ્ધ શુદ્ધિધન. શેઠ–બી. ડી. શેઠ હતા. સુરેશે આ શ્રીમંત મિત્રની દોસ્તી લાંબી મુદ્દતથી જો કે છોડી દીધી હતી, એટલે એ દોસ્તી તાજી કરાવવામાં પોતે નિષ્ફળ તો નહિ જાય ને, એવી ધાસ્તી પણ ઘડીભર લાગી. એ જ વિચારમાં નીચે જવાની લિફ્ટને બોલાવવાનું બટન પણ તેણે દાબી દીધું. પણ લિફ્ટ આવી પહોંચે એ પહેલાં તેણે નિર્ણય બદલ્યો. એકવાર મળી તો લેવું જ એવા વિચાર સાથે પેલા બે સ્પ્રીન્ગવાળા દરવાજામાંથી એકને ઠેલીને એ 'નૂતન પ્રોડક્ટ્સ લિ.ની ઑફિસ'-માં આવી ઊભો.

આખી ઑફિસ એક મોટા હૉલમાં જ ઊભી કરેલી હતી. લાકડાની ૩ ફૂટની વાડ, પાર્ટીશનો અને ચેમ્બરોથી એ હૉલને ભરી દેવામાં આવ્યો હતો, સુરેશ દાખલ થયો તેની સામે જ 'પૂછપરછ'નું એક પાટિયું હતું–બેન્કમાં હોય છે તેવું. એ પાટિયાએ સુરેશને પોતાના અહીં આવવાના હેતુની યાદ તાજી કરાવી.

સુરેશ વધુ વિચાર કરે તે પહેલાં તો પાટિયા-માંથી ડોકાઈને એક સ્ત્રી–મુખે સુરેશને પૂછ્યું:

'આપને શું જોઈએ ?'

'મારે ..મારે શુદ્ધિધન શેઠને મળવું છે.' સુરેશે કહ્યું.

'જી. આમાં હકીકત લખી આપો,' કહીને એ સ્ત્રી–મુખે પોતાના નાજૂક હાથ વડે એક કાપલી આપી, જેમાં નીચેની વસ્તુઓ છાપેલ હતી:

મુલાકાતીનું નામ
અને ઠેકાણું:
કોની મુલાકાત ચાહો છો:
મુલાકાતનો હેતુ:
તારીખ:

સુરેશે હકીકત ભરી;–સુરેશ પી. મહેતા, ૧૪. સુતારવાડ ૨જી ગલી. શ્રી શુદ્ધિધન ડી. શેઠ અંગત.

'આજે ૮ મી થઈ ને ?' પૂછપરછવાળા સ્ત્રી–મુખને પૂછ્યું.

'જી હા. ૮મી જાન્યુઆરી ૧૯૩૬' જવાબ મળ્યો.

સુરેશે તારીખ લખી અને કાપલી સ્ત્રી–કરને પાછી આપી. એક ચપરાસીને એ કાપલી આપી, સ્ત્રી–મુખે સુરેશને કહ્યું: 'આપ બેસો. હમણાં જવાબ આવશે.'

બેત્રણ મિનિટ વીતી ગઈ. સુરેશ કાઉન્ટરની

બહાર. મુલાકાતીઓ માટેની ખુરશીમાં બેઠો ઓફિસ જોઇ રહ્યો. પરંતુ તેનું મન ચિઠ્ઠી લઇ જનાર ચપરાશીની પાછળ હતું એટલે ઓફિસ જોવા છતાં ઓફિસની રચના તેના મનમાં ઊતરતી ન હતી.

'મી સુરેશ મહેતા કે?' તેને સવાલ પૂછવામાં આવ્યો. ચપરાશીની પાછળ દોડતા પોતાના મનને પાછું વાળી સુરેશે જોયું તો એક બીજું સ્ત્રી-મુખ તેને પ્રશ્ન કરી રહ્યું હતું સુરેશે ડોકું ધુણાવતાં તે સ્ત્રી-મુખે કહ્યું: 'હું મી. શેઠની સેક્રેટરી છું. આપને શું કામ છે તે કહી શકશો?'

'જી ના માફ કરશો, પણ મારે તદ્દન અંગત કામ છે.'

'વારુ' કહેતું એ સ્ત્રી-અંગ પાછું ઓફિસમા ઓગળી ગયું ટાઇપરાઇટરોના કટ-કટાટ તરફ કોણ જાણે કેમ પણ સુરેશનું હમણાં જ ધ્યાન ગયું. એમ કેમ થયું તેના વિચારમાં જ સુરેશની બીજી બેત્રણ મિનિટ પસાર થઇ ગઇ. ત્યારબાદ એક ત્રીજા સ્ત્રી-મુખે આવી સુરેશને કહ્યું: 'પધારો, મિ. શેઠ આપને યાદ ફરમાવે છે.'

સુરેશ એ ત્રીજા સ્ત્રી-અંગની પાછળ પાછળ ગયો. લાકડાની બનેલ એક ચેમ્બરમાં એને મોકલી દઇને એ સ્ત્રી-અંગ પાછું ફરી ગયું.

'હલો મહેતા, તું આ બાજુ?' એ સ્વાગત-વચનો સાંભળતા સુરેશને જરા હિંમત આવી.

'ઠીક છે. જૂની ઓફિસમાં સાંકડ થતી હતી એટલે અહીં આવ્યા.' પાછી થોડી સેકન્ડની શાંતિ. સુરેશના મગજમાં એ જ ગડમથલ અને પછી જાણે કોઈ ગુપ્ત રહસ્ય કહેતો હોય એવા અવાજ સાથે બોલ્યો.

'શેઠ, હું જાણે કે તને એક તકલીફ આપવા આવ્યો છું.'

'અરે, કહેને દોસ્ત પૈસા ઉછીના લેવા સિવાયનું કોઇ પણ કામ હોય તે કહે'

'હં.' સુરેશ જરા ચોંકાયો. 'જાણે કે હું જરા ખેંચમાં છું.'

'તું પણ સુરેશ,' શેઠે કહ્યું, 'એ જ વાત કાઢે છે. તને મારા સિદ્ધાંતની તો ખબર છે-પૈસા ઉછીના ન લેવા ન દેવા.'

'હેં! હા' સુરેશ બોલ્યો, 'પણ વાત જાણે એમ છે કે બેન્કનો અને ક્રેડીટનો મામલો છે. અમે હમણાં જ એક મકાન બદલ્યું. ને પહેલા મહિનાના એડવાન્સ ભાડા પેટે મેં મકાન-ધણીને આવતી કાલની તારીખનો રૂા. ૩૦ નો એક ચેક આપ્યો છે. મારી ગણતરી હતી કે આજે હું પૈસા ભરી દઇ શકીશ, પણ એ ગણતરી ખોટી પડી છે. જે રકમ આજે આવશે એમ હું ધારતો હતો, તે પરમ દિવસે મળે તેમ છે. એટલે...'

'એ બધી વાત સાચી, દોસ્ત. પણ તું જાણે છે અર્થ જ ઘણાં અનર્થનું મૂળ છે. મિત્રોની મૈત્રીમાં તો ખાસ તારી મૈત્રી ખાતર પણ હું તને ઉછીના ને આપી શકું.'

ચેક છે એટલે વહેવારની વાત થઈ ઉછીના આપ્યાપણું રહેતું નથી.'

આ વખતે 'હું' કહેવાનો બુદ્ધિધનનો વારો આવ્યો, તેણે પ્રશ્ન કર્યો: 'પણ ધાર કે એ રકમ ન ભરાઈ તો?'

'હું કદી કોઈને ખોટું કહેતો નથી કે છેતરતો નથી.' સુરેશે જવાબ આપ્યો. એમાં સ્પષ્ટ હતું કે એના સ્વમાનને ધક્કો લાગ્યો છે. પણ આથી વિશેષ કંઈ તે થઈ શકતો નહોતો.

'તું એમ ખોટું ન લગાડ.' મિ. શેઠે કહ્યું. 'હું તો અમસ્તી વાત કરતો હતો. જો કે આવું કરવું પડે તેવી રીતે રહેવું હું તો પસંદ નથી કરતો. તારે કાંઈક કરી બતાવવું જોઈએ. સુરેશ. આવું કેટલાક દિવસ ચાલશે? પણ તું એવો ને એવો રહ્યો. વળી પાછો પરણી બેઠેલો એટલે હવે તો જંજાળ વધતી જશે. મેં તને ત્યારે જ કહ્યું હતું–પરણવાની ઉતાવળ ન કર. પણ તું ન માન્યો. ખેર જવા દે એ વાત. તને વળી ખોટું લાગશે. કેટલા કહ્યા તે–ત્રીસને?' કહેતાં શેઠે પોતાની ચેક બુક કાઢી. કરન્ટ એકાઉન્ટનું પીળું પતાકડું ઇલેક્ટ્રીક લાઈટમાં ચમકી ઊઠ્યું. સુરેશે પણ પોતાના ખીસામાંથી ચેક બુક કાઢી. એનું સેવીન્ગ્સ બેન્કનું જાંબુડિયા રંગનું નાનું પાનિયું સુરેશના જેવું જ ઝાંખું લાગ્યું.

'કોસ ના કરતો ને બેરર કરજે.' શેઠે કહ્યું ને પૂછ્યું: 'તું બેરર લેશે કે ઓર્ડર!'

'કોઇ પણ ચાલશે.' કહેતાં સુરેશે કાળજીપૂર્વક પોતાના ચેકમાં સહી કરી ચેક શેઠને આપ્યો ને શેઠે આપેલો ચેક પોતાના ખીસામાં મૂક્યો.

શેઠે ચેક લીધો. વાંચી જોયો ને પછી કહ્યું 'અચ્છા ત્યારે.'

સુરેશ 'સાહેબજી આભાર' કહીને બહાર નીકળી ગયો. લિફ્ટ આવેલી જ હતી. તે સડસડાટ ઉતરી ગયો.

*

સુરેશ બેન્કમાં પહોંચ્યો ત્યારે બેન્કનો ટાઇમ લગભગ પૂરો થવા આવ્યો હતો. સુરેશે ઉતાવળે ઉતાવળે સ્લીપ બુકમાં રકમ ભરી ચેક સાથે કારકુનને આપી. કારકુને સ્લીપ જોઈ ને પછી ચેક તપાસ્યો. 'આ તો....' તેણે સ્લીપ અને ચેક સુરેશને પાછાં આપતાં કહ્યું: 'આ તો ગઈ સાલનો ચેક છે. મહેરબાન.'

'ગઈ સાલનો!' સુરેશે પ્રશ્ન કર્યો.

'હા. જુઓને ૮ મી જાન્યુઆરી ૧૯૩૫.'

સુરેશે જોયું. કારકુને કહ્યું તેમ જ હતું.

સુરેશે ચેક પાછો લીધો અને સ્લીપ ફાડી નાખી.

સાંજે પાછા ફરતાં સુરેશ લિફ્ટમાં સાત માળ ચઢીને આવ્યો ત્યારે શ્રી શેઠની ઓફિસ હજુ ચાલુ હતી પણ કોણ જાણે કેમ, એ શ્રીમુખના પ્રશ્નો, એ કાપલી, એ ટાઇપરાઇટરોનો કટકટાટ બધાની જાણે બીક લાગતી હોય તેમ ૮'×૩'ના એ ચક્રચકિત બારણાંની અંદર જવાને બદલે સુરેશ પાછી વળતી લિફ્ટમાં નીચે ઉતરી ગયો.

આ વાતને આજે વરસો વીતી ગયાં છે. બીજી ગોઠવણ કરીને સુરેશે પોતાની Credit પણ સાચવી લીધી છે. સુરેશે શ્રી શેઠને આપેલો ચેક પણ બરાબર વટાવાઇ ચૂક્યો છે.

તે દિવસે શ્રી બુદ્ધિધન શેઠે ભૂલથી જ ૧૯૩૫ કર્યા હતા કે જાણી જોઈને એ સુરેશ નથી કહી શકતો પણ એટલું કહી શકે છે ટપાલ રસ્તે પાછા બીડેલા એ ચેક વિષે શ્રી શેઠ તરફથી આજ સુધી કાંઇ જવાબ નથી આવ્યો. એકબે વાર સુરેશ સાત માળની એ લિફ્ટ પણ ચડી આવ્યો છે. પણ બંને વાર એ પેલા ચક્રચકિત દરવાજાને બહારથી જોઈને જ પાછો ફરી ગયો છે.

સુરેશના એ ૩૦ રૂપિયા શ્રી શેઠ પાસે ઉછીના રહ્યા છે–શ્રી શેઠના ઉછીના ન લેવા દેવાના સિદ્ધાંત છતાં. સુરેશે ત્યાર બાદ ઉઘરાણી કરવાની ઇચ્છા પણ કરી નથી.

– [અંગ્રેજી પરથી

# વફાદારી

રવિશંકર મહેતા

આ વણની તે સમસામ અંધારી રાતે, વાદળાં વારેવારે ઊંઘમાંથી જાગી જઈ ઝરમરી જતાં, પવન નિદ્રામાં આછું રંડું લવી જતો, ને રાજમાર્ગ પર થોડે થોડે અંતરે બત્તીઓ નીચે તેજનાં ચળકતાં કૂંડાળાં પર સોનેરી ફોરાંઓ ઊડી રહેતાં. જાણે પતંગિયાંઓની મશહૂર પ્રેમરાત્રી પધારી.

માર્ગ પર એક લાંબી શેરીને નાકે ચાર-પાંચ દુકાનો આવેલી હતી. બરાબર નાકે આવેલી મતન સૈયાની હોટેલ મોડી રાત સુધી ઉઘાડી રહેતી. પાસેજ અભરામ ગનીની કોલસાની દુકાન ને પછી 'ધી પારીસ હેરકટીંગ સલૂન' આવેલું હતું. સામી બાજુએ નાનકડી દુકાન પાનવાળા હમીદમીંયાના શોખીન ઘરાકોનું યાત્રા-સ્થાન ને તેની પડખે લાલા દરજીની માતબર 'ફેન્સી સિલાઈ શોપ' હતાં. જરા આગળ ચાલતાં જાહેર ફુવારા આગળ રસ્તો સહેજ વળાંક લેતો, પછી મધ્યમવર્ગના રહેણુકોના, તથા મોટાં મેડીબંધ મકાનોની હાર ચાલી, ઠેઠ સામી બાજુના મોટા મિલ-રસ્તા પર સંધાઈ જતી.

રાત્રિના બારના ટકોરા બજવાની તૈયારી હતી, ત્યારે પહેલી રાતની 'બીટ' પરનો પોલીસ શેરીમાં વળ્યો. તેની ચાલમાં લોઢાની કમાનની દઢતા, ગંભીરતા તથા અચૂક ચપળતા હતાં; અથવા કહો કે એક સિપાહીના હાડમાં ઊતરી ગયેલી ઊંડી, વાઘ જેવી તીવ્ર ચાલાકી હતી. હાથમાંનો સીસાની મૂઠવાળો દંડો રમાડતો રમાડતો, પ્રત્યેક મકાનનાં બારી-બારણાંઓ પર ઝડપી નજર ફેરવતો, ક્યાંક ક્યાંક દંડાથી ઠોકી ખાતરી કરતો તે આગળ વધ્યો. ઠંડા ભીના પવનનો એક સુસવાટો વહી ગયો, જાણે રાતનું હૃદય દબાતું હોય; અને તે પોલીસે માથા પર ટોપી વધુ દબાવી, ને લાંબા ડગલાનો કોલર ચડાવી, ડોક ઢાંકી દીધી. હવે પેલા નાના ચોક પાસે આવી પહોંચતાં, થાંભ-લાની બત્તીના પ્રકાશે ટાવરઘડિયાળમાં જોવા તે સહેજ અટક્યો. બરાબર તે જ ક્ષણે, શેરીનાં સ્તબ્ધ મકાનોમાંથી એકી સાથે ચારપાંચ સ્થળે બાર વાગ્યાના ટકોરા બજવા લાગ્યા.

હવે વીસેક વાર દૂર આવેલી એક જાણ માળની હવેલીના ઓટલા તરફ તેની નજર ગઈ અને તે તરફ તેનાં પગલાં વળ્યાં. ઊંચા ઓટલાના થાંભલાની ઓથે કંઈક સળવળાટ થયો એટલે પોલીસે ખોંખારો ખાધો. તદ્દન નજીક આવ્યો ત્યારે તેને માલુમ પડ્યું કે ઓટલા પરથી નિરાંતે, બેફિકરાઈથી એક પગ ઝુલાવતો કોઈ માણસ થાંભલાને અઢેલીને બેઠેલો હતો. તે પુરુષ હવે નીચે કૂદી આવ્યો અને તે વિશાળ હવેલીના પડછાયાના અંધ-કારમાં બન્ને એકબીજાને માપવાનો પ્રયત્ન કરતા, બેચેન, ઊભા રહ્યા.

'સલામ, જમાદાર સાહેબ! કંઈ કાતિલ ઠંડી છે ના!'

'હં...કેમ અત્યારે? અહીંયાં?'

'ફિકર મત કરો, જમાદાર સાહેબ!' પેલાએ જરા હસીને કહ્યું, 'વાત એમ છે કે અહીં એક જૂના દોસ્તને મળવાનો વાયદો કરેલ છે. હું અહીં રાહ જોતો બેઠો છું. એક દિલોજાન યારની...'

જમાદાર હજુ મૌન જાળવી ઊભો, એટલે પેલાએ વાત આગળ ચલાવી:

'તમને આ અજબ વાત લાગશે, તમે કદાચ નહિ જ માનો. પણ હું અને મારો જિગરજાન દોસ્ત પીરૂ...' અહીં એનો અવાજ સહેજ ઘોઘરો બન્યો, અને એક ખુંખારો ખાઈ તેણે વાત ચલાવી: 'અમે વીસ વરસથી મળ્યા નથી-એકબીજાનું મોં જોયું નથી...તમને સમજાવું બધું તો ખાતરી થશે. બરાબર વીસ વર્ષ પહેલાં અહીં મીરઝા મુરાદની હોટેલ હતી.'

. પોલીસ: 'હા!-પણ એ તો આજથી

છ–સાત વર્ષ પહેલાં તોડી નાખી, ને તેની જગ્યાએ આ જગમોહનદાસ શેઠ–બનારસી, કાપડવાળાની આ હવેલી થઈ.' 'એમ!' પેલાએ અંદરના ખીસામાંથી સિગારેટની રૂપેરી ડબ્બી કાઢી અને શોખીનની અદાથી મુખમાં એક 'કેવેન્ડર્સ' ગોઠવી; 'હં' કહેતાં કહેતાં દીવાસળીની પેટી કાઢી તેણે સિગાર ચેતવીને એક દમ લીધો: એ દીવાસળીના ક્ષણજીવી સુનેરી પ્રકાશમાં તેના ફિક્કા પાતળા હોઠ, ઊંડી ઊતરી ગએલી ચળકતી આંખો, ગાલ પર ઊભી બે સમાન્તર કરચળીઓ તથા જમણી બાજુ કપાળેથી આંખ પર ઊતરતા ભયંકર જખમનું ત્રાંસું નિશાન–આ બધું પોલીસ જોઈ રહ્યો અને તેની નજર ત્યાં જ ચોંટી રહી; પેલાએ 'લીજીએ' કહી આપવા ધરેલી સિગારેટ લેવા જેટલી પણ એને શુદ્ધ રહી નહિ.

એટલે અદેલી ઊભેલ વ્યક્તિએ આસમાન તરફ નજર કરી સિગારના બેત્રણ ઘુંટ લીધા અને પછી જાણે પોલીસની સાથે દિલ્લગી જામી હોય તેમ આસ્તેથી પોતાની મીઠી, જૂની વાત શરૂ કરી:

'બરાબર આજથી બાવીશ વર્ષ પહેલાં હું ને પીરૂ અમે બે થનગનતા ઘોડા જેવા છોકરાઓ, ઘેરથી કંટાળી સીધપુરથી ભાગ્યા, ને અહીં અમદાવાદમાં નસીબ અજમાવવા કામે ચડ્યા. પછી તો હબીબમિયાના તબેલામાં, ચીમન શેઠની મિલમાં, પાનકોર નાકે, કુન્દન ન્યુ હોટેલમાં, કાઉન સીનેમામાં–એમ કંઈક નોકરીઓ કરી ને છોડી; અમે બેય આજવપા બાઈથીય વધુ હળેલા. આ ગીરઝાની હોટેલમાં રોટી ખાઈ લેતા ને એને બાંકડે પડ્યા રહેતા રાત્રે. જમાદાર! પીરૂ જેવો દિલોજાન જિગર ક્યાંય થાવો નથી. એક દિવસ મેં કહ્યું: 'યાર પીરૂ, ચાલ મુંબઈ જઈએ. ત્યાં નસીબ ખૂલશે, નહિતર બાવડાં મજબૂત છે, મજૂરી કરશું પણ ભૂખ્યાં નહિ સૂઈએ, ચાલને યાર!' પણ પીરૂને અમદાવાદ ગોઠી ગએલું ને સરકારમાં નોકરી કરવાનો શોખ, તે એકનો બે ન થયો. પછી તો એક દિવસ રાતના મેં અમદાવાદ છોડ્યું. અમે છૂટા પડેલા આ જ જગ્યાએ. તે વખતે અમે કરાર કર્યો કે જીવતા હશું ને તો કિસ્મતમાં હશે તો કોઈક વાર ભેટો થઈ જાશે નહિતર વીસ વરસ બાદ આ જ દિવસે આ જ જગાએ રાતના બાર વાગ્યે મળવું...પછી તો મુંબઈ, કાનપુર, કલકત્તા, ને દિલ્હી પગ તળે કાઢી નાખ્યાં, અને વીસ વરસ પલકારામાં પૂરાં થઈ ગયાં. વખતને જતાં કંઈ વાર લાગે છે, ભાઈ! જિંદગી એમ જ પૂરી થઈ જાય છે.'

પેલા પોલીસ જમાદારે ભારે ઊંડો નિસાસો નાખ્યો, ન જાણે એના દિલમાં શું થતું હશે. ત્યાં તો વીજળીના એક જોરદાર કડાકા સાથે, એની વિચારમાળા તૂટી. તે બબડ્યો, 'શી હેરત ભરી વાત કરી, તમે તો!...પણ વીસ વરસના ગાળામાં કાંઈ કાગળપત્તર તો એકબીજાને લખતા હશો ને?'

'હાવે, શરૂઆતમાં બેત્રણ કાગળ આવ્યા-ગયા. પીરૂને થોડે જ મહિને પોલીસમાં નોકરી થઈ એમ સમાચાર લખ્યા હતા....અને પછી તો મારું ય ભાઈ! ક્યાંય એક ઠેકાણું નહિ! નસીબે મને ઠેકાણે ઠેકાણે, આજ અહીં તો કાલ સેંકડો ગાઉ દૂર, એવો અથડાવ્યો ને કે ન પૂછો વાત! એમાં એકબીજાની કશી જ ખબર ન રહી! પણ,...પણ,' તેનો અવાજ સહેજ ઘોઘવાયો અને આંખ જાણે ભીનાશથી ચમકી રહી, 'પીરૂ આજની રાતનો કોલ કદી ભૂલે નહિ એની મારા દિલમાં ખાતરી છે. જમાદાર! એના જેવો નેકજાન દોસ્ત મેં જિંદગીમાં જોયો નથી'–આટલું કહી તે જાણે ધ્યાનમાં ડૂબી ગયો.

પેલો પોલીસ જમાદાર અસ્થિર, અસ્વસ્થ બન્યો હોય એમ લાગ્યો–! કે તે શું ભાસ માત્ર હતો! તેણે એકવાર પેલાને અકથ ભાવભરી નજરે નિહાળી લીધો, ને પછી બોલ્યો: 'ખુદા તારું ઈમાન પર રાખે, ભાઈ સલામ!' કહી તેણે જવા તૈયારી કરી; પછી કહે, 'હજુ બાર ઉપર બહુ વખત નથી થયો;

તમારો દોસ્ત પા-અરધો કલાક મોડોય આવે તો ત્યાં સુધી બેઠા છો ના?' એટલા પર ચડી જતાં પેલાએ જવાબ આપ્યો: 'હાજ્વે આજની રાત પણ અહીં ગાળી નાખીશ-એમાં શું વાંધો છે?'

'ઠીક, ત્યારે સલામ!' કહી જમાદારે ચાલવા માંડ્યું.

આકાશમાં હવે મેઘ પર મેઘ જામ્યા હતા; પવન જોરથી સુસવાટા દેવા લાગ્યો, ઉત્તરપૂર્વથી વારેવારે ગડગડાટની ભેરી બજવા લાગી ને વીજળીની તીરછી તલવાર ક્ષણેક્ષણે અંધકારને ચીરી જતી. વર્ષાની આછી આછી ઝરમર રસ્તા પર મૃદુમૃદુ ટપકી રહી હતી. એ સુસવતી ઠંડીમાં, વરસો પહેલાં જુવાનીમાં કરેલો કોલ પાળવા હજારો માઈલથી આવેલા પેલા આતુર આદમીએ સિગાર સળગાવી તથા એના ઊંડા ઘૂંટ ખેંચતો તે પોતના દોસ્તની રાહ જોતો અંધારામાં ઓટલે બેઠો.

અને એમ વીસેક મિનિટ વીતી ગઇ ત્યાં થોડીવારે એક પડછંદ વ્યક્તિ શેરીમાંથી ચોક તરફ આવતી જણાઇ. આ નવા આવનારે લાંબો રેઇનકોટ પહેર્યો હતો અને ભૂખરા સાફામાં તથા કોટના ચડાવેલા કોલરમાં તેના કાન, કપાળ ને દાઢી સાવ ઢંકાયેલાં હતા. ઓટલે બેઠેલો પેલો આદમી જરા અધીરો થઇને ઓટલેથી નીચે કૂદી આવ્યો, અને તે તદ્દન નજીક આવતાં બોલી ઊઠ્યો: 'કોણ! પીરૂ!'

'તું જ છેને! મારા કાદર!' પેલાએ ઉત્સાહથી તેનો હાથ પકડી દબાવતાં કહ્યું. બન્ને જણા થોડીવાર હાથ મિલાવી મૂંગા ઊભા. અને પછી ધીમે ધીમે તેમણે ચાલવું શરૂ કર્યું.

'ખુદાની મહેર છે, દોસ્ત પીરૂ! નહિતર મેં નહોતું ધાર્યું કે વીસ વર્ષે આપણે પાછા મળાશે.'

'મને પણ આપણા મિલાપની બહુ આશા નહોતી.'

'ભાઈ પીરૂ! તેં ય જમાવટ કરી છે હો! કેટલું પંચિક મણ વજન થાય છે? અહીં તો બંધાની શિકલ હતી એથી ય વધુ બેઠ બની છે.' કાદર હસતાં હસતાં બોલ્યે ગયો. 'પણ હશે! એ તો આ બદન પર જે વીતી છે તે બધું તું જાણીશ ત્યારે સમજાશે. અહીંયે બધું બદલાઈ ગયું છે; જોને આ આપણાવાળી મીરઝાશેઠની હોટેલ, અહીંથી ઊપડી ગઈ, સાવ આ રસ્તાનો મીનોજ તદ્દન ફરી ગયો, નહિ?'

'એમ જ, એ તો વખત વખતનું કામ કર્યે જાય છે.... હવે આપણે એકાદ સારી હોટેલમાં બેસીએ ને કંઇક પીએ કરીએ.'

પછી હાથમાં હાથ ભેરવી, બન્ને મિત્રો ચાલ્યા. વરસાદ થમી ગયો હતો પણ હવામાં ઠંડી કાતિલ હતી. કાદર પોતાની ભટકતી જિંદગીની આડીઅવળી વાતો કર્યે જતો હતો અને તેનો મિત્ર વચમાં હોંકારા દેતો-એમ ફરતાં તે લાંબી શેરીને બીજે નાકે મોટા રાજમાર્ગ પર તેઓ આવી પહોંચ્યા-જ્યાં વીજળીના થાંભલા નીચે જાણે પ્રકાશની હેલી વરસી રહી હતી.

પોતાની વાતમાં મશગુલ કાદરે, ત્યાં, પોતાના સાથી તરફ જોયું-અને જોતાં વાર જ ચમકીને ઝડપથી પોતાનો ભરાવેલો હાથ સરકાવી લીધો. તેના હાથમાં ઊંડી કડવાઈ તરી આવી, 'ભાઇ, માનો યા ન માનો પણ તમે પીરૂ નહિ. વીસ વરસમાં માણસનો બાંધો-બદન-તદ્દન ફરી જાય, પણ અસલનું અણીઆળું નાક કંઇ ચીબું ન થઇ જાય; એટલું ય ન સમજું એવો હું બોટ નથી.'

જેટલી ઝડપથી કાદર છૂટો થયો હતો તેટલી જ ઝડપથી તેનો હાથ પોતાની વજ્રમુઠ્ઠિમાં પકડી લઇ, પેલાએ કહ્યું: 'એ ખરું, 'પણ એક નિખાલસ જુવાનને હયાતાનનો સાથી બનવા માટે વીસ વર્ષ ઓછાં નથી, કાદર! ઉર્ફે બીસ્વીપના પરેશાન! સમજી લે કે તું આખરે છૂપી પોલીસના પંજામાં સપડાયેલ છે...

ખબરદાર જો કાંઈ, તીનપાંચ કરી છે તો... હં...બરાબર. આપના આ બાજુ આગમનની કાનપૂરથી અમને ચેતવણી મળી ગઈ હતી. આજથી ચારેક મહિના પહેલાં, સમજ્યા! વારુ. હવે તું આ હાથકડીમાં જકડાઇ જા તે પહેલાં તને એક ચિઠ્ઠી પહોંચાડવાની છે. આ અજવાળામાં વાંચી લે એ.' કહી પેલાએ કાદર-ના હાથમાં એક નાની ચબરખી મૂકી.

તેમાં લખ્યું હતું:

દોસ્ત કાદર,

બરાબર નક્કી કરેલે વખતે રાતના બારના ટકોરે હું જ તારી પાસે આવી ઊભો હતો; પણ સિગારેટ સળગાવવા તેં ચેતવેલી દીવાસળીના પ્રકાશમાં મેં એક એવા ખૂની-ડાકુના ચહેરાનું નિશાન જોયું કે જેને પકડવા કાનપૂરની પોલીસ આજ મહિનાઓથી જહેમત ઉઠાવી રહી છે. તને પકડવા મારું દિલ તો ન ચાલ્યું એટલે ઇન્સપેક્ટર સાહેબને મેં એ કામ માટે મોકલ્યા. દોસ્ત, ખુદા તરફની વફાદારીમાં બધી જ વફાદારી સમાઇ જાય છે.

લિ. પીરૂ

[ O. Henryની એક વાર્તા પરથી

# નવી નોકરી

સનત્કુમ



હું આખો દિવસ ઘરમાં બેસી બેસીને કંટાળી જાઉં છું!' તિલોત્તમાએ કહ્યું.

'કોઈ બેનપણીને ત્યાં જા. બીજાં બૈરાંઓ તો વાત કરતાં કંટાળતાં નથી!' તિલોત્તમાના પતિ રમેશે જવાબ આપ્યો.

'મને એવાં બૈરાંની વાતો ગમતી નથી. ક્યાં તો તેઓ ઘરેણાં–લૂગડાંની વાતો કરે છે કે તેમનાં છોકરાંનાં વખાણ કરે છે, અને એ વાત પૂરી થાય છે તો તેઓ કોઈની કૂથલી કરે છે. મને એ બધું પસંદ નથી!'

'તારી બેનપણીઓ ઉપર તું ઘણી ખુશ હોય એમ લાગતું નથી!'

'એ બેનપણીઓ શાની? ઘડીમાં વળગી વળગીને પાસે આવે, અને ઘડીમાં લડી પડે. એટલે જ મેં નોકરી કરવાનું નક્કી કર્યું છે!'

'બીજાં પરણેલાં બૈરાંઓને તો તારી અદેખાઈ આવતી હશે કે તારે કંઈ કામ નથી. તેઓ તો એમના ઘરના કામમાંથી અને છોકરાંઓની સંભાળમાંથી ઊંચે આવતાં નથી, ત્યારે તને તેથી કંઈ ફિકર નથી!'

'એટલે જ તો! મારે પે ઘરમાં નોકર નહિ હોત, અરધો ડઝન છોકરાં હોત તો હું પણ નોકરીનું નામ નહિ લેત પણ વખત કેમે કરી જતો નથી, તો હું શા માટે નોકરી નહિ કરું?'

'કંઈ સામાજિક કાર્ય કર!' રમેશે સૂચવ્યું.

'સામાજિક કાર્ય! સામાજિક કાર્યને નામે બૈરાંઓ મીટિંગોમાં જઈને વાતો કરે છે, અને કોઈ પણ રીતે આગળ આવવાનો પ્રયત્ન કરે છે પણ અરવાળે તો તેઓ કંઈ કરતાં નથી. એવાં સામાજિક કાર્યો કરવાને બદલે હું બે પૈસા કમાઉં શા માટે, નહિ? પણ હું નોકરી કરું તેમાં તમને શો વાંધો છે?'

'વાંધો એટલો જ કે મને તે ગમતું નથી!'

'પણ ન ગમવાનું કંઈ કારણ?'

'એનું તે કંઈ કારણ હોતું હશે? તને લીલો રંગ ગમે છે અને લાલ રંગ નથી ગમતો તેનું કંઈ કારણ છે?' રમેશે તિલોત્તમાને યાદ અપાવ્યું.

'તમે કારણ નહિ બતાવો, તો હું બતાવું કે હું નોકરી કરું તેમાં તમને શો વાંધો છે?'

'શું કારણ?'

'એ જ કે બીજા પુરુષોના હાથ નીચે હું કામ કરું તે તમને ગમતું નથી! ટૂંકમાં તમને અદેખાઈ આવે છે!'

'એવું કંઈ નથી!' રમેશે ગુસ્સાથી કહ્યું.

'તો ઘણું સારું. હું પહેલી તારીખથી નોકરી પર ચડવાની છું! મેં ક્યારની અરજી કરી હતી, અને તેનો જવાબ પણ આવી ગયો છે! કામ ઘણું ઓછું છે. બપોરના બારથી ત્રણ વાગતા સુધીનું, એટલે તમે ઓફિસથી આવશો ત્યાર પહેલાં હું ઘેર આવી જઈશ!'

'પણ ક્યાં? અને શું કામ?'

'અને પગાર મહિને અઢીસો રૂપિયા. એને એમ. એ. થયેલી જુવાન સ્ત્રી મદદનીશ તરીકે જોઈતી હતી!' તિલોત્તમાએ કહ્યું.

'પણ ક્યાં?'

'એક પ્રોફેસરને ત્યાં. એ એક ચોપડી લખે છે!'

'એટલે, એને ઘેર!' રમેશે ચીડથી પૂછ્યું.

'હા, એમાં શું? ઘરમાં કે ઓફિસમાં આખરે તો એક જ કામ કરવાનું છે ને!'

'મને આ બધું જરા પણ પસંદ નથી!' રમેશે આખરે કહ્યું.

'તો શું કરવું? જોઈએ તો આપણે છૂટાછેડા લઈએ. પણ એક વાત ચોક્કસ છે કે આવતી પહેલી તારીખથી હું નોકરી પર ચડવાની!' તિલોત્તમાએ સ્પષ્ટ સંભળાવ્યું.

'મારાથી ઘરમાં કંઈ કામકાજ વગર સવારથી સાંજ સુધી બેસી શકાતું નથી!'

આ સાંભળી રમેશને એવી દાઝ ચઢી કે તિલોત્તમાને બેચાર લપડાક ચોડી દે. પણ તેમ કરવાથી તો વાત ઊલટી બગડે તેમ હતું એટલું જ નહિ પણ બૈરી પર હાથ ઉગામવાની આવડત કે અનુભવ પણ તેનામાં નહોતાં આથી તે ચુપ થઈ ગયો.

પહેલી તારીખની સાંજે રમેશ ઓફિસમાંથી ઘેર આવ્યો ત્યારે તિલોત્તમા ખુશમિજાજમાં હતી. 'આજે નોકરી પર જઈ આવી મઝા પડી!' તેણે કહ્યું.

રમેશે કંઈ જવાબ ન આપ્યો.

'પ્રોફેસર ઘણા મઝાના માણસ છે!' તિલોત્તમાએ આગળ ચલાવ્યું.

રમેશને ગુસ્સો આવ્યો, પણ તે જાણતો હતો કે તિલોત્તમા તેને ચીઢવવાનો પ્રયત્ન કરતી હતી. એટલે તેણે ક્રોધ સંયમમાં રાખ્યો.

'અને તમે પૂછવા માગો છો, તે પ્રશ્નનો ઉત્તર કહું?' તિલોત્તમાએ મશ્કરીભરી આંખો નચાવતાં પૂછ્યું.

'શું?'

'પ્રોફેસરની ઉંમર બહુ મોટી નથી. પાત્રીશ-ચાળીસ વર્ષની હશે અને ઘણા દેખાવડા છે. હજી કુંવારા છે!' તિલોત્તમાએ પૂરું કર્યું.

ગુસ્સો હદ ઓળંગી જાય ત્યાર પહેલાં રમેશ બીજા ઓરડામાં ચાલી ગયો.

બીજે દિવસે આડકતરી રીતે રમેશે એ પ્રોફેસર વિષે તપાસ કરી, પણ તેની વિરુદ્ધમાં એને કંઈ જાણવું નહિ. તેને ખબર મળી કે તે તદ્દન શુષ્ક માણસ છે, અને રંભા, મેનકા કે ઉર્વશી જેવી અપ્સરા આવે તો યે ચોપડીમાંથી માથું ઊંચું કરે એવા નથી તિલોત્તમા તેને ચીઢવવાનો જ પ્રયત્ન કરતી હતી, તે તેને સ્પષ્ટ દેખાયું, અને નોકરી વિશેનો તેનો અણગમો દૂર થયો એટલું જ નહિ પણ તિલોત્તમાને આથી આનંદ મળે છે અને સંતોષ થાય છે. તેથી તેને પણ નિરાંત વળી અને એમ કરતાં પંદરેક દિવસ વહી ગયા.

એક દિવસ ઓફિસમાં તેના ઉપરીએ એને બપોરની ગાડીમાં બહારગામ જવાનો હુકમ આપ્યો. 'ત્રણ વાગ્યાની ગાડીમાં જ તમે ઊપડી જાઓ જેથી તમે સાંજે પૂના પહોંચી જાઓ, અને બીજે દિવસે કામ પતાવીને પાછા આવી જાઓ!' મારી મોટરમાં જ તમે ઘેર જાઓ, અને તે તમને સ્ટેશને મૂકી જશે!' તેમણે રમેશને હુકમ આપ્યો અને રમેશ જરૂરી ફાઈલો લઈ નીચે ઊતર્યો.

મોટરમાં તેના ઉપરીની યુવાન પુત્રી બેઠી હતી. રમેશે એને વાત સમજાવી.

'ચાલો સારું થયું! મારે પપ્પાની વાટ જોવાની રસ્તામાં બચી ગઈ. તમારે ઘેરથી સ્ટેશન જાઓ ત્યારે મને ઘેર ઉતારી મૂકજો!' કહી તેણે રમેશને બેસવા જગ્યા કરી આપી.

રમેશ ઘેર ગયો. તિલોત્તમા ઘરમાં નહોતી તે તો તે જાણતો હતો જ હતો. તેણે તેની બેગ અને બિસ્તરો જલદીથી તૈયાર કર્યાં અને શોફરને હવાલે કરી તે મોટરમાં ગોઠવાયો અને મોટર સ્ટેશન તરફ ઊપડી. અડધે રસ્તે તેને યાદ આવ્યું કે તે બહારગામ જાય છે, તે વિષે તિલોત્તમાને કહેવાનું તે ભૂલી ગયો હતો, અને ઘરમાં ચીઠી મૂકી જવાનું તેને ઉતાવળમાં યાદ રહ્યું નહોતું. સ્ટેશન પર પહોંચી તેણે એક ચીઠી લખી શોફરને આપી અને શોફરને કહ્યું કે તે ચીઠી તેના ઘરમાં નાખી આવે.

પણ પૂના પહોંચ્યા પછી તેને લાગ્યું કે બેત્રણ દિવસ રોકાવું પડશે, આથી તેણે તિલોત્તમાને કાગળ લખી દીધો કે તેના આવવામાં વિલંબ થશે, અને તે પાછો આવશે ત્યારે કાગળ લખશે.

આખરે અઠવાડિયે તે પાછો મુંબઈ આવી શક્યો. સાંજે સાત વાગે તે ઘેર પહોંચ્યો, તો ઘરને તાળું હતું. તેણે બારણું ઉઘાડ્યું, અને

જોયું તો તેણે શોફરને આપેલી ચીઠ્ઠી તેમજ પૂનાથી લખેલા કાગળો એમનાં એમ બારણા આગળ પડ્યાં હતાં. તે ઘરમાં ગયો. બધે અઠવાડિયાની ધૂળ જામી હતી. આનો અર્થ એ જ હતો કે તિલોત્તમા પણ અઠવાડિયાથી ઘરમાં આવી નહોતી.

તેનું મગજ ભમવા માંડ્યું. શું તિલોત્તમાએ તેને દગો દીધો ! પેલા શુષ્ક મનાતા પ્રોફેસરના જીવનમાં શું રસ આવ્યો ! વિશ્વામિત્રની માફક તેના તપનો પણ શું ભંગ થયો ! પણ તિલોત્તમાએ તે વિષે એક કાગળ પણ ન લખ્યો ! તેની આટલી બેવફાઈ !

તે તરત બહાર નીકળ્યો અને ટેક્સી લઈ પ્રોફેસરને ત્યાં ગયો. પ્રોફેસર નહોતા પણ તેના નોકરે કહ્યું કે પ્રોફેસર ક્યાંક બહારગામ ગયા છે. રમેશને ખાતરી થઈ કે તિલોત્તમાએ તેને દગો દીધો હતો.

હવે શું કરવું ! તેને ક્યાંય સુધી કંઈ સૂઝ્યું નહિ, પણ આખરે તેણે તિલોત્તમાનાં માબાપને તેની બેવફાઈની વાત કરવાનો નિશ્ચય કર્યો. તેમને ત્યાં જઈ, તેમને અને તેમના કુળને શી શી ગાળો દઈ શકાય તે પણ મનમાં ગોઠવવા માંડી.

તેને સાસરે, પહેલી તેની સાસુ જ મળી. પણ તે કંઈ કહે તે પહેલાં તેનાં સાસુએ જ કહ્યું, 'તમે શું મોઢું લઈને અહીં આવ્યા છો ! મારી દીકરી કંઈ રસ્તામાં નથી પડી કે તમે તેની તરફ આવી રીતે વર્તી શકો !'

રમેશ તો વિચારમાં પડ્યો. આ તો ચોર કોટવાળને દંડે એના જેવી વાત થઈ. 'પણ મેં શું કર્યું ! તમારી દીકરી જ તમારું નામ બોળવા નીકળી છે તેનું શું !' રમેશે પણ ચિડાઈને કહ્યું.

'મારી દીકરીએ શું કર્યું ! તમારી જ વાત કરો ને ! બીજે તેની હલકટ બજારુ બૈરીને લઈ બહારગામ જતાં તમને શરમ નથી આવતી !'

'હું તો કોઈની સાથે બહારગામ નહોતો ગયો. હું તો ઓફિસને કામે પૂના ગયો હતો !'

'એવી વાતો બનાવશો, તે કંઈ હું માનવાની નથી !' સાસુએ કહ્યું.

'પણ તમે જોઈએ તો ઓફિસમાં પૂછો. હમણાં જ ટેલિફોન કરો ! અને હું ગયો, તેની ચિઠ્ઠી પણ તિલોત્તમાને લખી ગયો હતો !'

'ઓહો, મોટા સતવાદીના દીકરા નહિ જોયા હોય તો ! તમે જ સાચા ને તમારા પાડોશીઓ જૂઠા ! તેમણે જ તિલોત્તમા, તેના કામ પરથી ઘેર આવી ત્યારે કહ્યું કે તમે કોઈ છોકરી સાથે મોટરમાં બેસી, સામાન લઈ, સ્ટેશન પર ગયા ! તમે શોફરને કહ્યું કે 'સ્ટેશન પર મોટર લે !' તે પણ તેમણે સાંભળ્યું હતું ! બોલો ને, હવે ચુપ કેમ થઈ ગયા !'

ખરેખર, રમેશ ચુપ થઈ ગયો હતો, કારણ કે શો ગોટાળો થયો હતો તે તેના મગજમાં દેખાવા માંડ્યો હતો, પણ તિલોત્તમાનું શું ! આ કારણે તે પ્રોફેસર સાથે ભાગી ગઈ હતી ! 'તિલોત્તમા ક્યાં છે !' રમેશે પૂછ્યું.

'હવે તે કંઈ તમારે ઘેર નથી આવવાની ! તે કંઈ ગુલામડી નથી કે તમને આવી રીતે ગમે તેની સાથે રખડવા દે !' સાસુજીએ કહ્યું.

'ના, બા, એમની વાત સાચી છે. એ પડોશીઓ જ જૂઠા છે !' તિલોત્તમાએ બહાર આવીને કહ્યું.

'લે, ધણીનો પક્ષ લેવા નીકળી! આઠ દિવસ પર તો આવીને, રડી રડીને આંખો સુઝાડી મૂકી: ને હવે વર સાચો ને બીજા જૂઠાં!'

પણ તિલોત્તમા તો રમેશ પાસે પહોંચી ગઈ હતી. 'તમે ક્યારે આવ્યા?'

'હમણાં જ પૂનાથી આવ્યો. તને ઘરમાં ન જોઈ, અને બધા ડાગળો એમના એમ એમ જોયા, એટલે હું પ્રોફેસરને ત્યાં ગયો—'

'પ્રોફેસરને ત્યાં? એમને તો હું ભૂલી ગઈ!' તિલોત્તમાએ કહ્યું. 'ગુસ્સામાં ને ગુસ્સામાં અહીં આવીને મેં તેમને આટલા દિવસમાં જણાવ્યું પણ નથી કે મારે રજા જોઈએ છે કે નોકરી પર નહિ આવી શકું! પ્રોફેસરે શું કહ્યું? મને ગાળો દીધી હશે!' તિલોત્તમાએ હસીને પૂછ્યું.

'એ પણ બહારગામ ગયા છે!'

'હશે. ચાલો આપણે ઘેર જઈએ, પછી બધી વાતો કરીશું!' તિલોત્તમાએ કહ્યું. 'બા, હું જાઉં છું. કાલે મારો સામાન લેવડાવી જઈશ!'

પણ સાસુ તે સાંભળવાને ઊભાં રહ્યાં ન હતાં.

---

# ડાકબંગલો

મૂળ લેખક : ગજાનન ત્ર્યંબક માડખોલકર
અનુવાદક : મુરલી ઠાકુર

[ રામસાગર તળાવમાંથી બહાર કાઢેલો મૃતદેહ યુવાન વિધવા કાંચનદેવીનો હતો. ટોળે વળેલા માણસો જાત જાતની વાતો કરે છે ત્યાં જમાદાર આવી, પંચ કરવા આવેલા ફોજદારના આગમન-સમાચાર આપી સૌને કાંચનના મૃતદેહ પાસેથી દૂર ખસેડે છે.

કાંચનના સસરા અહીંની એક ખાણના માલિક હતા–મુંબઈના આગ્રગણ્ય ધનિક હતા. કાંચન ઘણીવાર મુંબઈથી અહીં આવી ડાકબંગલામાં ઊતરતી. રામસાગરમાં તરવાનો એને શોખ હતો

બત્રીસ વરસે સોળ વરસની યૌવના લાગતી કાંચન જ્યારે મુંબઈથી આવી ડાકબંગલામાં જવા ઊતરી ત્યારે ચોકીદારને થયું કે આ કાંચનબાઈની જુવાની ઓસરવાની જ નહીં? અને તેણે પૂછ્યું, 'સલામ! આપણી આ નાની બાઈ કદી વૃદ્ધ થવાની જ નથી શું?' ]

'ઠાકુર! તું જેના આધારે તેને નાની કહે છે, તે જ કારણે એ વૃદ્ધ કેમ થશે? તારા જેવા સામ્યા પ્રાણીનો બોલ ખુદા કેમ ખોટો પડવા દેશે?'

'જિંદગીની વાત જવા દે. પણ, આ જો, મોટા માલિકને ગુજરી ગયે આજ સાતઆઠ વર્ષ થયાં, અરે એનો છોકરો જયંત પણ લગભગ સોળપંદર વરસનો હવે તો થયો હશે. ગઈ વેળા આની સાથે એ આવ્યો હતો ત્યારે મને તો એ એનો નાનો ભાઈ કેમ ન હોય એમ જ લાગેલું. એ મુંબઈ જ કાયમ રહે છે તે કોઈ જવાની ટકાવી રાખવાની જડીબુટ્ટી તો લીધી નથી ને એણે?'

'અરે પણ હવે આપણે એની જવાનીનું શું કરવું છે? એની જવાની જોવા જેટલી આંખમાં પ્રભુએ શક્તિ ય રાખી નથી તો આપણી!'

'આ તું શું બોલે છે સલામ! અરે આપણે તો ઠીકરી જેવી કહેવાય. આજથી સોળ વરસ ઉપર નાના શેઠ એને અહીં આણી હતી એ મને બરાબર યાદ આવે છે–'

'હં, અને પેલા બાજુના ઓરડામાં રાત-ભર જે ધાંધલ થઈ હતી તે! મને તો લાગેલું કે આ ધાંધલમાં કોઈ એકબીજાનો જીવ લેતાં નથી ને!–'

'શું અબુધ અજાણ્યા માણસ જેવી વાત કરે છે! સલામ! અરે આ ડાકબંગલામાં એવા ચાળા જોતાં જોતાં અને મહેમાનો માંડે રાતની સરભરા કરતાં કરતાં તો તારા વાળ પણ ધોળા થઇ ગયા!'

'હાસ્તો. પણ ગમે તેમ તો ય આ ભણેલી-ગણેલી ખાનદાન છોકરી. પણ આપણા નાના શેઠ પણ ઠીક હિમ્મતવાળા હોં. એને જબરજસ્તીથી અહીં લઇ આવ્યા. તેણે એટલી તો ધમપછાડ કરી, પણ એણે એનું કાંઇ ચાલવા દીધું નહીં–'

'તે ખરું, પણ આખરે ફસાયો તો એ જ. મુંબઇથી ખાસ દિવાળી મહાલવા એ અહીં આવે કે દરેક વખતે નવી મિત્ર લેતો આવે. આ ડાકબંગલામાં ખેલવું રાત રંગ ખેલે, મોજ ઉડાવે પણ એ મિત્ર પાછી કદી દૃષ્ટિએ ય પડે નહીં. પણ આણે તો તે રાતની એની જબરજસ્તીનો પૂરેપૂરો બદલો લીધો. પોતાની સાથે લગ્ન કરાવ્યું અને મિલકતમાં પણ પોતાનો ભાગ લખાવી લીધો—'

'એ જે હોય તે, સૌ સૌના તકદીરમાં લખ્યું ભોગવે છે ઠાકુર! નહિ તો મોટા શેઠ જેવો જમાનાનો ખાધેલો આ છોકરી આગળ આમ શેનો ઢીલો થઈ જાય? જુદી જાગીર, જુદો બંગલો–સર્વ કોઈ એના નામે જુદું ચઢાવી આપ્યું છે એણે!–'

'અરે એને બીજો રસ્તો જ નહોતો–સલામ! નહીં તો આ એને કોરટે જ લઇ જાત અને મોટા શેઠની આબરૂના કાંકરા થઈ જાત–'

'એ વાત મારા મગજમાં બેસતી નથી ઠાકુર. પોતે પોતાની જ વહુ ઉપર...'

# ભીમના ટોડા

માધવજી પટેલ

હેડંબ વનની પરોશમાં એક બીચ જંગલ હતું આ જંગલમાં આડી-અવળી ગાળીઓની ભુલભુલામણીવાળી વિશાળ ડુંગરમાળ હતી. આ ડુંગરમાળની વચ્ચોવચ સૌથી ઊંચો અને આસપાસ ઘણે દૂર સુધી નજર પડે તેવો એક પર્વત હતો. આખો પર્વત આરસપહાણનો બનેલો અને સીધા ચઢાણવાળો હતો. વળી માખણ જેવો લીસો લપટ હતો તેથી તેને સૌ માખણિયો પર્વત કહેતા.

આ માખણિયા પર્વત ઉપર મજબુત કિલ્લો બાંધીને કેટલાક રાક્ષસો રહેતા હતા આ રાક્ષસોનો મુખી હતો હેડંબાસુર મહાબળવાન અને પરાક્રમી હતો. આસપાસના રાક્ષસ ગણમાં તેનું સારું વર્ચસ્વ હતું. હેડંબની ઉશ્કેરણી અને પીઠબળને લઇને રાક્ષસો આસપાસના પ્રદેશમાં ત્રાસ ફેલાવતા અને જનતાને રંજાડતા એટલે જંગલની ફરતા સો સો ગાઉના ઘેરાવામાંથી માણસો હિજરત કરી ગયા હતા.

પોતાના બાહુબળના અત્યંત વિશ્વાસથી હેડંબાસુરમાં ધીમે ધીમે અભિમાન વધવા વધવા લાગ્યું અને લાંબુ આયુષ્ય ભોગવવાની ઇચ્છા થવા લાગી. અથવા કહો કે અમર થવાના કોડ જાગ્યા. અમર થવા માટે પોતાની કુળદેવી છત્રેશ્વરીની ઉપાસના કરવા લાગ્યો. ઘણે વખતે દેવી પ્રસન્ન થયાં અને વરદાન માગવા કહ્યું. હેડંબાસુરને ભોગ અને ઐશ્વર્યની ખોટ ન હતી, એટલે તેણે તો અમરપણું માગ્યું. આથી દેવી મુંઝાયાં. કારણકે જો આસુરને અમરપણું મળે તો દુનિયાનું નખોદ વળે. ઘડીભર તો દેવીમે પણ વિચાર થઇ પડયો કે શું કરવું! છતાં પણ યુક્તિ વાપરીને રસ્તો કાઢવાનું નક્કી કરી લીધું અને બોલ્યાં: 'તને અમર બનાવવામાં હરકત નથી પરંતુ મને ઘણા વખતથી નરબલિ મળ્યો નથી એટલે પહેલાં તો મને ચાર બત્રીસલક્ષણા અને એક છત્રીસલક્ષણા પુરુષનો ભોગ આપ અને પછી અમર થવાની વાત કર. આવતી અંધારી ચૌદશ સુધીમાં ભોગ નહિ મળે તો તારો અને તારા આખા કુળનો નાશ થશે.'

'માતાજી! આપને માગો તેવો ભોગ આપવામાં જરા ય હરકત નથી. પરંતુ આપ કહો છો તેવા બત્રીસ અને છત્રીસલક્ષણા પુરુષો કઈ રીતે ઓળખવા તે બતાવો એટલે ઘડીના છઠ્ઠા ભાગમાં ભોગ હાજર કરું.' હેડંબે પોતાની મુશ્કેલી જણાવી.

'જો સાંભળ, હેડંબ વનની ઉત્તરમાં એક મોટું સરોવર છે તેને કાંઠે ઝુંપડી બાંધીને પાંચ ભાઈઓ અને તેની માતા રહે છે. આ ભાઈઓમાંથી ચાર બત્રીસલક્ષણા છે અને મોટાથી નાનો છે તે છત્રીસલક્ષણો છે. આ ભાઈઓને અહીં લઈ આવીને ભોગ આપ એટલે તમને અમરપણું આપું.' આટલું કહીને દેવી અલોપ થઈ ગયાં.

તે દિવસે રાત્રે બાર વાગે હેડંબાસુર પોતાના સાગરીતો સાથે ઊપડયો. જંગલનો જાણીતો હતો એટલે સ્થળ શોધતાં વાર ન લાગી. તપાસ કરતાં ઝુંપડીમાં સૌ ઊંઘી ગયાં હતાં. ઊંઘમાંથી જગાડીને લઈ જવામાં જોખમ હતું એટલે ઝુંપડી નીચેના જમીનનો પોપડો ઉખેડીને આખી ઝુંપડી ઉઠાવી જવાનું નક્કી કર્યું અને તે મુજબ સાથેના રાક્ષસોને હુકમ કર્યો. માલિકનો હુકમ થાય પછી શી વાર. "ગારિયામાંથી ગળિયો" ઉપાડે તેમ નીચેની જમીન સહિત ઝુંપડું ઉપાડી લીધું અને સૌ રસ્તે પડયા.

પાંડવો તો ભરઊંઘમાં હતા જાગ્યા ત્યારે ખબર પડી કે કોઈ અજાણ્યે સ્થળે કેદખાનામાં પુરાયા છીએ અને આસપાસ કડક ચોકીપહેરો ગોઠવાઈ ગયો છે નાસી છૂટવાની કે છુટકારાની આશા નથી.

પહેલાં તો સૌ મુંઝાયાં. પરંતુ એમ મુઝવાથી શો લાભ? એના કરતાં તો એકઠા મળીને આવી પડેલ સંકટમાંથી ઉગરવાનો વિચાર કરવો જોઈએ. સૌ સાથે મળીને ઉકેલ લાવવાનો પ્રયાસ કરવા લાગ્યાં પરંતુ ઓચિંતી આફતથી ગભરાએલ માણસને ઉકેલ શી રીતે મળે? તેને તો નિરાશા જ દેખાય એ પ્રમાણે પાંડવોને પણ કાંઈ ઉકેલ સૂઝયો નહિ. એકે કહ્યું ઈશ્વર કરે તે સારા માટે. બીજાએ કહ્યું ભાવિ મિથ્યા થાય નહિ. તો વળી ત્રીજાએ અવળા ગ્રહ હશે એમ કહી આશ્વાસન લીધું.

આમ સૌ નિરાશ થઈને બેઠા છે. માતાને ભીમ યાદ આવ્યો. 'અરે રે! અત્યારે જો મારો ભીમડો હોત તો આમાંથી કોઈક રસ્તો કાઢત. આફત વખતે સૌ મુંઝાઓ છો ત્યારે એ કેવો સરસ રસ્તો કાઢી આપે છે! સવારમાં આપણે માટે ફળફુલ લઈને આવશે ત્યારે તેની કેવી ફાળ પડશે!' આમ પોતાની આફતનો વિચાર પડતો મૂકીને ભીમની ચિંતા કરતાં કુંતાજીએ સહદેવને પૂછયું: 'બેટા સહદેવ! ભીમ અત્યારે કયાં હશે, આપણને કયારે મળશે?'

માતાજી નકામી ચિંતા કરો મા; સૌ સારાંવાનાં થઈ રહેશે. ભીમભાઈ ખાઈપીને લહેર કરે છે અને આપણને આજકાલમાં જરૂર આવી મળશે.'

આ બાજુ ભીમસેન નિયમ પ્રમાણે સવારમાં ફળફુલ લઈને હેડંબાને મહેલથી ઝુંપડીએ આવ્યો. આવીને જુએ છે તો ઝુંપડીની જગ્યાએ મોટો ખાડો જોયો. પહેલાં તો થયું કે કદાચ સ્થળફેર થયો હોય! ખરેખર હું જ્યાં ઝુંપડી બાંધી હતી તે જ જગ્યાએ આવ્યો છું કે કાંઈ ભૂલ થાય છે. બરાબર ચોકસાઈથી જોતાં સ્થળ તો એ જ છે એની ખાતરી થઈ. જો સ્થળ ચોક્કસ છે તો ઝુંપડી કયાં જાય? ભાઈઓ અને માતા કેમ જણાતાં નથી? ચોરને આકર્ષણ થાય તેવી કોઈ ચીજવસ્તુ ઝુંપડીમાં હતી નહિ તેમજ ઝુંપડીમાં પણ એવી કળા, કારીગરી કે સૌંદર્ય ન હતું કે કોઈને આખી ને આખી કાઢી જવાનું મન થાય! તો પછી આ થયું શું? આ પ્રમાણે ભીમે પોતાની તમામ વિચારશક્તિ ખચીને વાતનો ઉકેલ લાવવાનો પ્રયાસ કરી જોયો પરંતુ શું થયું હશે તે નક્કી થઈ શકયું નહિ.

આખરે થાકીને આસપાસ ગાઉ બે ગાઉમાં તપાસ કરી આવ્યો. પગેરું જોયું પરંતુ કશો પત્તો લાગ્યો નહિ. હવે તો પાકો નિર્ણય થયો કે ઊંઘતાં માતા અને ભાઈઓ સહિત આખી ઝુંપડીને રાતોરાત કોઈ ઉપાડી ગયું લાગે છે. આ કામ કોઈ મહાશક્તિશાળી રાક્ષસનું જ હોવું જોઈએ.

હવે ભીમને પારાવાર પસ્તાવો થયો. પોતાના સ્વાર્થમાં તણાઈને મા તથા ભાઈને રેઢાં મૂક્યાં અને પરિણામે તેઓને ખોઈ બેઠો. હવે શું થશે. બિચારાં કબુતર જેવાં ભોળિયાં મારા વિના તરફડતાં હશે. એમના સ્વભાવ પ્રમાણે પોતાની ચિંતા મૂકીને મારી ચિંતા કરતાં હશે અને રડતાં હશે. અરેરે મને આ શું સૂઝ્યું? આના કરતાં તો તેમની સાથે ન આવ્યો હોત શું ખોટું હતું? આ તો મેં હાથે કરીને તેમનો શિકાર કરાવ્યો. ફરી વખત આસપાસ શોધ કરી જોઈ અને અંતે નિરાશ થઈને પાછો ચાલ્યો. પરંતુ પગમાં જોર જ ન હતું. આશા અને હિંમત ભાંગી ગયાં હતાં. માંડ માંડ સાંજે હેડંબા પાસે આવ્યો.

હેડંબાને ખબર હતી કે ભાઈએ જ અમર થવા માટે પોતાના દિયર, જેઠ અને સાસુની ચોરી કરી છે. પરંતુ આ વાત ભીમને કહેવી કે નહિ તેનો હજુ નિર્ણય કર્યો ન હતો. તેનું રાક્ષસી હૃદય નક્કી કરી શક્યું ન હતું કે પતિનો પક્ષ લેવો કે પિયેરનો. આખરે રાક્ષસી લોહીથી ભરેલું નારીહૃદય પતિ તરફ ઢળ્યું પરંતુ પતિ પુછે તો જ સઘળી વાત કહેવી અને તેના કામમાં મદદ કરવી.

ભીમસેન તો નીચે મોઢે બેઠો છે. કશું કામકાજ સૂઝતું નથી. થોડી વારમાં ગટોરગચ્છ આવી પહોંચ્યો પરંતુ દરરોજની જેમ આજે ભીમે તેને વહાલથી ન બોલાવ્યો કે ન કોઈ વાતચીત કરી. આથી તેને લાગ્યું કે આજે બાપાને કાંઈક થયું છે.

'બાપુજી! આજે કેમ કંઈ બોલતા ચાલતા નથી? તમારી તબિયત સારી નથી?'

'માંદા માણસ તો સૂઈ જાય અને તમે તો ખાસા મજાના બેઠા છો! ખોટા ખોટા માંદા છોને!'

'સાચેસાચું કહોને? શું થયું છે?'

'બેટા! બહુ ખરાબ થયું છે. તને ન કહેવાય એવી એ વાત છે.'

'ત્યારે તો તમારે વાત કહેવી જ પડશે. ભલે ગમે તેવી ખરાબ વાત હોય. હવે તો તમારી પાસેથી સાંભળેજ છુટકો. વાત નહિ કહો ત્યાં સુધી અન્નજળ હરામ છે.' આટલું કહીને ગટોરગચ્છ ભીમના પગમાં આળોટી પડ્યો.

બાપ, બેટાનો સ્વભાવ જાણતો હતો એટલે સીધી વાત છોડશે નહિ એની પાકી ખાતરી હતી. આખરે ભીમે બધી વાત કહી દીધી.

ભીમની વાત સાંભળીને ગટોરગચ્છ સીધો હેડંબા પાસે પહોંચી ગયો અને કાકા તથા દાદીનો પત્તો મેળવવા શું કરવું જોઈએ તેની સલાહ માગી.

પછી તો હેડંબા ભીમની પાસે આવી, તેને આશ્વાસન આપ્યું અને ભાઈ પાસેથી સાંભળી હતી તેવી કહી સંભળાવી

ત્રણેએ મળીને માતાજી તથા ભાઈઓને છોડાવવાનો ઉપાય વિચારી કાઢયો.

તે દિવસે જ પાછલી રાતના ભીમસેન–હેડંબા અને ગટોરગચ્છ માળખિયા પર્વત તરફ ચાલી નીકળ્યાં અને અજવાળું થતાં પહેલાં પર્વતની તળેટીમાં પહોંચી ગયાં.

પર્વત ચઢવા માટે પગથિયાં ન હતાં કે કોઈ છુપો માર્ગ ન હતો પરંતુ હેડંબા પાસે પર્વત ઉપર જવાની ખાસ તરકીબ હતી જે સૌના આશ્ચર્ય વચ્ચે અજમાવી. હેડંબા ઊંચી ને ઊંચી વધવા માંડી અને જોતજોતામાં વધીને પવત જેવડી થઇ ગઈ. માથું પર્વતના શિખરથી પણ ઊંચું ગયું અને કોઢના કાંગરે પહોંચ્યું, માથાના વાળ કાથીની સીંદરી જેવા જાડા બની ગયા અને ઠેઠ પગની પાનીને અડયા. જેનું શરીર અને વાળ આટલાં મોટા હોય તેના બીજા અવયવોની તો વાત જ શી કરવી. નાનાં બાળકો તો છળી મરે પરંતુ ભલભલા બહાદુરની પણ છાતી બેસી જાય એવું ભયંકર એનું સ્વરૂપ હતું. આ સ્વરૂપ જોઇને ભીમ પણ આભો બની ગયો. તેને થયું કે આ તે હેડંબા કે હેડબો ?

શરીરનો વિસ્તાર કરીને હેડંબાએ નીચે ઊભેલાને સાદ કર્યો. એ સાદ કેવો નીકળ્યો હશે! કલ્પના કરો. એ તો જાણે કે માઈકોફોનમાં ગધેડું ભૂક્યું. ગરનાળા જેવાં નસકોરાંમાંથી ઘુંટાઇને શ્વાસ અંદર જાય અને દરવાજા જેવડા મોઢામાંથી બહાર નીકળે એ અવાજ જેવા તેવા હશે ? તેણે કહ્યુ: ' મારા વાળને આધારે બાપદીકરો ઉપર ચડી જાઓ અને કિલ્લામાં ઘુસી જઇને તમારું કામ પતાવી જલદી પાછા આવો અને ત્યાં સુધી હું તમારી રાહ જોઇને અહીં જ ઊભી છું '

હુકમ છૂટયો કે તરત જ બાપદીકરો ઉપર ચડવા માંડયા. ખલાસી વહાણના કુવાથંભ ઉપર પૂરપાટ વેગથી ચડી જાય તેટલી જ ઝડપથી ચડીને કોટને કાંગરે પહોંચી ગયા.

ઉપર ગયા પછી ભીમને થયું કે કોઈ કારણસર હેડંબા દગો કરે અને અસલ સ્વરૂપવાળી બની જાય તો પર્વત ઉપરથી ઊતરવાનો શું ઉપાય! જો એમ બને તો કારવ્યું ધુળ મળે. થોડી વાર વિચાર કરતાં યાદ આવ્યું રાક્ષસો અને પિશાચો માયાવી હોઇને ધાર્યું સ્વરૂપ લઇ શકે છે પરંતુ જો તેમના વાળ પકડી રાખ્યા હોય તો ફરી અસલ સ્વરૂપ ધારણ કરી ન શકે અને છટકી પણ ન શકે. આ વિચાર આવતાં જ ધીમેથી ગટોરગચ્છના કાનમાં વાત કરી અને વાળ પકડીને અહીં જ બેસી રહેવા સૂચન કર્યું. અને ભાઇઓને છોડાવવા ચાલ્યો.

ભાઇઓને કયાં રાખ્યા છે. દેવીનું મંદિર કયાં છે વગેરે જોઇતી માહિતી મેળવીને ભીમ દેવીના મંદિરમાં ભરાઈ બેઠો અને બારણાં અંદરથી બંધ કરી દીધાં.

દેવીને આપવાનું બલિદાન આટલી સહેલાઈથી મળી જવાથી હેડંબાસુર તો ખુશી ખુશી થઇ ગયો હતો. હવે હું અમર બની જઈશ એવી આશાના આનંદમાં તેની છાતી ફાટફાટ થવા લાગી. સવારના પહોરમાં માતાને મંદિરે આવી પહોંચ્યો.

પરંતુ મંદિરનાં બારણાં અંદરથી બંધ જોઈને નવાઈ લાગી. કોઈ દિવસ નહિ ને આજે બારણાં અંદરથી કેમ બંધ થયાં! કારણ પુછવા પુજારીને બોલાવ્યો. પુજારી હાજર થયો અને હાથ જોડીને બોલ્યો:

'આજ્ઞા મહારાજ!'

'મંદિરના બારણાં અંદરથી કોણે બંધ કર્યાં છે?'

પુજારીને ખબર ન હતી એટલે શું જવાબ આપે! હેડંબનો પિત્તો ગયો અને પુજારીને જોરથી તમાચો ચોડી કાઢયો. બિચારો પુજારી ગડથોલિયું ખાઈ નીચે પડયો. અને ગાલ સૂજીને ફુટબોલ જેવો થઈ ગયો તે વધારામાં.

મંદિરમાં બેઠેલ દેવાધિદેવને થયું કે મારે વાંકે બિચારા પુજારીનું આવી બન્યું અને હજુ જો હું મુંગો રહીશ તો શું-નું શું થશે. એટલે અવાજ ફેરવીને મંદિરમાંથી આકાશવાણી રૂપે બોલ્યો: 'બેટા હેડંબ! એમાં પુજારીનો વાંક નથી. બારણાં મેં તારી કુળદેવીએ જ બંધ કર્યાં છે. તને અમર બનાવવા માટે હું અમૃત એકઠું કરવાનો વિધિ કરું છુ. બરાબર સાડાબાર વાગે સૂર્યનારાયણનો રથ આકાશની વચ્ચે એક ક્ષણ ઊભો રહેશે બરાબર તે જ વખતે અમૃતસિદ્ધિ યોગ છે એટલે તે વખતે તેમની પાસેથા હું તારે માટે અમૃત માગી લઈશ. પરંતુ તે પહેલાં એક કલાકે સૂર્ય નારાયણને માટે સાત્વિક ભોગ તૈયાર કરાવીને અહીં પહોચતો કરજે. ભોગ વખતે તુ આવીશ નહિ પરંતુ તારા રસોયાને ભોગની સામગ્રી લઈને મોકલજે અને સૂચના આપજે કે મારી પ્રાર્થના કરીને મૂંગો મૂંગો ઉપરની બારીમાંથી નૈવેદ્ય અંદર પહોંચાડે. ત્યારપછી બે વાગે તું એકલો જ મારી પાસે આવજે, અને અમૃત લઈ જજે. નૈવેદ્યની સામગ્રીમાં 'શેરે સવાશેર ઘીના સો મણ લાડુ, પચાસ મણ બાસુંદી, બટાટાનું શાક મણ સવા, દાળ ભાત સગવડ પ્રમાણે અને સવા મણ અડદના બાકળા. હવે તારે જવું હોય તો જઈ શકે છે. પરંતુ સામગ્રી વખતસર નહિ આવે તો અમૃત નહિ મળે અને અમર નહિ થવાય.'

હેડંબ તો રાજી થતો થતો પોતાને સ્થાને ગયો અને દેવીના કહ્યા પ્રમાણે વખતસર નિવેદ્ય તૈયાર કરાવીને મોકલ્યું.

દેવીની સૂચના પ્રમાણે રસોયો બારીમાંથી પ્રથમ લાડુ નાખવા માંડયો અને ભીમસેન બારી નીચે મોઢું ફાડીને ઊભો રહ્યો. ચાર ચાર પાંચ પાંચ લાડુનો એક એક કોળિયો થવા માંડયો. ચાવવાનો વખત ન હતો એટલે કોથળામાં નાળિયેર પડે તેમ ભીમના પેટમાં લાડુ ભરાવા માંડયા. લાડુ ઉપર બાસુંદી પણ પેટમાં પધરાવી અને દાળ ભાત શાક પણ પેટમાં પહોંચી ગયાં. બાકળા નાખવાનો વખત થયો ત્યારે બારી પાસેથી ભીમ ખસી ગયો એટલે બાકળા તડતડ કરતા નીચે પડયા, છેવટે પાણી આવ્યું તે પણ પિવાય તેટલું પીધું અને બાકીનું બાકળા ઉપર પડવા દીધું, આટલું કર્યા પછી બાકળા પગથી પીસીને લપચણું બનાવ્યું.

દરમ્યાન હેડંબાસુર દેવીના દર્શન કરવા અને અમૃત લેવા આવી પહોંચ્યો. પ્રાર્થના કરીને દેવીને વીનવ્યાં: 'હે

માતાજી! આપ ખરેખર તૃપ્ત થયાં હો તો પ્રસન્ન થઇને મને અમર થવાનો ઉપાય બતાવો.'

તે આટલું બોલ્યો ન બોલ્યો તેટલામાં તો મંદિરમાંથી અવાજ આવ્યો: 'બારણા-ને ધક્કો મારી ખોલી નાખ અને અમૃત-નો શીશો આવી ગયો છે તેમાંથી પિવાય તો અમૃત પી, અને અમર થા.'

દેવીનો અવાજ અત્યારે તેને જુદો લાગ્યો. અને વાણી અવળી લાગી. નક્કી કંઈક ભેદ છે. છતાં દેવીની વાણીમાં શ્રદ્ધા રાખીને બારણું ખોલવા ધક્કો મારી જોયો. પરંતુ બારણું ખુલ્યું નહિ. જરા વધારે જોર કર્યું અને બારણાની આડે ઊભેલો ભીમસેન ખસી ગયો. ફડાક કરતું બારણું અચાનક ઊઘડતાં હેડંબ પોતાના જ વેગને લીધે ભોંભર પડી ગયો અને મોઢામાં અને નાકમાં ભીમે બનાવેલ બાકળાની રબડી પેસી ગઈ. અચાનક પડવાથી પહેલા તો હેડંબ ડઘાઈ ગયો પરંતુ દગો જણાતાં તરતજ સાવધાન થઈ ગયો.

દરમ્યાન ભીમસેન મંદિરની બહા-રના મેદાનમાં આવીને ઊભો રહ્યો અને પોતાની ઓળખાણ આપી અને યુદ્ધનું આમંત્રણ આપ્યું.

અપમાનિત હેડંબના ગુસ્સાનો પાર ન રહ્યો. દાંત ભીંસી, ત્રાડ પાડીને તે ભીમની સામે દોડ્યો અને બાથમાં લેવા હાથ લંબાવ્યા. ચતુર ભીમસેન ચેતી ગયો અને લંબાવેલા બે હાથમાં એક હાથ પકડીને ઝાટકો મારી ખભામાંથી

ખેડવી નાખ્યો. હેડંબને કળ ચડી ગઈ છતાં ગુસ્સાની ગરમીમાં ને ગરમીમાં અરધો કલાક ભીમ સાથે લડ્યો. પરંતુ આખરે થાકીને ચત્તો પાટ પડી ગયો. ભીમે લાગ જોઈને એક પગ પર પગ દબાવીને બીજો પગ ખેંચીને હેડંબના શરીરના બે ફાડા કરીને દૂર ફેંકી દીધા અને શ્વાસ લેવા અને થાક ખાવા બેઠા પરંતુ તરત જ બન્ને ફાડા પાછા આવીને એક બીજાને ચોંટી ગયા અને હેડંબાસુર ફરી લડવા માટે દોડ્યો. આ નવાઈ જેવી વાત જોઈને ભીમ ગભરાઈને નાઠો અને પાસે આવેલ શંકરના મંદિરમાં પેસી ગયો. શંકરને વહારે ધાવા પ્રાર્થના કરવા બેસી ગયો. શંકરે પ્રસન્ન થઈને કહ્યું. 'હેડંબના ફાડા કરીને બે ફાડા જોડાય તે પહેલાં જમીન ઉપર જ્યાં મસ્તક પહેલા પડ્યું હોય તે જગ્યાએ ત્રિશુળની આકૃતિ કરજે એટલે ફાડા ફરી સંધાશે નહિ.' આટલું કહીને શંકર અંતર્ધ્યાન થઈ ગયા અને ભીમ લડવા નીકળ્યો. અને શંકરે બતાવેલ યુક્તિ પ્રમાણે હેડંબને સ્વધામ પહોંચાડ્યો.

હેડંબ મરતાં તેનાં બૈરાંછોકરાં અને બીજા રાક્ષસો ભયનાં માર્યાં કિલ્લો છોડીને નાઠાં.

હવે ભીમસેન ભાઈઓ અને માતાને છોડાવવા કેદખાનામાં ગયો. સૌ હળ્યા. મળ્યાં અને રાજી થયાં. થોડીવાર વિસામો લઈને ભીમ સૌની સાથે કિલ્લાના દરવાજા પાસે આવ્યો.

ઉપર ચડયા હતાં તે જ રીતે સૌ નીચે ઊતર્યાં. નીચે આવ્યા પછી સૌનાં મન શાંત થયાં.

હેડંબાને જોઈને માતાજી તો આશ્ચર્ય પામ્યાં અને બોલ્યાં: 'અલ્યા ભીમ! આ ડુંગરા જેવડી કોણ છે? અને આ છોકરો કોનો છે?'

ભીમસેન શું જવાબ આપે! તે તો ઊંધું ઘાલી ઊભો રહ્યો અને આડી વાત નાખીને સૌને આગળ ચાલવાનો આગ્રહ કરવા લાગ્યો. પરંતુ મશ્કરો સહદેવ મળેલી તક કેમ જવા દે? તેણે તો સીધું જ સંભળાવી દીધું: 'માજી! એ તો અમારાં પુજ્ય ભાભીસાહેબ છે અને આ કુમારસાહેબ અમારો ભત્રીજો અને આપનો પૌત્ર છે અથવા તો ભીમભાઈ કહેતા હતા તે જંગલની માણસખાઉ વાઘણ છે પરંતુ ભીમભાઈએ પઢાવી દીધી છે એટલે માણસને ખાતી નથી પણ વશ કરી લે છે.'

આમ ગમ્મત કરતા કરતા સૌ હેડંબાના મહેલમાં ગયાં અને નિરાંતે રહેવા લાગ્યાં. [ચાલુ

# શિકારચોર

વિજયગુપ્ત મૌર્ય

આ વાતને એક દાયકો વીતી ગયો છે. તે વખતે હું ગઢવાલી રેજિમેન્ટમાં હતો. અમારા લશ્કરનો પડાવ આસામના ઈશાન ખૂણામાં સાદિયા વિસ્તારમાં હતો. યુરોપમાં બીજા વિશ્વ-વિગ્રહનો ભડકો સળગી ઊઠયો હતો અને જાપાન વધુ ને વધુ આક્રમક નીતિ અખત્યાર કરતું હતું. હિંદમાં જેટલું મહત્ત્વ વાયવ્ય સરહદનું છે તેટલું જ ઈશાન સરહદનું છે. જુઓ, તેનો હું ખ્યાલ આપું. સાદિયાની પશ્ચિમે ભૂતાન છે. ઉત્તરે તિબ્બત છે. નિઝામ ઘાટમાં થઈને તિબ્બતમાંથી સાદિયામાં દાખલ થઈ શકાય છે. સાદિયાની પૂર્વ અને દક્ષિણમાં ઉત્તર બરમાનો પ્રદેશ છે જેમાં કચિન જાતની અર્ધ જંગલી પહાડી પ્રજા વસે છે. પતકાઈની પર્વતમાળા આસામ અને બરમાની સરહદ છે. આપણી હદમાં સાદિયાની નૈઋત્યમાં નાગ ટેકરીઓની હારમાળા છે અને માનવીનો શિકાર કરનારા નામચીન નાગલોકોની પહાડી અને જંગલી જાત અહીં વસે છે. હવે સાદિયાનું અને આપણી ઈશાન સરહદનું મહત્ત્વ સમજી શકાશે.

અમારી છાવણી સાદિયામાં હતી. લુહિત નદી પર આવેલું સાદિયા છેલ્લું રેલ્વે સ્ટેશન છે. એ રેલવેના નાગરિક મહત્ત્વ કરતાં તેનું લશ્કરી મહત્ત્વ વધારે છે. તિબ્બતમાંથી આવતી બ્રહ્મપુત્રા ને લુહિત નદી સાદિયાની પશ્ચિમે મળે છે.

હિંદુસ્તાનના એક દૂર દૂરના ખૂણામાં રહેવું, નિષ્ક્રિય થઈને બેસી રહેવું, રોજ કવાયત કરવા સિવાય કંઈ કામ હોય નહિ અને સુધરેલી દુનિયામાંથી આટલે દૂર દેશના એક ખૂણામાં પહાડ અને જંગલી પ્રદેશ વચ્ચે યાંત્રિક ક્રમે નીરસ જીવન ગાળવું એ કેવું કંટાળા ભરેલું છે એ તો અનુભવેજ જાણી શકાય.

મેં વિચાર કર્યો: ચાલ, આટલી બધી રજા ચડી છે તો ભોગવી આવું. પણ જવું ક્યાં? હું વિચાર કર્યા કરતો હતો ત્યાં એની મેળે માર્ગ મળી ગયો.

શિયાળાની ઋતુ હતી. શિયાળુ વરસાદનાં ઝાપટાં કોઈ વાર પડી જતાં હતાં પણ તે સિવાય હવા ખુશનુમા હતી. સાઈબીરિયા, ચીન અને તિબ્બતની ઠંડીમાંથી અહીં શિયાળો ગાળવા આવેલાં પંખીઓના કલરવથી આસામની પ્રકૃતિ પ્રફુલ્લ લાગતી હતી. સવારે જ્યારે હું નિત્યકર્મથી પરવાર્યો ત્યારે મારો હવાલદાર હરબનસિંહ ઉતાવળે પગલે આવીને સલામ કરી ઊભો રહ્યો.

'કેમ હરબન, શું સમાચાર છે?' મેં તેને ઉતાવળમાં જોઈને પુછ્યું:

'દિહિંગ વિસ્તારમાંથી એક માતેલો હાથી આ બાજુ નીકળી આવ્યો છે. એકલવાયો છે અને લુહિત કાંઠાનાં ગામડાંઓમાં ખૂબ રંજાડ કરે છે. મજૂરો ચાના બગીચામાં જતાં પણ ડરે છે. આપ શિકારની સહેલગાહ યોજવાનો વિચાર કરતા હતા ને?'

હરબનસિંહે આપેલા સમાચારે મારી કલ્પના ઉત્તેજિત કરી. આ સોનેરી તક હતી. આમ તો હું હાથીના શિકારની

વિરુદ્ધ છું અને હમણાં આસામ સરકારે પણ જંગલી હાથીઓને રક્ષણ આપવાની નીતિ સ્વીકારી છે, પરંતુ માતેલા હાથીને તો મારવો જ જોઈએ નહિતર અનેક માણસોને એ મારી નાખશે.

'તમે ઠીક વાત કરી, હરબનસિંહ.' મેં કહ્યું. 'જિંદગીમાં આવી તક ઝડપવી એ જ પુરુષાર્થનો આનંદ છે.' હું પણ રજા ઉપર જવા વિચાર કરતો હતો. હવે રજા લઈને આ માતેલા હાથીનો શિકાર કરવો એ જ સૌથી સારો રસ્તો છે. એ તો ઠીક, પણ સરકારે તેને માતેલા હાથી તરીકે જાહેર કરી તેના શિકારની પરવાનગી આપી છે?'

'સાંભળ્યું છે કે સરકારે તેના શિકાર માટે ઈનામ પણ કાઢ્યું છે. અને કહેવાય છે કે એના દંતૂશળ કંઈ નહિ તોપણ સાત ફૂટ જેટલા લાંબા છે. એટલે કોઈ પણ શિકારી તેના શિકાર માટે ગમે તે જોખમ ખેડવા તૈયાર થઈ જાય. અને તિમિરને તમે ક્યાં નથી ઓળખતા!'

તિમિર? હા, તિમિર. મારી કલ્પનામાં એક અવ્યક્ત વ્યક્તિ ખડી થઈ. તિમિરને મેં કદી જોયો નથી. બહુ થોડા માણસોએ તેને જોયો હશે. પણ આ પ્રદેશમાં તેની કીર્તિ, કહો કે અપકીર્તિને કોણ નથી પિછાણતું? તમે સાદિયા જિલ્લામાં ફરો, નાગ લોકોના પ્રદેશમાં જાવ, ભુતાનના મિરિસ વિસ્તારમાં જાવ કે બરમામાં કચિનોના પ્રદેશમાં જાવ—બધે ઠેકાણે આ માણસ નામચીન હતો. તેને કેટલાય નામ હતાં. કોઈ કહેતા કે તે બરમાનો કચિન છે. કોઈ કહેતા કે તે નાગ છે, કોઈ તેને આસામી તરીકે ઓળખતા અને કોઈ એમ માનતા કે તે ભૂતાનનો ભૂતિયો છે. ખરેખર તે કોણ છે અને તેનું નામ શું છે તે કોઈ જાણતું ન હતું. તેનો ધંધો હાથીચોરી ને શિકારચોરીનો હતો.

સત્તાવાળાઓએ પણ તિમિરને જોયો ન હતો, પણ સરકારી દફતરે તેનું નામ શિકારચોર તરીકે જાણીતું હતું. ગેરકાયદે શિકાર કરીને તે આસામની પ્રાણીસૃષ્ટિનો નાશ કરી રહ્યો હતો. તેને પકડવા સરકારી તંત્ર હમેશાં તત્પર હતું. પરંતુ તેનામાં હરણ જેટલી ઝડપ હતી, વાઘ જેવી ચપળતા હતી, સિંહ જેવી શક્તિ હતી, દીપડા જેટલી ખંધાઈ હતી. ઘોર જંગલોમાંથી તે વીજળીના ઝબકારની જેમ સરકી જતો. એ જ્યાંથી નીકળતો ત્યાં વનસ્પતિ પણ જાણે ડોલતાં જતી. તમરા ચુપ થઈ જતા, પંખીઓ ઊડી જતાં અને પ્રાણીઓ તેની ગંધ માત્રથી ભાગતાં. જો તે થોડાં વરસ વધારે છૂટો રહેત તો ઉત્તર આસામમાં હાથી, ગેંડા, હરણ વગેરે જીવનસૃષ્ટિનો જરૂર નાશ કરી નાખત. તેની હિંમત, બહાદુરી, ઝડપ, ચપળતા અને જંગલની જીવનસૃષ્ટિ વિશેના જ્ઞાન વિષે કંઈક દંતકથાઓ ચાલતી હતી.

તિમિરની આવી નામના હતી. હરબનસિંહે જ્યારે તિમિરના નામનો ઉલ્લેખ કર્યો ત્યારે તેનું આ ચિત્ર મારા કલ્પનાપટ ઉપર ખડું થયું. માથું મૂકીને લડાઈમાં જતા લશ્કરી અફસર તરીકે પણ મેં તેની સરખામણીમાં નાનપ અનુભવી. આવી વિરલ શક્તિ અને તે પણ એક ચોરમાં! સાત ફૂટના દંતૂશળવાળો હાથી શું તેની નજર બહાર રહે?

અને આ હાથીના શિકારની તક એ મારા હાથમાં આવવા દે પણ ખરો !

મેં નિરાશાથી માથું ધુણાવ્યું.

'હાથીના શું વાવડ છે, હરબનસિંહ? હમણાં તે ક્યાં છે ?' મેં પૂછ્યું.

તેનું ઠેકાણું ક્યાં હોય ! આજે અહીં હોય તો કાલે ૩૦ માઈલ છેટે નીકળી જાય. આપણે પગેરું કાઢીને તેનો પીછો પકડવો જોઈએ.' હરબનસિંહે જવાબ આપ્યો

*

મારી રજા મંજૂર થઈ ગઈ; એટલે મેં અને એટલા પગી ભેગા કર્યા અને તેમને સૂચના આપી કે આ ગાંડા હાથીના ખબર મેળવી આપો. પછી મેં શિકાર માટે બધી તૈયારી કરી લીધી. છાવણી છોડીને ગમે તેટલે છેટે જવા માટે હું તૈયાર હતો.

ચારેક દિવસ નીકળી ગયા. પાંચમે દિવસે સવારે ખબર આવી કે લોહિત નદીના સામા કાંઠા પરના પહાડી જંગલમાં આ હાથીએ પોતાનો સિક્કો બેસાડ્યો છે.

પગીઓએ પગેરું કાઢ્યું. પણ ત્રણ દિવસની રખડપાટ પછી પણ ગાંડો હાથી અમારી નજરે ન જ ચડ્યો. ચોથે દિવસે રાત્રે નસીબની કૃપા મારા પર ઊતરતી હોય એમ લાગ્યું.

અમે લોહિત નદીના કાંઠા પર હતા. જે કાંઠા પર હતા તે કાંઠો ઊંચો હતો. અહીં પટ પહોળો હતો અને સામો કાંઠો નીચો હતો. અજવાળી રાત હતી. પુર્વમાં ટેકરીઓ પરથી ચંદ્ર હમણાં જ ઊંચે ચડ્યો હતો અને તેના પ્રકાશમાં નહાતી પ્રકૃતિ મનોહર લાગતી હતી.

અમે સામે કાંઠે વાંસ ભાંગતા હોય એવો અવાજ સાંભળ્યો. એ અવાજ વધુ ને વધુ પાસે આવતો હતો હાથી સિવાય બીજું કોણ એવો અવાજ કરે ! અવાજ ઉપરથી એમ પણ લાગ્યું કે એ અવાજ આખા ટોળાનો નહિ પણ એકલદોકલ હાથીનો હોવો જોઈએ. પેલો ગાંડો હાથી હશે ? આતુરતાથી મારું હૃદય ધડકવા લાગ્યું.

અમે ચુપચુપ બેસી ગયા. સામે કાંઠે કાળી દીવાલ જેવું જંગલ ઊભું હતું. વચ્ચે લોહિત નદીના ઠંડા નિર્મળ પાણીનો પ્રવાહ ઝડપથી વહી રહ્યો હતો. તેના પહોળા પટમાં બધે પાણી ન હતુ. અમારી બાજુ થઈને પાણીનો મુખ્ય પ્રવાહ જતો હતો. થોડીવાર પછી સામેના કાંઠા પર કંઈ હલચલ થતી લાગી. કાળી દીવાલ જેવડે કાળી આકૃતિ તો ક્યાંથી દેખાય ? પણ ધીમેધીમે અમને લાગ્યું કે જંગલમાંથી હાથીની આકૃતિ બહાર નીકળે છે. મારી આતુરતા વધવા લાગી. મને મારું નસીબ તેજ કરતું લાગ્યું. હાથીની મલપતી ચાલમાં ઉતાવળ ન હતી. આંખો ખેંચ ખેંચીને મેં જોયું. પરંતુ એ કાળી આકૃતિમાં મને દંતૂશળ જેવું કંઈ ચળકાતું ન લાગ્યું. થોડી વારમાં તે આકૃતિ નદીના પટમાં આવી અને મેં જોયું તો એ હાથી નહિ પણ હાથણી હતી. ચાર દિવસના રઝળપાટ પછી, આટલી ઉત્સુકતા પછી પેલા ગાંડા હાથીને બદલે એક નમણી હાથણીને જોઈને મારો ઉત્સાહ ભાંગી પડ્યો. તેની સાથે મને કુતૂહલ પણ થયું કે આ એકલી હાથણી અહીં કેમ ?

નિરાશા અને કચવાટથી હું ઊભો થયો હતો ત્યાં હરણનસિંહે મને ઈશારત કરી અને સામે કાંઠે જંગલની ઘટા તરફ મારું ધ્યાન દોર્યું. મેં આંખો ખેંચી ખેંચીને જોયું, પણ મારી નજર કંઈ પારખી શકી નહિ. મેં હરબનસિંહ સામે જોયું. તેણે ખૂબ જ હળવા સ્વરે મારા કાનમાં કહ્યું: ‘ ગાંડો હાથી ! ’

મારાં રોમાંચ ખડાં થયાં. અધીરાઈથી મારું હૃદય ધડકવા લાગ્યું. પણ ગાંડો હાથી ક્યાં? હરબનસિંહે બતાવેલી દિશામાં ટીકી ટીકીને જોયું. હા, કંઈ હલચલ થાય છે. કંઈ ધોળકાય છે. હવે હાથીની સ્પષ્ટ આકૃતિ આકાર પકડે છે. મારી અધીરાઈનો બહુ જલદી અંત આવ્યો. એક પ્રચંડકાય હાથી નદીના પટમાં ઊતર્યો અને હાથણીની દિશામાં આગળ વધ્યો. જ્યારે ચંદ્રના પ્રકાશમાં તેની પ્રચંડ કાયા દીપી ઊઠી અને તેના વિશાળ દંતૂશળ શોભી નીકળ્યા ત્યારે મારી બાજુમાં બેઠેલા પગીના મુખીએ મને ઈશારત કરી કે એ જ ગાંડો હાથી.

જંગલના આ વિશાળકાય, નિરંકુશ મહારાજાને તેના સામ્રાજ્ય વચ્ચે મુક્તપણે મ્હાલતો જોવો એ પણ એક અદ્ભુત દૃશ્ય છે. હું એ દૃશ્ય મુગ્ધ બની જોઈ રહ્યો હતો ત્યાં પગીની ઇશારતે મને ભાન કરાવ્યું કે સાહિયાના પ્રદેશમાં જેણે હાહાકાર મચાવ્યો છે અને જેના શિકાર માટે અમે ચાર દિવસથી રખડી રહ્યા છીએ એ જ આ ગાંડો હાથી છે. ત્યારે મારા શરીરમાંથી રોમાંચની ધ્રુજારી પસાર થઈ ગઈ.

હવે હું સમજી ગયો. આ હાથણી ઋતુમાં છે અને ગાંડો હાથી તેને ટોળામાંથી વિખૂટી પાડી લાવ્યો છે. નદીના પટની વચ્ચે હાથણીએ પગથોભ કર્યો. હાથીએ હવામાં સૂંઢ ઊંચી કરીને ગંધ તપાસી. સૂંઢ વડે ભરૂ તોડીને શરીર ઉપર ચમર ઢોળીને પછી હાથણીને ધીક મારીને નદીના પ્રવાહ તરફ ધકેલી. તેઓ અમારા કાંઠા તરફ આવતાં હતાં, પરંતુ ઉપરવાસ તરફ તેમની દિશા હતી એટલે અમે ખૂબ સાવચેતીથી એ દિશામાં આગળ વધ્યા. અમારી બાજુ પણ ઝાડ અને ઝાડી હતાં અને તેમની ઓથે, જરાય અવાજ ન થાય એવી રીતે અમે આગળ વધી જ્યાં હાથી અને હાથણી આવે એવી સંભાવના હતી ત્યાં કાંઠા ઉપર જઈને છાતીભર સૂઈ ગયા. અમારી ગણતરી બરાબર હતી. હાથી અને હાથણી એ જ દિશામાં આવ્યાં. અમારી બાજુના કાંઠાથી થોડે દૂર વહેતા પ્રવાહમાં ઊતર્યાં અને સૂંઢમાં પાણી ભરી ભરીને જળક્રીડા કરવા લાગ્યાં.

જંગલમાં આના કરતાં વધુ ભવ્ય દૃશ્ય ભાગ્યે જ જોવા મળશે. આવું દૃશ્ય પણ કોઈ નસીબદારને જ જોવા મળે છે. ગાંડો હાથી વિશાળકાય હતો, તંદુરસ્ત અને હૃષ્ટપુષ્ટ હતો. ચાંદનીમાં તે કાળા ખડકની જેમ શોભતો હતો. સૂંઢમાં પાણી ભરી ભરીને તે પોતાની પીઠ પર ઢોળતો હતો. પીળી છાંયવાળા વિશાળ દંતૂશળવાળું ભવ્ય માથું ઘડિયાળના લોલકની જેમ........

બાજુના ઝાડમાં કંઈ ખડખડાટ થયો. નદીના પટ પર ચાંદની હતી પણ અમારી ઉપર વૃક્ષોની ઘટા હતી, ભાગ્યે જ ક્યાંય

ચંદ્રનું કિરણ ઉપર પડતું હતું. અમે છાતીભર સૂતા હતા હજી નિશાન લેવાની અનુકૂળતા નહોતી આવી. ખરું કહું તો હું આ ભવ્ય દેખાવ જોવામાં એવો મશગુલ હતો કે હું એ પણ ભૂલી ગયો હતો કે હું આ મસ્ત હાથીનો શિકાર કરવા આવ્યો છું.

ઝાડમાં ફરી ખડખડાટ થયો અને પછી ધરતી પર ધબાકો થયો. મને લાગ્યું કે મારી પાસે જ કંઈક છે. પરંતુ અત્યારે ધ્યાનભગ્ન થવાનો સમય જ ન હતો. એ ખડખડાટે મને ભાન કરાવ્યું કે આવી તક બીજી વાર ન મળે. સંભવ છે કે આ તક હમણાં જ હાથમાંથી સરી જાય. મેં રાઈફલ ઊંચી કરી અને નિશાન........

'બાબુજી સાંપ....' હરબનસિંહ મારા કાનમાં ગણગણ્યો. મેં કચવાટથી તેની સામે છણકો કર્યો. ગાંડો હાથી મારી સામે આડો થઈને ઊભો હતો. તેનો ડાબો કાન મારા તરફ હતો અને તેની ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો હતો. નિશાન લેવા માટે સુંદર તક મળવાની પુરેપુરી વકી હતી. હાથીનું માથું ઝૂલતું હતું અને રાઈફલની નાળના સીધાણમાં તેનો કાન આવે ત્યારે ગોળી....

'બાબુજી, બડા અજગર.... હરબનસિંહનો મૂંઝાયેલો દબાયેલો અવાજ મારા કાનમાં ગૂંગળાતો આવ્યો. કચવાટથી મારી બંદૂક પાછી નીચી નમી ગઈ. અને ખરેખર કોઈ વિશાળકાય અજગર ઘાંસમાં સળવળતો અમારી બાજુ આવતો હોય એમ લાગ્યું.

પણ પેલો હાથી....જલદોડા કરીને તે જવાની તૈયારીમાં હતો. મેં અજગરની અવગણના કરી. શું આવી તક બીજી વાર મળવાની છે? મેં અધીરાઈથી નિશાન લીધું....

'બાબુજી, રાજનાગ!' મારી બીજી બાજુ આડા પડેલા પગીએ ગભરાટથી કહ્યું. પણ આગળથી એક વિશાળ રાજનાગ અમારી તરફ આવતો લાગ્યો. અને પગી ઊભો થઈ ગયો. રાજનાગનું નામ પડતાં જ મારા હાથમાંથી રાઈફલ સરી પડી અને ત્યાંથી ભાગવા માટે બીજી કોઈ જગ્યા ન હોવાથી બીજો કોઈ વિચાર કર્યા વિના મેં પરબારો નદીના જળમાં ફૂદકો માર્યો. આ અણધાર્યા અવાજથી અમારી તરફ પુંઠ કરી ઊભેલા હાથી અને હાથણી ભડકી ગયાં. હાથણીએ તો પાછળ જોયા વિના ભાગવા માટે દોટ મૂકી. હાથી ભડકીને એકદમ ચકરાવો ફરી ગયો અને ફુંફાડો મારીને મારી સામે જોઈ ઊભો, તેણે સૂંઢ ઊંચી કરી, ચિચિયારી પાડી.... મને લાગ્યું કે મારું આવી બન્યું. બીજી જ ક્ષણે હાથી મારી ઉપર ધસારો કરશે એમ મને લાગ્યું. ભાગવાની તક ન હતી અને ગાંડો હાથી મારાથી દૂર ન હતો. મને લાગ્યું કે શિકારીઓ પોતે હમણાં જ શિકાર બનશે. તમે જમીન પર નિરાધાર, લાચાર બનીને પડ્યા હો અને તમારી સામે ભડકેલો, ઉશ્કેરાયેલો ગાંડો હાથી આક્રમણ કરવાની તૈયારીમાં ઊભો હોય ત્યારે એ ક્ષણ કેવી ભયંકર લાગે! મને લાગ્યું કે મારી સામે એક કાળો પહાડ ઊભો છે અને હમણાં જ તે મારી ઉપર આવી પડશે હું જગ્યા ઉપર આવી ગયો અને જેમ તેમ શરીર સાચવીને ઊભો થઈ ગયો. એ જ વખતે ગાંડા હાથીએ ફરી ચીસ પાડી....આવી બન્યું....

પણ ના, હાથીની એ ચીસ ક્રોધની નહિ પણ ભયની હતી. આ અણચિંતવ્યા બનાવથી તે મુંઝાઈ ગયો અને એ જ ક્ષણે પાછો ફરીને ભાગ્યો. એના પગના ધબકારા અને ચિચિયારીથી જંગલની રાતની નીરવ શાંતિનો લોપ થયો. શાંત સરોવરના પાણીમાં પત્થર પડવાથી જેમ મોજાં ઊછળે અને છેવટે શાંત થઈ જાય તેમ આ શાંત રાત્રીમાં છેવટે બધા અવાજ શમી ગયા.

પણ મારા મનમાં શાંતિને ઠેકાણે નિરાશા ચણચણતી હતી. મારું હૃદય-સરોવર વલોવાતું હતું. હા, હું બંને બાજુ ભયંકર મૃત્યુના મોંમાંથી બચી ગયો હતો એ ખરું, પરંતુ એ છુટકારા કરતાં મને ગાંડા હાથીના શિકારની તક હાથ તાળી દઈને ચાલી ગઈ તેની નિરાશા હતી. મેં પેલા સાપને હજારો શાપ દીધા.

તમે રાજનાગને નહિ ઓળખતા હો તો કદાચ તમે કહેશો કે હું ડરપોક છું કે સાપથી ડરીને નદીના પટમાં કૂદી પડ્યો. જો એમ હોય તો મારે તમને કહેવું જોઈએ કે રાજનાગના ડંશથી મરવું તેના કરતાં હાથીના પગ નીચે કચડાઈને મરવાનું હું વધારે પસંદ કરું. પૂરા પંદર ફૂટનો, હૃષ્ટ, પુષ્ટ, હુંડમિજાજી રાજનાગ સફોલગ આવી ગયો હોય તો કોણ એવો બહાદુર હશે કે જે તેનો પ્રતિકાર ન કરી શકતાં ભાગી ન જાય?

*

તે રાત્રે મને ઊંઘ ન આવી. હાર અને જીત એ તો ઈશ્વરને હાથ છે. શિકારના સાહસમાં તમે સફળ થશો કે તમે પોતે શિકાર બની જશો એની તો સાહસ કરનારને પણ શી ખબર પડે? તમારા લલાટે શું લખ્યું છે એ તો વિધાતા જાણે. ખરા શિકારી ખેલદિલ હોય છે અને ખેલદિલ શિકારીને હાર-જીતનો શોક કે ઘમંડ નથી હોતો. મારી નિરાશાની વ્યથાનું કારણ એ હતું કે આ ગાંડો હાથી જેટલો વધારે જીવશે તેટલો બીચારા ગરીબ ગામડિયાઓના જાનમાલનો વધારે નાશ કરશે.

*

ગાંડા હાથીના વાવડ મેળવવાની પ્રવૃત્તિ કેટલાક દિવસ ચાલી. પરંતુ તેના નામનિશાનનો પણ પતો ન મળ્યો.

છેવટે મારા શિકારીઓ ખબર લાવ્યા કે પેલો નામચીન શિકારચોર તિમિર હાથીને દૂર દૂર ભગાડીને લઈ ગયો છે કે જેથી અમે તેનો શિકાર ન કરી શકીએ! હું, ત્યારે એ દુષ્ટને ખબર પડી ગઈ કે હું તેના સામ્રાજ્યમાં આવીને આ હાથીનો શિકાર કરવા માગું છું.

આ વાત સાંભળીને હું લાલચોળ થઈ ગયો. જેમ જેમ હું આ જંગલમાં વધુ રખડતો હતો તેમ તેમ મને તિમિરના પ્રતાપનું વધારે ભાન થતું હતું. હવે મને લાગવા માંડ્યું કે તિમિર વિષે જે વાતો હું સાંભળું છું તે દંતકથાઓ નથી. અતિશયોક્તિ નથી, પણ એ અજબ વ્યક્તિ ખરેખર આ જંગલનો રાજા છે. એક જંગલી, લુંટારા, શિકારચોર, હાથીચોર ગુનેગારની રજા વિના હું, એક ઉચ્ચ દરજ્જાનો સરકારી અફસર એક શિકાર નથી કરી શકતો એ કંઈ ઓછી અજાયબીની વાત છે?

એ વાત ચોક્કસ હતી કે હું તિમિરની કૃપા વિના હાથીનો તો શું પણ સસલાનો પણ શિકાર નહિ કરી શકું.

શું સત્તાધીશ અફસરની લાચારી ને તે પણ એક ગુનેહગાર જંગલી પાસે!

પણ જવા દો એ અભિમાનની વાત હવે મને ખાતરી થવા લાગી કે ગાંડા હાથીનો શિકાર કરવો જ હોય તો મારે તિમિરનો સંપર્ક સાધવો જ રહ્યો. એટલું જ નહિ એ જંગલીની ખુશામત કરીને મારે તેની પરવાનગી અને મદદ પણ મેળવવી જ રહી.

મેં નિશ્ચય કરી લીધો. મારે મોભાના ખ્યાલને છોડી દેવો અને તિમિરનો સંપર્ક સાધવો.

બીજે દિવસે મેં મારા શિકારીઓ અને પગીઓની પરિષદ બોલાવી, અને તિમિરને કેમ સાધવો તેની ચર્ચા કરી. તિમિર એક કાલ્પનિક વ્યક્તિ જેવો હતો. તે કોઈ નવલકથાના નાયક જેવો હતો. તેના વિષે દંતકથાઓ ચાલતી હતી, પણ થોડાજ માણસોએ તેને જોયો હતો. મારા શિકારીઓમાંથી એક જ માણસે તેને દીઠો હતો અને તેને તેની સાથે થોડો પરિચય હતો. તિમિર જંગલમાં જ વસતો હતો. વસતિમાં ભાગ્યે જ આવતો. મારા શિકારીએ વર્ષો પહેલાં તેની સાથે શિકારની ચોરી કરી હતી તે પછી ભાગ્યે જ તિમિરનો ભેટો થયો હતો. પરંતુ તેણે તિમિરનો સંપર્ક સાધવાનું માથે લીધું.

આ વાતને પખવાડિયું નીકળી ગયું. મેં હાથીનો શિકાર કરવાની આશા છોડી દીધી. ત્યાં સુધીમાં મેં એક વાઘ માર્યો હતો અને તેથી સંતોષ માનીને હું મારી છાવણી ઉપાડી લેવાનો વિચાર કરતો હતો. મારી રજા પૂરી થવા આવી હતી ત્યાં એક દિવસ પેલો શિકારી આવી ચડ્યો. તેને જોઈને મને જિજ્ઞાસા જાગી.

'કેમ શું થયું?' મેં આતુરતાથી પુછ્યું.

'તિમિરને મળવા હું ખૂબ રખડ્યો,' તેણે પોતાના કાર્યને મહત્તા આપવા કથાની શરૂઆત કરી, પણ મને એ સાંભળવાની ધીરજ ન હતી, એટલે મેં તેને વચ્ચે જ પુછ્યું: 'તિમિર મળ્યો?'

'હા, મેં તેને ખૂબ સમજાવ્યો...' વળી પાછી તેણે આત્મશ્લાઘા આદરી.

'મારી પાસે આવા કબૂલ થયો?'

મેં અધીરાઈથી પુછયું.

'ના,....'

એ ના સાંભળતાં જ મારો ઉત્સાહ ઊડી ગયો, આરામખુરશીમાં હું જિજ્ઞાસા અને અધીરાઈથી અરધો ઊભો થઈ ગયો હતો. પણ આ 'ના' સાંભળીને હું નિરાશાથી પાછો પટકાઈ પડયો.

'મેં તેને ખૂબ સમજાવ્યો,' પેલા શિકારીએ પાછું પોતાનું રામાયણ શરૂ કર્યું. 'છેવટ સુધી તેણે મને કહ્યા કર્યું કે મેં શિકાર કરવાનું છોડી દીધું છે. મેં એ ધંધો જ છોડી દીધો છે મેં તિમિરને કહ્યું, 'તું મારા સાહેબને ગાંડા હાથીના શિકારમાં મદદ કરીશ તો મારા સાહેબ તારી કદર કર્યા વિના નહિ રહે, સારું ઇનામ આપશે...'

'એમ! તેણે શો જવાબ આપ્યો?' મારી અધીરાઇ અને જિજ્ઞાસા દરિયાના મોજાની જેમ પાછી આવી.

'પહેલાં તો તેણે વાતને ધ્યાનમાં જ ન ધરી....'

'પણ પછી?' મને આ માણસની વાત કરવાની રીત પર ખીજ ચડી.

'છેવટે મેં તેને પીગળાવી દીધો....'

'એમ?' હું પાછો અધીરાઈથી ખુરશીમાંથી અરધો ઊભો થઈ ગયો. મેં કહ્યું, 'મને ઝટ કહી દે, પછી શું નક્કી કર્યું?'

મારી અધીરાઈ પર તેણે હળવું સ્મિત કર્યું અને છેવટે તેણે ટુંકામાં પતાવવાની મહેરબાની કરી. તેણે કહ્યું:

'સોદો કરવા તમે અને તિમિર મળો એમ મેં ગોઠવણ કરી છે....'

'ક્યાં ?' હું ખુરશીમાંથી ઊભો થઈ ગયો.

'જંગલમાં, અહીંથી ચાર માઈલ દૂર.' શિકારીએ જવાબ આપ્યો.

'કબૂલ છે,- ક્યારે ?'

'કાલે સાંજે દિવસ આથમવા ટાણે.'

'કબૂલ'

'પણ એમાં શરત છે.'

'શું ?' આ માણસ મારી ધીરજની કસોટી કરતો હતો.

'તમારે સાથે હથિયાર કંઈ ન રાખવું.'

'એ ન બને.' હરબનસિંહે વચ્ચે જ વિરોધ ઉઠાવ્યો. 'એ લૂંટારાનો ભરોસો કેમ કરાય ? પોલીસ પણ જેને પકડી નથી શકતી એ નામચીન લૂંટારા પાસે હથિયાર વિના જવું અને તેની દયા પર રહેવું ?'

'તમે નાહક ઉતાવળા થાવ છો, હરબનસિંહ,' મેં કહ્યું. 'મારી પાસે શું હશે કે તે લૂંટી જશે ? અને મને મારવાથી તેને શું ફાયદો ?'

'ખરી વાત છે' પેલા શિકારીએ કહ્યું. 'એ માણસ પૈસાનો ભૂખ્યો છે એ ખરું. પણ વિના કારણ તે માણસને નહિ મારે. એક હિંદી સૈન્યના અફસર ઉપર હાથ ઉપાડવાનું પરિણામ શું આવે તેનો ખ્યાલ તો તેને હોવો જોઈ એ.'

'તે દલીલ બરાબર નથી,' હરબનસિંહે મક્કમતાથી કહ્યું, 'તિમિર પૈસાનો ભૂખ્યો હશે. પણ તે જંગલના હાથી, વાઘ અને ગેંડાં જેવો આઝાદ માનવી છે. તેના મનમાં જંગલની આઝાદીની ખુમારી છે. તે પૈસા ચાહે છે પણ સાહસ અને રોમાંચ એનો ખોરાક છે. કોઈ સત્તા તેને ડરાવી શકે તેમ નથી. જે માણસ મોતને હાથમાં લઈને ફરે છે, જે માણસ વિકરાળ વાઘો વચ્ચે રહે છે, ઝનુની ગેંડા સાથે વસે છે અને હાથીઓના ટોળા વચ્ચે આરામથી સુવે છે તેને હિંદી સેનાના એક અફસર તો શું પણ આખી સેના પણ નહિ ડરાવી શકે.'

'તમારી વાત સાચી હશે, હરબનસિંહ' મેં સમજાવટથી કહ્યું, 'પરંતુ આખરે તો તિમિર માણસ છે. જો હાથી વાઘ અને ગેંડા પણ માણસ પર વિના કારણ હુમલો નથી કરતા તો તિમિર શિકારી મારો શિકાર કરવા શા માટે લલચાય ? મારો શિકાર કરવામાં તેને નથી બહાદુરીની જરૂર, નથી હિંમતની જરૂર; એમાં સાહસ નથી, રોમાંચ નથી, તેને કશો ફાયદો નથી, ઊલટું તે મારી સાથે હળીમળીને કામ કરે તો ફાયદો છે.'

હરબનસિંહને દલીલ ન મળી એક ક્ષણ તે મુંગો રહ્યો એટલે મેં છેવટનો ઘા કર્યો.

'હરબનસિંહ, માણસ ગમે તેટલો દુષ્ટ હોય પણ ક્યાંક છાને ખુણે તેનામાં માનવતા છુપાયેલી હોય છે. આપણે હંમેશાં એ છુપાયેલી, દબાયેલી માનવતાને જગાડવી જોઈએ અને તેનો વિશ્વાસ કરવો જોઈએ. માણસમાં જે કંઈક થોડું ઘણું સારું છે તેનો ભરોસો કરતાં આપણે પડીએ તોપણ તેનો અફસોસ ન હોય.'

'ભલે, પણ હું સાથે આવીશ' હરબનસિંહે નમતું આપ્યું.

'નહિ.' મેં મક્કમતાથી કહ્યું. 'મારી અને તિમિરની વચ્ચે સોદો થવા દો. વચ્ચે કોઈ માણસ ન જોઈએ. તમે સાથે આવશો તેનો અર્થ એ થયો કે હું તિમિરનો અવિશ્વાસ કરું છું. જ્યાં બંને બાજુ અવિશ્વાસ છે ત્યાં સાથે મળીને કામ ન થાય'

'પણ એ લૂંટારો તમારો અવિશ્વાસ કરે છે એનું શું?' હરબનસિંહે પાછી દલીલ શરૂ કરી.

'ખરું છે, તેની સ્થિતિમાં આપણે હોઈએ તો આપણે પણ અવિશ્વાસ કરીએ. પરંતુ તેનો અવિશ્વાસ દૂર કરવા માટે જ મારે તેનો વિશ્વાસ કરવો જોઈએ અવિશ્વાસનું ઓસડ વિશ્વાસ છે અવિશ્વાસનો પ્રતિકાર તમે અવિશ્વાસથી કરો એટલે તેમાંથી ઘર્ષણ જ થવાનું. એટલે જ હું કહું છું કે મારો આ શિકારી મને માર્ગ બતાવશે અને હું તેની સાથે એકલો કોઈ જાતના હથિયાર વિના તિમિરને મળવા જઈશ. મને મારી પદવીનું મિથ્યાભિમાન નથી. આ કંઈ શિકારના શોખની વાત નથી. ગાંડા હાથીને મારી સેંકડો માણસોના જાનમાલનું રક્ષણ કરવાનો સવાલ છે અને એ રક્ષણ મારા જીવના જોખમે કે જીવના ભોગે પણ કરવું એ એક લશ્કરી માણસ તરીકે મારું કર્તવ્ય છે. તિમિર ગાંડા હાથીને નસાડી ગયો છે તે પોતે શિકાર કરવા નહિ પણ મારી પાસેથી શિકારીની કિંમત મેળવવા માટે જ કારણ કે તે પોતે આ જંગલનો રાજા છે. અને મારી પાસેથી શિકારનો કર લીધા વિના મને શિકાર નહિ કરવા દે.'

હરબનસિંહ નિરુત્તર બની ગયો.

[ચાલુ